## માગ્યાં વીના મળેલી સેંકડો સરટીફીકેટો માંહેલી નીચલી થોડીક વાંચો.

ડા૦ આર. નારાયણહાયનગર, ૬-૬૩, સલી વાલ સ્ટ્રીટ, કોઇમ્બેટોરથી લખે છે કે-કામીનીઆ લ દુનીયામાં તેલોનો સરદાર છે એવી સરટીફીકેટ આપ- મને આનંદ થાય છે. એ વરસની વાતપર મારાં ઘરની સ્ત્રી માથામાં ખુજલીથી બહુ પીડાતી હતી. અને ચંદે તેણીના વાળો ઘણે ભાગે ખરી ગયા. તેણીએ કામી- આ તેલ થોડોક વખત વાપર્યું અને વાળની વધ આગળ ફક પાછી થવા લાગી. એનો સોડમ ખરેખર સુગંધી છે ને એના વૈદક ગુણો ગુણકારક છે. મહેરબાની કરી કામી- નીઆ તેલની ત્રણ બાટલીઓ મારે માટે મોકલી આપશો.

સી. યુ. આર. કારવેલો મદદનીશ સરજીયન ટ્રીમ આયલંડ, ભલામણ કરે છે કે-મને કામી- નીઆ તેલ બેશક સારું અને સંતોશકારક માલમ પડયું ખાસ કરીને માથામાં થતા ખોડા પર તે રામબાણ છે. હું મારાં ગ્રાહકોને તે વાપરવાની ભલામણ કરતો રહું છું. મહેરબાની કરી મને કામીનીઆ તેલની ૬ બાટલીઓ વી. પી. થી મોકલવાની કૃપા કરશો.

ગુજરાતી પંચ-કામીનીઆ ઓઇલ આ તેલના ઉપ- યોગથી માલમ પડયું છે કે બજારમાં ઉભરાતા ઘણા તેલ કરતાં આ તેલ ઉત્તમ છે. કેશની વૃદ્ધિ કરવામાં સારૂં, સુવાળા, પ્રકાશમાન કરવામાં માથાપરનો ખોડો નાશ કર- વામાં તથા મગજને શાંત રાખવામાં અદ્ભુત કામ કરે છે.

કયસરે હિંદ-અઠવાડીક પત્ર લખે છે કે કામીનીઆ ઓઇલ વખતના વહેવા સાથ બહુજ જાણીતું થયું છે. ખરી પડતા વાળો માટે, વાળનો કુદરતી રંગ પાછો લાવવા માટે અને માથાંના ખોડાની પીડા મટાડવામાં આ તેલ સોનાના મુલનું થઇ પડયું છે. આ તેલ કેટલાંક અંગ્રેજી તેલોની માફક માથાંને ગરમી આપતું નથી પણ ઠંડક આપે છે જેથી તે વાપરનારને સહેજ પણ જોખમ સમાયલો નથી.

વેંકટેશ્વર સમાચાર મુંબઇ-કામીનીઆ ઓઇ- અમો એમ કહીએ છીએ કે આજકાલ બજારમાં કના સુગંધી તેલો વેચાય છે તેમાં તે ઉત્તમ અને માં લેવા યોગ્ય છે.

વનસ્પતિમિશ્રિત ઉત્તમ વસાણાઓનું બનેલું કામીનીઆ ઓઇલ વાપરો, તેની ઉત્તમ બનાવટ માટે માઇસોરના પ્રદર્શનમાં સોનાનો ચાંદ અને અલાહબાદના પ્રદર્શનમાં સરટીફીકેટસો મેરીટસ મળેલાં છે.

"ગુજરાતી"ની ૩૪ મી ભેટ

# અનંગભદ્રા

અથવા

# વલ્લભીપુરનો વિનાશ!

કર્ત્તા

ઠક્કુર નારાયણ વિસનજી

"जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च"

श्रीमद्भगवद्गीता



"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં

મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું,

સાસૂન બિલ્ડિંગ્સ, સર્કલ, કોટ, મુંબઈ.

વિક્રમાર્ક ૧૯૭૪ ઇ. સ. ૧૯૧૮

મૂલ્ય રૂ. ૩-૮-૦

## "…રાતી"એ આપેલી ભેટો

१ રાસેલાસની કથા.
२ મહારાણીશ્રીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર.
३ હિન્દ અને બ્રિટાનિયા.
४ ગંગા ગોવિન્દસિંહ.
५ સવિતા સુંદરી.
६ ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ).
७ દિલ્હીપર હલ્લો.
८ અઢારમી સદીનું હિન્દુસ્તાન.
९ ઔરંગજેબ અને રાજપૂતો.
१० શાહજાદો ને ભીખારી.
११ હેસ્ટિંગ્સની સોટી.
१२ બાજીરાવ બલ્લાળ (સચિત્ર).
१३ બેગમ સાહેબ.
१४ પાણીપતનું યુદ્ધ.
१५ નૂરજહાન.
१६ રૂપનગરની રાજકુંવરી.
१७ ઈન્દુકુમારી.
१८ પ્લાસીનું યુદ્ધ.
१९ શિવાજીનો વાઘનખ.
२० હળદીઘાટનું યુદ્ધ.
२१ નંદનવનનો નાશ.
२२ પેશ્વાની પડતીનો પ્રસ્તાવ.
२३ ઔરંગજેબનો ઉદય.
२४ પદ્મિની.
२५ કત્લેઆમ.
२६ પુરાતન દિલ્હી (સચિત્ર).
२७ ચુમ્બનમીમાંસા.
२८ ભદ્રકાળી.
२९ જગન્નાથની મૂર્તિ અને ભારતનું ભવિષ્ય.
३० હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો.
३१ ભુજબળથી ભાગ્યપરીક્ષા.
३२ પાટણની પ્રભુતા.
३३ ચાણુક્યનન્દિની; અ. ચન્દ્ર અને સુંદરી.
३४ અનંગભદ્રા અ. વલ્લભીપુરનો વિનાશ!

# ઉપોદ્ઘાત

ઇતિહાસવેત્તાઓએ ગુજરાતના ઇતિહાસને બે વિભાગોમાં વિભક્ત કરેલો છે; તેમાંના પ્રથમ વિભાગને 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ' કહેવામાં આવે છે અને દ્વિતીય વિભાગને 'ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ' એવા નામથી ઓળખવામાં આવે છે. પ્રાચીન સૌરાષ્ટ્ર દેશના ઇતિહાસનો પણ ગુજરાતના ઇતિહાસમાં જ અંતર્ભાવ થતો હોવાથી સૌરાષ્ટ્રના ઇતિહાસને ગુજરાતના ઇતિહાસથી ભિન્ન પાડવામાં આવ્યો નથી. ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં પુરાણમાં વર્ણવાયલા ગુજરાતના પ્રથમ રાજા આનર્ત્તથી આરંભીને અણહિલપુર પાટણના નાશ સુધીના ગુજરાતના ઇતિહાસનો સમાવેશ કરાયલો છે અને ગુજરાતના અર્વાચીન ઇતિહાસમાં અણહિલપુર પાટણના રાજ્યના વિનાશ પછીનો એટલે કે મુસલ્માન, મરેઠા અને અંગ્રેજોની ગુજરાતમાંની રાજસત્તાના ઇતિહાસનો સમાવેશ કરવામાં આવ્યો છે. ઈ૦ સ૦ ની અષ્ટમ શતાબ્દિ પર્યન્તના ગુજરાતના ઇતિહાસને જાણવામાટેનાં પૌરાણિક વાર્ત્તાઓ, દન્તકથાઓ, વિદેશીય યાત્રાળુ અથવા પ્રવાસીઓનાં પ્રવાસવૃત્તો, તામ્રલેખો, શિલાલેખો તથા પ્રાચીન મુદ્રાઓ (સિક્કાઓ) વિના અન્ય કોઈ પણ પ્રકારનાં સાધનો અદ્યાપિ ઉપલબ્ધ થયાં નથી. અર્થાત્ એ સર્વ સાધનોને એકત્ર કરી તેમના આધારે યોગ્ય અનુમાનદ્વારે ઉપર્યુક્ત ઇતિહાસને તારવી કાઢવો, એ કેવા અને કેટલા પરિશ્રમનો વિષય છે, એની કલ્પના કેવળ ઇતિહાસશોધકો જ કરી શકે છે. વસ્તુતઃ એ કાર્ય આટલું બધું શ્રમસાધ્ય તથા કઠિન હોવા છતાં પણ ડૉક્ટર ભાઉ દાજી, પ્રત્નતત્ત્વશોધક પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી, ડૉક્ટર બ્યૂલર, ડૉક્ટર ફ્લીટ્, પ્રોફેસર વિલ્સન્, ડૉક્ટર કૅમ્પબેલ્, ડૉક્ટર બર્જેસ્, મિ૦ પ્રિન્સેપ્, અને મિ૦ જૅક્સન્ આદિ પૌરસ્ત્ય તથા પાશ્ચાત્ય ઇતિહાસશોધક વિદ્વાનોએ અગાધ પરિશ્રમ વેઠીને તથા ભગીરથ પ્રયત્ન કરીને પ્રાચીન ઇતિહાસનાં અનેક સાધનો મેળવ્યાં છે અને તે સાધનોના આધારે ઈ૦ સ૦ ની અષ્ટમ શતાબ્દિથી પૂર્વના ઇતિહાસને જાણવાના માર્ગ આપણામાટે કાંઇક સરળ થઈ શક્યો છે. ઈ૦ સ૦ ની અષ્ટમ શતાબ્દિ પછીના ગુજરાતના ઇતિહાસને જાણવામાટેનાં કેટલાંક ઐતિહાસિક પુસ્તકરૂપ સાધનો છે, પરંતુ એ સર્વ ઐતિહાસિક પુસ્તકો ઈ૦ સ૦ ની અગિયારમી તથા બારમી શતાબ્દિમાં લખાયલાં હોવાથી તેમના સમયથી પૂર્વના ઇતિહાસમાટેનાં તે વિશ્વસનીય સાધન તો ન જ ગણી શકાય. ચાવડા વંશના ગુજરાતના રાજાઓના સમયમાં એક પણ ઐતિહાસિક ગ્રંથ લખાયો હોય, એમ અદ્યાપિ જાણવામાં આવી શક્યું નથી અને સોળંકી વંશની રાજસત્તાના સમયમાં લખાયલા ગ્રંથોમાં ચાવડા વંશનો જે ઇતિહાસ લખવામાં આવ્યો છે, તે કેવળ દંતકથાઓના આધારે જ લખાયલો હોવો જોઇએ, એવું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે. જો કે સોળંકી વંશના અધિકારના કાળમાં કેટલાક ઐતિહાસિક ગ્રન્થો લખાયા હતા, પરંતુ તેમાં સત્ય ઇતિહાસ આપવાને બદલે ગ્રન્થકારોએ પોતાના ધર્મના અથવા તો પોતાના આશ્રયદાતા તથા પોષક રાજાઓના મહિમાને વધારવામાટે બહુ અંશે કેવળ કાલ્પનિક કથાઓ જ આપેલી જોવામાં

આવે છે; એટલે એ ગ્રન્થો વાસ્તવિકતાથી ઐતિહાસિક ગ્રન્થો નહિ, પણ તે સમયના 'રાસ' (કાલ્પનિક કથાઓ) છે, એમ જ માનવું પડે છે. આવી રીતે પ્રાચીન ઇતિહાસને તેના વિશ્વસનીય તથા સંતોષકારક સ્વરૂપમાં મેળવવાનું કાર્ય પરમ દુર્ઘટ હોવા છતાં જસ્ટીન્, સ્ટ્રેબો તથા ટૉલેમી સમાન ગ્રીક લેખકો; ચીના યાત્રાળુ હુએન-સંગ તથા ફા-હિયાનનાં પ્રવાસવૃત્તો; અશોક તથા રુદ્રદામા આદિના શિલાલેખો; ક્ષત્રપ તથા ગુપ્ત વંશના રાજાઓની પ્રાચીન મુદ્રાઓ; વલ્લભી, ગુર્જર, ચાલુક્ય તથા રાષ્ટ્રકૂટ આદિ વંશોના રાજાઓના તામ્રલેખો; મેરુતુંગ, રત્નાદિત્ય તથા હેમાચાર્ય આદિના ગ્રન્થો અને એવાં જ અન્યાન્ય સાધનોના આધારે ગુજરાતના પ્રાચીન ઇતિહાસને તારવી કાઢવામાટેના પ્રયત્નો કરાયલા છે અને તે પ્રયત્નોના પરિણામે 'બોમ્બે ગેઝેટીયર્'માં લખાયલો ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, ઓનરેબ્લ એ. કે. ફાર્બસકૃત 'રાસમાળા'ના પ્રથમ ભાગમાં અપાયલો ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, રા. ગોવિન્દભાઈ હાથીભાઈ દેશાઈ બી. એ., એલ. એલ. બી કૃત 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ' તથા એવાં જ એક કે બે અન્ય પ્રકીર્ણ પુસ્તકો ગુજરાતના પ્રાચીન ઇતિહાસને જાણવાનાં સાધન તરીકે આપણને પ્રાપ્ત થઈ શક્યાં છે અને એ પણ આપણું કાંઈ જેવું તેવું સદ્ભાગ્ય તો ન જ કહેવાય; કારણ કે, 'Something is better than nothing' કિંવા 'अकरणान्मन्दकरणं श्रेयो' એ ન્યાય સર્વત્ર પ્રસિદ્ધ છે.

વલ્લભીવંશના ઉદય તથા અસ્ત તેમ જ વલ્લભીપુરના વૈભવ તથા વિનાશના ઇતિહાસનો સમસ્ત આધાર કેવળ વલ્લભીવંશના રાજાઓના તામ્રપટો તથા દન્તકથાઓ ઉપર જ અવલંબી રહેલો હોવાથી ઉપર્યુક્ત 'રાસમાળા' આદિ ઇતિહાસગ્રન્થોના લેખકોનો પણ તે અશક્યવત્ જણાતી દંતકથાઓને પોતાના ઇતિહાસગ્રંથોમાં અગ્રસ્થાન આપ્યા વિના છૂટકો થઈ શક્યો નથી; તો પછી પ્રસ્તુત ઐતિહાસિક કથામાં તો તે દંતકથાઓ અગ્રસ્થાને આવવી જ જોઇએ; અને તે આવી છે; પરંતુ વલ્લભીપુરના વિનાશવિશે જે એક બીજા સાથે સર્વથા કોઈ પણ પ્રકારનો અંગાંગીય સંબંધ ન ધરાવનારી ભિન્ન ભિન્ન ત્રણ દંતકથાઓ પ્રચલિત છે, તેમાંના કેટલાક અગ્રાહ્ય અંશોનો ત્યાગ કરી કેવળ ગ્રાહ્ય અંશોને સ્વીકારી તેમનો પરસ્પર યોગ્ય સંબંધ જોડી દેવાનો પ્રસ્તુત કથામાં પ્રયત્ન કરવામાં આવ્યો છે; પરંતુ તે પ્રયત્ન કેટલા પ્રમાણમાં સફળ થયો છે એનો નિર્ણય વાંચકોએ જ કરી લેવાનો છે અને તેથી એ વિશે અધિક લખવું ઉચિત નથી. દંતકથાઓમાંના કેટલાક અગ્રાહ્ય અંશોને ત્યાગવા છતાં પણ વૈશ્યજાતિકલંક કંગાલ કાકૂના ધનાઢ્ય થવાની અદ્ભુત કથાને, વલ્લભીપુરને એક અવધૂતે આપેલા અભિશાપની અદ્ભુત કથાને તેમજ વલ્લભીવંશના રાજાઓના સહાયક સૂર્યનારાયણના અશ્વની અદ્ભુત કથાને તો પ્રસ્તુત કથાગ્રન્થમાં સ્થાન આપવું જ પડ્યું છે અને તેથી પ્રસ્તુત ઐતિહાસિક કથાને જેને અંગ્રેજીમાં 'Historical Romance' ('ઐતિહાસિક અદ્ભુત કથા') કહેવામાં આવે છે, તે 'ઐતિહાસિક અદ્ભુત કથા'નું સ્વરૂપ કેટલેક અંશે પ્રાપ્ત થયેલું છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી; પરંતુ એથી એમાંનાં ઐતિહાસિક સત્ય તત્ત્વોની મહત્તાનો લોપ થતો નથી, પણ અહીં અવશ્ય ધ્યાનમાં રાખી લેવાનું છે.

વલ્લભીપુરનો વિનાશ કાકૂ નામક એક વૈશ્યના કપટતંત્રના પરિણામે કોઈ વિદેશીય અને વિધર્મીય જાતિના લોકોના હસ્તથી થયો હતો, એ કથાને તો સર્વ ઇતિહાસવેત્તાઓ તથા ઇતિહાસલેખકો એકવાક્યતાથી માન્ય રાખે છે, એટલે એ વિશે કોઇનો કશો પણ મતભેદ નથી; પરંતુ કાકૂ વલ્લભીપુરના વિનાશમાટે જે વિદેશીય તથા વિધર્મીય જાતિના લોકોને લઈ આવ્યો હતો, તે લોકો કયા દેશના, કયા ધર્મના તથા કઈ જાતિના હતા, એ વિશે ઇતિહાસજ્ઞોમાં કેટલોક મતભેદ જોવામાં આવે છે. 'રાજસ્થાન'ના કર્તા ટૉડ્ સાહેબ એમ ધારે છે કે, વલ્લભીપર જે મ્લેચ્છોએ આક્રમણ કર્યું હતું, તેઓ સિથિયન્ લોકો હતા; મિસ્ટર્ વાથન્ કહે છે કે, તેઓ 'ઍકટ્રો ઇન્ડિયન્' જાતિના લોકો હતા; કારણ કે, તેમની મુદ્રાઓ (સિક્કા) સારાષ્ટ્રમાંથી બહુ મળી આવી છે; અને મિસ્ટર એલ્ફિન્સ્ટન્ સાહેબનું એવું અનુમાન છે કે, તેઓ મહાન્ નૌશીરવાન્ નામક ઇરાનના બાદશાહના ઇરાની સૈનિકો જ હોવા જોઇએ. પરંતુ અલ્બિરુની નામક ઇ. સ. ૯૭૩ થી ૧૦૩૦ સુધીના કાળમાં થઈ ગયેલા મુસલમાન્ ઇતિહાસલેખકે હિન્દુસ્તાનનો જે ઇતિહાસ લખ્યો છે, તેમાં તેણે એમ જણાવેલું છે કે: વલ્લભીપુરના વિનાશમાટે રંક કાકૂ જે મ્લેચ્છોની સેનાને સૌરાષ્ટ્રમાં લઈ આવ્યો હતો, તે સેના સિંધુદેશની તે સમયની રાજધાની અલ્મન્સૂરના હાકિમ અમરુબિન્ જમાલની હતી અને તે પોતાના સૈન્ય સહિત સમુદ્રના માર્ગે સૌરાષ્ટ્રમાં આવ્યો હતો. પ્રથમ યુદ્ધમાં અલ્મન્સૂરના હાકિમનો પરાજય થયો અને તેથી નિશાના સમયમાં વલ્લભીનગરમાં પ્રવેશ કરીને અરબોએ તે નગરનો નાશ કર્યો હતો, એમ પણ અલ્બિરુનીએ સ્પષ્ટ શબ્દોમાં ઉલ્લેખ કરેલો છે અને ભારતવર્ષની તે સમયની પરિસ્થિતિનો વિચાર કરતાં અલ્બિરુનીનું એ વિધાન વિશેષ વિશ્વસનીય ભાસવાથી પ્રસ્તુત કથામાં અલ્બિરુનીના એ વિધાનને જ સ્વીકારવામાં આવ્યું છે; કારણ કે, અલ્મન્સૂર નગરની સિંધુદેશમાં ઇ. સ. ૭૫૦ ની લગભગમાં સ્થાપના થઈ હતી અને વલ્લભીપુરનો વિનાશ ઇ. સ. ૭૬૫ કે ૭૬૬ ની લગભગમાં થયો હતો, એટલે વલ્લભીપુરના વૈભવને અરબો સારી રીતે જાણતા હોવાથી કાકૂના આવાહનને માન આપીને જો તેઓ ધનની અનિવાર્ય લાલસાને તૃપ્ત કરવામાટે વલ્લભીપુરપર ચઢી આવ્યા હોય, તો તેમ થવું સર્વથા સ્વાભાવિક જ હતું. અસ્તુ: આવી રીતે વલ્લભીપુરના વિનાશકોના દેશ તથા જાતિના સંબંધમાં કેટલોક મતભેદ હોવા છતાં તેઓ વિદેશીય તથા વિધર્મીય મ્લેચ્છ લોકો હતા એ વિશે તો બહુધા સર્વ ઇતિહાસવેત્તાઓની એકવાકયતા જ છે; છતાં સ્વ. રા. સા. મહીપતરામ રૂપરામ સી. આઇ. ઇ. એ સત્ય, અટકળ અને કલ્પનામિશ્રિત 'વનરાજ ચાવડો' નામક પોતાની લખેલી નવલકથાના પ્રારંભના ત્રિખંડાત્મક પ્રથમ પ્રકરણમાં વલ્લભીપુરના વિનાશનો જે વૃત્તાન્ત આપ્યો છે, તેમાં વલ્લભીપુરનો વિનાશ પંજાબ દેશના નિવાસી ગુર્જરોના હસ્તથી થયો હતો, એમ શા આધારે અને કયા ઐતિહાસિક પ્રમાણથી દર્શાવ્યું છે, તે સમજી શકાતું નથી; કારણ કે, તે ગુર્જરો વિધર્મીય નહોતા, કિન્તુ આર્યધર્મીય જ હતા એટલે તેઓ વલ્લભીપુરનો, તેમની સૌરાષ્ટ્ર ભૂમિમાં સ્થાયિવાસ કરીને રહેવાની ઇચ્છા છતાં, આટલી સીમા પર્યન્ત વિનાશ કરે, એ કદાપિ માની શકાય જ નહિ. સત્ય વાર્તા

તો એ છે કે, વલ્લભીવંશનો સંસ્થાપક આદિપુરુષ સેનાપતિ ભટ્ટારક પોતે જ ગુર્જર જાતિનો ક્ષત્રિય હતો અને તેના અંતિમ વંશજ શીલાદિત્યનો આરબો સાથેના યુદ્ધમાં અંત થયા પછી ગુજરાતમાં કેટલાક કાળના અંતરે ચાવડાવંશની રાજસત્તાનો પાયો રોપાયો હતો.

સ્વ. રા. સા. મહીપતરામે એ નવલકથામાં વલ્લભીપુરના ધર્મશીલ, રણશૂર અને મહાપ્રતાપી રાજા સત્તમ શીલાદિત્યને એક વ્યસનાધીન, કાપુરુષ, વિષયલંપટ, રણભીરુ અને સર્વ પ્રકારે અયોગ્યતાના ભંડારરૂપ ચિત્રવામાં તો પ્રમાદનો અવધિ જ કર્યો છે અને તે રાજાના હુજૂરીઓમાં આરબો, પઠાણો તથા મકરાણીઓ હોવાનું બતાવીને તેમણે પોતાના ઇતિહાસવિષયક અજ્ઞાનનું સંપૂર્ણ પ્રદર્શન કરાવ્યું છે, એ મહા ખેદનો વિષય છે. સ્વ. રા. સા. મહીપતરામે વલ્લભીપુરના અંતિમ રાજાનું આલેખેલું શાબ્દિક ચિત્ર ખરી રીતે રાજા સત્તમ શીલાદિત્યનું નહિ, પણ વર્ત્તમાન કાળના કોઈ અફીણી, કર્ત્તવ્યશૂન્ય, કાયર અને નિરક્ષર જાગીરદાર ગરાશિયા અથવા તો કહેવાતા નવાબનું જ આબેહૂબ શાબ્દિક ચિત્ર છે, એમ તત્કાળ જણાઈ આવે છે. આમ કરવામાં કદાચિત્ વર્ત્તમાન કાળના કેટલાક રાજ્યકર્ત્તાઓની અધમતાને દર્શાવવાનો તેમનો ઉદ્દેશ હોય, તોપણ એ ઉદ્દેશમાટે એક આદર્શ ભૂપાલને આવા કાલ્પનિક અધમ સ્વરૂપમાં વાંચકો સમક્ષ રજૂ કરીને આપણા પ્રાચીન ગૌરવને જાણી જોઇને ઝાંખ લગાડવાનો પ્રયત્ન કોઈ પણ પ્રકારે સ્તુત્ય તથા પ્રશંસનીય તો ન જ ગણી શકાય. તેમના સુપુત્ર રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ એક વિચારશીલ સાક્ષર છે અને તેથી જો તેઓ 'વનરાજ ચાવડો' નામક પોતાના પિતાશ્રીની લખેલી નવલકથામાંના એટલા ભાગનું નવીન આવૃત્તિમાં યોગ્ય પરિવર્ત્તન કરી નાખશે, તો ગુર્જર પ્રજાપર તેમનો મોટો ઉપકાર થશે. એ ઉપરાંત અમદાવાદમાં ઇ૦ સ૦ ૧૯૧૪ માં છપાઇને બહાર પડેલી 'મહારાણા બાપારાવ' નામક ઐતિહાસિક નવલકથાના પ્રારંભનાં કેટલાંક પ્રકરણોમાં વલ્લભીપુરના ઇતિહાસની કેટલીક ઘટનાઓ વર્ણવવામાં આવી છે, પરંતુ તેમાં પરસ્પર એટલી બધી અસંબદ્ધતા તથા વિશ્રૃંખલતા છે કે લેખક શું લખવા લાગે છે, એ જ સમજી શકાતું નથી; માત્ર એટલું જ નહિ, પણ તેમાં કાકૂ 'વળી રાજા શીલાદિત્યને શૈવ ધર્મ તજાવી બૌદ્ધ ધર્મ અંગીકાર કરાવ્યાથી બુદ્ધધર્મનો પણ સ્તંભ થઈ પડ્યો હતો; તથા 'તેમની આગળ બે શ્વેતામ્બરી બૌદ્ધ ધર્માધ્યક્ષો ઊભા હતા' ઈત્યાદિ વિધાનો કરેલાં છે, એથી સ્પષ્ટ કલ્પના કરી શકાય છે કે, એ નવલકથાના લેખકનું ઇતિહાસવિષયક જ્ઞાન કેટલી સીમા પર્યન્ત પહોંચેલું છે. જે લેખકને રાજા શીલાદિત્ય બૌદ્ધ હતો કે માહેશ્વર હતો અને શ્વેતામ્બર નામક એક ધર્મશાખા મૂળ જૈન ધર્મની છે કે બૌદ્ધધર્મની છે, એટલા સાધારણ વિષયનું, જૈનધર્મીયોના મધ્યમાં વસવા છતાં પણ, જ્ઞાન ન હોય, તો પછી આપણે તેમની પાસેથી વિશેષ ઐતિહાસિક સત્યને જાણવાની આશા તો ક્યાંથી જ રાખી શકીએ વારુ ? જુઓ પૃષ્ઠ ૨૦ મું તથા ૪૧ મું. એ પુસ્તકમાં આવા તો બીજા એટલા બધા દોષો છે કે, જો તે વિસ્તારથી દર્શાવવામાં આવે, તો લગભગ તેના વિવેચનનું એક સાધારણ પુસ્તક જ થઈ જાય. આવી ઐતિહાસિક નવલકથાઓ ન લખવામાં અને છપાવીને ન પ્રસિદ્ધ કરવામાં જ તેમના લેખક તથા પ્રકાશકની શોભા છે, એ નિર્વિવાદ છે.

રાજા **શીલાદિત્ય પરમ માહેશ્વર** એટલે કે **શૈવધર્મીય** જ હતો, એ વિશેનાં અનેક **પ્રમાણો** મળી આવ્યાં છે અને તેથી પ્રસ્તુત કથામાં **શીલાદિત્યને શૈવ-ધર્મીય** તરીકે જ સ્વીકારવામાં આવ્યો છે તેમજ **કાકૂને બૌદ્ધધર્મીય** તરીકે સ્વીકારેલો છે. કેટલાક લોકો **કાકૂને જૈન** માને છે; પરંતુ **જૈનધર્મીયોના** લખેલા કેટલાક ગ્રન્થોમાં **કાકૂના આચારવિચારની** મુક્ત કંઠે નિન્દા કરેલી હોવાથી તે **જૈન** હોય, એમ સંભવતું નથી; કારણ કે, **જૈન** ગ્રન્થકારોએ પોતાના ધર્મબંધુની નિન્દા કરી હોય, એમ અદ્યાપિ જોવા કિંવા જાણવામાં આવી શક્યું નથી. અસ્તુ: **વલ્લભીપુરના** વિનાશનો અને **ભારતગગનમાં ભગવાન્ શંકરાચાર્યરૂપ સ્માર્ત્ત-ધર્મોદ્ધારક ભાસ્કરના ઉદયનો** કાળ એક જ હોવાથી **ભારતવર્ષની** તાત્કાલિક ધાર્મિક, સામાજિક તથા રાજકીય પરિસ્થિતિ કેવા પ્રકારની હતી અને ભગવાન્ **શંકરાચાર્યના હસ્તે** તે સમયના ભ્રષ્ટધર્મના સ્વરૂપમાં પરિણત થયેલા **બૌદ્ધ-ધર્મના** હ્રાસનો આરંભ કેવી રીતે થયો હતો, એ ઘટનાને દર્શાવવામાટે શ્રી **શંકરાચાર્ય સ્વામીના સ્માર્ત્તધર્મને** વિસ્તારવાના કાર્યક્રમનો પણ કેટલેક અંશે પ્રસ્તુત કથામાં સમાવેશ કરવામાં આવ્યો છે અને તેથી તે સમયની **ભારતવર્ષની** ધાર્મિક, સામાજિક તથા રાજકીય પરિસ્થિતિનું સ્વરૂપ કેવું હતું, એ પણ કેટલેક અંશે વાંચકોના જાણવામાં આવી શકશે.

પ્રસ્તુત ઐતિહાસિક કથા લખતી વેળાએ નિમ્ન લિખિત ઇતિહાસગ્રન્થોનો આધાર લેવામાં આવ્યો છે:—

૧ **ડૉ.** કેમ્પબેલ્‌કૃત **'હિસ્ટરી ઑફ્ ગુજરાત'** (અંગ્રેજી)

૨ **ઑ. એ. કે.** ફૉર્બસ્‌કૃત **'રાસમાળા'** (અંગ્રેજી અને તેનું ગુજરાતી ભાષાંતર)

૩ **રા.** ગોવિન્દભાઈ હાથીભાઈ દેસાઇકૃત **'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ'** (ગુજરાતી)

૪ **ડૉ. એડ્વર્ડ સી.** સાચાઉકૃત **'અલ્બિરૂનીસ ઈંડિયા'** (બે ભાગ, અંગ્રેજી)

૫ **કર્નલ્ જેમ્સ્ ટૉડ્**કૃત **'રાજસ્થાન'** (બે ભાગ, અંગ્રેજી)

૬ **મેરુતુંગાચાર્ય**કૃત **'પ્રબંધ ચિંતામણિ'** (ગુજરાતી અનુવાદ)

૭ **વાસુદેવ ગોવિન્દ આપટે** બી. એ. કૃત **'બૌદ્ધપર્વ અથવા બૌદ્ધ-ધર્માચા સાદ્યંત ઇતિહાસ'** (મરાઠી)

૮ **રાખાલદાસ બંધોપાધ્યાય** કૃત **'પ્રાચીન મુદ્રા'** (પ્રથમ ભાગ, બંગાલી)

૯ **સત્યેન્દ્રનાથ ટાગોર**કૃત **'બૌદ્ધધર્મ'** (બંગાલી)

૧૦ **એચ્. વિલ્બર્ફોર્સ બેલ**કૃત **'હિસ્ટરી ઑફ્ કાઠિયાવાડ'** (અંગ્રેજી)

૧૧ **એચ્. એચ્. વિલ્સન્** કૃત **'હિન્દુ રિલીજન્સ્'** (અંગ્રેજી)

૧૨ **આનંદગિરિ**કૃત **'શંકર દિગ્વિજય'** (સંસ્કૃત)

૧૩ **'ધિ ઇન્ડિયન્ એન્ટીકવેરી'** નામક માસિકમાંનો **'ઇન્ડિયા ઇન્ ધિ સેવન્થ્ સેન્ચરી'** શીર્ષક અંગ્રેજી લેખ.

'**ઇન્ડિયા ઇન્ ધિ સેવન્થ્ સેન્ચરી**' શીર્ષક લેખ '**ધિ ઇન્ડિયન્ એન્ટિક્વેરી**'ના જે અંકમાં પ્રકટ થયો હતો, તે અંક મને મારા વિદ્વાન્ મિત્ર અને 'ગુજરાત વર્નાક્યુલર્ સોસાયટી'ના ઍસિસ્ટંટ્ સેક્રેટરી રા. **હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી. એ.** પાસેથી પ્રાપ્ત થયો હતો અને તે લેખ પ્રસ્તુત કથા લખવામાં બહુ જ ઉપયોગી થવાથી હું મારા એ વિદ્વાન્ મિત્રનો આ સ્થળે જો અંતઃકરણપૂર્વક આભાર માનું, તો તે સ્વાભાવિક જ છે. એ ડેમી આઠ પેજી સાઇજ઼ના ૨૯ પાનાંના લેખમાં તેના લેખકે જો કે કેટલાક પ્રમાદો તો કર્યા છે; (જેમ કે, 'અઢાઈ દિનકા ઝોપડા' **અજમેરમાં** હોવા છતાં તેમણે **વલ્લભીમાં** તેને લાવી મૂક્યું છે;) છતાં **વલ્લભીપુરના વૈભવ** તથા **વિનાશનું** તેમાં એવું તો સુંદર ચિત્ર આલેખ્યું છે કે, તે અવશ્ય આપણને મુગ્ધ કરી નાખે છે. એ જ પ્રમાણે ઉપર્યુક્ત જે અન્ય ગ્રન્થોની આ કથા લખતી વેળાએ સહાયતા લેવામાં આવી છે, તે સર્વ ગ્રન્થોના સ્વર્ગીય તથા વર્ત્તમાન કર્ત્તાઓપ્રતિ આભારની લાગણી દર્શાવવી, એ મારું પ્રથમ કર્ત્તવ્ય છે.

મારી અત્યાર સુધીમાં પ્રકટ થયેલી અન્યાન્ય ઐતિહાસિક નવલકથાઓ પ્રમાણે 'ગુજરાત'ના ઇતિહાસમાંથી લખાયલી પ્રસ્તુત ઐતિહાસિક કથા પણ જો ગુર્જર વાંચકોના આદરને પાત્ર થશે, તો 'ગુજરાત'ના ઇતિહાસમાંથી અન્ય પણ કેટલીક ઐતિહાસિક નવલકથાઓ લખવાનો મારો મનોરથ છે, પરંતુ તે મનોરથની સિદ્ધિનો આધાર કેવળ પરમાત્માની કૃપાદૃષ્ટિપર જ અવલંબેલો હોવાથી અત્યારે તો પરમાત્માની કૃપાદૃષ્ટિની યાચના કરી હું અહીં જ વિરમીશ.

સુદામાપુરી (પોરબંદર)
વિક્રમાર્ક ૧૯૭૪, કાર્તિક, શુદ્ધ
પ્રતિપદા, (નૂતન વર્ષનો મંગળમય
પ્રભાત), ગુરુવાર તા૦ ૧૫ મી
નવેમ્બર ૧૯૧૭

ઠક્કુર નારાયણ



# અનુક્રમણિકા

## પ્રથમ ખણ્ડ–ભૂમિકા



## દ્વિતીય ખણ્ડ–વલ્લભીપુરનો વૈભવ



## તૃતીય ખણ્ડ–વલ્લભીપુરનો વિનાશ

# અનંગભદ્રા

અથવા

# વલ્લભીપુરનો વિનાશ !

## પ્રથમ ખણ્ડ-ભૂમિકા

## પ્રકરણ ૧ લું

### સંસાર અસાર !

આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાનો સમય વલ્લભી સંવત્ ૪૪૨ અને ઇસ્વી સન્ ૭૬૧ નો એટલે કે વલ્લભી પંચમ શતાબ્દિ તથા ઇસ્વીસનની અષ્ટમ શતાબ્દિનો છે.

ગ્રીષ્મ ઋતુ વર્ત્તમાન હતો અને વૈશાખ માસના પ્રચંડ સૂર્યનારાયણનો પ્રખર તાપ વલ્લભીપુરના નિવાસીઓને અત્યંત ઉત્તાપજનક થવાથી તે તાપના નિવારણમાટે અનેક જનો નગરના બાહ્ય ભાગમાં આવેલાં વાપી, સરોવર તથા પુષ્કરિણી આદિ જળાશયોમાં સ્નાન કરતા વિશ્વમાં પોતાના સુધાંશુની વૃષ્ટિવડે શીતલતાને પ્રસારનાર નિશાનાથ ચન્દ્રમાની અત્યંત આતુરતાથી પ્રતીક્ષા કરી રહ્યા હતા. પરંતુ અદ્યાપિ સૂર્યનારાયણના અસ્તાચલગામી થવામાં અર્ધ પ્રહર જેટલા સમયની અપેક્ષા હતી. સમય પોતાનું કાર્ય કરવા લાગ્યો અને ધીમે ધીમે નભોમંડળમાં સંધ્યાના આગમનનો રંગ દૃષ્ટિગોચર થયો. સ્નાનમગ્ન જનો જળાશયોને ત્યાગીને નગરમાંનાં પોતપોતાનાં ગૃહો પ્રતિ જવાની તૈયારી કરવા લાગ્યા અને અલ્પકાળમાં જ જે જળાશયો લોકારણ્યસમાન દેખાતાં હતાં, તે જ જળાશયો સર્વથા જનશૂન્ય કિંવા નિર્જન સ્થાનના સ્વરૂપમાં ફેરવાઇ ગયાં. માત્ર એક સરોવરમાં એક જ પુરુષ અદ્યાપિ સ્નાનના કાર્યમાં નિમગ્ન થયેલો હતો અને તેનાં વિશાલ ભાલ, તેજસ્વિની મુખમુદ્રા, લંબ જટા તથા કૌપીન આદિ ચિન્હોથી તે અવશ્ય કોઈ સંસારત્યાગી મહાત્મા, યોગીશ્વર અથવા તો સિદ્ધ પુરુષ હોવો જોઇએ, એવી તત્કાળ કલ્પના કરી શકાતી હતી.

તે યોગી પુરુષ આવીરીતે પોતાના સ્નાનના કાર્યમાં નિમગ્ન હતો એટલામાં એક અન્ય પુરુષ ત્યાં આવી લાગ્યો. એ નવીન આગંતુક પુરુષ આકાર તથા પ્રકાર આદિમાં તે યોગી પુરુષથી સર્વથા ભિન્ન કિંવા વિરુદ્ધ જાતિનો હતો. તેના શરીરમાં રક્ત તથા માંસની અતિશય ન્યૂનતા હોવાથી તેનાં અસ્થિઓ એટલાં બધાં બહાર નીકળી આવ્યાં હતાં કે જો કોઇની તેનાં તે હાડકાંને ગણવાની ઇચ્છા થાય, તો તે ઇચ્છા તત્કાળ પૂરી થઈ શકે; તેનાં ડાચાં બેસી ગયાં હતાં અને પેટ પાતાળમાં ઊતરી ગયું હતું. એક તો તેના શરીરનો રંગ અતિશય શ્યામ હતો જ અને

તેમાં વળી એક મહિનાની હજામત વધી ગયેલી હોવાથી જોનારને તેનું મુખમંડળ અવશ્ય ઘૃણાકારક જ જણાતું હતું. તેનું વય ખરી રીતે ઓગણત્રીસથી ત્રીસ વર્ષનું હોવા છતાં દારિદ્ર્ય તથા દુઃખ આદિ કારણોથી ચાળીસથી પણ વધારે વર્ષનું દેખાતું હતું. તેના શરીરપર પંદર થીગડાંવાળી એક પોતડી, અઢાર થીગડાંવાળું કમ્મર સુધીનું કેડિયું અને ફાટીને ફેદા થઈ ગયેલી પાઘડી એ ત્રણ વસ્ત્રો ઉપરાંત ચોથું વસ્ત્ર જોવામાં આવતું નહોતું. તે પ્રસ્વેદથી એવો તો રેજભેજ થઈ ગયો હતો કે પ્રથમ દૃષ્ટિથી જોતાં જાણે તે કોઈ બીજા જળાશયમાંથી સ્નાન કરીને જ આવ્યો હોયની! એવો જ જોનારને ભાસ થતો હતો. અર્થાત્ તેના આવા આકાર પ્રકારને જોતાં અવશ્ય તે કોઈ કંગાલ મનુષ્ય હોવો જોઇએ, એવું તત્કાળ અનુમાન કરી શકાતું હતું.

તે કંગાલ મનુષ્ય જળાશયના તીર પ્રાંતમાં આવ્યો તો ખરો, પરંતુ ત્યાં એક અન્ય મનુષ્યને સ્નાન કરતો જોઇને તરત ત્યાંથી ચાલ્યા જવાની ચેષ્ટા કરવા લાગ્યો. તેને પાછો ફરતો જોઇને તે યોગી પુરુષના મનમાં તેના વિશે કાંઇક દયા આવવાથી તેણે તેને સંબોધીને કહ્યું કે; "વત્સ! ચાલ્યો કેમ જાય છે? શું તું અહીં કોઈ પણ પ્રકારના કારણ વિના જ આવ્યો હતો? કારણ વિના કાર્યનો સંભવ હોતો જ નથી. મારી ધારણા છે કે, તું સ્નાનથી તારા દેહને નિર્મળ કરવામાટે જ અહીં આવ્યો છે અને જ્યારે એમ જ છે, તો સ્નાન કર્યા વિના જ અહીંથી ચાલ્યા જવું, એ સારું નથી. શું આ જળાશયનું જળ તને સ્નાનવિધિમાટે યોગ્ય નથી જણાતું?"

તે કંગાલ પુરુષે આવા અનુકંપાદર્શક તથા પ્રેમમય શબ્દો તેના જીવનકાળમાં કદાપિ સાંભળ્યા ન હોતા અને તેથી તેના મનમાં તે યોગી પુરુષ વિશે ઉત્તમ ભાવ થવાથી તે ઊભો રહી ગયો અને તે મહાત્માને ઉદ્દેશીને નમ્રતાથી કહેવા લાગ્યો કે; "મહાત્મન્! આપની ભવ્ય આકૃતિ તથા અનુકંપાદર્શિની પ્રેમમયી વાણીથી આપ કોઇ મહાત્મા પુરુષ હો એમ પ્રત્યક્ષ જણાઈ આવે છે. હું અહીં સ્નાન કરવામાટે જ આવ્યો હતો, એ આપની ધારણા સત્ય છે; પરંતુ આપને જોઇને હું અહીંથી ચાલ્યા જવાની ચેષ્ટા કરવા લાગ્યો તેનું કારણ એ છે કે, હું એક અત્યંત કંગાલ અને દરિદ્ર મનુષ્ય હોવાથી મારી પાસે મારી લજ્જાને જાળવવામાટે આ છિન્નવિચ્છિન્ન થઈ ગયેલાં ત્રણ વસ્ત્રો ઉપરાંત ચોથું વસ્ત્ર ન હોવાથી નિત્ય અહીં સંધ્યાકાળ થતાં જ્યારે સર્વ લોકો અહીંથી ચાલ્યા જાય છે ત્યારે જ આવું છું અને વસ્ત્રવિહીન અવસ્થામાં સ્નાન કરી પાછાં આ વસ્ત્રો જ ધારી લઇને અહીંથી નિકટમાં જ આવેલી મારી પર્ણકુટીમાં ચાલ્યો જાઉં છું; વસ્તુસ્થિતિ આવી હોવાથી જ્યારે પણ કોઇ અન્ય મનુષ્ય અહીં હોય છે, ત્યારે તેના દેખતાં નિર્લજ્જ દશામાં મારાથી સ્નાન કરી શકાતું નથી."

"વત્સ, તારું નામ શું છે વારુ?" તે યોગીશ્વરે પૂછ્યું.

"મારું નામ તો કાકૂ છે; પરંતુ હું અત્યંત કંગાલ અને કપર્દિકા વિનાનો યઃકશ્ચિત્ મનુષ્ય હોવાથી આ વલ્લભીપુરના લોકો મને રંક અથવા રાંકના ઉપનામથી નિરંતર બોલાવ્યા કરે છે અને તેથી એ જ હવે મારું સત્ય નામ થઈ ગયું છે." તે કંગાલ પુરુષે ઉત્તર આપ્યું.

મહાત્માએ સ્નાનના કાર્યની સમાપ્તિ કરેલી હોવાથી તે જળાશયમાંથી નીકળીને તીરપ્રાંતમાં આવ્યો અને ત્યાં કૌપીન બદલીને કાષાય વસ્ત્રને ધારતો રંકને ઉદ્દેશીને પૂછવા લાગ્યો કે: "પ્રિય વત્સ, તું આ વલ્લભીપુર કિંવા આ સૌરાષ્ટ્ર ભૂમિનો જ નિવાસી છે કે કોઇ અન્ય દેશમાંથી આ દેશમાં કેવળ ઉદરપોષણના ઉદ્દેશથી જ આવેલો છે ?"

એના ઉત્તરમાં કંગાલ કાકૂ કહેવા લાગ્યો કે:–"હું મારવાડમાંના પાલી નગરનો નિવાસી છું, મારો જન્મ વૈશ્યજાતિમાં થયો છે અને આ દેશમાં હું કેવળ ઉદરપોષણના ઉદ્દેશથી જ આવ્યો છું. મારી જન્મભૂમિમાં કોઇ પણ પ્રકારે મારા ભાગ્યનો ઉદય ન થવાથી કદાચિત્ પરદેશમાં મારા ભાગ્યનો ઉદય થશે, એવી આશાને હૃદયમાં ધારીને આજથી બે વર્ષ પૂર્વે હું અહીં આવ્યો હતો, પરંતુ વિધાતાએ મારા ભાગ્યોદયનો લેખ લખેલો જ ન હોવાથી અહીં પણ મારા ભાગ્યનો ઉદય થઈ શક્યો નથી અને તેથી હવે મારી સર્વ આશાઓ નિરાશાના સ્વરૂપમાં બદલાતી જાય છે; હવે મને આ સારરૂપ **સંસાર અસાર** દેખાય છે ! મારો અવતાર કોઇ કાળે પણ સુધરવાનો નથી; આ કંગાલ કાકૂ આ અવતારમાં તો રંક મટીને રાજા થવાનો નથી !"

"કાકૂ, હૃદયમાં આટલી સીમા પર્યન્ત નિરાશાને સ્થાન આપવામાં તારો ભયંકર પ્રમાદ થાય છે; કારણ કે, વિચારશક્તિ એક એવી તો પ્રબળશક્તિ છે કે, જેવા પ્રકારના આપણા વિચારો હોય છે, તેવા જ પ્રકારની આપણી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ જાય છે. સ્વર્ગવિષયક વિચારોથી આ સંસાર સ્વર્ગના સ્વરૂપમાં પરિણત થાય છે અને નરકના વિચારોમાં નિમગ્ન રહેવાથી આ સ્વર્ગરૂપ સંસાર નરકના સ્વરૂપમાં જ દૃષ્ટિગોચર થવા માંડે છે. વૈભવના વિચારો અવશ્ય વૈભવને ખેંચી લાવે છે અને દરિદ્રતાના વિચારો કેવળ દરિદ્રતાના પરિણામને જ લાવી બતાવે છે. તને આજથી મારો એ જ ઉપદેશ છે કે, નિરાશાવાદી મટી જા અને સંપૂર્ણ આશાવાદી થા ! તારો સંસાર અસાર થયો છે, તે કેવળ તારા આત્મબળની ન્યૂનતા અને તારા નિરાશાવાદનું જ પરિણામ છે; અને આશાવાદનું આ સંસારને સસાર બનાવવાનું કામ છે !!" આ પ્રમાણેનો યોગ્ય ઉપદેશ આપીને તે મહાત્માએ પોતાની ઝોળીમાંથી એક વસ્ત્ર કાઢયું અને તે કાકૂને આપીને કહ્યું કે–"સંધ્યાનો સમય થઈ ચૂક્યો છે અને થોડી વારમાં જ નિશાનું આગમન થવા માંડશે, માટે સત્વર સ્નાન કરીને આ વસ્ત્રને ધારી તારા જીર્ણ તથા મલિન વસ્ત્રને ત્યાગી દે અને મને તારી પર્ણકુટીમાં લઈ જા; હું આજની નિશા ત્યાંજ વીતાડીશ અને તારા ભાગ્યોદયનો આજથીજ આરંભ થઈ જાય, એવો યોગ્ય પ્રયત્ન તારામાટે કરીશ; કારણ કે, તારા ભાગ્યમાં પ્રતિકુબેર થવાનો લેખ લખાયલો છે, એમ મારી મનોદેવતા મને વારંવાર કહ્યા કરે છે !"

કાકૂના અંત:કરણમાં મહાત્માના એ ઉત્સાહવર્ધક વચનોથી તત્કાળ કિંચિત્ આશાનો સંચાર થયો અને તેણે સ્નાનના કાર્યની સમાપ્તિ કરી દીધી; પરંતુ પુન: તીરપ્રાંતમાં આવતાં જ 'उत्पद्यंते विलीयंते दरिद्राणां मनोरथाः' એ નિયમ અનુસાર તેના મનમાં નિરાશાનો અધિકાર થવા લાગ્યો અને તેથી તેણે તે યોગી પુરુષને ઉદ્દેશીને કહ્યું કે:–"મહાત્મન્ ! હું મારા હૃદયમાં આશાને ધારવાની અતિશય ચેષ્ટા

કરું છું, છતાં મારી અત્યંત પ્રબળા નિરાશા તે આશાને ત્યાં આવવા દેતી જ નથી. મારા સહોદર ભ્રાતાનો વિપુલ ધનભંડાર હોવા છતાં તેમાંથી જ જ્યારે એક કપર્દિકા મને મળી ન શકી, ત્યારે હવે કોઈ પરકીય જનની કૃપાથી મારા દારિદ્રયનું દમન થશે, એવી વ્યર્થ આશાને મારું હૃદય કેમ કરીને ધારણ કરી શકે વારુ?"

"ત્યારે તારો કોઈ સહોદર ભ્રાતા પણ છે ખરો કે?" તેના આ ઉદ્‌ગારોનું શ્રવણ કરીને મહાત્માએ પૂછ્યું.

"હા, મારાથી નાનો મારો એક સહોદર ભ્રાતા છે અને તે આજે વાલી નગરનો એક લક્ષાધીશ તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થ મનાય છે. મેં તેની પાસેથી વ્યાપારમાટે નાણાંની થોડીક રકમ અનેકવાર માગી, પરંતુ મારી પ્રાર્થનાને તેણે ધ્યાનમાં ન લીધી તે ન જ લીધી. માત્ર તેણે જે ઉદારતા બતાવી હતી તે એટલી જ કે બીજા સાધારણ સેવકો કિંવા અનુચરો પ્રમાણે મને પણ તેણે પોતાની સેવામાં રાખ્યો હતો અને તેથી મને તથા મારી પત્ની અને પુત્રીને લૂખો સૂકો જાર બાજરાનો રોટલો મળ્યા કરતો હતો. એકવાર બનાવ એવો બન્યો કે, ચોમાસાની એક રાતે હું ગાઢ નિદ્રામાં પડ્યો હતો; કારણ કે, આખા દિવસના અખંડ પરિશ્રમથી હું થાકીને લોથ જેવો થઈ ગયો હતો; એવામાં મારા તે અવિવેકી અને લક્ષ્મીના મદથી અંધ બનેલા ભાઇએ મને જગાડીને આજ્ઞા કરી કે; 'તમે આમ અહીં નિશ્ચિન્ત થઇને સૂઇ તો રહ્યા છો, પરંતુ આપણા ખેતરના ક્યારડામાં ભરાયલું પાણી પાળ તોડીને વહી જશે, એનો કાંઈ પણ વિચાર કર્યો છે ખરો કે? મેં તમને કાંઈ હરામના રોટલા ખાવામાટે રાખ્યા નથી! કામ વ્હાલું હોય છે, ચામ વ્હાલું નથી હોતું, સમજ્યા?' આવા પ્રકારનાં વચનનાં બાણુ અસહ્ય થવાથી મેં તત્કાળ શય્યાનો ત્યાગ કર્યો અને ખભે કોદાળી મૂકીને ક્ષેત્રના માર્ગને સ્વીકારી લીધો. માર્ગમાં કેટલાક ચાકર લોકો પાણીથી તૂટી ગએલી પાળોને સમી કરીને આવતા મારા જોવામાં આવ્યા એટલે તેમને મેં પૂછ્યું કે; 'તમે કોણ છો?' એના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે; 'અમો પણ તમારા જેવા જ તમારા બંધુના સેવકો છીએ!' હું મનમાં મારા પોતાના દુર્ભાગ્યની નિન્દા કરવા લાગ્યો અને પછી તેમને પૂછ્યું કે: 'શું કોઈ એવું સ્થાન તમારા જાણવામાં છે કે જ્યાં મારો કોઈ ગ્રાહક થાય અને મારા જીવનનું સાર્થક્ય થવાનો સંભવ હોય?' તેમણે કહ્યું કે: 'સમસ્ત ભારતવર્ષમાં અત્યારે વલ્લભીનગર જેવું અન્ય કોઈ ધનાઢ્ય તથા ઉદ્યોગપરાયણ નગર નથી અને તેથી જો તમો વલ્લભીનગરમાં જાઓ, તો ત્યાં કદાચિત્ તમારા ભાગ્યનો ઉદય થઈ શકે ખરો!' તેમના એ વચનને માની લઇને હું ખેતરમાં ન જતાં બારોબાર મારા ઝૂપડામાં ગયો અને ત્યાં ઘરનો જે થોડો ઘણો સામાન હતો તે એક માટલામાં ભરી લઈ મારી સ્ત્રી તથા પુત્રીને લઇને હું આ ભૂમિમાં આવવામાટે રવાના થયો. અહીં નગર બહાર એક આહિરના ઝૂપડામાં મેં નિવાસ કર્યો અને ગામમાં મજૂરી કરીને હું મારો નિર્વાહ ચલાવવા લાગ્યો. મજૂરી કરવા છતાં પણ નિર્વાહનાં જોઇએ તેટલાં સાધનો મળી શકતાં નથી અને તેથી અમારે અર્ધક્ષુધાતુર તથા અર્ધનગ્ન અવસ્થામાં જ અમારા દિવસો વીતાડવા પડે છે. આહિર ઝૂપડાનું ભાડું તો નથી લેતો, પણ તેના બદલામાં અમારે તેનાં ત્રણ ખેતરોની આખી રાત જાગીને સંભાળ

રાખવી પડે છે." કંગાલ કાકૂએ પોતાના સ્વદેશત્યાગનો વિસ્તારપૂર્વક વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

આ વેળાએ સાંધ્ય પ્રકાશનો પણ લોપ થવાથી ધીમે ધીમે નિશાના અંધકારનો જો કે વિસ્તાર તો થવા માંડ્યો હતો, પરંતુ તે રાત્રિ પૂર્ણિમાની હોવાથી અંધકારનું સ્વરૂપ પણ પ્રકાશમય જ દેખાતું હતું. મહાત્મા પુરુષે કાકૂને ઉદ્દેશીને કહ્યું કે: "હવે નિશાનું આગમન થઈ ચૂકયું છે, માટે ચાલ આપણે પ્રયાણ કરીએ અને વેળાસર તારા નિવાસસ્થાનમાં જઈ પહોંચીએ. તારે તારા મનમાં નિશ્ચયપૂર્વક જાણી લેવાનું છે કે, તારા દુ:ખના દિવસોનો આજના દિવસના અંત સાથે અંત આવી ગયો છે અને તારા ભાગ્યનો સર્વ પ્રકારે ઉદય થયો છે."

"તથાસ્તુ!" રાંક કાકૂએ મહાત્માના આશીર્વાદને મસ્તકપર ચઢાવી લીધો; અને ત્યાર પછી મહાત્મા તથા કાકૂ ઉભય કાકૂના નિવાસસ્થાનની દિશામાં ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં યોગી પુરુષે કાકૂને ઉદ્દેશીને કહ્યું કે:-

"કાકૂ, પુરુષના ભાગ્યની અગમ્યતાને જાણવાનું ઈશ્વરમાં પણ સામર્થ્ય નથી, એ માન્યતા જો સત્ય સિદ્ધ થાય અને તું કદાચિત્ ભાગ્યદેવીની કૃપાથી કોટિપતિ થઈ જાય; તો મારો તને માત્ર એટલો જ ઉપદેશ છે કે, અત્યારે તારા મુખમાંથી તારા સહોદર બંધુની કૃપણતા તથા અનુદારતાની નિન્દા નીકળ્યા કરે છે, તેવી જ તારી કૃપણતા તથા નિર્દયતાની અન્ય લોકોના મુખમાંથી નિન્દા ન નીકળે, એનો સંપૂર્ણ વિચાર રાખજે અને અત્યારની તારી આ કંગાલ હાલતનું નિરંતર સ્મરણ રાખીને દુ:ખી જનોના દુ:ખનિવારણના કાર્યમાં તારી લક્ષ્મીનો નિરંતર યોગ્યતા તથા ઉદારતાથી વ્યય કરતો રહેજે; કારણ કે, જો તારી લક્ષ્મીનો તું યોગ્ય ઉપયોગ નહિ કરે, તો કાં તો તે ચોરના હાથે ચોરાઈ જશે અને કાં તો અન્ય પ્રકારે તેનો નાશ થશે; અર્થાત્ ધનની દાન, ભોગ તથા નાશ એ ત્રણ ગતિઓ હોવાથી જો તેનો દાન તથા ભોગમાં વ્યય ન કરાય, તો તે ધન અવશ્ય તૃતીય ગતિ એટલે કે નાશને પ્રાપ્ત થાય છે, એવો પરાપૂર્વથી ચાલતો આવેલો ત્રિકાલાબાધ્ય નિયમ છે અને તે નિયમને તોડવાનું કોઇ પણ મનુષ્યમાં કાંઇ પણ સામર્થ્ય છે જ નહિ. મારા આ ઉપદેશનું કદાપિ વિસ્મરણ થવા દઇશ નહિ."

"મહાત્મન્! જ્યારે હું કોટિપતિ થાઉં ત્યારની વાત ત્યારે; અત્યારે તો આ સર્વ વાતો મને 'ભેંસ ભાગોળે, છાશ છાગોળે ને ઘેર ધમાધમ!' જેવી જ જણાય છે; જ્યાં મૂળ નથી ત્યાં શાખાઓનો સંભવ ક્યાંથી હોય? જ્યાં લક્ષ્મીનો અઢારે વિશ્વા અભાવ હોય, ત્યાં તેના દાન, ભોગ તથા નાશ આદિની કલ્પનાઓ તે મિથ્યા જલ્પના સમાન જ કહી શકાય!" કાકૂએ એક પ્રકારનું વિકટ હાસ્ય કરીને પુન: આંતરિક નિરાશાનું દર્શન કરાવ્યું.

"તું અત્યારે અત્યંત નિરાશ થયેલો હોવાથી મારાં આ વચનો તને જો મિથ્યા જલ્પના સમાન જણાતાં હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે; પરન્તુ તારા ભાગ્યમાં લક્ષ્મીનો સંપૂર્ણ યોગ લખાયલો હોવાથી હું તને પુન: એકવાર આગ્રહપૂર્વક કહું છું કે, ધનાઢ્ય થવા પછી જો તું મારા ઉપદેશથી વિપરીત વર્તન રાખીશ, તો તેના પરિણામે તું નિર્વંશ અવસ્થામાં અને તારી કોઈ આત્મીય વ્યક્તિના હસ્તે અત્યંત અધમ પ્રકારના મરણને પ્રાપ્ત થઇશ. ઉપદેશ આપવાનું કાર્ય મારું છે અને

તેને તારા વ્યવહારમાં યોજવાનું કે ન યોજવાનું કાર્ય તારું છે!” મહાત્માએ વળી પણ જે સૂચના આપવાની હતી તે આપી દીધી.

એ પછી એ બન્ને વ્યક્તિઓએ મૌનનું અવલંબન કરીને પોતાના માર્ગમાં આગળ વધવા માંડ્યું. લગભગ અર્ધ ક્રોશ જેટલો પંથ કાપ્યા પછી તેઓ એક ક્ષેત્રના નિકટમાં આવી પહોંચ્યા અને ત્યાં એક શ્વાન તેમના જોવામાં આવ્યો. તે શ્વાન રંક કાકૂનો પાળેલો શ્વાન હોવાથી કાકૂને જોતાંની સાથે જ પૂછડીને હીલવતો તેના પગમાં પડીને ગેલ કરવા મંડી ગયો અને ત્યાર પછી પોતાના સ્વામીના અગ્ર ભાગમાં માર્ગદર્શક પ્રમાણે ચાલવા લાગ્યો.

તે ક્ષેત્રની ચારે બાજૂએ થોર અથવા થુવરની વાડ કરી લેવામાં આવી હતી અને એક સ્થાનમાં જવા આવવાનો માર્ગ રાખવામાં આવ્યો હતો તે માર્ગમાંથી કાકૂ તથા મહાત્માએ ક્ષેત્રના અંતર્ભાગમાં પ્રવેશ કર્યો અને કાકૂએ તે પ્રવેશમાર્ગને બાવળિયાના કાંટાના દરવાજાથી બંધ કરી દીધો. ત્યાર પછી તેઓ ક્ષેત્ર (ખેતર)ના એક દૂરના છેડાપર આવેલી એક ભગ્ન પર્ણકુટી સમીપ આવી લાગ્યા. એ જ કાકૂનું નિવાસસ્થાન હોવાથી કાકૂએ મહાત્માને સંબોધીને કહ્યું કે: “મહાત્મન્! આ ભગ્ન પર્ણકુટી જ છે અમારો ભવ્ય આગાર અને એટલામાટે જ હું વારંવાર કહ્યા કરું છું કે, અમારામાટે તો છે આ **સંસાર અસાર**!”

———:o:———

## પ્રકરણ ૨ જું
## સુવર્ણપુરુષપ્રાપ્તિ!

જ્યારે કાકૂ તથા મહાત્મા પર્ણકુટી સમીપ પહોંચ્યા, તે વેળાએ પર્ણકુટીના બાહ્ય ભાગમાં પડેલા એક જૂના ખાટલાપર એક સ્ત્રી બેઠેલી હતી અને તેની પાસે દશ વર્ષના વયની એક મનોહારિણી બાળા ઉભી હતી. મહાત્મા તેમને દૂરથી જોતાં જ જાણી ગયો કે તેઓ કંગાલ કાકૂની સ્ત્રી તથા દુહિતા હોવી જોઇએ. તે માતા અને પુત્રી કાંઇક વાર્તાલાપ કરી રહી હતી, પણ એટલામાં કાકૂ સાથે એક અન્ય પુરુષને આવતો જોઇને તેની સ્ત્રી ખાટલાપરથી ઉઠીને ઝટ ઝૂપડામાં ચાલી ગઈ અને તેની દુહિતા ત્યાં જ ઉભી રહી. કાકૂએ તે બાલિકાને ઝૂપડામાંથી ફાટેલી ગોદડી લાવીને ખાટલાપર પાથરવાનું કહ્યું, પણ મહાત્માએ એ વિવેકનો નિષેધ કરી પોતાની ઝોળીમાંથી વ્યાઘ્રચર્મ કાઢી તેને પૃથ્વીપર પાથરીને તેપર જ પોતાનું આસન જમાવ્યું. ત્યાં આસન જમાવીને બેઠા પછી મહાત્માએ કાકૂને પૂછ્યું કે:–“વત્સ! તારી પર્ણકુટીમાં દીપકનો પ્રકાશ કેમ નથી દેખાતો વારુ?”

એ પ્રશ્નના ઉત્તરમાં કાકૂએ જણાવ્યું કે:–“મહાત્મન્! અજવાળિયાંમાં અમે અહીં બહાર જ રોટલા ટીપીને જમી લઇએ છીએ તેથી દીપકના પ્રકાશની આવશ્યકતા ટળી જાય છે અને દીવેલના ખર્ચનો ઊગારો થાય છે. જો આવો લોભ અને આવી કરકસર ન કરીએ, તો અમારો આ ગરીબ સંસાર કેમ કરીને ચાલી શકે વારુ?”

“અત્યારે જો ઘરમાં દીવેલ હોય, તો દીપક પ્રકટાવ અને ભોજનના કાર્યથી મુક્ત થઇને પાછો મારી પાસે આવ!” મહાત્માએ આજ્ઞા આપી.

"અને આપ પણ રોટલો ખાશો ખરા કે નહિ ? કારણ કે, અતિથિને જમાડ્યા વિના અમારાથી જમી શકાય તેમ નથી." કાકૂએ વિવેક દર્શાવ્યો.

"મારી ચિન્તા તારે કરવી નહિ. હું મારી ઝોળીમાં કન્દમૂળ છે તે આરોગીને મારી ક્ષુધાને શાન્ત કરીશ; તમે તમારી વ્યવસ્થા કરી લ્યો." મહાત્માએ એ પ્રમાણે કહીને પોતાની ઝોળીમાંથી કન્દમૂળ કાઢવા માંડ્યાં.

કાકૂએ લોટની પોટલી પોતાની પુત્રીને આપતાં કહ્યું કેઃ-"અનંગભદ્રા ! બેટા ! લે આ લોટ અને તારી માને જલદી રોટલા ઘડી નાખવાનું કહી દે." અનંગભદ્રા લોટ લઇને ઝૂપડામાં ચાલી ગઈ અને કાકૂ મહાત્મા પાસે જ બેસી રહ્યો.

મહાત્માએ કહ્યું કેઃ-"કાકૂ ! જો પાંચ પંદર છાણાં હોય, તો તે લાવીને અહીં સળગાવી આપ, જોઇએ."

કાકૂએ ઝટ છાણાં લાવીને ત્યાં અગ્નિ પ્રકટાવ્યો અને મહાત્માએ બે ત્રણ કન્દ તે છાણાંના દેવતામાં નાખી દીધા. કન્દ શેકાતા હતા તેવામાં મહાત્માએ કાકૂને પૂછ્યું કેઃ-"વત્સ ! આ ખેતરની આસપાસ આટલા બધા થોરની વાડ કરી લેવામાં આવી છે, તેથી જાણી શકાય છે કે અહીં થોરની ઉત્પત્તિ વિપુલ પ્રમાણમાં થતી હોવી જોઇએ. પરન્તુ વિશિષ્ટતાથી હું તને એ પૂછવા માગું છું કે, એવો થોર આટલામાં ક્યાંય તારા જોવામાં આવ્યો છે ખરો કે જેમાંથી દૂધને બદલે રક્તનો પ્રવાહ નીકળતો હોય ?"

"જી હા ! આ વાડામાં જ એવા આઠ દશ થોર છે કે જેમાંથી દૂધને બદલે રક્ત જ નીકળ્યા કરે છે અને અમે તેને રાતા થોરના નામથી ઓળખીએ છીએ." કાકૂએ ઉત્તર આપ્યું.

મહાત્માના મુખમંડળમાં આનન્દજન્ય સ્મિતની છટા દેખાવા લાગી અને તેણે કહ્યું કેઃ-"ત્યારે જમી રહ્યા પછી જેટલા રાતા થોર હોય તેટલા વાઢીને અહીં લઈ આવ; કારણ કે, એમાં જ તારા ભાગ્યોદયનો ભેદ સમાયલો છે."

મહાત્માની આજ્ઞાનુસાર ભોજનના કાર્યથી નિવૃત્ત થઇને રંક કાકૂ ત્યાંથી જઇને જેટલા રાતા થોર હતા તે સર્વ વાઢી લાવ્યો અને તેમનો મહાત્મા સમક્ષ ઢગલો કરી દીધો. મહાત્મા પણ કન્દ મૂળનો આહાર કરીને બેઠેલો હોવાથી જે અગ્નિ તેણે કન્દને શેકવામાટે પ્રકટાવ્યો હતો તે અગ્નિવડે જ તે રાતા થોરના ઢગલામાં અગ્નિ પ્રજળાવી દીધો અને જ્યારે તે અગ્નિ સારી રીતે પ્રકટી ગયો એટલે તત્કાળ તેની પાસે અલ્પ અંતરપર બેઠેલા રંક કાકૂના પાળેલા શ્વાનને બળપૂર્વક પકડીને તે અગ્નિની પ્રચંડ જ્વાળામાં નાખી દીધો. યોગીની આ વિલક્ષણ ચેષ્ટાને જોઇને કાકૂના મનમાં એવા ભય તથા સંશયનો સંચાર થયો કેઃ-'આ કોઈ કાપાલિક છે અને અહીં મનુષ્યબલિદાન લેવાની ઇચ્છાથી જ આવ્યો છે; અર્થાત્ એણે જેવી રીતે આ શ્વાનનો ભોગ લીધો છે, તેવી જ રીતે મારો, મારી સ્ત્રીનો તથા મારી કન્યાનો ભોગ પણ લેશે અને અલ્પ સમયમાં જ અમો હતાં નહોતાં થઈ જઇશું. હવે કોઈ રીતે જો આ કાપાલિકના જીવનનો જ અંત કરી નાખવામાં આવે તો જ બચી શકાય; નહિ તો હવે જીવનના રક્ષણનો બીજો કોઈ પણ નથી ઉપાય !" આવા વિચારથી તે દૂર ઊભો હતો ત્યાંથી યોગી પુરુષના નિકટમાં આવીને ઊભો રહ્યો.

મહાત્મા, ભભકતા અગ્નિમાં નાખેલા શ્વાનનું શું પરિણામ થાય છે, તે જો-

વામાં એટલી સીમા પર્યન્ત તલ્લીન થઈ ગયો હતો કે તેની આસપાસ શું થાય છે અને શું નહિ, એનું તેને જરા પણ જ્ઞાન કે ભાન હતું નહિ અને તેથી જો તેણે પોતાની પાછળ આવીને ઊભેલા રંક કાકૂને ન જોયો હોય, તો તે સ્વાભાવિક જ હતું. કાકૂએ અચાનક તેના પર આક્રમણ કરીને પોતાના શરીરમાંની સમસ્ત શક્તિનો ઉપયોગ કરી તેને ઉપાડી લીધો અને તેને બોલવાનો પળ માત્રનો પણ સમય ન આપતાં 'ઓ દુષ્ટ તાંત્રિક અને કાપાલિક! તું અહીં અમો સર્વના ભોગ લેવા આવ્યો હતો, પણ હું આ અગ્નિદેવને તારા બલિદાનથી જ સંતુષ્ટ કરું છું!' આ પ્રમાણેના શબ્દોના ઉચ્ચાર સાથે તે પ્રજ્વલિત પાવકના મધ્યભાગમાં નાખી દીધો અને ત્યાર પછી સ્વસ્થ થઇને ખાટલાપર પડી નિદ્રાવશ થઈ ગયો.

પ્રભાતમાં જ્યારે કાકૂ નિદ્રામાંથી જાગ્રત્ થયો તે વેળાએ રાતા થોરનો અગ્નિ બહુધા શાંત થઈ ગયો હતો. કાકૂ તે અગ્નિના ભસ્મરાશિને ત્યાંથી ઉપાડી લેવામાટે પાવડો તથા ટોપલી લઇને ત્યાં ગયો. પ્રથમ તેણે ચાર પાંચ ઘડા પાણીના તે ચિતાપર રેડ્યા અને ત્યાર પછી ભસ્મને એકત્ર કરવામાટે પાવડાને જેવો આગળ ચલાવ્યો એટલે પાવડો કોઈ કઠિન વસ્તુમાં ભરાઇ ગયો, અને તે કઠિન વસ્તુપરનો ભસ્મભાગ ખસી જતાં તે વસ્તુ સૂર્યનાં તેના પર પડતાં રક્તકિરણોના યોગે સુવર્ણ સમાન ચમકવા લાગી. પ્રથમ તો કાકૂ 'કદાચિત્ સાધુને મારી નાખેલો હોવાથી આ કાંઇક ચમત્કાર થતો હશે' આવા પ્રકારની શંકાથી ભયભીત થઈ ગયો; પરન્તુ કિંચિત્ અવસાન લાવી આગળ વધીને તપાસી જોતાં તેના જાણવામાં આવ્યું કે, તે મહાત્માએ જે શ્વાનને તથા તેણે પોતે જે મહાત્માને ગત રાત્રિયે રાતા થોરના અગ્નિની જ્વાલામાં નાખી દીધા હતા, તે શ્વાન તથા મહાત્મા ઉભયનાં શરીરો સુવર્ણના અવતારમાં બદલાઇ ગયાં હતાં; તેમનાં શરીરોની આકૃતિઓ જેમની તેમ જ અવિચળ રહી હતી, પરંતુ હવે તે સુવર્ણની જડ આકૃતિઓ અથવા તો જડ પ્રતિમાઓ જ થઈ હતી. કાકૂએ પોતાની પત્નીને બોલાવીને આ ચમત્કારનું દર્શન કરાવ્યું. કાકૂની પત્ની રૂપસી, કાકૂએ યોગીની કરેલી હત્યાની ઘટનાને જાણતી હોવાથી અત્યંત ખેદ તથા શોકને દર્શાવતી પોતાના પતિને ઉદ્દેશીને કહેવા લાગી કે: "પ્રાણનાથ! તમોએ પોતાના એક મહાશુભેચ્છક તથા ઉપકારક દેવને મારી નાખીને પરમેશ્વરનો જે અપરાધ કર્યો છે, તે અપરાધની પરમેશ્વર આપણને કોણ જાણે કેવી ભયંકર શિક્ષા આપશે, એના વિચાર માત્રથી પણ મારું હૃદય કંપી જાય છે!"

"ગઇ રાતે મારી સાથે આવેલો સાધુ આપણો મહાશુભેચ્છક તથા ઉપકારક દેવ જ હતો, એમ તું શા આધારે કહી શકે છે વારુ?" કાકૂએ પત્નીના વાદનો પ્રતિવાદ કરીને વિરુદ્ધ પક્ષને સ્વીકારી લીધો.

"મારો એવો અભિપ્રાય છે કે, આપણા દારિદ્ર્યને જોઇ હૃદયમાં દયા આવવાથી તેણે તે સિદ્ધ પુરુષ હોવાથી આપણા શ્વાનને રાતા થોરના અગ્નિમાં નાખીને રસાયનવિદ્યા અથવા સિદ્ધવિદ્યાના યોગે સુવર્ણનો શ્વાન બનાવીને આપણા દારિદ્ર્યમોચનની ચેષ્ટા કરેલી હોવી જોઇએ; પરંતુ તમે તેના આંતરિક આશયનો વિપરીત અર્થ કરીને તેને પોતાને જ અગ્નિમાં નાખી દીધો અને તેથી શ્વાન તથા તે સિદ્ધ પુરુષનાં શરીરો સુવર્ણશ્વાન તથા સુવર્ણ પુરુષના સ્વરૂપમાં ફેરવાઈ

ગયાં. આથી અત્યારે તો જોકે આપણને બમણો લાભ થયો છે, પરંતુ આ પાપકર્મથી મેળવાયલો લાભ અંતમાં ક્યાંક મહાભયંકર તથા પરમ વિઘાતક પરિણામ ન નિપજાવે, એવી દૃઢ ભીતિનો મારા અંતઃકરણમાં સંચાર થઇ ગયો છે.” કાકૂની પત્ની રૂપસીએ પોતાની ધારણાને શબ્દોદ્વારા વ્યક્ત કરી બતાવી.

પરંતુ કાકૂ તેના કથનની વિરુદ્ધ દિશામાં જઇને ગંભીરતાથી કહેવા લાગ્યો કે: “જો તે સિદ્ધ પુરુષની સુવર્ણશ્વાન બનાવીને આપણા દારિદ્ર્યને દૂર કરવાની જ ઇચ્છા હતી, તો તેણે પોતાની એ ઇચ્છા મને જણાવવી જોઇતી’તી; અને જ્યારે તેણે એવી ઇચ્છાને વ્યક્ત કરી જ નહોતી, તો પછી તેની વિલક્ષણ ચેષ્ટાનો એવો અર્થ શામાટે ન કરી શકાય કે, એ રાતા થોરના અગ્નિમાં શ્વાનને પ્રયોગસિદ્ધિની પરીક્ષામાટે જ નાખ્યો હતો અને જો શ્વાન સુવર્ણના સ્વરૂપમાં બદલાઈ જાય, તો પછીથી આપણ સર્વને તે અગ્નિમાં નાખી સુવર્ણપુરુષ તથા સુવર્ણસ્ત્રીની પ્રાપ્તિ કરીને તેનો પ્રતિકુબેર થઈ જવાનો જ મનોભાવ હતો. પરંતુ મારી સમયસૂચકતાથી તે અગ્નિની ચિતામાં તેનો પોતાનો જ ભોગ અપાયો અને તેનું પરિણામ એ થયું કે, તે પ્રતિકુબેર થવાને બદલે સુવર્ણપુરુષ થયો અને પ્રતિકુબેર થવાનો મહાદુર્લભ તથા અપ્રાપ્ય અવસર કોઇ પણ પ્રકારના પરિશ્રમ કિંવા પ્રયાસ વિના અચાનક આ રંક નામથી ઓળખાતા ભાગ્યહીન અને કપર્દિકાહીન કાકૂના હસ્તમાં આવી ગયો !”

કાકૂ જોકે અત્યાર સુધી દુર્ભાગ્યની પ્રબળતાથી લક્ષ્મીહીન હતો, પરંતુ બુદ્ધિહીન ન હોતો; અને તેથી તેના કરેલા બુદ્ધિવાદ સમક્ષ તેની પત્નીનો બુદ્ધિવાદ વધારે વાર ટકી શકે તેમ ન હોવાથી સુશીલા રૂપસીએ પોતાના વાદને એટલેથી જ અટકાવી દીધો; કારણ કે, તે પણ બુદ્ધિમતી હોવાથી તત્કાળ જાણી ગઈ કે તે સિદ્ધ પુરુષે પોતાની ઇચ્છાને વ્યક્ત કરેલી ન હોવાથી તેની, શ્વાનને અગ્નિમાં નાખવાની, ચેષ્ટાના ઉભય અર્થો શક્ય તથા સંભવિત હતા. મહાન્ જર્મન્ તત્ત્વવેત્તા કેન્ટે એમ સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું છે કે, એકના એક જ પ્રમાણથી જેમ ઈશ્વરના અસ્તિત્વને સિદ્ધ કરી શકાય છે તેમ જ ઈશ્વરના અનસ્તિત્વને પણ સિદ્ધ કરી શકાય છે. જ્યાં વસ્તુસ્થિતિ આવી હોય, ત્યાં તે સિદ્ધ પુરુષની ઇચ્છાને કોઈ પણ અર્થમાં સિદ્ધ કરી શકાય, એ કાંઈ આશ્ચર્યકારક ઘટના તો નથી જ.

હવે પતિ તથા પત્ની સમક્ષ પ્રશ્ન એ આવીને ઊભો રહ્યો કે, ‘આ સુવર્ણપુરુષ તથા સુવર્ણશ્વાનને સુરક્ષિત રીતે ક્યાં રાખવા અને તેમનો ઉપયોગ કેવી રીતે કરવો ?’ પત્નીએ પતિને ઉદ્દેશીને કહ્યું કે: “પ્રાણનાથ ! ઈશ્વરની આ પ્રકારે જ આપણને ધનાઢ્ય કરવાની ઇચ્છા હતી અને ઈશ્વરની તે ઇચ્છા પૂર્ણ થયેલી હોવાથી એ વિશે વિશેષ વાદવિવાદ કરવાની આવશ્યકતા નથી. પરંતુ હવે આ પ્રાપ્ત થયેલી અતુલ સંપત્તિને રક્ષવી કેવી રીતે તથા એનો ઉપયોગ કેવા પ્રકારે કરવો, એનો જ અત્યારે આપણે વિચાર કરવાનો છે; કારણ કે, જો આ આપણી ધનપ્રાપ્તિનો ભેદ મહારાજાના જાણવામાં આવશે, તો તે અર્ધભાગનો ન્યાયપુરઃસર અધિકારી થશે તેમજ આપણે અત્યારે નિર્જન પ્રદેશમાંની એક પર્ણકુટીમાં વસતાં હોવાથી જો આ ગુપ્ત રહસ્ય ચોર, લુંટાક તથા દસ્યુ આદિના જાણવામાં આવી જશે, તો તેઓ આ સુવર્ણરાશિને મેળવવાના લોભથી કદાચિત્ આપણો

સંહાર પણ કરી નાખશે. લક્ષ્મીની વિપુલતા જેમ સુખકારિણી છે તેમ જ ભીતિવર્ધિની તથા દુઃખકારિણી પણ અવશ્ય છે અને એનો હવે પછી જ આપણને અનુભવ થવાનો છે!"

રૂપસીના આ અભિપ્રાયને પુષ્ટિ આપતો કાકૂ કહેવા લાગ્યો કે: "પ્રિયે, તારું કથન અક્ષરે અક્ષર સત્ય છે; કારણ કે, જોખમ, જોખમ અને જોખમ; બસ જ્યાં દૃષ્ટિપાત કરો ત્યાં દેખાય છે સર્વત્ર વ્યાપક નવ્વાણું ટકાનું જોખમ! જો આ સંસારમાં આજન્મ બ્રહ્મચારી અથવા વાંઢા જ રહેવાનું પસંદ કરીએ, તો વ્યભિચારના માર્ગમાં ઘસડાઈ જવાનું જોખમ અને પરણીને પત્ની દેવીને ગૃહમાં લાવીએ, તો બાયડી તથા છૈયાં છોકરાંના હોજરાં ભરવાનું ભયંકર જોખમ! જો રાજ્યના સ્વામી થઇને પોતાને મહારાજાધિરાજના નામથી ઓળખાવીએ, તો પ્રજાને સર્વ પ્રકારે સંતુષ્ટ રાખી રાજ્યને શત્રુના આઘાતથી રક્ષવાનું જોખમ અને સાધારણ પ્રજાજન જ રહીએ, તો રાજાના ન્યાય તથા મનસ્વી નિયમોને પાળવાનું જોખમ; જો વ્યાપાર કરીએ, તો ખોટનું જોખમ અને ઘરમાંની મૂડીને બેઠા બેઠા જ ખાયા કરીએ, તો થોડા વખતમાં જ બધી મૂડી સફાચટ મેદાન થઈ જવાનું જોખમ; જો ધનાઢ્ય હોઇએ, તો લૂટાઈ જવાનું જોખમ અને રાંકડા કે કંગાલ હોઇએ, તો ભૂખે મરી જવાનું જોખમ; કુલીનતામાં માનહાનિનું જોખમ અને વર્ણસંકર હોવામાં સંસારના તિરસ્કારને પાત્ર થવાનું જોખમ; ભોગમાં રોગનું જોખમ અને ત્યાગમાં રાગનું જોખમ; વીરતામાં વિગ્રહનું જોખમ અને વિજયમાં પરાજયનું જોખમ; જીવતાંને 'રામ બોલો ભાઈ રામ' થઈ જવાનું જોખમ અને 'રામ બોલો ભાઈ રામ' થયેલાને નરકવાસી થવાનું જોખમ! જ્યાં જુઓ ત્યાં જોખમ, જોખમ અને જોખમ; ત્યારે હવે કહે મારી પ્રાણેશ્વરી! છે કે નહિ આ સંસારમાં ડગલે ને પગલે નવ્વાણુ ટકાનું જોખમ?

'અત્ર તત્ર સર્વત્ર જણાતો જોખમનો ભીષણ આકાર;
સ્વર્ગ, મૃત્યુ, પાતાલ લોકમાં જોખમનો જ ભર્યો ભંડાર.
હોય ન જેમાં જોખમ એવી વસ્તુ ન ત્રિભુવનમાં મળનાર;
નથી ભિન્ન સંસાર, નામ જોખમનું બીજું છે સંસાર.
દેવોને પણ દાનવનું જોખમ કપાળમાં અથડાણું;
તેથી જોખમના અંકાયા ટકા બરાબર નવ્વાણુ!'"

"લક્ષ્મીની વિપુલતાના યોગે જેમ કેટલાંક જોખમો મુખ વિકાસીને સામાં આવી ઊભાં રહે છે, તે જ પ્રમાણે જો લક્ષ્મીનો ઉપયોગ કરતાં આવડે તો તે જોખમોને ટાળી શકાય છે, એટલું જ નહિ, પણ લક્ષ્મીના પ્રતાપે આ લોક તથા પરલોક ઉભય લોકના સુખનું સાધન મેળવી શકાય છે." આ પ્રમાણે લક્ષ્મીની મહત્તાને સિદ્ધ કરીને રૂપસીએ કહ્યું કે:-"મારો હવે એવો અભિપ્રાય છે કે, આ સુવર્ણપુરુષના એક અંગને ખંડિત કરી તે સુવર્ણને આ વલ્લભીનગરમાં નહિ, પણ કોઈ બીજા નગર કિંવા ગ્રામમાં જઇને વેચી આવો અને પછી વલ્લભીનગરમાં એક ઉત્તમ ગૃહ તથા એક ઉત્તમ હટ્ટિકા ભાડે રાખી લ્યો. સુવર્ણના વેચાણથી જે ધન આવતું જાય તેના યોગે વ્યાપારનો આરંભ કરો અને તમને તમારા ધનાઢ્ય બંધુ તરફથી ધનની સહાયતા મળી છે, એમ લોકોને જણાવો. એથી લોકોના

મનમાં કશો સંશય પણ નહિ આવે અને ગુપ્ત રીતે સુવર્ણના વેચાણથી આપણા ભંડારમાં લક્ષ્મીદેવીની દિવસાનુદિવસ અધિકાધિક વૃદ્ધિ થતી જશે.”

પત્નીનો આ ઉપદેશ કાકૂને યોગ્ય ભાસવાથી તત્કાળ તેણે કુઠારનો આઘાત કરીને તે સુવર્ણપુરુષના વામ હસ્તની ચાર આંગળીઓ કાપી લીધી અને ત્યાર પછી તે સુવર્ણપુરુષ તથા સુવર્ણશ્વાનને એક સ્થળે દાટીને તે સુવર્ણને વેચવામાટે અન્ય ગ્રામમાં જવાની તૈયારી કરવા માંડી.

બે દિવસ પછી તે સુવર્ણ વેચીને નાણાંની અમુક રકમ લઈ આવ્યો અને વલ્લભીપુરમાં એક ગૃહ તથા એક હટ્ટિકા ભાડે રાખી લઇને સંધ્યાકાળ થઈ જવા પછી એક ગાડામાં તે સુવર્ણપુરુષ તથા સુવર્ણશ્વાનને છાણ તથા માટીથી લીપી તેની આસપાસ કેટલાંક લાકડાં બાંધી ઉપરના ભાગમાં છાણાં ખડકીને તે નગરમાંના પોતાના ભાડે રાખેલા ગૃહમાં રાખવામાટે લઈ ગયો. જ્યારે તે એ અલભ્ય વસ્તુઓને લઇને ગૃહના દ્વારમાં જઇ પહોંચ્યો તે વેળાએ અંધકાર થઈ ગયેલો હોવાથી જે બે ત્રણ મજૂરોને તે ગાડામાંના માલને ઊતારવામાટે તેણે રોકયા હતા તેઓ સુવર્ણપુરુષ તથા સુવર્ણશ્વાનના ભેદને જરા પણ જાણી શકયા નહિ. ગૃહને તાળું વાસીને તે પાછો પોતાની પર્ણકુટીમાં આવ્યો અને બીજે દિવસે તે ક્ષેત્રના સ્વામીને તેણે જણાવી દીધું કે: “મહાશય ! આજથી હવે મારાથી આપના ક્ષેત્રને સંભાળવાનું કાર્ય કરી શકાશે નહિ; કારણ કે, મારવાડમાંથી મારા બંધુએ મારાપર નાણાંની કેટલીક રકમ મોકલી આપી છે અને તેથી મેં વ્યાપાર કરવા માટે નગરમાં એક હટ્ટિકા તથા મારા નિવાસમાટે એક ગૃહ ભાડે રાખી લીધાં છે. આટલા દિવસ આપના ક્ષેત્રમાં આપે મને મારા કુટુંબ સહિત રહેવા દીધો છે, એમાટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને આશા રાખું છું કે, આજથી આપ આપના ક્ષેત્રને સંભાળવામાટેની યોગ્ય વ્યવસ્થા કરી લેશો; કારણ કે, આજે જ હું નગરમાં રહેવામાટે આવવાનો છું અને પર્ણકુટીના નિવાસને સદાને માટે ત્યાગવાનો છું.”

તે ક્ષેત્રસ્વામી એક ઉદારાત્મા પુરુષ હોવાથી રંક કાકૂના મુખથી તેની કાંઇક ઉન્નતિ થવાની વાર્ત્તા સાંભળીને સ્વાભાવિક જ તેના મનમાં આનન્દનો આવિર્ભાવ થયો અને તે કાકૂને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: “કાકૂ ! તેં આજ સુધી કોઈ પણ પ્રકારનો બદલો લીધા વિના મારા ક્ષેત્રની ઉત્તમ રક્ષા કરી છે, તેમાટે હું પણ તારો આભાર માનું છું અને સર્વ પ્રકારે તારું કલ્યાણ જ ઇચ્છું છું. જો વ્યાપારમાં કોઇવાર તને કાંઈ ધનની અથવા તો મારી મંત્રણાની આવશ્યકતા પડે, તો અવશ્ય મારી પાસે આવજે એટલે હું મારાથી આપી શકાશે તે સર્વ સહાયતા તને આપીશ.”

કાકૂએ કૃતજ્ઞતા દર્શાવીને કહ્યું કે: “આપની આ ઉદારતામાટે હું આપને કૃતજ્ઞતાથી ધન્યવાદ આપું છું અને તે સાથે મારા આજથી ફેરવાયલા ભાગ્યચક્રને પણ ધન્યવાદ આપ્યા વિના મારાથી રહી શકાતું નથી; કારણ કે, ‘અવળે દિન અવળું થતું, સવળે સવળું થાય!’ એવી આપણામાં એક સાધારણ કહેવત છે, તે તો આપના સાંભળવામાં આવેલી હશે જ. અર્થાત્ આજે ચાર વર્ષથી હું આપના ક્ષેત્રમાંની પર્ણકુટીમાં વસીને એક કંગાલ તરીકે મારું જીવન વીતાડતો

હતો તે વેળાએ આપની મને કોઈ પણ પ્રકારની સહાયતા આપવાની ઇચ્છા ન થઈ, એ મારા અવળા દિવસનું જ પરિણામ હતું અને આજે મારા બંધુએ અચાનક મારી વ્હાર કરી છે તેમ જ આપ પણ સહાયતા આપવાની ઇચ્છા દર્શાવો છો, એ મારા આજથી આરંભાયલા સવળા દિવસનું પરિણામ છે. હું આપને આશીર્વાદ આપું છું કે, પરમાત્મા સદૈવ આપનો સવળો અને સવળો દિવસ જ રાખે !"

તે જ દિવસે રંક કાકૂએ પોતાના કુટીરવાસને ત્યાગીને વલ્લભીપુરમાંના ગૃહમાં નિવાસ કર્યો અને બેચાર દિવસમાં બીજું કેટલુંક સુવર્ણ વેચીને લોકોને સુવર્ણપુરુષ તથા સુવર્ણશ્વાનના ભેદથી સંપૂર્ણ અજ્ઞાન રાખવામાટે સાધારણ વ્યાપારનો આરંભ કરી દીધો. સુવર્ણપુરુષમાં કાકૂને જે એક અન્ય અલૌકિક અને અદ્ભુત ચમત્કાર દેખાયો તે એ હતો કે, તે સુવર્ણપુરુષના જેટલા અંગને આજે ખંડિત કરવામાં આવ્યું હોય, તેટલું અંગ બીજા દિવસના પ્રભાતમાં જોતાં પુનઃ અખંડ થયેલું જ દેખાતું હતું; એટલે કે, નિત્ય તેમાંથી સુવર્ણ કાઢવા છતાં તેમાં એક રતિભાર સુવર્ણની ન્યૂનતા થતી ન હોતી. રંક કાકૂ તથા તેની સ્ત્રીને સુવર્ણપુરુષમાંના આ ચમત્કારના સાક્ષાત્કારથી જે આંતરિક આનંદ થયો તે સર્વથા અવર્ણનીય અને સ્વસંવેદ્યજ હતો. તેઓ પોતાને હવે દારિદ્ર્યના દારુણ દુ:ખથી તથા સુખ મેળવવામાટેની ચિન્તાથી સર્વથા મુક્ત માનવા લાગ્યાં અને આ અખંડ ધનભંડારમાં કદાપિ ખંડ પડવાનો જ નથી, એવો બહુધા તેમનો દૃઢ નિશ્ચય થઈ ગયો. કેટલાક દિવસો વીતી જવા પછી તેમણે ગૃહના એક વિશાળ ઓરડામાં તે સુવર્ણપુરુષને પોતાના ઇષ્ટદેવ તરીકે સ્થાપિત કરીને તેની પૂજા અર્ચના એવા હેતુથી કરવા માંડી કે તે સુવર્ણપુરુષને સંતાડી રાખવાની આવશ્યકતા ન રહે અને લોકો તેને પીતળની એક દેવમૂર્ત્તિ જ માન્યા કરે. જે ચમત્કાર સુવર્ણપુરુષમાં હતો તે જ ચમત્કાર સુવર્ણશ્વાનમાં પણ રહેલો હતો, એટલે કે, તે સુવર્ણશ્વાન પણ તેમાંથી ગમે તેટલા અંગને ખંડિત કરવા છતાં બીજે દિવસે પાછો પૂર્વવત્ અખંડ થઈ જતો હતો.

———:o:———

## પ્રકરણ ૩ જું
## સિદ્ધરસસંપાદન!

જે સમયમાં રંક કાકૂએ વલ્લભીનગરમાં વ્યાપારનો આરંભ કર્યો, તે સમયમાં વલ્લભીનગર કેવળ સમસ્ત ભારતવર્ષના વ્યાપાર તથા ઉદ્યોગનું જ નહિ, કિન્તુ બહુધા સમસ્ત જગતના વ્યાપાર તથા ઉદ્યોગનું એક સર્વોત્કૃષ્ટ કેન્દ્રસ્થાન હતું; અર્થાત્ સમુદ્રતીર વલ્લભીનગરના નિકટમાં જ હોવાથી ત્યાં જેમ નૌકાદ્વારા અનેક દૂરદૂરના દેશોની નાનાવિધ વસ્તુઓની આયાત થતી હતી તેમ જ આર્યાવર્ત્તની અનેકવિધ ઉત્તમ વસ્તુઓનો પરદેશમાં નિકાસ પણ થતો હતો. વલ્લભીપુરમાં આવી રીતે વ્યાપારવ્યવસાયની વિપુલતા હોવાથી અને કાકૂ વૈશ્ય મહાબુદ્ધિમાન્ હોવાથી તેનો વ્યાપાર દિવસે દિવસે વૃદ્ધિગત થતો ગયો અને બે ત્રણ વર્ષમાં તો તેના વ્યાપારની એટલી બધી દૃઢતા થઇ ગઇ કે તેથી તેને લક્ષાવધિ મુદ્રાઓનો લાભ થવા લાગ્યો; એટલુંજ નહિ, પણ દેશ તથા વિદેશમાં સર્વત્ર એક

અત્યંત ધનાઢ્ય તથા પ્રતિષ્ઠિત વ્યાપારી તરીકે તેની કીર્ત્તિનો પણ વિસ્તાર થવા લાગ્યો. કેટલાક લોકો પોતાના ધનને કાકૂના ભંડારમાં સ્થાન મળવાથી સર્વ પ્રકારે પોતાને નિર્ભય થયેલા માનવા લાગ્યા અને પરિવારહીન અનેક ધનાઢ્ય વિધવાઓ પોતાના અલંકાર તથા આજીવિકાનાં સાધનોને અત્યંત નમ્રતાથી પ્રાર્થનાઓ કરી કરીને કાકૂના ગૃહમાં અમાનત તરીકે મૂકવા લાગી. ધીમે ધીમે કાકૂએ વલ્લભીપુરમાં પોતાના સ્વામિત્વનું મહાલયતુલ્ય ગૃહ બંધાવ્યું અને તેમાં જ તે પોતાની પત્ની તથા પુત્રીસહિત નિવાસ કરવા લાગ્યો.

લક્ષ્મીનો પ્રવાહ જ્યારે નથી આવતો ત્યારે કયાંયથી પણ નથી આવતો અને જ્યારે આવે છે ત્યારે દશ દિશામાંથી અચાનક આવવા માંડે છે, એવો એક સાધારણ નિયમ છે અને તે નિયમનો એક સમયના રંક કાકૂને અત્યારે સંપૂર્ણ સાક્ષાત્કાર થવા લાગ્યો. એક દિવસ તે પોતાના મહાલયસમાન મંદિરના વિશાળ કક્ષમાં રેશમની ગાદીપર ભોજનકાર્યની સમાપ્તિ કરીને તાંબૂલભક્ષણ કરતો બેઠો હતો તેવામાં એક મનુષ્ય ત્યાં આવ્યો. કાકૂએ તેને બેસવાનું કહ્યાથી તે પોતાના હાથમાંના એક તૂંબડાને ભોંયપર રાખીને ગાલીચાપર બેસી ગયો. કાકૂએ તેને પૂછ્યું કે: "મહાશય ! આપ કોણ છો, કયાંથી આવો છો, ક્યાં જવાના છો અને મારી પાસે આવવાનો પરિશ્રમ શા કારણથી લેવો પડ્યો છે, એ સર્વ કોઇ પણ પ્રકારના સંકોચ વિના આનંદથી જણાવો."

એ પ્રશ્નના ઉત્તરમાં તે આગંતુક પ્રૌઢ પુરુષ કહેવા લાગ્યો કે:—"શ્રીમાન્ મહાશય ! હું એક સાધારણ સ્થિતિનો મનુષ્ય છું અને મારો જન્મ વૈશ્યજાતિમાં થયેલો છે. હું નર્મદાનદીના તીરે વસેલા ભૃગુકચ્છનો નિવાસી છું અને એક વિશિષ્ટ કારણવશાત્ મારું આ રમણીય સૌરાષ્ટ્ર ભૂમિમાં આગમન થયેલું છે. હું એક વિદ્યાર્થી હતો ત્યારથી જ મને *કલ્પપુસ્તકોના અભ્યાસમાં અતિશય પ્રિયતા હતી અને તેથી તે કલ્પગ્રંથોમાં વર્ણવેલી ઔષધિઓના શોધમાટે હું બે વર્ષથી આ સૌરાષ્ટ્ર ભૂમિના શૃંગારરૂપ ગિરિનારાયણ પર્વતમાં જઇને વસ્યો હતો. ત્યાં વસતા કેટલાક મહાત્મા યોગીશ્વરોના અનુગ્રહથી એક અત્યંત ઉત્તમ ઔષધિની મને પ્રાપ્તિ થયેલી છે અને તે લઇને હું મારી જન્મભૂમિપ્રતિ જવામાટે ત્યાંથી અહીં આવ્યો છું. અહીં આવ્યા પછી અચાનક મારા મનમાં સોમેશ્વર†ની યાત્રા કરવાની ઇચ્છા થઈ આવવાથી અને આ નગરમાં આજકાલ આપની પ્રતિષ્ઠાનાં ગીત સર્વત્ર ગવાતાં હોવાથી આ ઔષધિનું તૂંબડું આપના ગૃહમાં રાખી જવામાટે જ અત્યારે મારે આપને આટલો પરિશ્રમ આપવો પડ્યો છે. હું સોમેશ્વરની યાત્રા કરીને જ્યારે પાછો ફરીશ, તે વેળાએ મારી આ અમાનતને લેતો જઇશ; માટે જો ત્યાં સુધી

---

* જે પુસ્તકમાં નાનાવિધ વિષ તથા તેમના નિવારણના પ્રયોગો તેમજ રસાયનવિદ્યાના પ્રયોગો વર્ણવાયલા હોય છે, તે પુસ્તકને સાધારણતઃ 'કલ્પપુસ્તક' કિંવા 'કલ્પગ્રંથ'ના નામથી ઓળખવામાં આવે છે.

† સૌરાષ્ટ્ર દેશમાં જે જ્યોતિર્લિંગ સોમનાથ નામથી પ્રખ્યાત છે, તે જ્યોતિર્લિંગને કેટલાક ગ્રંથોમાં જે કેટલાંક અન્યાન્ય નામો આપવામાં આવ્યાં છે, તે નામોમાંનું જ એક નામ સોમેશ્વર હોવાથી સોમેશ્વર તે સોમનાથ જ છે; એ ઉભય નામધારક એક જ જ્યોતિર્લિંગ છે.

આ તૂંબડાને બહુજ જાળવીને આપના આલયમાં રાખવાની કૃપા કરશો, તો આ પરદેશીય પ્રવાસીપર આપનો અત્યન્ત આભાર થશે. હું બહુધા ત્રણથી ચાર માસમાં તો પાછો આવી પહોંચીશ.”

“જે કાર્યમાં મારે કશો પરિશ્રમ વેઠવો પડતો નથી તેમજ ધનનો વ્યય કરવો પડતો નથી, તેના પરોપકારમય કાર્યને કરવામાટે મને શો વાંધો હોય વારુ? હું આનંદથી આપના આ તૂંબડાને આપના આવતાં સુધી રક્ષવાનો ભાર મારા મસ્તકપર લઉં છું; માટે એની આપે કશી પણ ચિન્તા રાખવી નહિ.” કાકૂએ પોતાથી બતાવી શકાય તેટલી ઉદારતા બતાવી દીધી.

“પરમાત્મા આપનું અને આપના પરિવારનું કલ્યાણ કરો!” તે વૈશ્યે અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપ્યો.

“પરંતુ કૃપા કરીને આપનું નામ જણાવો કે જેથી આપના નામની એક ચિઠ્ઠી લખીને આ તુંબડાપર ચોડી શકાય; કારણ કે, કદાચિત્ આપ મારી ગેરહાજરીમાં અહીં આવો, તો નામ જણાવતાં આપની વસ્તુ તત્કાળ આપના હાથમાં આવે અને આપને ખોટી ન થવું પડે.” કાકૂએ યોગ્ય સૂચના કરી.

“આ શરીરને દીનબંધુ ગુપ્તના નામથી લોકો ઓળખે છે.” તે વૈશ્યે પોતાના નામનો અત્યન્ત નમ્રતાથી ઉચ્ચાર કર્યો.

કાકૂએ પોતાના એક અનુચરને તે તુંબડીપર ‘દીનબંધુ ગુપ્ત, ભૃગુકચ્છ નિવાસી’ એ પ્રકારની એક ચિઠ્ઠી ચોડીને તે તુંબડાને સંભાળથી સ્વયંપાકગૃહમાં રાખવામાટેની આજ્ઞા આપી દીધી અને ત્યાર પછી વૈશ્ય દીનબંધુ ગુપ્ત કાકૂને પ્રણામ કરીને ત્યાંથી પ્રયાણ કરી ગયો.

* * * * * *

ઉપર્યુક્ત ઘટનાને છ માસનો કાળ વહી ગયો, છતાં તે વૈશ્ય દીનબંધુ સોમેશ્વરની યાત્રા કરીને પોતાની તુંબડાને લેવામાટે પાછો ન આવ્યો. તે તુંબડાને કાકૂની પત્ની રૂપસી જ્યાં સ્વયંપાક કરતી હતી ત્યાં ચૂલાની ઉપર છતમાં એક દોરીથી બાંધીને લટકાવી રાખવામાં આવ્યું હતું. અહીં કોઈ કદાચિત્ એવો પ્રશ્ન કરશે કે, અગાધ ધનભંડારની સ્વામિની થવા છતાં પણ રૂપસીના ભાગ્યમાંથી રાંધવાની કડાકૂટ ટળી ન હોતી કે શું? તો એના ઉત્તરમાં અમારે જણાવવું જોઇએ કે, આજકાલ ધનાઢ્ય કુટુંબની સ્ત્રીઓ જેવી રીતે પગપર પગ ચઢાવીને બેસી રહેવામાં, ગાડીવગર એક ડગલું પણ ન ભરવામાં અને પોતાના હાથથી કાંઈ પણ પરિશ્રમ કરીને મિથ્યા કોમળતાને દર્શાવવામાં જ ધનાઢ્યતાની સાર્થકતા માને છે; તેવી માન્યતા તે સમયની આર્ય અબળાઓની ન હોવાથી ગૃહનાં સ્વયંપાકનિષ્પત્તિ, બાલસંગોપન અને એવાં જ અન્ય કાર્યો ધનાઢ્ય અબળાઓ પણ પોતાના હાથે જ કરતી હતી અને તે કર્તવ્યોની પૂર્તિમાં જ તેમને સ્ત્રીજીવનનું સાર્થક્ય તથા ગૌરવ દૃષ્ટિગોચર થતું હતું. અસ્તુ: એક દિવસ અચાનક બનાવ એવો બન્યો કે, એક વિદેશીય વ્યાપારી પોતાના પંદર વીસ મનુષ્યો સાથે વલ્લભીનગરમાં આવ્યો હતો અને તેની સાથે કાકૂનો વ્યાપારવિષયક સંબંધ હોવાથી તેણે તે સર્વને જમવામાટે પોતાને ત્યાં બોલાવ્યાં હતાં. રૂપસી પોતેજ નિત્ય પ્રમાણે આજે પણ પાકનિષ્પત્તિના કાર્યમાં રોકાયલી હતી, પરંતુ આજે અનેક પ્રકારના

ભોજ્ય પદાર્થો કરવાના હોવાથી તેની બે પરિચારિકાઓ તેના કાર્યમાં સહાયતા આપવામાટે ત્યાં ઊભેલી હતી. તે દિવસે વધારે મનુષ્યોની રસોઈ કરવાની હોવાથી ચૂલામાં ઘણો જ અગ્નિ પ્રજળાવવામાં આવ્યો હતો અને તેથી આજે તે અગ્નિનો તાપ તુંબડા સુધી પહોંચતાં તેમાં શિયાળૂ ઘી પ્રમાણે જામી ગયેલો ઔષધરસ પીગળવા માંડયો અને તુંબડામાંના એક છિદ્રમાંથી તે રસના બે ચાર બિન્દુ ચૂલાપર ભજીવાં તળવામાટે ચઢાવેલી લોઢાની કઢાઇપર પડતાં તે કઢાઈ લોઢાને બદલે સોનાની થઇ ગઈ અને એ ચમત્કારને જોતાં જ બુદ્ધિમતી રૂપસી જાણી ગઈ કે 'અવશ્ય એ તુંબડામાં રસાયનગ્રંથોમાં વર્ણવાયલો સિદ્ધરસ હોવો જોઇએ, નહિ તો આવો ચમત્કાર કદાપિ થાય જ નહિ.' બીજા કામમાં ગુંદાયલી પરિચારિકાઓએ અધાપિ એ ચમત્કારને જોયો ન હોતો અને એ ચમત્કારની વાર્તા તેમના જાણવામાં ન આવે, એટલા માટે રૂપસીએ એક પરિચારિકાને એક નિમિત્તથી ત્યાંથી ખસેડી દીધી અને બીજી પરિચારિકાને "તું જઇને જરા તારા શેઠને અહીં બોલાવ અને કહેજે કે અત્યંત આવશ્યકીય કાર્યમાટે આપને બોલાવવામાં આવ્યા છે; તેમ જ તેઓ અહીંથી ચાલ્યા ન જાય, ત્યાં સુધી તું આ રસોડામાં આવીશ નહિ." આ પ્રમાણેની આજ્ઞા આપીને વિદાય કરી દીધી.

બે ચાર ક્ષણમાંજ કાકૂ ત્યાં આવી પહોંચ્યો અને રૂપસીએ તેને તે તુંબડામાંના સિદ્ધરસના ચમત્કારનો વૃત્તાન્ત સંભળાવીને જે લોઢાની કઢાઈ સોનાની કઢાઇના રૂપમાં ફેરવાઈ ગઈ હતી તે પણ બતાવી. અચાનક આ દ્વિતીય સિદ્ધિ પ્રાપ્ત થવાથી કાકૂની છાતી હર્ષના આવેગથી હાથ હાથ ઊછળવા લાગી અને તે સાથે જ તેના હૃદયમાં અપ્રામાણિકતારૂપ પિશાચિકા તથા અતિલોભરૂપ પિશાચનો પ્રબળ સંચાર થવાથી હવે જો તે વૈશ્ય દીનબન્ધુ સોમેશ્વરની યાત્રા કરીને પાછો વળતાં એ તુંબડું લેવાને આવે, તોપણ તેને તે ન આપવાનો કાકૂએ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો. તત્કાળ તુંબડાને ત્યાંથી ઉપાડીને બીજા નિર્ભય સ્થાનમાં રાખવાનો પ્રબંધ કરીને સોનાની કઢાઇને પણ ત્યાંથી ખસેડી દેવામાં આવી. આ સર્વ વ્યવસ્થા થઈ રહ્યા પછી કાકૂ ત્યાંથી ચાલ્યો ગયો અને ત્યાર પછી પરિચારિકાઓની સહાયતાથી રૂપસીએ પાકનિષ્પત્તિના કાર્યની સમાપ્તિ કરીને નિમંત્રિત અતિથિઓનો ભોજનથી યથોચિત સત્કાર કર્યો.

દુર્ભાગ્ય તથા સદ્ભાગ્યની પ્રબળતાવિશે મૂષક તથા સર્પનું એક એવું ઉદાહરણ છે કે, એકવાર એક મૂષકે આખીરાત પ્રયત્ન કરીને એક પટારામાં છિદ્ર પાડીને તેમાં પ્રવેશ કર્યો, છતાં તે પટારામાં તેને કિંચિન્માત્ર પણ ખાદ્ય પદાર્થની પ્રાપ્તિ થઈ શકી નહિ અને જ્યારે તે બહાર નીકળ્યો તે વેળાએ તે છિદ્ર પાસેજ પોતાના મુખને ફાડીને બેઠેલા એક સર્પના મુખમાં તે જઈ પડ્યો. અર્થાત્ મૂષકને પ્રયત્ન કરવા છતાં કાંઈ પણ પ્રાપ્ત ન થયું અને સર્પને કાંઈ પણ પરિશ્રમ કિંવા પ્રયત્ન ન કરવા છતાં સદ્ભાગ્યની પ્રબળતાથી અનાયાસ મૂષકરૂપ ભક્ષણ મળી ગયું. આ ઉદાહરણ વૈશ્ય દીનબંધુ તથા રંક કાકૂના સંબંધમાં અક્ષરેઅક્ષર સિદ્ધ થયેલું દેખાય છે; કારણ કે, વર્ષોના પ્રયત્નના પરિણામે પ્રાપ્ત કરેલા સિદ્ધરસનો દીનબંધુને તેના દુર્ભાગ્યની પ્રબળતાથી કાંઈ પણ લાભ મળી શક્યો નહિ અને તે સિદ્ધરસનું તુંબડું સદ્ભાગ્યની પ્રબળતાથી રંક કાકૂના હાથમાં

કોઈ પણ પ્રકારના પ્રયત્નવિના અચાનક આવી પડ્યું. એટલામાટે જ કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે: "કરો પ્રયત્ન હજાર, ભાગ્યવિણ મળે ન કોડી!"

કાકૂ મારવાડીને એવી રીતે એવી બે અલભ્ય વસ્તુઓ કિંવા સિદ્ધિઓની પ્રાપ્તિ થઈ હતી કે, જો તેની ઇચ્છા હોય, તો તે સિદ્ધિઓના બળથી તે પૃથ્વીના સર્વ સામ્રાજ્યોને પણ ખરીદી લેવાને સમર્થ થઈ ગયો હતો. પરંતુ લક્ષ્મી તેના ગૃહમાં કન્યકાના રૂપમાં આવેલી હોવાથી તે લક્ષ્મીને ભોગવવાનો અધિકાર તેના ભાગ્યમાં લખાયલો ન હોતો અને તેથી તે પોતે નિરંતર કોડી કોડીનો હિસાબ ગણીને ધનને સંભાળવાની ચિન્તામાં જ પોતાનું જીવન વીતાડ્યા કરતો હતો; તેમ જ તે સ્વાભાવિક જ અત્યન્ત કૃપણ હોવાથી તેના શબ્દકોષમાં 'દાન' શબ્દનો સર્વથા અભાવ હતો અને તેથી દાનમાં કિંવા અન્ય કોઈ પ્રકારના સુકૃત્યમાં પણ તેનાથી પોતાની સંપત્તિનો વ્યય કરી શકાતો નહોતો. માત્ર તેની કન્યા અનંગભદ્રામાં તેનો અત્યન્ત સ્નેહ હોવાથી અનંગભદ્રાને તે સર્વ પ્રકારે સુખ તથા આનન્દમાં રાખતો હતો અને તેની કોઈ પણ પ્રકારની યોગ્ય ઇચ્છાને તત્કાળ પૂરી કરવાનો પોતાથી બનતો પ્રયત્ન કરતો હતો. પરંતુ અનંગભદ્રા એક વિદ્યાવિલાસિની, સરળહૃદયા અને ધર્મનીતિમાર્ગાવલંબિની બાળા હોવાથી તે કેવળ ધર્મનાં કાર્યો વિના અન્ય અશાશ્વત ભોગવિલાસના કાર્યમાં ધનનો અયોગ્ય વ્યય કરતી નહોતી. રૂપસી તો પ્રથમથી જ એક આદર્શ આર્ય અબળા હતી, એટલે કાકૂને કુટુંબનું તો સંપૂર્ણ સુખ હતુ, તે સર્વ પ્રકારે સુખી હતો અને તેથી કેટલીકવાર પોતા સમક્ષ તે રાજાધિરાજનાં સુખોને પણ તુચ્છ માન્યા કરતો હતો.

## પ્રકરણ ૪ થું
## ચિત્રકસિદ્ધિસંપાદન!

તૃતીય પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને એક કે દોઢ માસનો જ સમય વીત્યો હશે, તેવામાં સૌરાષ્ટ્રમાંના ગિરિનારાયણ પર્વતની તળેટીમાં આવેલા જીર્ણદુર્ગ નામક નગરમાંની એક નવયૌવના તથા અત્યંત સૌન્દર્યવતી ચારણી ઘૃત વેચવામાટે વલ્લભીનગરમાં આવી અને વલ્લભીનગરની પણ્યવીથિકા (બજાર)માં એક સ્થળે બેસીને પોતાના મૃત્તિકાઘટમાંના ઉત્કૃષ્ટ ઘૃતનું વેચાણ કરવા લાગી. કેટલાક લોકો તેનું ઘૃત ઉત્કૃષ્ટ હોવાથી ખરીદતા હતા અને કેટલાકો કેવળ તેના અપ્રતિમ લાવણ્યના નિરીક્ષણથી પોતાનાં નેત્રોને તૃપ્ત કરવાના ઉદ્દેશથી જ તેના ઘૃતની ખરીદી કરતા હતા. આ બે કારણોથી તે ચારણીની આસપાસ નાનાવિધ જનોનો એટલોબધો સમુદાય એકત્ર થઈ ગયો હતો કે તેના યોગે પણ્યવીથિકામાં જવા આવવાની પણ બીજા લોકોને અડચણ થઈ પડી હતી. ચારણીના ઘટમાં વળી વિશેષ ચમત્કાર તો એ હતો કે, તે જે જેટલું માગે તેને તેટલું ઘૃત તોળીને આપ્યા જ કરતી હતી, છતાં તેના ઘડામાંનું ઘી એક પળી પણ ઓછું થતુ નહોતું. અચાનક રંક કાકૂ પણ પણ્યવીથિકામાં આવી ચઢ્યો અને ચારણીના ઘટના આ ચમત્કારને જોઇને આશ્ચર્યથી દિગ્મૂઢ જેવો બની ગયો. તે પોતાના મનમાં વિચાર કરતો કહેવા લાગ્યો કે:—

"આ રૂપમાં રંભા તથા મેનકાની પ્રતિસ્પર્ધા કરનારી અનંગમોહિની ચારણી સાધારણ આકારના એક જ ઘટમાંથી આટલું બધું ધૃત તોળીતોળીને સર્વને આપ્યા કરે છે, છતાં એના ઘટમાંથી કિંચિન્માત્ર પણ ધૃત ઓછું નથી થતું. અને એ ચમત્કાર કોઇના પણ જોવા કે જાણવામાં નથી આવી શકતો, એ મહા આશ્ચર્યનો વિષય છે. મને તો વલ્લભીપુરના આ સર્વ મનુષ્યો મૂર્ખશિરોમણિ જ દેખાય છે; કારણ કે, તેઓ કેવળ એના મનોહર સૌન્દર્યને જોયા કરે છે અને આ ચમત્કારનો વિચાર કરતા જ નથી. આ ચારણી પાસે અવશ્ય કાંઈ પણ સિદ્ધિ હોવી જોઇએ, એવું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે; કારણ કે, જો તેમ ન હોય, તો આવો ચમત્કાર થઈ શકે જ નહિ. ખરેખર કોઈ અગમ્ય સિદ્ધિના યોગે આ ચારણીએ અત્યારે અન્નપૂર્ણા દેવી પ્રમાણે સાક્ષાત્ ધૃતપૂર્ણા દેવીનો અવતાર ધાર્યો છે. પરંતુ જો એની તે ગુપ્ત સિદ્ધિનો પત્તો મેળવી શકાય, તો જ મારી તીવ્ર બુદ્ધિની સાર્થકતા થયેલી કહી શકાય અને જો એની તે સિદ્ધિ પણ મારા હસ્તમાં આવી જાય, તો આ કાકૂની ભાગ્યરેષા પૂરેપૂરી ચમકી જાય!"

કેટલીકવાર સુધી તે ગહન વિચારમાં નિમગ્ન થઇને એક સ્થળે ઊભો રહ્યો અને ત્યાર પછી અચાનક એક યુક્તિનો મસ્તિષ્કમાં આવિર્ભાવ થતાં તે લોકોના સમુદાયને ભેદીને ચારણી સમક્ષ આવી પહોંચ્યો. કોટિપતિ કાકૂને જોતાં જ અન્ય સર્વ જનો દૂર ખસી ગયા. કાકૂએ તે લાવણ્યલતિકા ચારણી ચપલાને સંબોધીને કહ્યું કે:–"શ્રીમતી! તમારું ધૃત અત્યંત ઉત્તમ હોવાથી તમારી પાસેનું સર્વ ધૃત ખરીદી લેવાની મારી ઇચ્છા થઈ છે; એટલામાટે જો મારી સાથે મારા નિવાસાલયમાં આવવાની કૃપા કરો, તો ત્યાં શાંતિથી આપણા ક્રયવિક્રય-કાર્યની સમાપ્તિ કરી શકાય."

કાકૂનાં આ વચનો સાંભળીને સૌન્દર્યદેવી ચારણી એક પ્રકારનું વિચિત્ર ભાવદર્શક હાસ્ય કરવા લાગી અને બોલી કે: "શ્રીમાન્ મહાશય! આપ મને જો એક સાધારણ ધૃત વેચનારી ચારણી ધારતા હો, તો તેમ ધારવામાં તમારો પ્રમાદ થાય છે. મારા સ્વામિત્વનું સમસ્ત ધૃત ખરીદી લેવાની જેનામાં શક્તિ હોય એવો કોઈ પણ પુરુષ આ સંસારમાં અસ્તિત્વ ધરાવતો જ નથી; કારણ કે, મારા ધૃતનો ભંડાર અગમ્ય તથા અક્ષય છે. મારા જીર્ણદુર્ગ નગરમાંના સર્વ જનોએ પોતાને જોઇએ તેના કરતાં પણ અધિક ધૃત ખરીદી લેવા છતાં તેમજ આસપાસનાં અન્ય ગ્રામોમાં પણ ધૃતનું પુષ્કળ વેચાણ કરવા છતાં જ્યારે મારું ધૃત વધી પડયું અને વેચાતું બંધ થયું, ત્યારે પછી મારે નિરુપાય થઇને આ વલ્લભીનગરમાં બહુ લાંબો પંથ કાપીને ઘી વેચવામાટે આવવું પડયું. આ નગરની ઘણી જ પ્રશંસા મારા સાંભળવામાં આવી હતી અને તેથી મારું ઘી વલ્લભીનગરમાં અવશ્ય વેચાઈ જશે, એવી મારી ધારણા હતી; પરંતુ આ વિશાળ પણ્યવીથિકામાં હું લગભગ બે પ્રહરથી ઘી વેચતી બેઠી છું, છતાં એક ઘડામાં ભરેલું મારું ઘી હજી વેચાયું નથી અને તેથી મારી તે ધારણા મને હવે ભૂલ ભરેલી જ દેખાય છે. અહીંથી હવે કોઈ અન્ય નગરપ્રતિ પ્રયાણ કરવાનો મારો વિચાર છે; એટલામાટે મને ક્ષમા આપો અને મારા સમસ્ત ધૃતને ખરીદી લેવાની વાતને માંડી વાળો."

કાકૂએ અત્યંત મધુર તથા સૌમ્ય સ્વરથી કહ્યું કે: "દેવી! અન્ય નગર

તથા આમના લોકોએ કેવળ પોતાના ખપ પૂરતું જ તમારું ઘી ખરીદ્યું હશે અને તેથી જ તમારા ઘીનું વેચાણ અટકી ગયું હશે; પણ મારો તો મારા ખપ ઉપરાંત ઘીની મોટી મોટી વખારો ભરી રાખવાનો વિચાર હોવાથી મને જેટલા પ્રમાણમાં ઘૃતની આવશ્યકતા છે, તેટલા પ્રમાણમાં તમારી પાસેથી ઘૃત મળી શકશે કે કેમ, એની જ મને શંકા થયા કરે છે. તમારું જેટલું હશે તેટલું સઘળું ઘી આ વલ્લભીનગરમાં અવશ્ય વેચાઈ જશે અને તમારે નિરાશ થઇને અહીંથી પાછાં નહિ ફરવું પડે, એવો મારો દૃઢ અભિપ્રાય છે. વળી તમારા ઘીનાં જેટલાં નાણાં થશે, તેટલાં સઘળાં નાણાં તમને ત્યાંને ત્યાં જ સુવર્ણના રૂપમાં અથવા તો સુવર્ણ કે ચાંદીની મુદ્રાના સ્વરૂપમાં તત્કાળ આપી દેવામાં આવશે. તમે કૃપા કરીને મારી સાથે આવો અને મારા વચનના સત્યાંશની પરીક્ષા કરી લ્યો, એવી તમને મારી આગ્રહપૂર્વક પ્રાર્થના છે."

આત્માભિમાન અને અન્યના મદનું મર્દન કરવાની ઇચ્છાનો બહુધા સમસ્ત માનવજાતિના હૃદયમાં સમાન નિવાસ હોય છે અને તેમાં પણ સ્ત્રીજાતિમાં તો વળી ગર્વિષ્ઠ પુરુષના દર્પનું દલન કરવાની અધિક મહત્ત્વાકાંક્ષા રહેલી હોય છે, એ વાર્ત્તા શાસ્ત્ર તથા અનુભવથી નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂકેલી છે. અર્થાત્ કાકૂની ઉપર્યુક્ત ગર્વોક્તિ જ્યારે તે ચારણીના સાંભળવામાં આવી, એટલે તત્કાળ તેના અંતઃકરણમાં તે કોટિપતિ કાકૂના ગર્વને ચૂર્ણ કરવામાટેની ભયાનક ઇચ્છાનો ઉદય થયો. પોતાની તે ઇચ્છાને વ્યવહારમાં યોજી બતાવવાના ઉદ્દેશથી તે ચારણી પોતાના વીણાવિનિન્દિત સ્વરથી કહેવા લાગી કે:–"માન્યવર મહાશય! જ્યારે આપ પોતાના સામર્થ્યનું વાણીદ્વારા આટલી સીમા પર્યન્ત દર્શન કરાવો છો, તો પછી આપની સાથે આપના નિવાસાલયમાં આવવાને હું તૈયાર છું; કારણ કે, કોઇ પણ પ્રકારે મારા ઘૃતનું આ વલ્લભીનગરમાં વેચાણ થઈ જાય, તો મારાથી સત્વર મારે ઘેર જઇ શકાય, એટલીજ મારી ઇચ્છા છે. આ ચિન્તાના ભારથી આપ મને મુક્ત કરશો, તો હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનીશ અને આપના શિરપર આશીર્વાદની વૃષ્ટિ વર્ષાવીશ."

આમ બોલીને તે ચારણી પોતાના ઘૃતઘટને મસ્તકપર ધારણ કરીને ત્યાંથી કાકૂ સાથે જવામાટે ઊઠીને ઊભી થઈ ગઈ. કાકૂ પોતાના મલિન મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક કરતો તથા કલ્પનારૂપ અશ્વોને દોડાવતો આગળ ચાલ્યો અને હંસગામિની પદ્મિની નૂપુરોનો ઝણત્કાર કરતી મંદગતિથી તેની પાછળ પાછળ ચાલવા લાગી. કાકૂ માર્ગમાં ચાલતાં મનમાં વિચાર કરવા લાગ્યો કે: "જો આના ઘૃ ઘટનો ભેદ મારા જાણવામાં આવી જશે, તો તો એના મદનું હું ચુટકી બજાવતામાં મર્દન કરી નાખીશ; પણ જો તે ભેદ મારા જાણવામાં નહિ આવે, તો હું અવશ્ય આજે આ વલ્લભીનગરના લોકોના ઉપહાસને પાત્ર થઇશ, એમાં તો શંકા જેવું કાંઇ છેજ નહિ. અસ્તુ; જે થાય તે ખરું!"

કાકૂ ચારણીની સાથે ઘેર આવી પહોંચ્યો અને તત્કાળ તેણે એક દાસીને બોલાવીને આજ્ઞા આપી કે: "જો ભોજન તૈયાર હોય, તો સોનાના થાળમાં તે ભોજન પીરસાવ અને આપણા કુટીરમાં આ ચારણી દેવી પધાર્યાં છે, તેમને માનપૂર્વક જમાડવાની યોગ્ય વ્યવસ્થા કરવાનું તારાં બાઇને કહી દે."

"આવો પરિશ્રમ વિનાકારણ શામાટે લ્યો છો વારુ? મારી અત્યારે ભોજન લેવાની ઇચ્છા નથી." ચારણીએ જમવાની અનિચ્છા દર્શાવી.

પરંતુ આગ્રહ કરતો કાકૂ કહેવા લાગ્યો કે: "દેવી! એમ તો કદાપિ બને જ નહિ; તમો જ્યારે સ્વાભાવિક જ ભોજનના સમયે આ પર્ણકુટીમાં પધાર્યાં છો, તો અમારાં અતિથિ તરીકે તમોએ અમારા આદરાતિથ્યનો સ્વીકાર કરવો જ જોઇએ. કૃપા કરીને આ દાસી સાથે અંદર પધારો, ભોજનના કાર્યથી નિવૃત્ત થાઓ અને પછી પાછાં અહીં આવીને બેસો એટલે પછી આપણે ઘૃત તોળવાના કાર્યનો આરંભ કરીશું"

કાકૂના આ આગ્રહનો સર્વથા અનાદર કરવાનું સુજ્ઞ ચારણીને અયોગ્ય જણાયાથી તેણે કહ્યું કે: "ત્યારે મારા આ ઘીના ઘડાને હું કયાં મૂકું? કોઈ એવું સ્થાન બતાવો કે જ્યાં એને કોઈ અન્ય મનુષ્યના હસ્તનો સ્પર્શ થવાનો સંભવ ન હોય."

"અહીં આ ઓરડાના એક ખૂણામાં સંભાળીને તમારા ઘડાને રાખો એટલે પછી કોઈ પણ તેને હસ્તસ્પર્શ કરશે નહિ; કારણ કે, હું દેખરેખ રાખવા માટે તમારા આવતાં સૂધી અહીં જ બેઠો છું." કાકૂએ આશ્વાસન આપ્યું.

ચારણી આગળ પણ બે ચાર વાર વલ્લભીનગરમાં આવી ગયેલી હોવાથી અને કાકૂની ધનાઢ્યતા તથા પતિણાથી સારી રીતે જાણીતી હોવાથી કાકૂના વચનમાં તેનો વિશ્વાસ બંધાયો અને તેથી ઘીના ઘડાને એક ખૂણામાં રાખીને તે કાકૂની દાસી સાથે મહાલયના અંદરના ભાગમાં ચાલી ગઈ.

કાકૂના મનમાં ઘીના ઘડાવિશે જે શંકા હતી તે ચારણીના 'એને કોઈ અન્ય મનુષ્યના હસ્તનો સ્પર્શ થવાનો સંભવ ન હોય!' એ શબ્દોથી અધિક દૃઢ થઈ અને તેથી એક બીજી દાસીને બોલાવી ચારણીને ભોજન આપવામાં જરા વિલંબ કરવાની તેમ જ અન્ય સત્કારમાં કાંઇક અધિક સમય વીતાડવાની ગુપ્ત સૂચના આપીને કાકૂએ તે ઓરડામાંના અન્ય સર્વ મનુષ્યોને વિદાય કરીને તે ઘીના ઘડામાંથી કેટલુંક ઘી એક બીજા પાત્રમાં કાઢ્યું, પરન્તુ તેથી ઘડામાંનું ઘી જરા પણ ઓછું ન થયું; કિન્તુ તેમાંથી જેટલું ઘી કાઢવામાં આવતું હતું તેટલું જ પાછું ભરાઈ જતુ હતુ. છેવટે તે ઘડાને તેની ચારે તરફ અને નીચે ઉપર હાથ ફેરવીને તપાસવા લાગ્યો, તો ઘડાના નીચેના ભાગમાં કોઈ વૃક્ષનું અથવા લતાનું કાળા રંગનું એક પાંદડું ચોટાડેલું હોય. એમ તેના જોવામાં આવ્યું. સ્વાભાવિક જ તેના મનમાં એ પ્રશ્ન ઉદ્‌ભવ્યો કે: "આ પાંદડું ઘડાના તળિયામાં શા કારણથી ચોંટાડવામાં આવ્યું હશે વારુ?" શંકાના નિવારણમાટે તેણે તે પાંદડાને ઊખેડી લીધું અને ત્યાર પછી વળી પાછું ઘડામાંથી ઘી કાઢવા માંડ્યું. આ વેળાએ તે ઘડાના ચમત્કારનો અંત આવી ગયો અને સાધારણ રીતે જેમ થવું જોઇએ તેમ ઘડામાંથી જેટલું ઘી કાઢવામાં આવ્યું હતું, તેટલો જ તેમાં ખાડો પડી ગયો. એ ક્ષણે જ ઘૃતઘટના ચમત્કારનો ભેદ કાકૂના જાણવામાં આવી ગયો. તેણે તે ચમત્કારિક પાંદડાને પોતાના પટારામાં પધરાવી કાઢેલું ઘી પાછું ઘડામાં નાખીને ઘડાને તેની પૂર્વ સ્થિતિમાં પાછો હતો ત્યાં જ ગોઠવીને રાખી દીધો. એ પછી તેણે ત્રાજવાં તથા તે ઘડામાંનું સઘળું ઘી જેમાં શમાઈ જાય તેટલું મોટું એક પાત્ર આદિ સાધનો મંગાવીને ત્યાં તૈયાર રાખ્યાં અને 'ચારણી દેવી જો ભોજન કાર્યથી

નિવૃત્ત થયાં હોય, તો તેમને હવે અહીં લઈ આવો' એવી પોતાની દાસીને આજ્ઞા આપી દીધી.

અલ્પ સમયમાં જ ચારણી ત્યાં આવી અને રૂપસી તથા અનંગભદ્રાના ભદ્ર સ્વભાવની પ્રશંસા કરીને કાકૂનો તેણે કરેલા પોતાના સત્કારમાટે આભાર માનવા લાગી. ત્યાર પછી ઘીને તોળવાની વાત નીકળતાં ચારણીએ જણાવ્યું કે: "મહાશય, આપના ગૃહમાં જેટલાં મોટાં મોટાં પાત્રો હોય, તેટલાં મંગાવો એટલે હું ઘૃત તોળવાનો આરંભ કરું."

"જેમાં આ ઘડામાંનું સર્વ ઘૃત સમાઈ જવાનો સંભવ છે, તેવું આ એક પાત્ર મેં મંગાવીને અહીં તૈયાર રાખ્યું છે; માટે ઘી જોખીને આ પાત્રમાં ભરો; જો એમાં ઘી નહિ માય, તો પછી બીજું પાત્ર મંગાવીશું." કાકૂએ શાંત તથા ગંભીર મુદ્રાથી ઉત્તર આપ્યું.

ચારણીનો પોતાના ઘૃતઘટના ચમત્કારમાં દૃઢ વિશ્વાસ હોવાથી કાકૂને ભોંઠો પાડવાના ઉદ્દેશથી તેણે વધારે કાંઈ પણ ન બોલતાં ઘડામાંનું ઘી ઘડો કર્યા પછી તે પાત્રમાં ભરવા માંડ્યું, પરંતુ જેવી તે ઘી કાઢવા લાગી કે તરત ઘડો ખાલી થતો તેના જોવામાં આવ્યો અને તેથી તે ક્ષણે જ તેનું મુખમંડળ નિસ્તેજ તથા પ્રતિભાહીન થઈ ગયું. કાકૂ તેના મુખમંડળમાં થતા પરિવર્ત્તનને વક્ર દૃષ્ટિથી જોયા કરતો હતો. ચારણીએ ઘડામાંનું બધું ઘી તે પાત્રમાં કાઢી નાખ્યું અને ત્યાર પછી તે પાત્રને જોખવામાટે ત્રાજવામાં ચઢાવવાને બદલે જેમનું તેમ જ રહેવા દઇને તે કાકૂને ઉદ્દેશીને કહેવા લાગી કે: "કૃપણશિરોમણિ કાકૂ! તું આ વલ્લભી નગરમાં પ્રથમ જે રંક નામથી ઓળખાયો હતો, તે આટલી અગાધ સંપત્તિનો સ્વામી થવા છતાં પણ રંકનો રંક જ રહ્યો છે. લક્ષ્મીના આગમન સાથે ઉદારતા તથા કુલીનતાનું આગમન નથી થતું અને તેથી ધનાઢ્યતાનો આધાર મનુષ્યની લક્ષ્મીપર નહિ, કિંતુ મનુષ્યની ઉદારવૃત્તિપર જ રહેલો હોય છે; એટલે કે, એક મનુષ્ય કોટિપતિ હોવા છતાં કૃપણતાના યોગે એક કંગાલ જેવો જ રહી જાય છે અને એક મનુષ્ય સાધારણ સ્થિતિનો હોવા છતાં ઉદારતાના યોગે તેના કીર્ત્તિકુસુમના સુગંધનો સૃષ્ટિમાં સર્વત્ર વિસ્તાર થાય છે, એમ જે કહેવામાં આવે છે તેનો આજે મને પ્રત્યક્ષ અનુભવ થયો છે. આ સંસારમાંના કેટલાક મૂર્ખ લોકો ધનાઢ્ય જનોને પ્રતિષ્ઠિત તથા પ્રામાણિક માનીને તેમનામાં કેટલોક અંધ વિશ્વાસ રાખે છે, પરંતુ કેટલાક ધનાઢ્ય જનો કેવા ભયંકર પાપાત્મા, અપ્રામાણિક તથા પરવૈભવાપહારી હોય છે એ વિષયનું તેમને જ્ઞાન ન હોવાથી તેઓ ઠગાય છે, છેતરાય છે અને ધનાઢ્ય જનોના કપટકૃપાણથી છેવટે તેમની સર્વ આશાઓનો શિરચ્છેદ થઇ જાય છે! તું મહાબુદ્ધિમાન્ હોવાથી તેં મારા ઘૃતઘટના ચમત્કારના ભેદને જાણી લીધો છે, એટલું જ નહિ, પણ વિશ્વાસઘાત કરીને મારી અત્યન્ત પરિશ્રમથી પ્રાપ્ત કરેલી કૃષ્ણચિત્રકવલ્લરીના પાંદડાને આ ઘડાપરથી ઊખેડી લઇને તારી નીચતાનો પૂરો પરિચય કરાવી દીધો છે. તારી બુદ્ધિનો તેં દુરુપયોગ કર્યો છે અને તારી ધનાઢ્યતાને દરિદ્રતાનું રૂપ આપી દીધું છે, એ જોઇને મને અત્યંત ખેદ થાય છે. હું તને આના કરતાં અધિક શો ઉપાલંભ આપું, એનો જ મને વિચાર થયા કરે છે. મારી તને એટલી જ પ્રાર્થના છે કે, તારા હસ્તે મારો જે આ અપરાધ થયો

છે, તેનું પરિમાર્જન કરવું હોય, તો મારી તે ચિત્રકવલ્લી મને પાછી આપી દે અને મારા આશીર્વાદને તારા મસ્તકપર ધારી લે, કે જેના યોગે તારું કલ્યાણ થાય! નહિ તો તારી આ દુષ્કૃતિનું પરિણામ તારામાટે સારું નથી આવવાનું, એ તું નિશ્ચયપૂર્વક માની લેજે."

કૃપણ કાકૂના અંતઃકરણમાં સ્વાભાવિક જ સંપૂર્ણ શાન્તિનો નિવાસ હોવાથી ચારણીનાં આ વચનોથી તેના હૃદયમાં કોપવિકારનો લેશ માત્ર પણ આવિર્ભાવ ન થયો. તે પૂર્વવત્ શાંત મુદ્રા તથા શાંત ભાવથી જ કહેવા લાગ્યો કેઃ—"ચારણી દેવી, તમો મારા શિરપર ચોરી તથા વિશ્વાસઘાતના અપરાધનો આરોપ કરો છો, એ તમારો પ્રમાદ થાય છે. મેં તમારી ચિત્રકવલ્લી લીધી પણ નથી અને તેના ચમત્કારને હું જાણતો પણ નથી."

"જે ચોર ચોરીના વ્યવસાયમાં પરિપક્વ થઈ ગયેલો હોય છે, તે ચોર તેના અપરાધનાં અનેક પ્રમાણો હોવા છતાં પણ ન્યાયાધીશ સમક્ષ પોતાના અપરાધનો પોતાના મુખથી ભાગ્યે જ સ્વીકાર કરે છે, તો પછી જ્યાં તેના અપરાધનું કાંઇ પ્રમાણ જ ન હોય, ત્યાં તે પોતાના અપરાધનો પ્રાંજલ બુદ્ધિથી સ્વીકાર કરે, એ તો સર્વથા અશક્ય વાર્ત્તા જ કહી શકાય. તું હવે મારી ચિત્રકવલ્લી મને પાછી આપવાનો નથી, એ વાર્ત્તા નિર્વિવાદ છે તેમજ આ વલ્લભીનગરમાં તારા વિરુદ્ધ જો હું કાંઈ પણ પોકાર કરું, તો તે મારો પોકાર અરણ્યરુદન સમાન થવાનો છે, એ વાર્ત્તાને પણ હું સારી રીતે જાણું છું. છતાં હું તને કહું છું કે, આ ચારણીને છંછેડવામાં તેં એવી ભયંકર ભૂલ કરી છે કે એ ભૂલ તારા અંતઃકરણમાં કોઇક દિવસ શલ્યસમાન સાલશે અને તને બોર બોર જેવડાં આંસુએ રડાવશે! જો મારી ફોઇએ મારું જે વામિલા નામ પાડ્યું છે, તે સત્ય હશે, તો આ ચારણી વામિલા તારી પાસેથી ચક્રવર્તી વ્યાજ સહિત આ વિશ્વાસઘાતનો બદલો લેશે અને તેં જેવી રીતે મારી ચિત્રકવલ્લીને ચોરીને મારા અક્ષય ઘૃતઘટને ખાલી કરી નાખ્યો છે; તે જ પ્રમાણે આ વામિલા તારા શરીરરૂપ ઘટને તેમાંના જીવનરૂપ ઘૃતને કાઢી લઇને અવશ્ય ખાલી કરી બતાવશે! ચાંડાલ વૈશ્ય! અત્યારે તો હું જાઉં છું; પણ તારા વિનાશની ઘટિકાઓને ગણતો રહેજે અને આ વામિલાનું નિરંતર સ્મરણ કરતો રહેજે!!"

આ પ્રમાણેના શબ્દો ઉચ્ચારીને રૂપસુંદરી નવયૌવના ચારણી વામિલા અત્યન્ત ક્રોધના આવેશમાં પોતાના ખાલી થયેલા ઘટને લઇને કાકૂ પાસેથી ઘીનું મૂલ્ય લીધા વિના જ ત્યાંથી વિદ્યુદ્વેગે પ્રયાણ કરી ગઈ. ચારણીનાં વચનોનું કૃપણ કાકૂના શુષ્ક અંતઃકરણમાં કાંઇપણ પરિણામ ન થયું; કિન્તુ આ ચિત્રકસિદ્ધિના સંપાદનથી તેનો આંતરિક આનન્દ આજે સીમાનું ઉલ્લંઘન કરી ગયો. સુવર્ણપુરુષસિદ્ધિ, સિદ્ધરસસિદ્ધિ તથા ચિત્રકસિદ્ધિ જેવી એક સાથે ત્રણ ત્રણ લૌકિક સિદ્ધિઓ પ્રાપ્ત થવાથી કાકૂ પોતાના મનમાં ગર્વપૂર્વક પ્રશ્ન કરવા લાગ્યો કેઃ "કુબેરનો ધનભંડાર અગાધ અને અપાર મનાય છે, પરંતુ તે કોઇના જોવામાં આવ્યો નથી અને મારા ધનભંડારની અગાધતા તો પ્રત્યક્ષ છે; તો પછી કુબેર પણ મારી સ્પર્ધા કરવાને સમર્થ છે કે નહિ, એ સંશયાત્મક જ છે. કુબેર ઇચ્છાવસુ છે, તો શું ઇચ્છા પ્રમાણે વસુને ઉત્પન્ન કરવાની મારામાં આટલી

બધી શક્તિ હોવાથી હું પણ આ વિશ્વમાંનો ઇચ્છાવસુ નથી? મારો પ્રતિસ્પર્ધી આ સૃષ્ટિમાં છે જ કોણ?"

# પ્રકરણ ૫ મું

## કન્દર્પમૂર્ત્તિ પુષ્પધન્વા

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને બે વર્ષ જેટલો દીર્ઘ કાળ વીતી ગયો અને તેટલા સમયમાં કાકૂના શિરપર કાંઈ પણ સંકટ ન આવવાથી તેનો એવો દૃઢ નિશ્ચય થયો કે, "લક્ષ્મીને કેવળ પાપ તથા પ્રપંચ આદિ સાધનોથી જ મેળવી શકાય છે; લક્ષ્મીને મેળવવાના કાર્યમાં ધર્મનો પરાજય અને પાપનો જ સદા વિજય થાય છે. પાપનું કાંઇ પણ અનિષ્ટ પરિણામ થાય છે, એ વાર્ત્તા નિરાધાર છે; કારણ કે, એ પાપના પ્રતાપથી જ મારો આજે કુબેરસમાન ધનભંડાર છે અને સંસારમાં મારા નામનો જયજયકાર છે!" આવા પ્રકારની ભાવનાથી તેણે ધર્મ તથા પરમાર્થના માર્ગને ધીમે ધીમે એટલી સીમા પર્યન્ત ત્યાગી દીધો કે, કોઈ દીન ભિક્ષુકને ત્રાંબાની એક રાતી પાઈ પણ તે પરખાવતો નહોતો અને ક્ષુધાતુરને એકવારનું ભોજન આપવાની ઉદારતા પણ બતાવતો નહોતો. દીનજનોને અનેક પ્રકારના છળ પ્રપંચોથી લૂટવાનો તેનો નિત્યનો વ્યવસાય હતો અને દીન જનો કેવળ ધનાઢ્ય પુરુષોના લત્તાપ્રહારને મસ્તકપર મુકુટ પ્રમાણે ધારણ કરવામાટે તથા ધનાઢ્ય જનોની સર્વ પ્રકારની આધીનતાથી ગુલામી કરવા માટે જ સૃજાયલા છે, એવી તેની માન્યતા હતી. તે પોતાની પૂર્વસ્થિતિને સર્વથા ભૂલી ગયો હતો; લક્ષ્મીના મદથી અત્યંત ફૂલી ગયો હતો. લક્ષ્મીનો અગાધ ભંડાર, અત્યંત વિનયશીલા તથા આજ્ઞાધારિણી પત્ની તથા અત્યંત રૂપસુંદરી અને વિદુષી દુહિતા આદિ સર્વ સાધનો અનુકૂળ હોવાથી તેના મનમાં કેવળ બે ચિન્તાઓ વિના આ સંસારની તૃતીય ચિન્તાનો નિવાસ નહોતો; તેમાંની પ્રથમ ચિન્તા પુત્રપ્રાપ્તિવિષયક હતી અને દ્વિતીય ચિન્તા અનંગભદ્રાના લગ્ન વિશેની હતી; કારણ કે, અનંગભદ્રાએ વયના પંદરમા વર્ષમાં પ્રવેશ કર્યો હતો અને તેથી હવે તેનો લગ્નસંબંધ સત્વર જ કરી આપવાની આવશ્યકતા હતી. તેના લગ્નનું કાર્ય આટલું બધું લંબાયું હતું તેનું કારણ માત્ર એટલુંજ હતું કે, જેવી અનંગભદ્રા રતિમદહારિણી સુંદરી, શારદામદમર્દિની વિદુષી તથા સીતાસ્પર્ધિની સદ્ગુણશીલા સુકન્યા હતી; તેવોજ મદનમૂર્ત્તિ સુંદર, બૃહસ્પતિતુલ્ય વિદ્વાન્ અને શ્રી રામચન્દ્રસમાન આદર્શ ગુણવાન્ તેમજ કુબેર તુલ્ય ધનાઢ્ય વર ક્યાંય જોવામાં આવતો નહોતો અને અન્ય સાધારણ વર સાથે પરણાવીને અનંગભદ્રા જેવા કન્યારત્નને પાષાણ સાથે જોડવાની તેનાં માતાપિતાની ઇચ્છા થતી નહોતી.

ભાદ્રપદ માસની કૌમુદીમંડિતા અત્યંત નયનમનોહરા નિશાદેવીનો અધિકાર વિશ્વમાં વ્યાપેલો હતો. નભોમંડળમાં વિરાજમાન સંપૂર્ણ શશાંકદેવને જાણે ચંદ્રિકારૂપ શુભ્રવસ્ત્રપરિધાના નિશાદેવી પરિરંભણ આપવાને તત્પર થયેલી હોયની તેવો જ ભાસ થતો હતો. પત્ની નિશા તથા પતિ ચંદ્રદેવને આવી રીતે ક્રીડા કરતાં જોઇને આ સૃષ્ટિમાંનાં નવયૌવનના વસન્તકાળમાં વિહરતાં નવયૌવના નારીઓ તથા નવયુવક નરોનાં અંતઃકરણમાં પણ પંચશરપૂજનની ભાવનાનો સ્વાભાવિક જ

ઉદય થતો હતો. જે પતિપત્ની એક જ સ્થાનમાં એકત્ર વસતાં હતાં, તેમનાં આનંદનો તો એ નિશાકાળમાં અવધિ જ થતો હતો; પરંતુ જેમના પતિ કોઈ પણ કારણવશાત્ વિદેશમાં વસતા હતા એવી વલ્લભીનગરમાંની પતિવિરહિણી વનિતાઓ તેમ જ કારણવશાત્ અન્ય દેશમાંથી વલ્લભીપુરમાં આવીને એકલા જ વસેલા પત્નીવિરહી પુરુષોમાટે એ અત્યન્ત મનોહારિણી સુંદરી નિશા અત્યન્ત કષ્ટદાયિની વૈરિણી જ થઈ પડતી હતી.

અસ્તુઃ ભાદ્રપદ માસમાં ધાન્યના પાકનો કાળ હોવાથી સાધારણતઃ અધિક ઉષ્ણતા રહ્યા કરે છે અને તેથી આજે પણ ઉષ્ણતાનો અધિકાર કાંઈક અધિકતર દેખાતો હતો. શયનમંદિરમાં કાંઈક ઉત્તાપ થવાથી કાકૂની કન્યા અનંગભદ્રા સાધારણ અલંકાર તથા અત્યન્ત મૂલ્યવાન્ વસન્તરંગીય રેશમી લઘુ દુકૂલ ધારણ કરીને પોતાની મંદારિકા તથા કાદમ્બિની નામક બે સખી સમાન દાસીઓ સાથે પોતાના મહાલયની વિશાળ અગાસીમાં આવી અને ત્યાં પાથરેલા એક સુંદર ગાલીચાપર બેસીને તે ત્રણે સખીઓ પરસ્પર વાર્ત્તાલાપ કરવા લાગી.

મંદારિકાએ કાદમ્બિનીને ઉદ્દેશીને કહ્યું કેઃ 'જોયું, સખી કાદમ્બિની, આજે પતિ ચન્દ્રદેવના સંયોગથી નિશાદેવી કેવી આનન્દમયી, મનોહારિણી તથા પુલકિતવદના દેખાય છે; અને જ્યારે અમાવાસ્યાને દિવસે પતિ ચન્દ્રદેવનો પૂર્ણ વિયોગ થાય છે, તે વેળાએ એ જ નિશાદેવી કેવી અંધકારમયી, પ્રભાહીના તથા મલિનવદના થઈ જાય છે, એ તો તું સારી રીતે જાણે જ છે."

મંદારિકાના મતને પુષ્ટિ આપતી કાદમ્બિની બોલી કેઃ "સખી મંદારિકા! જો તારી આ વાર્ત્તા સત્ય હોય, તો આપણી આ નવયૌવના સખી અનંગભદ્રા જે આજ કાલ નિરંતર પ્રગલ્ભ ચિન્તા, ગહન વિચાર તથા ગાઢ અનુશોચનામાં નિમગ્ન રહ્યા કરે છે અને અનેકવાર એના પૂર્ણેન્દુસમાન મુખમંડળમાં મલિનતાની છટા દેખાયા કરે છે, તેનું કારણ પણ એ જ હોવું જોઇએ, એવી કાંઇક કલ્પના કરી શકાય છે."

"અનંગભદ્રાનાં જનકજનની અનંગભદ્રાનો સત્વર જ કોઈ યોગ્ય પુરુષ સાથે લગ્ન કરી આપવાનો વિચાર ધરાવે છે; પરંતુ સખી અનંગભદ્રાની યોગ્યતા પ્રમાણેના કોઈ વર તત્કાળ નથી મળી શકતો અને વરનો એ અભાવ જ આપણી આ સખીના લગ્નકાર્યમાં આટલો બધો વિલંબ કરાવે છે. કોણ જાણે યોગ્ય વર ક્યારે મળશે અને અનંગભદ્રાના સ્વામિસેવાવિષયક મનોરથો ક્યારે ફળશે!" મંદારિકાએ વિનોદાત્મક શોકનું દર્શન કરાવ્યું.

"કોઈ પણ કાર્ય તે કાર્યમાટે જે સમય પરમાત્માવડે નિયત કરાયલો હોય છે, તે સમયમાં જ થાય છે; વિધાતાના લેખને કોઈ પણ ક્ષુદ્ર મનુષ્ય જો મિથ્યા કરવાનો યત્ન આદરે, તો તેનો તે અયોગ્ય યત્ન સર્વથા મિથ્યા થઈ જાય છે. જે પુરુષ સાથે મારા સંબંધનો લેખ મારા ભાગ્યમાં લખાયલો હશે, તે પુરુષ સાથે નિયત સમય આવતાં અવશ્ય મારો સંબંધ થઈ જશે, એટલે આપણે એ વિશેની કશી પણ ચિંતા કરવાની નથી. સખી મંદારિકા અને સખી કાદમ્બિની! તમો એ તો જાણો જ છો કે, આવો વાર્ત્તાલાપ મને વધારે ગમતો નથી; કારણ કે, મારી આંતરિક વૃત્તિઓ ધર્મશાસ્ત્રના અધ્યયન પ્રતિ અધિક પ્રમાણમાં આક-

પોચેલી છે; તેમ જ વળી આપણે સર્વ કુમારિકાઓ હોવાથી આવા પ્રકારના વિષયોની ચર્ચામાં અધિક ધ્યાન પરોવવું, એ આપણામાટે કોઇ પણ પ્રકારે ઇષ્ટ નથી, એવો મારો અભિપ્રાય છે અને એટલામાટે મારી તમને એ જ નમ્ર પ્રાર્થના છે કે, આજ પછી કદાપિ આ વિષયની ચર્ચાને મારા સમક્ષ ઉપસ્થિત કરશો નહિ અને મારા ધર્મોજ્જ્વલ હૃદયમંદિરમાં વિકારરૂપ અંધકારને બળાત્કારે ભરશો નહિ. મારો તમને એ જ ઉપદેશ છે કે, આ વિકારચિન્તનના બન્ધનથી મુક્ત થાઓ અને જો ગાતાં આવડતું હોય, તો પરમાત્માનું કોઈ પરમ શાંતિકારક સુંદર ભજન ગાઓ." અનંગભદ્રાએ શૃંગારરસની ચર્ચાનો નિષેધ કરીને શાંતરસમાં લીન થવામાટેનો પોતાની સખીઓને અત્યંત મધુર તથા નમ્રતાયુક્ત વાણીથી ઉચિત ઉપદેશ આપ્યો.

"શું ત્યારે સખી અનંગભદ્રા, આ યૌવનકાળમાં જ તારો આ સંસારને ત્યાગીને સંન્યાસિની થવાનો વિચાર છે?" કાદમ્બિનીએ વિલક્ષણ પ્રકારનો પ્રશ્ન પૂછ્યો.

મંદારિકાએ જણાવ્યું કે: "સખી અનંગભદ્રા, તું વિદુષી તથા તત્ત્વજ્ઞા હોવાથી તારાથી આ પતિપૂજાના કાળમાં પરમાત્મપૂજા કરી શકાય, તો તે કદાચિત્ શક્ય મનાય; પરંતુ અમારા જેવી સાધારણ સ્ત્રીઓથી તો આટલી સીમા પર્યન્તનો આત્મસંયમ કદાપિ ન કરાય તે નજ કરાય. મારા શ્વસુરના કોઈ સંબંધીનું અચાનક મરણ થવાથી મારા લગ્નનું કાર્ય એક વર્ષ લંબાયું અને તે વેળાએ જાણે મારો એક વર્ષ જેટલો સમય વ્યર્થ જ ગયો હોયની! એમ જ મને તો જણાયું. મારા મનમાં તો નિરંતર એજ ઝંખના થયા કરે છે કે હવે મારાં માતાપિતા મને કઈ ઘડીએ પરણાવે અને સ્વામીની સર્વ પ્રકારની સેવાથી પવિત્ર થવાનો પ્રસંગ ક્યારે આવે! જો ભગવાન્ આ જીવનને લંબાવશે, તો આ સંસારસુખને સંપૂર્ણ ભોગવી લીધા પછી વૃદ્ધાવસ્થામાં શાંતિથી ગોવિન્દનાં ગીત ગાવાનો અવસર પોતાની મેળે જ આપણા સમક્ષ આવશે."

અનંગભદ્રા મંદારિકાના આવા આસક્તિમય વિચારોનું ખંડન કરવાની તૈયારીમાં જ હતી એટલામાં કાકૂના મહાલયની બાજૂમાં જ આવેલા બીજા એક ધનાઢ્ય ગૃહસ્થના ભવ્ય આગારની અગાસીમાંથી અચાનક કોઈ એક વ્યક્તિના વીણાવાદનયુક્ત સંગીતનો ધ્વનિ આવીને તે સખીત્રિપુટીનાં શ્રવણોમાં અથડાયો. વીણાનું વાદન અત્યંત કોમલતા તથા કૌશલ્યથી થતું હોવાથી તથા તે ગાનારી વ્યક્તિનું કંઠમાધુર્ય સર્વથા અલૌકિક અને અશ્રુતપૂર્વ હોવાથી સ્વાભાવિક જ તે ત્રણે સખીઓનું ધ્યાન તે સંગીત પ્રતિ આકર્ષાતાં તેમનો જે વાર્ત્તાલાપ ચાલતો હતો, તે તત્કાળ અટકી ગયો. તે ગાયક વ્યક્તિનાં કંઠમાધુર્ય, સ્વરસંમેલન, આલાપ અને તાલ ઇત્યાદિમાં કોઈ એક એવી મોહનીનો સમાવેશ થયેલો હતો કે તેના યોગે કોઈ પણ સહૃદય વ્યક્તિનું હૃદય મુગ્ધ થવું જ જોઇએ. અનંગભદ્રા પોતે પણ સંગીતકળામાં નિપુણ હોવાથી તે તો વળી તેમાં અધિકતર મુગ્ધ થવા લાગી; પરંતુ તેની મુગ્ધતાનું સબળ કારણ તો એ હતું કે, તે ગાનારી વ્યક્તિએ જે સંગીતનો આલાપ આરંભ્યો હતો, તે સંગીત અનંગભદ્રાના અત્યંત પ્રિય શાંત રસને જ પુષ્ટિ આપનારું હતું; તેમાં શૃંગાર, વીર, રૌદ્ર અને હાસ્ય રસ આદિ અન્ય આસક્તિવર્ધક રસોની લેશ માત્ર પણ છાયા તેમાં આવતી

ન હોતી. સંગીતનો આશય અનંગભદ્રાને બહુ જ ઉત્તમ લાગવાથી તે એ સંગીતના એક એક અક્ષર તથા એક એક શબ્દનું એકાગ્ર મનથી ધ્યાનપૂર્વક શ્રવણ કરવા લાગી. તે ઉચ્ચભાવયુક્ત સંગીત આ પ્રમાણેનું હતું:-

**સંગીત**

"જો જો અરે દેખાય વસ્તુ બલવતી આ આવતી;
સત્તા છતાં સત્તા નથી એ જ્યોતિ દિવ્યે પ્રભાવતી-જો જો.
જે ધ્વાંતમાં જ્યોતિ પ્રખર ને તેજમાં છાયા સમી;
તે ભવ્ય પ્રતિમા આજ અંતઃકરણમાં આવી શમી-જો જો.
આનંદની એ લાગણી મુખથી કદાપિ ન જે વદી;
એ વેદના છે તે ન જેની વેદના થઇ છે કદી-જો જો.
એ અમર જીવન છે છતાં જીવન ન એણે ભોગવ્યું;
શાશ્વત મરણ હોવા છતાં નહિ દુઃખ કોઇએ અનુભવ્યું-જો જો.
એ હર્ષ કિંવા શોક એવી કોઈ પણ વસ્તુ નથી;
એ વસ્તુ તે છે જે ઉભયના મધ્યમાંહીં વિરાજતી-જો જો.
ઉજ્જ્વલ પ્રભાત નથી, નથી એ તમોવ્યાપ્ત વિભાવરી;
એકત્ર કરનારી ઉભયની શૃંખલા છે એ ખરી-જો જો.
સંગીતમાંનો અતિ મનોહર મધુર એ વિશ્રામ છે;
ને જે પવિત્ર કલા વિશે લેવાય તે આરામ છે-જો જો.
એ વ્યક્તિના ભાષણ વિશે એ શ્રમવિદારક મૌન છે;
એ વિકૃતિના આવેશમાંહીં મનઃસ્થૈર્ય અગૌણ છે-જો જો.
સૌન્દર્ય છે પણ કોઇને એ કદા દેખાયું નથી;
સંગીત છે પણ ગવાયું કે કદા સઁભળાયું નથી-જો જો.
એ પ્રીતિ તે છે જે નિરંતર વસે છે બસ એકલી;
છે જ્ઞાન પણ અદ્યાપિ એને કોઇ યે ન શક્યું કળી-જો જો.
બે જીવનોના મધ્યમાં એ જાણજો કે મરણ છે;
ને ઉભય ઝંઝાવાત મધ્યે શાંતિ બહુ સુખકરણ છે-જો જો.
જેમાંથી સૃષ્ટિ ઉદ્‌ભવી ને લીન જેમાં થઇ જતી;
તે શૂન્ય પણ છે એજ જેમાં વિકૃતિ કાંઇ નથી થતી-જો જો.
આ અશ્રુબિન્દુ હસિતમુદ્રા ધારવા ત્યાં જાય છે;
એ વસ્તુ અંતિમ સાધ્ય જીવનનું સદા કહેવાય છે-જો જો.
જો ઓળખી નહિ હોય એને, એ વિશે કૈં ભ્રાંતિ છે;
તો જાણી લ્યો હે બંધુ! કે એ પરમવસ્તુ **શાંતિ** છે"-જો જો.

સંગીતની સમાપ્તિ થતાં અનંગભદ્રાએ મંદારિકાને પૂછ્યું કે: "સખી મંદારિકા, આ આપણી બાજૂની અગાસીમાં આવું ઉત્કૃષ્ટ ભાવમય મધુરતમ ગીત કોણ ગાય છે વારુ?"

"એ ગાયકા વ્યક્તિ તને કઇ જાતિની જણાય છે વારુ?" મંદારિકાએ ઉત્તર આપવાને બદલે એક પ્રકારનો વિચિત્ર પ્રશ્ન રજૂ કર્યો.

"કંઠની કોમળતા, સ્વરની મધુરતા તથા ગાવાની પદ્ધતિ આદિથી તો એવું

જ અનુમાન કરી શકાય છે કે, એ ગાયકા વ્યક્તિ અવશ્ય આપણી જાતિની જ હોવી જોઇએ; કારણ કે, પુરુષના કંઠમાં આવી કોમળતા તથા મધુરતા કદાપિ હોઈ શકે જ નહિ." કહે ત્યારે મારું અનુમાન સત્ય છે કે નહિ?" અનંગભદ્રાએ પોતાના અનુમાનને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવ્યું.

પરંતુ અનંગભદ્રાના એ અનુમાનને જાણતાં જ વિનોદિની મંદારિકા ખડખડાટ હસી પડી અને હસતી હસતી જ કહેવા લાગી કે: "સખી અનંગભદ્રા! આજનું તારું આ અનુમાન અક્ષરે અક્ષર અસત્ય છે; કારણ કે, એ ગાયકા વ્યક્તિ આપણી જાતિની નથી, કિન્તુ જે જાતિના કંઠમાં આવી કોમળતા તથા મધુરતા હોવાની ઘટનાને તું સર્વથા અશક્ય માને છે, તે પુરુષજાતિની જ એ વ્યક્તિ છે. પરમાત્માની સૃષ્ટિમાં અશક્ય કિંવા અસંભવનીય જેવું કાંઈ છે જ નહિ; પરમાત્મા અનેકવાર સ્ત્રીજાતિની સ્વાભાવિક કોમળતા તથા મધુરતાનો કોઈ પુરુષજાતિની વ્યક્તિમાં આરોપ કરે છે તેમ જ ઘણીકવાર કોમળ સ્ત્રીજાતિની કોઈ વ્યક્તિમાં પુરુષોચિત કઠોરતા, ક્રૂરતા તથા નિર્દયતા આદિનો એટલી સીમા પર્યન્ત સમાવેશ કરી દે છે કે તેના યોગે સ્ત્રીજાતિની વ્યક્તિ પુરુષને પણ લજાવી દે તેવાં ક્રૂરતામય કર્મો કરી બતાવે છે! એ સર્વ પરમાત્માની અઘટિતઘટનાપટીયસી માયાનું જ પરિણામ છે!"

"ખરેખર આ તો એક આશ્ચર્ય જ કહી શકાય!" અનંગભદ્રાએ આશ્ચર્યદર્શક ઉદ્ગાર કાઢ્યો.

"હજી સંપૂર્ણ આશ્ચર્યમુગ્ધા તો તું ત્યારે જ થઇશ કે જ્યારે એ વ્યક્તિના સંપૂર્ણ રૂપ ગુણ આદિની કથા સાંભળીશ અને તેના મુખચન્દ્રને પ્રત્યક્ષ નિહાળીશ." મંદારિકાએ ચર્ચાતા વિષયને અધિકતર રસમય બનાવીને વિરક્ત અનંગભદ્રાના અંતઃકરણમાં આસક્તિની જ્યોતિને પ્રકટાવવાનો આડકતરો પ્રયત્ન કરવા માંડ્યો.

"ત્યારે શું તેના કંઠમાધુર્ય પ્રમાણે જ તેના રૂપ તથા ગુણ આદિમાં પણ કોઈ પ્રકારની વિલક્ષણતા કિંવા અલૌકિકતા સમાયલી છે? મંદારિકા, શું તને એ વ્યક્તિનો સાક્ષાત્કાર થયો છે અથવા તો તું કોઇવાર એના સમાગમમાં આવી છે ખરી?" અનંગભદ્રાએ પોતાની આતુરતાને તૃપ્ત કરવાના આશયથી પૂછ્યું.

"એ નવયુવકના રૂપ તથા ગુણ આદિમાં તો વળી એટલી બધી વિલક્ષણતા તથા અલૌકિકતાનો સાક્ષાત્કાર થયા કરે છે કે આજકાલ સમસ્ત વલ્લભીનગરમાં કેવળ એ વિષયની જ સર્વત્ર ચર્ચા ચાલતી જોવામાં આવે છે. તું નિરંતર તારા ધર્મગ્રંથોના વાંચનમાં અને ગૃહકાર્યમાં નિમગ્ન રહેતી હોવાથી ક્યાંય બહાર તો નીકળતી જ નથી એટલે આવી નવીન ઘટનાઓ તારા જાણવામાં ન આવે, એ સ્વાભાવિક જ છે. અમારો દાસીઓનો અવતાર એટલે અમારે તો ઘડીયે ને પળે બહાર નીકળવું પડે છે અને તેથી આવી નવીન તથા આશ્ચર્યમયી ઘટનાઓ અમારા જાણવામાં તરત આવી જાય છે. હું જો કે એ નવયુવકના સમાગમમાં આવી નથી, પરંતુ ચાર પાંચવાર મને તેનાં દર્શન તથા સૌન્દર્યાવલોકનનો પ્રસંગ મળેલો છે અને તેના સ્વર્ગીય સૌન્દર્યથી હું તો એવી મુગ્ધ થઇ ગઈ છું."

આમ કહીને **મંદારિકાએ** તે નવયુવકના રૂપ તથા ગુણની કથાનો આવી રીતે આરંભ કર્યો: "સખી **અનંગભદ્રા**! પરમાત્માએ એ પુરુષને રૂપ આપવામાં તો એટલી બધી ઉદારતા બતાવી છે કે જો એટલી ઉદારતા કોઇ અબળામાં સૌન્દર્યનો આરોપ કરતી વેળાએ તેણે બતાવી હોત, તો આ વિશ્વમાં તે સ્ત્રીના સૌન્દર્યનો અવધિ જ થઇ જાત અને તે સ્ત્રી તે સૌન્દર્યના શસ્ત્રથી મોટા મુનિવરોના મનને ચળાવવાને પણ સમર્થ થઇ શકત! તેનો વાસુકિ સમાન કૃષ્ણ તથા દીર્ઘ કેશકલાપ, તેનાં હરિણ સમાન ચંચળ તથા વિશાળ નેત્રો, તેનું પૌર્ણિમાના શશાંકસમાન તિલ-લાંચ્છિત મુખમંડળ, તેના મૃણાલસમાન બે બાહુ, તેનું કિંચિત્ ઉન્નત વક્ષસ્થળ, તેનું કૃશ ઉદર, તેના શરીરનો લાલિમામિશ્રિત મનોહર ગૌરવર્ણ, તેના પ્રવાલસમાન ઓષ્ઠ, તેની દાડિમકલિકાસમાન ધવલ દંતપંક્તિ, તેનાં સુકોમળ ઘાટીલાં ચરણ, તેની વિશ્વમોહિની હાસ્યમાધુરી અને તેની હંસસમાન ગતિ ઇત્યાદિ સૌન્દર્યસાધનો પુરુષોને પણ મોહમુગ્ધ બનાવી દે છે, તો પછી એવી સૌન્દર્ય-મંડિત પ્રતિમા કોઇ સ્ત્રીના મનમાં મોહવિકારને ન ઉપજાવે, એ તો બની જ કેમ શકે વારુ? ....................."

**મંદારિકા** આગળ બોલવા જતી હતી, પરંતુ **અનંગભદ્રાએ** તેને બોલતી અટકાવીને વચ્ચે જ પ્રશ્ન કર્યો કે:-"**મંદારિકા**, આ તું કોઇ પુરુષના સૌન્દર્યનું વર્ણન કરે છે કે કોઈ અલૌકિક લલનાના લાવણ્યની કથાનો વિસ્તાર કરી રહી છે, એ મારાથી સમજી શકાતું નથી. આવા પ્રકારનું સૌન્દર્ય જો પુરુષમાં હોય, તો તે વ્યક્તિ પુરુષ નામને પાત્ર હોઇ શકે જ નહિ; કાં તો તે સ્ત્રી હોવી જોઇએ અને કાં તો જેનામાં પુરુષોચિત ગુણની વિકૃતિ થયેલી હોય છે, એવો કોઈ સ્ત્રૈણ પુરુષજ હોવો જોઇએ, એવી મારી દૃઢ માન્યતા છે!"

"એક રીતે તારી એ માન્યતા ખરી છે; કારણ કે, અદ્યાપિ તેના મુખ-મંડળમાં શ્મશ્રુનો આવિર્ભાવ થયેલો ન હોવાથી જો તે સ્ત્રીનો વેશ ધારીને સ્ત્રીઓના સમુદાયમાં આવીને બેસે, તો કોઈ મહા ચતુરા અને બુદ્ધિમતી અબળા પણ તેને અબળા તરીકે જ સ્વીકારે અને પુરુષ તરીકે કદાપિ ન ઓળખી શકે, એવો મારો પણ અભિપ્રાય છે; પરંતુ આવા લાવણ્ય સાથે તેનામાં પુરુષોચિત અન્ય ગુણોનો પણ સંપૂર્ણ પ્રકાશ હોવાથી તેને આપણાથી સ્ત્રૈણ પુરુષ તરીકે ઓળખી શકાય તેમ તો નથી જ; કારણ કે, તેના વિશે એવી એક કથા સાંભળવામાં આવે છે કે, એકવાર અરણ્યમાં એક વિકરાળ સિંહે અચાનક તેના શરીરપર આક્રમણ કર્યું હતું, પરન્તુ એક ક્ષણમાત્રમાં જ તેણે શૌર્ય તથા નિર્ભયતાથી તે હિંસ્ર પશુનો વધ કરી નાખ્યો હતો અને અનેકવાર પોતાના રાજાના કલ્યાણમાટે યુદ્ધમાં અગ્રભાગે રહીને શત્રુદલનો પરાજય પણ કર્યો હતો. આવા એક શૂરવીર પુરુષને આપણાથી એક સ્ત્રૈણ પુરુષ કેમ કરીને કહી શકાય વારુ?" **મંદારિકાએ** તે વ્યક્તિના પુરુષોચિત ગુણોની કથા કહી સંભળાવી.

"જો તે આવો શૂર તથા વીર પુરુષ હોય, તો તો અવશ્ય તે કોઈ ક્ષત્રિય-કુમાર જ હોવો જોઇએ." **અનંગભદ્રાએ** કહ્યું.

"તારું આ અનુમાન પણ અસત્ય છે; કારણ કે, તે ક્ષત્રિયકુમાર નહિ, કિન્તુ તારી જાતિનો એક વૈશ્યકુમાર છે." **મંદારિકાએ** **અનંગભદ્રાના** ભ્રમનું નિરસન કર્યું.

"આ તો વિલક્ષણતામાંથી વિલક્ષણતા અને તેમાંથી પણ વળી વિલક્ષણતા નીકળતી જાય છે." અનંગભદ્રાએ અત્યંત આશ્ચર્ય દર્શાવ્યું.

"આ તો હજી વિલક્ષણતાનો આરંભ છે; તેની સંપૂર્ણ વિલક્ષણતાની વિલક્ષણ કથાને સાંભળવાનું કાર્ય તો હજી તારામાટે બાકી જ છે." આવી રીતે અનંગભદ્રાની આતુરતાને અધિક ઉદ્દીપ્ત કરીને મંદારિકા તે યુવકની વિલક્ષણતાની કથાને વિસ્તારતી આગળ વધીને કહેવા લાગી કે: "જેવો તે સુંદરતા તથા વીરતામાં અદ્વિતીય છે, તેવો જ તે વિદ્યા તથા જ્ઞાનમાં પણ સર્વશ્રેષ્ઠ મનાય છે. વેદ, સ્મૃતિ, પુરાણ, જૈનધર્મગ્રંથ તથા બૌદ્ધધર્મના ગ્રંથો; તેમ જ તત્ત્વજ્ઞાન તથા સાહિત્યજ્ઞાનમાં તેની સમાનતા કરી શકે એવો અત્યારે આ વલ્લભીનગરમાં બીજો એક પણ વિદ્વાન્ કિંવા પંડિત અસ્તિત્વ ધરાવતો નથી અને તેની એ અદ્વિતીય વિદ્વત્તાનો, અભિમાની પંડિતો પણ મુક્તકંઠથી સ્વીકાર કરે છે. તે જ્યારે કોઈ ધર્મસભામાં ધર્મવિષયક વ્યાખ્યાન આપે છે, તે વેળાએ શ્રોતૃગણ આનંદના તરંગમાં જ ઝીલતો દેખાય છે."

અનંગભદ્રા તે પુરુષના પાંડિત્યની આ વાર્ત્તા સાંભળીને કહેવા લાગી કે: "મન્દારિકા, પરમેશ્વરનો એવો એક નિયમ છે કે તે કોઈ પણ મનુષ્યમાં એકસમયાવચ્છેદે સર્વ પ્રકારની સંપૂર્ણતાનો સમાવેશ કરતો જ નથી; એ નિયમ અનુસાર જો પરમેશ્વરે તેનામાં આ સર્વ ગુણોની સંપૂર્ણતાનો સમાવેશ કર્યો હશે, તો લક્ષ્મીના વૈભવથી તેને એવો તો વંચિત રાખ્યો હશે કે પોતાના એ ગુણોના વિકાસમાટે અવશ્ય તેને કોઈ ધનાઢ્ય પુરુષનો આશ્રય લેવો જ પડતો હશે."

મન્દારિકાએ કહ્યું કે: "મનુષ્યમાં ઈશ્વર કોઈ પણ એક પ્રકારની ન્યૂનતા રાખે છે, એ તત્ત્વને તો હું પણ સ્વીકારું છું; અને તેવી એક ન્યૂનતા એ પુરુષમાં પણ છે; પરંતુ તે ન્યૂનતા લક્ષ્મીના વૈભવની નથી; કારણ કે, એ પુરુષપર લક્ષ્મી અથવા નારાયણીની એવી તો સંપૂર્ણ કૃપા છે કે, તમારા પિતા વિના અન્ય કોઈ પણ ધનાઢ્ય પુરુષ ધનાઢ્યતામાં એ યુવકની સમાન કક્ષામાં ઉભો રહી શકે તેમ નથી. આ આપણી બાજૂમાંનો રાજમંદિરતુલ્ય આગાર તેની વિધવા સ્વામિની પાસેથી એણે મોઢે માગ્યાં નાણાં આપીને ખરીદી લીધો છે; દાસદાસીઓને તે મોઢે માગ્યાં વેતન આપે છે; ગમે તેવાં ઉત્તમ અને મૂલ્યવાન વસ્ત્રો તે એકવાર પહેર્યા પછી બીજીવાર પહેરતો નથી અને તેથી તે નવાં ને નવાં વસ્ત્રો દાસ તથા દાસીઓને મળ્યા કરે છે; કોઈ પણ સાધુ, ભિક્ષુક, બ્રાહ્મણ કિંવા શ્રમણ તેના દ્વારમાંથી કદાપિ નિરાશ થઇને પાછો જતો નથી અને ધર્મનાં અન્યાન્ય કાર્યોમાં પણ તેનું અનંત ધન વપરાયા કરે છે. આથી કેવળ તેની ધનાઢ્યતા જ નહિ, કિંતુ તેની કુલીનતા, ઉદારતા તથા વસુધૈવકુટુંબિતાનો પણ આપણને અત્યન્ત સ્પષ્ટ પરિચય થઈ શકે છે."

"ત્યારે તેનામાં જે ન્યૂનતા છે તે કયા વિષયની છે વારુ?" અનંગભદ્રાએ જરા ભાર મૂકીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"જે ન્યૂનતા તારામાં છે, તે જ વિષયની ન્યૂનતા તેનામાં છે!" મન્દારિકાએ બહુ જ માર્મિક ઉત્તર આપ્યું.

પરંતુ મન્દારિકાના ઉત્તરમાંના મર્મને તત્કાળ સમજી ન શકવાથી અનંગ-

ભદ્રાએ કહ્યું કે: "મન્દારિકા, તારા આ સંદિગ્ધ ઉત્તરના મર્મને હું સમજી શકતી નથી, એટલામાટે તારો જે કાંઈ પણ આશય હોય, તે સ્પષ્ટ શબ્દોમાં જ વ્યક્ત કરી દે."

મન્દારિકાએ પ્રથમ તો એક નિઃશ્વાસ નાખ્યો અને ત્યાર પછી જાણે તે કોઈ ગહન વિચારમાં નિમગ્ન થઈ ગઈ હોયની! તેવી રીતે અવાક્ થઈ ગઈ. થોડી વાર પછી તે મુખદ્વારમાંથી વાણીના પ્રવાહને વહેવડાવતી કહેવા લાગી કે: "જેવી રીતે તું યૌવનવતી, સૌન્દર્યવતી, ધનવતી અને વિદ્યાવતી હોવા છતાં પ્રત્યેક સ્ત્રીના હૃદયમાં જે પુરુષવિષયક આસક્તિનો નિવાસ હોવો જોઇએ તે આસક્તિની તારામાં ન્યૂનતા છે; તે જ પ્રમાણે એ પુરુષ પણ યુવાન્, સ્વરૂપસુંદર, ધનવાન્, શૂરવીર તથા વિદ્વાન્ હોવા છતાં સ્ત્રીવિષયક આસક્તિથી સર્વથા હીન છે અને એ જ એનામાં એક સર્વથી મોટી એવી ન્યૂનતા છે કે તે ન્યૂનતાથી એની અન્ય સંપૂર્ણતાઓ ઢંકાઈ જાય છે. સાંભળવામાં આવે છે કે, સમસ્ત સ્ત્રીજાતિ પ્રતિ એનો તિરસ્કાર હોવાથી એણે અખંડ બ્રહ્મચર્યના પાલનમાં જ પોતાના જીવનને વીતાડી દેવાનો દૃઢ નિશ્ચય કરેલો છે. જ્યારે તારા અનાસક્તિવિષયક ઉદ્ગારો મારા સાંભળવામાં આવે છે, ત્યારે કોઈ કોઇવાર મારા મનમાં એમ પણ થઈ જાય છે કે, તમો ઉભયનો ઉન્માદ એક જ પ્રકારનો હોવાથી જેવો તે ઉન્માદી છે તેવી જ તું પણ ઉન્માદિની છે અને તેથી જો તમો બન્નેનો એક જ અરણ્યકુટીરમાં નિવાસ હોય, તો તમારાં જીવન અતિશય આનન્દમાં વીતી જાય ખરાં. આ મારી ધારણા ખરી છે કે નહિ?"

અનંગભદ્રાએ એનું કાંઈ પણ ઉત્તર ન આપતાં કેવળ સ્મિત કર્યું અને ત્યાર પછી પૂછ્યું કે: "ત્યારે એ પવિત્ર યુવકનું શુભ નામાભિધાન શું છે વારુ?"

"વલ્લભીનગરના લોકો એ ભદ્ર યુવકને પુષ્પધન્વાના મનોહર તથા મધુર સંબોધનથી સંબોધે છે અને ખરેખર તે છે પણ કન્દર્પમૂર્તિ યુવા!" મંદારિકાએ તેના નામના ઉચ્ચાર સાથે અર્થની સૂચના પણ કરી દીધી.

પુષ્પધન્વાનો આવી રીતે સમસ્ત વૃત્તાન્ત સાંભળી લીધા પછી અનંગભદ્રા ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી મંદારિકાને સંબોધીને કહેવા લાગી કે: "મારી પ્રાણપ્રિયા સખી મંદારિકા! તું જ્યારે એ યુવક પુષ્પધન્વાની આટલી બધી અતિશયોક્તિમયી પ્રશંસા કરે છે, એટલે એથી સ્પષ્ટ જણાય છે કે, એ અવશ્ય ગુણવાન પુરુષ હશે જ અને એવા ગુણવાન્ પુરુષના દર્શનથી જો કોઇની પણ પોતાનાં નેત્રોને પવિત્ર તથા કૃતાર્થ કરવાની ઇચ્છા થાય, તો તે સ્વાભાવિક જ છે. અર્થાત્ એ પુષ્પધન્વાના મુખચંદ્રને જોવાની તથા એના શ્રીમુખની સુધાવાણીને સાંભળવાની આકાંક્ષાનો પ્રબળતાથી મારા હૃદયમાં ઉદય થયો છે; પરંતુ મારી એ આકાંક્ષાને તૃપ્ત કરવાનો માર્ગ મને સૂઝતો નથી. જો તને એનો કોઈ માર્ગ દેખાતો હોય, તો મને બતાવી દે; જે આકાંક્ષાની જ્વાળાને તેં આજે મારા અંતઃકરણમાં પ્રકટાવી છે, તે જ્વાળાને એ પુષ્પધન્વાના સાક્ષાત્કારરૂપ જળના સિંચનથી તું જ પાછી શમાવી દે. આ કાર્ય તારાવિના કિંવા આ કાદંબિની વિના અન્ય કોઇથી કદાપિ થઈ શકવાનું નથી."

"જો તારી પુષ્પધન્વાને જોવાની અને તેની સુધાવાણીને સાંભળવાની ઇચ્છા

હશે, તો આજથી ચાર પાંચ દિવસ પછી તારી એ ઇચ્છાને પૂર્ણ કરવાનો તને બહુ જ સુંદર અને અપ્રતિમ અવસર મળી શકશે; કારણ કે, ત્રણ ચાર દિવસમાં સ્માર્ત્તધર્મના પરમોદ્ધારક પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્ય બૌદ્ધ તથા જૈન આદિ અનીશ્વરવાદી ધર્મનાં કેટલાંક વિઘાતક તત્ત્વોનું ખંડન કરીને વિશ્વમાન્ય વેદાંતમતના મંડનમાટે અહીં પધારીને આપણા આ વલ્લભીનગરને પોતાની ચરણધૂલિકાથી પવિત્ર કરવાના છે. શ્રીમચ્છંકરાચાર્યના આગમન પછી જે એક ધર્મમહાપરિષદ્ થવાની છે, તેમાં એ પુષ્પધન્વા પણ વેદાંતધર્મની સર્વવ્યાપકતા વિશે એક ઉત્કૃષ્ટ વ્યાખ્યાન આપવાના છે અને તે પરિષદ્‌માં સ્ત્રીઓને આવવાની છૂટ રાખવામાં આવેલી હોવાથી તેમ જ સ્ત્રીઓને બેસવામાટે એક ભિન્ન સ્થાન નિયત કરાયલું હોવાથી આપણાથી ત્યાં સંકોચ વિના જઇ શકાશે અને તારાથી તેના મુખદર્શન તથા તેની સુધાવાણીના શ્રવણનો યથેચ્છ લાભ લઈ શકાશે.” મંદારિકાએ અનંગભદ્રાને તેની ઇચ્છાપૂર્તિનો સરળ માર્ગ બતાવ્યો.

“મારી આકાંક્ષાને તૃપ્ત કરવાનો આ એક સર્વોત્કૃષ્ટ માર્ગ છે, એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ; આ માર્ગને સ્વીકારવાથી એકસમયાવચ્છેદે બે લાભ આપણને મળી શકશે અને તે એ કે, જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્યનાં દર્શન તથા સંભાષણ સાથે પુષ્પધન્વા મહાશયનાં દર્શન તથા વ્યાખ્યાનથી આપણે આપણાં નેત્રો તથા શ્રવણોને કૃતાર્થ કરી શકીશું.” અનંગભદ્રાએ આનંદ દર્શાવ્યો.

અનંગભદ્રાના આ ઉદ્‌ગારોને સાંભળીને બહુ વારથી મૌનનું અવલંબન કરીને બેઠેલી કાદમ્બિનીએ મધુર વિનોદ કરીને કહ્યું કે: “ત્યારે સાથે સાથે એમ પણ કહી દે ને કે, ‘જો કન્દર્પમૂર્ત્તિ પુષ્પધન્વાના રૂપગુણથી મુગ્ધ થઇશું તો આ અનાસક્તિને ત્યાગી આસક્તિનો અંગીકાર કરીને તે મહાશય સાથે લગ્નના બંધનથી બંધાઇશું!’ સખી અનંગભદ્રા, જો તારો પુષ્પધન્વા સાથે પરણવાનો વિચાર થશે, તો તારામાં તેની આસક્તિ કરાવવાના કાર્યમાં હું તને મારાથી આપી શકાશે તેટલી સહાયતા આપીશ અને મારા એક સખી તરીકેના ધર્મનું યથાર્થ પાલન કરી બતાવીશ.”

“ભવિષ્યની ઘટનાના ઊહાપોહની અત્યારે શી આવશ્યકતા છે વારુ? ચાલો; નિશા બહુ વીતી ગઇ છે; નિશાના તૃતીય પ્રહરનો આરંભ થઇ ચૂક્યો છે એટલે હું પણ શયનમંદિરમાં જાઉં છું અને તમો પણ તમારા શયનાગારમાં જઇને નિદ્રાદેવીની ઉપાસનાનો આરંભ કરી દ્યો.” અનંગભદ્રાએ કાદમ્બિનીની વાર્તાને વચ્ચેથી જ કાપી નાખી.

અનંગભદ્રા એ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ ગાલીચાપરથી ઊઠીને ઊભી થઈ ગઈ અને ત્યાર પછી મન્દારિકા તથા કાદમ્બિની પણ ઊઠીને ઊભી થઈ. ઊભી થઇને કાદમ્બિની વળી પણ હાસ્ય કરતી બોલી કે: “અનંગભદ્રા, તું શયનમંદિરમાં જવામાટે આટલી બધી ઉતાવળી શા કારણથી થઈ ગઈ છે, તે હું સારી રીતે જાણું છું. પુષ્પધન્વાના જે રૂપ તથા ગુણનું વર્ણન અત્યારે તારા સાંભળવામાં આવ્યું છે, તેનું તારા હૃદયમાં એવું તો દૃઢ પરિણામ થયું છે કે હવે તે કન્દર્પમૂર્ત્તિના ચિન્તન વિના અન્ય કોઇ પણ પ્રકારના વિચારથી તારા અંતઃકરણને શાન્તિ મળવાનો સંભવ ન હોવાથી અવશિષ્ટ નિશાકાળને તેં તેના

ચિન્તન તથા મનનમાં જ વીતાડવાનો નિશ્ચય કરેલો છે. અમારો પણ તને એજ ઉપદેશ છે કે, તે સૌન્દર્યપ્રતિમાનું તારાથી કરી શકાય તેટલું ચિન્તન કરતી રહેજે; કારણ કે, હવે તો તે વાંચ્છિત મૂર્ત્તિના ચિન્તનમાં જ તારા કલ્યાણ તથા મોક્ષની શકયતા સમાયલી છે."

અનંગભદ્રા કાંઇ પણ ઉત્તર આપ્યા વિના તત્કાળ ત્યાંથી પોતાના શયન-મંદિરમાં ચાલી ગઈ. તેના જવા પછી કાદમ્બિનીએ મન્દારિકાને ઉદ્દેશીને કહ્યું કે: "મન્દારિકા, તેં તો આજે ખૂબ કરી બતાવી ને શું! પુષ્પધન્વાના રૂપ તથા ગુણ આદિનું એક વિશ્વવિખ્યાત કવીશ્વર પણ ન કરી શકે તેવું અત્યન્ત આકર્ષક તથા મનોહારક વર્ણન કરીને સાધ્વી અનંગભદ્રાના મનને ચળાવી દીધું, એ તારી કાંઈ જેવી તેવી ચાતુરી તો ન જ કહેવાય. હું ધારું છું કે, પૂર્વજન્મમાં અવશ્ય તારો ઇન્દ્રની આજ્ઞાથી ઋષિ મુનિનાં ચિત્તને ચળાવવાનો વ્યવસાય કરતી સ્વર્ગમાંની કોઇ અપ્સરાનો જ અવતાર હોવો જોઇએ અને જેવી રીતે પુરૂરવામાં પ્રેમાસક્ત થવાના અપરાધમાટે અપ્સરા ઉર્વશીને અમુક કાળ પર્યન્ત આ મૃત્યુલોકમાં નિવાસ કરવો પડ્યો હતો, તેવા જ કોઇ કારણથી તારું પણ આ મૃત્યુલોકમાં આગમન થયેલું હોવું જોઇએ; નહિ તો અનાસક્તના મનને આસક્ત બનાવવાની આવી નિપુણતા તારામાં આવે જ નહિ."

મન્દારિકાનાં નેત્રોમાં નિદ્રાનાં ચિન્હો પ્રકટેલાં હોવાથી આ વિનોદને આટલે-થી જ અટકાવી દેવાના ઉદ્દેશથી તેણે એનું કાંઇ પણ ઉત્તર ન આપ્યું અને તેથી કાદમ્બિનીને પણ બોલવાનું કારણ ન રહેવાથી બન્ને સખીઓ પોતાના શયના-ગારમાં જવા માટે અગાસીમાંથી પ્રયાણ કરી ગઇ. કાદંબિનીની કલ્પના સત્ય હતી; કારણ કે, અનંગભદ્રાએ તે સમસ્ત નિશા નિદ્રામાં નહિ, કિન્તુ પુષ્પ-ધન્વાના ચિન્તનમાં જ વીતાડી હતી.

ત્યારે શું વિરક્તા અને વૈરાગિકા અનંગભદ્રાના અંતઃકરણમાં અનુરાગાનુરક્તિ તથા અનંગરાગનો ખરેખર સંચાર થયો હતો કે? અનંગભદ્રાએ અનંગમાં જ પોતાના કલ્યાણનો સાક્ષાત્કાર કર્યો હતો કે શું? આ પ્રશ્નોનાં યથાર્થ ઉત્તર અત્યારે અને આ ક્ષણે જ આપી શકાય તેમ નથી; સમય આવતાં જે ભેદ હશે તે પોતાની મેળે જ જાણવામાં આવી જશે; માત્ર અત્યારે એટલું અનુમાન કરી શકાય ખરું કે, સ્ત્રીઓનો સ્વભાવ નિરંતર ચંચળ હોવાથી જો પુષ્પધન્વા જેવા એક અલૌકિક રૂપગુણસંપન્ન યુવક પ્રતિ તેનું મન કાંઇક આકર્ષાયું હોય, તો તેમાં વિશેષ આશ્ચર્ય પામવા જેવું તો કાંઈ પણ નથી; કારણ કે, પરસ્પર આકર્ષણ એ પ્રાણિમાત્રની પ્રકૃતિ જ છે.

પરંતુ અત્યારે હવે એ વિષયને અહીં જ અપૂર્ણ અવસ્થામાં રાખીને વલ્લભી-પુરમાં જગદ્ગુરુ શ્રીમત્ શંકરાચાર્યનું જે કારણથી આગમન થવાનું હતું તે કારણને જાણવામાટે પ્રથમ વલ્લીવંશના ઇતિહાસ તથા ભારતવર્ષની તાત્કાલિક ધાર્મિક, સામાજિક તથા રાજકીય પરિસ્થિતિના ઇતિહાસના કિંચિદ્ અવલોકનની અહીં અનિવાર્ય આવશ્યકતા હોવાથી પ્રથમ એ ઇતિહાસના અવલોકનકાર્યની સમાપ્તિ કરીને પછી જ આપણે આપણી નવલકથાના અનુસંધાનમાં આગળ વધીશું.

# પ્રકરણ ૬ ઠું
# વલ્લભીવંશનો ઈતિહાસ
## અને
# ભારતવર્ષની તાત્કાલિક પરિસ્થિતિ

ગુર્જરાષ્ટ્ર તથા **સૌરાષ્ટ્ર** (ગુજરાત અને કાઠિયાવાડ) ના પ્રાચીન ઇતિહાસનું અવલોકન કરતાં **ચન્દ્રગુપ્ત** (ઈ૦ સ૦ ૪૧૦); **કુમારગુપ્ત** (ઈ૦ સ૦ ૪૧૬); અને **સ્કન્દગુપ્ત** (ઈ૦ સ૦ ૪૫૬) એ ત્રણ રાજાઓ ઉપરાંત ગુપ્તવંશીય અન્ય કોઈ ચોથા રાજાએ **ગુર્જરાષ્ટ્ર** અને **સૌરાષ્ટ્ર**માં રાજ્યાધિકાર ભોગવ્યો હોય, એનું આપણને કોઈ પણ પ્રમાણ મળી શકતું નથી. ઈ૦ સ૦ ૪૭૦ માં **સ્કન્દગુપ્તનો** સ્વર્ગવાસ થયો હતો અને ભાટ તથા ચારણો વર્ણવે છે કે, એ **સ્કન્દગુપ્તનો** **ભટ્ટારક** નામનો એક **મૈત્રકવંશીય** સેનાપતિ હતો. આ પુરુષ **સૌરાષ્ટ્ર**માં આવ્યો અને ત્યાં તેણે પોતાના રાજ્યાધિકારને સ્વતંત્રતાપૂર્વક વિસ્તારીને એક નવીન રાજવંશની સ્થાપના કરી કે જે રાજવંશ સૌરાષ્ટ્રમાં ૩૦૦ વર્ષ પર્યન્ત ચાલ્યો. જે સમયમાં સેનાપતિ **ભટ્ટારકે** **સૌરાષ્ટ્ર**માં પોતાની સત્તાને સ્થાપવાનો આરંભ કર્યો, તે વેળાએ **વામનસ્થલી** (વર્ત્તમાન **વંથળી**) **સૌરાષ્ટ્ર**દેશની રાજધાની હતી. પ્રથમ તો **ભટ્ટારકે** **વામનસ્થળી**ને જ પોતાની રાજધાની કરી હતી, પરંતુ જ્યારે તેનો અધિકાર **સૌરાષ્ટ્ર**માં જામીને દૃઢ થઇ ગયો, તે વેળાએ **વામન-સ્થળી**માં પોતાના એક રાજપ્રતિનિધિને રાખીને પોતે **વલ્લભીનગર** નામક એક નવીન નગરી વસાવીને તેને પોતાની રાજધાની બનાવી અને તેથી તે ત્યાં જ વસવા લાગ્યો. એ **વલ્લભીનગરના** નામથી **ભટ્ટારકનો** સ્થાપેલો રાજવંશ **વલ્લભીવંશના** નામથી ભારતવર્ષના ઇતિહાસમાં વિખ્યાત થયો. એ **ભટ્ટારકે** **વલ્લભી સંવત્** નામક એક નવીન સંવત્ પણ પ્રચલિત કર્યો હતો, એ વાર્ત્તા કેટલાક મળી આવેલા પુરાતન તામ્રપટોના આધારે આપણા જાણવામાં આવી શકે છે.* કેટલાક ઇતિહાસકારોનો એવો અભિપ્રાય છે કે, એ

---

* **વલ્લભીના** તામ્રપટોમાં જે **વલ્લભી સંવત્** આપવામાં આવ્યો છે, તેનાં ૨૦૭ થી ૪૪૭ પર્યન્તનાં વર્ષો જોવામાં આવે છે, પરંતુ ૨૦૭ થી પૂર્વનાં વર્ષોનો ઉલ્લેખ ક્યાંય જોવામાં આવતો નથી. આ પરિસ્થિતિથી એવું અનુમાન કરી શકાય છે કે, **વલ્લભીવંશના** સંસ્થાપકે પોતાના નવીન સંવત્સરને નિર્માણ કરવાને બદલે **સૌરાષ્ટ્ર**માં તે સમયમાં ચાલતા જૂના સંવત્સરને જ ચાલૂ રાખેલો હોવો જોઇએ અને તે સંવત્‌ને માત્ર પોતાના વંશનું નવીન નામ જ આપેલું હોવું જોઇએ. **વેરા-વળ**માંના **હર્ષદ** માતાના દેવાલયમાં એક લેખ છે, તેમાં **હિજરી ૬૬૨**, **વિક્રમ સંવત્ ૧૩૨૦**, **વલ્લભી સંવત્ ૯૪૫** અને **સિંહ સંવત્ ૧૫૧** એવી રીતે ભિન્ન ભિન્ન ચાર સંવત્સરો એકત્ર આપેલા છે. આ ચાર સંવત્સરોના એકત્ર ઉલ્લેખથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, **વલ્લભી** સંવતનો **વિક્રમ** સંવત્ ૩૭૫ અને **ઇસ્વી** સન્ ૩૧૯ માં આરંભ થયેલો હોવો જોઇએ. **અલ્બિરુની**નો એવો અભિપ્રાય છે કે: 'ગુપ્ત અને **વલ્લભી** એ ઉભય સંવત્સરોનો શક ૨૪૧ એટલે કે ઇ. સ. ૩૧૯ થી આરંભ થયેલો છે અને તેથી એમ માની શકાય છે કે, ગુપ્ત વંશે જે સંવ-

સેનાપતિ ભટ્ટારક સૂર્યવંશીય અથવા ઇક્ષ્વાકુવંશનો રાજા હતો અને તેની વંશાવલી તેઓ આ પ્રમાણે આપે છે: "સૂર્યવંશના પ્રથમ રાજા મનુનો કુમાર ઇક્ષ્વાકુ અયોધ્યાનો પ્રથમ રાજા થયો, અને તેનાથી ૫૭ મા પુરુષ શ્રી રામચંદ્રજી થયા. શ્રી રામચન્દ્રજીએ શ્રી હનુમાનજી આદિની સહાયતાથી લંકાના રાજા રાવણપર ચઢાઈ કરીને રાવણનો પરાજય કર્યો હતો. પ્રાચીન કાળથી જ શ્રી રામચન્દ્રજીને ઈશ્વરના અવતાર તરીકે માનવામાં આવે છે અને તેમની મૂર્ત્તિઓ ઈશ્વરની પ્રતિમા તરીકે પૂજાય છે. એ શ્રી રામચન્દ્રજીના જ્યેષ્ઠ કુમાર લવ અયોધ્યાને ત્યાગીને પંજાબમાં આવ્યા હતા અને ત્યાં રાવી નદીના તીરપ્રાંતમાં લાહોર નામક નગર વસાવીને તેમાં રહ્યા હતા. એ લવ પછી ૬૩ મો પુરુષ કનકસેન થયો. તેણે લાહોરથી ગુજરાતમાં આવી પરમાર કુળના કોઈ રાજાને પરાજિત કરીને વડનગર નામક નગર વસાવ્યું અને તે નગરને જ પોતાની રાજધાનીનું નગર બનાવ્યું. એ કનકસેનનો પુત્ર મહામદસેન, તેનો સુદાંત (સુદંત), અને તેનો વિજયસેન (અજયસેન) અથવા વિજય થયો. એ વિજયસેનને કેટલાક ઇતિહાસકારો વલ્લભસેન પણ કહે છે. એ વિજયસેન અથવા વલ્લભસેને વિજયપુર, વિદર્ભ અને વલ્લભીપુર એ ત્રણ નગરો વસાવ્યાં. આ વિજયસેન અથવા વલ્લભસેન ઇતિહાસમાં સેનાપતિ ભટ્ટારકના નામથી વિખ્યાત છે. એ વલ્લભીવંશના નીચે આપેલા વલ્લભીવંશવૃક્ષ અનુસાર એકંદર ૨૦ રાજાઓ થઈ ગયા છેઃ–

૧ વિજયસેન (વલ્લભસેન) તે સેનાપતિ ભટ્ટારક; ૨ પ્રથમ ધરસેન અથવા ભટ્ટારકનો જ્યેષ્ઠ કુમાર; ૩ દ્રોણસિંહ અથવા ભટ્ટારકનો દ્વિતીય પુત્ર; ૪ પ્રથમ ધ્રુવસેન અથવા ભટ્ટારકનો તૃતીય પુત્ર; ૫ ધરાપતિ* અથવા ભટ્ટારકનો ચતુર્થ પુત્ર; ૬ ગુહસેન (ધરાપતિનો પુત્ર); ૭ દ્વિતીય ધરસેન (ગુહસેનનો પુત્ર); ૮ પ્રથમ શીલાદિત્ય (દ્વિતીય ધરસેનનો પુત્ર); ૯ ખરગ્રહ (પ્રથમ શીલાદિત્યનો બંધુ); ૧૦ તૃતીય ધરસેન (ખરગ્રહનો કુમાર); ૧૧ દ્વિતીય ધ્રુવસેન (ખરગ્રહનો કનિષ્ઠ પુત્ર) કે જે બલાદિત્યના નામથી પણ ઓળખાતો હતો; ૧૨ ચતુર્થ ધરસેન (દ્વિતીય ધ્રુવસેનનો બીજો પુત્ર); ૧૩ તૃતીય ધ્રુવસેન (પ્રથમ શીલાદિત્યનો પૌત્ર); ૧૪ દ્વિતીય ખરગ્રહ (દ્વિતીય ધ્રુવસેનનો સહોદર); ૧૫ દ્વિતીય શીલાદિત્ય† (દ્વિતીય ખરગ્રહનો બંધુ); ૧૬ તૃતીય શીલાદિત્ય (દ્વિતીય

---

ત્સરનો પ્રચાર કર્યો હતો તે જ સંવત્સરને વલ્લભીવંશે પોતાના નામથી પ્રચલિત રાખ્યો હતો.' આમ હોવા છતાં કેટલાંક સ્થાનોમાં એ સંવત્ ગુપ્ત સંવત્‌ના જીર્ણ નામથી પણ ઓળખાતો હતો, એમ મોરબીમાંથી મળી આવેલા ગુપ્ત સંવત્સર ૫૮૮ ના તામ્રપટના આધારે જાણવામાં આવી શકે છે.

* ધરાપતિનું નામ બહુધા ધરપત્ત લખેલું જ મળી આવે છે, પરંતુ તે ધરાપતિ હોવું જોઇએ. કેટલાક ઇતિહાસવેત્તાઓનો એવો અભિપ્રાય છે કે, એ ધરાપતિએ વલ્લભી નગરમાં રાજ્ય કર્યું હતું કે નહિ, એ અદ્યાપિ નિશ્ચિત થઈ શક્યું નથી, પરંતુ તામ્રપટોમાં તેના નામનો ઉલ્લેખ કરાયલો હોવાથી જ્યાં સુધી અન્યથા પ્રમાણ ન મળી આવે, ત્યાં સુધી તો વલ્લભીપુરના વલ્લભીવંશના પંચમ રાજા તરીકે તેને સ્વીકારવો જ પડે છે.

† દ્વિતીય શીલાદિત્ય વિશે કેટલાક ઇતિહાસકારોની એવી માન્યતા છે કે,

**શી**લાદિત્યનો પુત્ર); ૧૭ **ચતુર્થ શી**લાદિત્ય (**તૃ**તીય **શી**લાદિત્યનો પુત્ર); ૧૮ **પંચમ શી**લાદિત્ય; ૧૯ **ષષ્ઠ શી**લાદિત્ય અને ૨૦ **સપ્તમ શી**લાદિત્ય.* એ **સપ્તમ શી**લાદિત્ય જ આપણી નવલકથાના કાળમાં **વલ્લભી**નગરના નૃપાલ તરીકે પોતાના પ્રતાપાદિત્યની પ્રભાને વિસ્તારી રહ્યો હતો. એ રાજા **શી**લાદિત્ય ઉપરાંત **ધ્રુવ**ભટના એક બીજા ઉપનામથી પણ ઓળખાતો હતો.

અસ્તુ: હવે **વલ્લભી**પુરના એ ભિન્ન ભિન્ન રાજાઓ કયા કયા ભિન્ન ભિન્ન ધર્મના અનુયાયી હતા, એ વિશેનો આપણે વિચાર કરીશું. **વલ્લભી**વંશની સ્થાપના કરનાર **વિજયસેન** અથવા સેનાપતિ **ભટ્ટા**રક પોતે **શૈવ** હતો; કારણ કે, પ્રત્યેક **વલ્લભી**તામ્રપટપર મહાદેવના નન્દીની પ્રતિમા તથા **ભટ્ટા**રકનું નામ જોવામાં આવ્યા કરે છે; તેમ જ એ વિશેનાં બીજાં પણ કેટલાંક પ્રમાણો મળી આવે છે. **ભટ્ટા**રક પછીના પ્રથમ **ધર**સેન તથા **દ્રોણ**સિંહ પણ **શૈવ**માર્ગના જ અનુયાયી રહ્યા હતા; પરન્તુ ચોથા રાજા **ધ્રુવ**સેન **પ્રથમે વૈષ્ણવ** ધર્મનો સ્વીકાર કરીને પોતાને **પરમ ભાગવત**ના નામથી ઓળખાવ્યો હતો. આવી રીતે રાજધર્મમાં પરિવર્ત્તન થવાથી તેનું સમાજમાં પણ પરિણામ થતાં અનેક જનો **વૈષ્ણવ** ધર્મના અનુયાયી થયા હતા અને તેના પરિણામે વલ્લભીનગરમાં કેટલાંક **વૈષ્ણવ** મંદિરો

---

એ **દ્વિ**તીય **શી**લાદિત્યે રાજ્ય કર્યું જ નહોતું. તે કાળનાં કેટલાંક દાનપત્રોમાં આવેલા અમુક શબ્દોથી આમ માનવાનું કારણ તેમને મળેલું છે. હવે જો આ અનુમાન સત્ય હોય, તો એ **દ્વિ**તીય **શી**લાદિત્યથી પૂર્વના **તૃ**તીય **ધ્રુવ**સેન તથા **દ્વિ**તીય **ખર**ગ્રહે પણ-તેઓ **દ્વિ**તીય **શી**લાદિત્યના કનિષ્ઠ બંધુઓ હોવાથી,—**વલ્લભી**ના સિંહાસનને શોભાવેલું ન હોવું જોઇએ, એ સ્પષ્ટ છે. જો આ પક્ષનો સ્વીકાર કરવામાં આવે, તો ચતુર્થ **ધર**સેન પછી તરત જ તૃતીય **શી**લાદિત્યનો **વલ્લભી**ના મુકુટધારક રાજા તરીકે સ્વીકાર કરવો પડે છે અને તેમ કરતાં **વલ્લભી**વંશના ત્રણ રાજાઓ નીકળી જવાથી તેમની સંખ્યા ૨૦ ને બદલે ૧૭ ની જ થઇ જાય છે. પરંતુ આ પક્ષને સ્વીકારવાનાં અદ્યાપિ સબળ પ્રમાણો મળેલાં ન હોવાથી આ પક્ષને અત્યારે તો સ્વીકારી શકાય તેમ નથી જ.

* '**બૉમ્બે ગેઝેટીયર**'ના '**કાઠીયાવાડ**' નામક આઠમા પુસ્તકના ૨૭૪ મા પૃષ્ઠમાં એ **વલ્લભી**વંશના ભૂપાળોની જે નામમાળા આપવામાં આવી છે, તેમાં એ **વલ્લભી** રાજાઓની સંખ્યા ૧૯ ની જ છે; એટલે કે, તેમાં **સપ્તમ શી**લાદિત્યના નામનો અભાવ હોવાથી **ષષ્ઠ શી**લાદિત્યને જ **વલ્લભી** વંશના અંતિમ રાજા તરીકે માનવામાં આવ્યો હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે. પરંતુ '**રાસમાળા**'; '**ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ**'; અને કૅપ્ટન **એચ. વિલ્બર્ફોર્સ્ બેલ**કૃત 'History of Kathiawad' આદિ અન્યાન્ય ઇતિહાસગ્રંથોમાં સર્વત્ર એ ભૂપાળોની ૨૦ ની સંખ્યા જ સ્વીકારાયલી હોવાથી આ ગ્રન્થમાં પણ ૨૦ ની સંખ્યાનો જ સ્વીકાર કરવામાં આવ્યો છે અને **વલ્લભી**વંશના **વલ્લભીપુર**ના અંતિમ રાજા તરીકે **સપ્તમ શી**લાદિત્ય અથવા **ધ્રુવભટ**ને જ માન્યો છે; કારણ કે, વાદગ્રસ્ત વિષયમાં બહુમતને માન આપવું, એ વિશેષ ઉચિત હોય છે; તેમ જ એ ૧૯ ની સંખ્યાને સ્વીકારવાનું તેવું કોઈ પ્રબળ કારણ પણ આપણી પાસે અત્યારે છે નહિ.

બંધાયાં હતાં. પરંતુ રાજવંશમાં એ વૈષ્ણવ ધર્મ સ્થિર રહી શક્યો નહિ અને તેથી પ્રથમ ધ્રુવસેનના જીવનની સમાપ્તિ થતાં ભટ્ટારકનો ચતુર્થ પુત્ર ધરાપતિ સિંહાસનારૂઢ થયો અને તેણે પુનઃ પોતાના વંશના પુરાતન શૈવ ધર્મનો જ સ્વીકાર કરી લીધો. ધરાપતિ પછી ગુહસેન રાજા થયો અને તેણે બૌદ્ધ ધર્મનો અંગીકાર કરવાથી તેના સમયમાં વલ્લભી રાજ્યમાં બૌદ્ધ ધર્મનો અધિક પ્રવેશ થયો; કેટલાક બૌદ્ધ વિહારોની સૃષ્ટિ અસ્તિત્વમાં આવી અને બુદ્ધની મૂર્ત્તિઓની ધામ-ધૂમથી પૂજા અર્ચના થવા લાગી. બૌદ્ધ ધર્મનો અનુયાયી હોવાથી ઇતિહાસમાં ગુહસેનને **પરમોપાસક** (બૌદ્ધ)ના ઉપનામથી અદ્યાપિ ઓળખવામાં આવે છે. ગુહસેન પછીના બે ત્રણ રાજાઓ સૂર્યપૂજક હોવાથી **પરમ આદિત્યભક્ત** કહેવાયા હતા; પરંતુ ત્યાર પછીના સર્વ રાજાઓ શૈવ માર્ગના અનુયાયી હોવાથી ઇતિહાસમાં **પરમ માહેશ્વર**ના નામથી જ વિખ્યાત થયેલા છે. વલ્લભીવંશના રાજાઓ શૈવધર્મીય જ હતા, એનું બીજું પ્રમાણ એ છે કે, મેવાડના બાપ્પા રાવળના જે વંશજો–મેવાડના રાણાઓ–તથા ભાવનગરના ગોહેલ રાજાઓ પોતાને વલ્લભીવંશમાંથી ઊતરી આવેલા માને છે, તેઓ પણ આજ દિવસ સુધી શિવને પૂજનારા હોવાથી **પરમ માહેશ્વર** જ રહેલા છે. અર્થાત્ આપણી નવલકથાના કાળમાં જે સપ્તમ શીલાદિત્ય રાજા વલ્લભીના સિંહાસનને શોભાવતો હતો, તે પણ **પરમ માહેશ્વર** જ હતો અને તેથી જો કે તે બૌદ્ધ ધર્મનો પરમ દ્વેષ્ટા નહોતો, તથાપિ બૌદ્ધ ધર્મમાં તે સમયમાં ચાલતા અનાચારો તથા ભ્રષ્ટાચારોને જોઇને સૌમ્ય ઉપચારથી પોતાના રાજ્યમાંથી બૌદ્ધ ધર્મનો ઉચ્છેદ કરી નાખવાની તેની અત્યંત તીવ્ર અને પરમ આકાંક્ષા હતી. બૌદ્ધ ધર્મ ઉપરાંત બીજા અનીશ્વરવાદી જૈન ધર્મનો પણ તેના સમયમાં સારો વિસ્તાર થયેલો હતો અને આશ્ચર્યકારક ઘટના તો એ હતી કે, ખરી રીતે જે વિગ્રહ વૈદિક ધર્મ અને બૌદ્ધ ધર્મ અથવા વૈદિક ધર્મ અને જૈન ધર્મ વચ્ચે થવો જોઇએ, તેને બદલે બહુધા સર્વ વિષયમાં એકતત્ત્વાવલંબી અને અનીશ્વરવાદી બૌદ્ધ તથા જૈન ધર્મ વચ્ચે નિરંતર પરસ્પર વિગ્રહ ચાલ્યા કરતો હતો અને તે ધાર્મિક વિગ્રહને મટાડીને ધાર્મિક શાંતિને પોતાના રાજ્યમાં પ્રસારવામાટે સપ્તમ શીલાદિત્ય અત્યંત આતુર થઈ રહ્યો હતો.*

---

* અહીં કેટલાક જૈન વિદ્વાનો એવી શંકા કરશે કે, એ સપ્તમ શીલાદિત્ય પોતે જ જૈનધર્માવલંબી હતો એટલે એક જૈનધર્માવલંબી રાજા પોતે જ જૈન ધર્મના અધઃપાતને જોવાની આકાંક્ષા કરે એ વિધાન સર્વથા નિરાધાર છે; કારણ કે, 'પ્રબંધચિન્તામણિ' નામક શ્રી મેરુતુંગાચાર્ય જૈન સાધુના રચેલા ગ્રન્થમાં એ શીલાદિત્યને શિલાદિત્ય તરીકે લખીને તેની એક વિધવા બ્રાહ્મણ કન્યાના ઉદરથી સૂર્યના સંયોગવડે થયેલી ઉત્પત્તિની, તેને સૂર્યનું વરદાન મળ્યાની અને તે વરદાનના બળથી તેના રાજપદે વિરાજવાની તથા જૈન ધર્મને સ્વીકારવાની જે સર્વથા અદ્દ્ભુત અને કાલ્પનિક કથા આપવામાં આવી છે, તે કથાને જ વિશ્વાસપાત્ર માનવાથી તેઓ આ વિધાનને અવિશ્વસનીય માને એ સર્વથા સ્વાભાવિક છે; પરન્તુ કેટલાક જૈન સાધુઓએ કેવળ પોતાના ધર્મના મહત્ત્વને સ્થાપવાની લાલસામાં લપટાઇને સત્ય ઇતિહાસમાં કેટલીકવાર એટલી બધી વિકૃતિઓ કરી નાખી

બૌદ્ધ ધર્મની અવનતિનો આરંભ તો જો કે બુદ્ધના નિર્વાણ પછી તરત જ થયો હતો અને અશોકના કાળથી પૂર્વે જ તેના હીનયાન તથા મહાયાન એવા બે વિભાગો પડી ગયા હતા; પરંતુ વચ્ચે અશોક તથા કનિષ્ક આદિ મહાપ્રતાપી બે બૌદ્ધધર્મીય રાજાઓનો આશ્રય મળવાથી તેની અવનતિનો ક્રમ કાંઇક મંદતાથી ચાલતો હતો. કનિષ્ક પછી ભારતવર્ષમાં બૌદ્ધ ધર્મનો પુરસ્કર્તા કોઇ પણ બલાઢ્ય રાજા રહ્યો નહોતો; અને તેથી તેની અવનતિ તીવ્ર ગતિથી થવા લાગી હતી. બૌદ્ધ ધર્મની ઉત્તરોત્તર અધિકાધિક અવનતિ અનુક્રમે આવી રીતે થઈ હતી. પ્રથમ તો અખંડ અને અવિભક્ત બૌદ્ધ ધર્મ હીનયાન તથા મહાયાન એવી રીતે બે વિભાગોમાં વિભક્ત થઇ ગયો હતો. હીનયાન પંથ સામાન્ય લોકોના મનની તૃપ્તિ કરનારો ન હોવાથી તેનું ક્ષેત્ર બહુ જ આકુંચિત રહ્યું હતું અને મહાયાન પંથ સર્વને અત્યંત સરળ તથા સુખકર ભાસવાથી તેમાં અસંખ્ય જનો આવી મળ્યા હતા. પ્રત્યેક મનુષ્યે પોતે જ ચિન્તન કરીને તથા ચિત્તને શુદ્ધ રાખીને ધર્માચરણ કરવું, એ હીનયાનનો માર્ગ અતિશય દુષ્કર હતો. એના કરતાં બુદ્ધ તથા તેના શિષ્યવર્ગના ઉપદેશોના ગ્રથિત કરેલા સ્તોત્રો-એને બૌદ્ધ ધર્મમાં 'ધારણી' નામથી ઓળખવામાં આવે છે-નો પાઠ નિત્ય નિયમથી કરવો અને તેને જ પુણ્યપ્રાપ્તિનો માર્ગ માનવો, એ મહાયાન માર્ગ અત્યત સુલભ હોવાથી સામાન્ય લોકોએ એ માર્ગનો જ સ્વીકાર કરવા માંડ્યો. ત્યાર પછી ધીમે ધીમે એ 'ધારણી'ની જૂની ભાષાને સમજવાનું કાર્ય અશક્ય થઇ પડ્યું એટલે પછી જેના અર્થ સમજી શકાતા નહોતા એવાં લાંબાં લાંબાં સ્તોત્રોના પાઠનો લોકોને કંટાળો આવવા માંડ્યો અને એથી એવા લોકોમાટે નવીન મંત્રો તૈયાર કરવામા આવ્યા અને તે મંત્રો સરળ તથા સુલભ ભાસતાં જ અજ્ઞ બહુજનસમાજની એ નવીન મંત્રોમાં જ સંલગ્નતા થઈ ગઈ. એવી રીતે મહાયાનમાથી એ મન્ત્રયાન નામક વળી એક તૃતીય પંથ નિર્માણ થયો. આ પંથ ઇસ્વીસનની ૬ ઠ્ઠી સદીમાં અને ત્યાર પછી બહુ જ ઉત્તમ ઉત્કર્ષાવસ્થામાં હતો. કેટલાક સમય પછી એ મન્ત્રયાન પંથ પણ પાછળ પડ્યો. તેના સ્થાનમાં વજ્રયાન નામક એક નવીન પંથનો જ ઉદય થયો. મહાયાન પંથની માન્યતા પ્રમાણે પરમ શ્રેષ્ઠ પ્રકારના જ્ઞાન (જેને વેદાંતી પરાવિદ્યાની સંજ્ઞાથી ઓળખે છે, તે જ્ઞાન)ને મેળવવા ઇચ્છનાર મનુષ્ય-

---

છે કે, તેમના ગ્રંથો અત્યંત ઉત્તમ હોવા છતાં પણ ઐતિહાસિક દૃષ્ટિથી નિરૂપયોગીવત્ થઈ પડ્યા છે. શુદ્ધ ઇતિહાસનો જ્યાં સર્વથા અભાવ જ હોય, ત્યાં આવા ગ્રંથો કેટલેક અંશે ઉપયોગી થઇ શકે છે ખરા, પરન્તુ સર્વાંશે તો ઉપયોગી નથી જ થઈ શકતા. ઉપર્યુક્ત 'પ્રબંધચિન્તામણિ' નામક ગ્રંથમાં અનેક સ્થળે આધુનિક ઐતિહાસિક શોધ અનુસાર નવીન ટિપ્પણ લખીને તેની નવીન સટિપ્પણ આવૃત્તિ કાઢવાની અત્યન્ત આવશ્યકતા છે. આ ગ્રંથનું શાસ્ત્રી રામચન્દ્ર દીનાનાથે જે ગુજરાતી ભાષાંતર કર્યું છે, તે પણ જોઇએ તેવું ઉત્તમ ન હોવાથી જો કોઈ ઇતિહાસજ્ઞ વિદ્વાન્ પુરુષના હસ્તે એનું સટિપ્પણ નવીન ગુર્જર ભાષાંતર થાય, તો તે અવશ્ય ઉપયોગી થઈ પડે, એમાં કોઈ પણ પ્રકારની શંકા નથી. શિલાદિત્યની ઉત્પત્તિની એ અદ્ભુત કથા જોવી હોય, તો એ 'પ્રબંધચિન્તામણિ' નામક ગ્રન્થમાં જોવી.

નો આત્મા આ ઐહિક સંસારથી અલિપ્ત થઇને પ્રથમ કામલોક, ત્યાર પછી રૂપલોક અને અંતે અરૂપ લોકના સોપાનપર અનુક્રમે ચઢતો જાય છે અને તે સર્વના અંતમાં તેને નિર્વાણની પ્રાપ્તિ થાય છે. સામાન્ય બુદ્ધિવડે એ નિર્વાણના સ્વરૂપનું આકલન કરી શકાતું નથી, એ કારણથી વજ્રયાન પંથમાં એને મૂર્ત્ત સ્વરૂપ આપવામાં આવ્યું અને તે સ્વરૂપને 'નિરાત્મા દેવી'નું નામ મળવા સાથે તેની અરૂપલોકમાં સ્થાપના થઈ. એ અરૂપલોકમાં આવનાર મન એ નિરાત્માદેવીના આલિંગનથી પરમ સુખને અનુભવવા માંડે છે અને તે સુખમાંજ નિરંતર નિમગ્ન થઇને લય પામે છે, એવા એક નવીન મતની પ્રસ્થાપના થઈ. એ મતને જ 'વજ્રયાન' નામથી ઓળખવામાં આવે છે. આ મતમાં લોકોનાં મનોને મોહબદ્ધ કરનારી વસ્તુ તે નિરાત્માદેવીના સમાગમમાં રહીને અક્ષય તથા નિરુપમ સુખપ્રાપ્તિની આશા જ હતી. એવી રીતે સિદ્ધાર્થ બુદ્ધે જે ધર્મને તત્ત્વવિચારના ઉચ્ચ પદપર આરૂઢ કર્યો હતો, તે જ બૌદ્ધ ધર્મ એક એક સોપાન નીચે ઉતરતો ઉતરતો 'विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः' એ ન્યાય અનુસાર સુખાભિલાષાની નીચતમ દશા પર્યન્ત આવી પહોંચ્યો. વજ્રયાનથી પણ નીચતર દશા તે કાલચક્રયાન હતી. કાલચક્ર એટલે નાશરૂપ ચક્ર; અને એ કાલચક્રથી આત્મરક્ષણ કરવાનો ઉપાય જેમાં દર્શાવેલો છે એવો જે પંથ તે કાલચક્રયાન. તે ઉપાય કયો? તે ઉપાય એ જ કે, ભૂત, પ્રેત અને પિશાચ ઇત્યાદિની પૂજા. એ પંથનો મુખ્ય ગુરુ જગદ્દલ વિહારમાં વસતો વિભૂતિચન્દ્ર નામનો એક પુરુષ હતો. બૌદ્ધ ધર્મની અધોગતિનો ઇતિહાસ આવી રીતે મહા વિલક્ષણ છે. આવી રીતે અધોગતિના ચક્રમાં ગોથાં ખાતાં ખાતાં બૌદ્ધ ધર્મે બીજા પણ કેટલાક પંથોમો પોતામાં સમાવેશ કરી લીધો હતો; અને તેમાંનો એક 'નાથ' નામક પંથ હતો. એ એક યોગસાધક નિકૃષ્ટ પંથ હતો. પતંજલિ તથા બુદ્ધનો માર્ગ પણ યોગમાર્ગ જ હતો, એટલે કે, અમુક એક ઉચ્ચતમ સાધ્યમાં ચિત્તવૃત્તિનો નિરોધ કરવો, એ જ તેમનો ઉદ્દેશ હતો; પરંતુ પતંજલિ તથા બુદ્ધનું ધ્યેય ઉચ્ચ–મોક્ષ કિંવા નિર્વાણ–હતું અને નાથપંથનું ધ્યેય એટલું જ હતું કે ઐહિક સિદ્ધિની પ્રાપ્તિ કરી લેવી. શ્વાસનો નિરોધ કરીને મૂલાધારથી શ્વાસને ઉપર ચઢાવતાં ચઢાવતાં કપાળમાં લઈ જવો, એવો સિદ્ધિપ્રાપ્તિનો ઉપાય નાથપંથમાં વર્ણવેલો હતો. એ નાથપંથનો પ્રવર્ત્તક મત્સ્યેન્દ્રનાથ હતો કે જેને મચ્છગણપાદના એક બીજા નામથી પણ ઓળખવામાં આવે છે. મત્સ્યેન્દ્રનાથ અવલોકિતેશ્વરનો અવતાર છે, એવી લોકોની માન્યતા હતી, અને અદ્યાપિ નેપાળના અસંખ્ય બૌદ્ધોની એ જ માન્યતા છે; માત્ર એટલું જ નહિ, પણ તેઓ પ્રતિવર્ષે તેનો એક મહાન્ ઉત્સવ પણ કર્યા કરે છે. મત્સ્યેન્દ્રનાથ બૌદ્ધ ધર્મનો અનુયાયી નહોતો; પરન્તુ તેના શિષ્યસમુદાયમાં અનેક બૌદ્ધધર્મીય લોકો હતા. ગોરક્ષનાથ તે બૌદ્ધધર્મીય લોકોમાંનો જ એક હતો. તેનું મૂળ નામ રમણવજ્ર હતું અને તે વજ્રયાન પંથનો અનુયાયી હતો, ત્યાર પછી નાથસંપ્રદાયમાં જઈ મળવાથી તેણે પોતાના પ્રથમ નામનો ત્યાગ કરીને ગોરક્ષનાથ અથવા ગોરખનાથ એવું નવીન નામ ધારણ કર્યું હતું. એ ઉપરાંત સહજીય નામક વળી એક ભિન્ન પંથનો બૌદ્ધધર્મમાંથી જન્મ થયો હતો અને વિષયસુખોનો ઉપભોગ એજ

મોક્ષપ્રાપ્તિનો સુલભ માર્ગ છે, એવી એ પંથની માન્યતા હતી. એ પંથનું વજ્રયાન પંથ સાથે બહુ અંશે સાદૃશ્ય હતું અને તેથી તે વજ્રયાનમાં પ્રવિષ્ટ થઈ ગયો હતો. એ પંથનો મુખ્ય પ્રવર્તક ગુરુ કૃષ્ણાચાર્ય અથવા કાન્હુ હતો. તિબેટના લોકો અદ્યાપિ એની પૂજા કરે છે. એ સહજીય પંથમાં મોક્ષપ્રાપ્તિના ત્રણ માર્ગો દર્શાવેલા હતા અને તે આ પ્રમાણેઃ– ૧ અવધૂતિ માર્ગ; ૨ ચાંડાલી માર્ગ; અને ૩ ડોંબી માર્ગ. વિસ્તારના ભયથી એ ત્રણ માર્ગોનું વિવેચન અહીં કરી શકાય તેમ નથી. ઉપર્યુક્ત પંથો ઉપરાંત બીજો તાંત્રિકોનો એક પંથ હતો અને તેમાં શક્તિની પૂજા મુખ્ય હતી. આજથી પચીસ ત્રીસ વર્ષ પૂર્વે અનેક વિદ્વાનોની એવી માન્યતા હતી કે, તંત્ર કિંવા શાક્તધર્મ બ્રાહ્મણધર્માન્તર્ગત હોઇને બ્રાહ્મણધર્મમાંથી જ બૌદ્ધધર્મે તેનો સ્વીકાર કરેલો હોવો જોઇએ, પરંતુ ત્યાર પછી એ માન્યતા અસત્ય સિદ્ધ થયેલી છે અને એ શાક્તધર્મ બ્રાહ્મણધર્મ તથા બૌદ્ધધર્મ એ ઉભયથી સર્વથા એક ભિન્ન અને સ્વતંત્ર ધર્મ હતો, એમ સિદ્ધ થઈ ચૂક્યું છે. એ શાક્ત પંથે બંગાળામાંના અનેક બૌદ્ધોને પોતાપ્રતિ આકર્ષ્યા હતા. શાક્તધર્મમાં જઈ મળેલા એ બૌદ્ધો અદ્યાપિ પોતાને બૌદ્ધ તરીકે ઓળખાવતા હતા, પરંતુ આચાર માત્ર શાક્ત પંથના જ રાખતા હતા. એ શાક્ત બૌદ્ધોની સંખ્યા બહુ જ વિશાળ હોવાથી સમયના જવા સાથે એ શાક્તધર્મનો પણ બૌદ્ધધર્મમાં સમાવેશ થઈ ગયો અને તે સાથે જ બૌદ્ધધર્મની ભ્રષ્ટતા તથા ભયંકરતા અકલ્પનીય થયેલી દેખાવા લાગી. તે સમયમાં જૈનધર્મ, બૌદ્ધધર્મ તથા બ્રાહ્મણધર્મની પરસ્પર પ્રતિસ્પર્ધા ચાલતી હોવાથી અનાર્ય લોકોને પોતાના પક્ષમાં કિંવા પોતાના ધર્મમાં ખેંચવામાટે બૌદ્ધોએ અનાર્યોના તાંત્રિક મતનો સ્વીકાર કર્યો હતો, એવો પણ કેટલાકોનો અભિપ્રાય છે; પરંતુ ગમે તે કારણ હોવા છતાં એ તો નિર્વિવાદ છે કે તાંત્રિક અથવા શાક્તધર્મનો બૌદ્ધધર્મમાં પરિપૂર્ણ સંચાર થયો હતો અને તે ધર્મને સ્વીકારતાં જ તેની સાથે બૌદ્ધોએ તાંત્રિકોનાં શિવ, શક્તિ, ભૈરવ, હનુમાન્, રુદ્ર, મહારુદ્ર, અજિતા, અપરાજિતા, ઉમા, જયા, ચંડી, ખડ્ગહસ્તા, ત્રિદશેશ્વરી, કપાલિની, ઘોરી, કપાલમાલા, પરશુહસ્તા, વજ્રહસ્તા, યોગિની, પંચડાકિની, ભૂતો, પિશાચો અને વેતાલ આદિ દેવતાઓને પણ પોતાના સંપ્રદાયમાં સ્થાન આપ્યું હતું. તેમણે કેવળ એ તાંત્રિકોનાં દેવદેવીઓનો જ સ્વીકાર કર્યો હતો; એટલું જ નહિ, પણ તે દેવતાઓના સ્વીકાર સાથે મંત્ર, તંત્ર, જપજાપ્ય, યંત્રો, જારણ અને મારણ આદિ સર્વ વસ્તુઓનું બૌદ્ધધર્મમાં આગમન થયું હતું. ધર્મના નામ તળે મદ્યપાન, માંસભક્ષણ અને પશુવૃત્તિના નામને યોગ્ય વ્યભિચાર આદિ અનેક નિંદ્ય આચારો પણ તે શાક્ત વિભૂતિઓની પાછળ પાછળ ચાલીને બૌદ્ધધર્મમાં આવી પહોંચ્યા હતા. એ તાંત્રિકોનો એવો એક સિદ્ધાન્ત હતો કેઃ–

"दुष्करैर्नियमैस्तीव्रैः सेव्यमानो न सिद्ध्यति ।
सर्वकामोपभोगैस्तु सेवितश्चाशु सिद्ध्यति' ॥

સિદ્ધિલાભમાટે મલ મૂત્ર આદિ મલિન વસ્તુઓનું ભક્ષણ કરવું ઇત્યાદિ તાંત્રિકોના કેટલાક આચારો તો અત્યંત તિરસ્કારપાત્ર હતા. મંત્રની સિદ્ધિથી દૂધનું પાણી કરવું અને પાણીનું દૂધ કરવું, નેત્રોને બંધ કરીને હીલચાલ ન કરતાં

શૂન્ય માર્ગેથી ઇષ્ટ સ્થાનમાં જવું, ભૂમિકંપનો ઉદ્ભવ કરવો અને મૃતને ઊભું કરવું ઇત્યાદિ ભયંકર અને અસ્વાભાવિક કૃત્યો કરવામાં, તાંત્રિક મતનો જેમણે સ્વીકાર કર્યો હતો, એવા બૌદ્ધોને અતિશય આનંદ ભાસવા લાગ્યો.

બુદ્ધે સંઘની જે સ્થાપના કરી હતી તેમાં તેનો એજ ઉદ્દેશ હતો કે, તેના નિર્વાણ પછી પણ તેના પ્રવર્ત્તાવેલા ધર્મનો સંસારમાં પ્રચાર થતો રહે. આ ઉદ્દેશથી પ્રપંચોને ત્યાગીને કઠિન શુદ્ધ વર્ત્તનશીલ, શીલવાન્ તથા વ્યાસંગી શિષ્યોને એકત્ર કરીને તેમના હસ્તે સહકારિત્વથી ધર્મપ્રચારના મહત્ કૃત્યને કરાવવામાટે બુદ્ધે સંઘ તથા વિહારની સ્થાપના કરી હતી; અને એવા ધર્મપ્રસારકોને કેવળ પ્રાણધારણ તથા શરીરરક્ષણ પૂરતા યોગક્ષેમને ભિક્ષાના યોગે ચલાવવાનો નિયમ બાંધી આપ્યો હતો. ભિક્ષુઓએ લોભ પણ ન રાખવો અને સંચય પણ ન કરવો, એવો તેનો નિર્બંધ હતો. પરંતુ ત્યાર પછી એ ભિક્ષુક અને ભિક્ષુકાઓના સંઘોને એકનિષ્ઠાથી ધર્મપ્રચારરૂપ પુણ્યકર્મ કરતાં જોઇને અશોક જેવા કેટલાક ધર્મપરાયણ રાજાઓએ તેમણે સ્વીકારેલા એ પુણ્યકાર્યમાં સહાયક થવામાટે તે ભિક્ષુક ભિક્ષુકાઓના સંઘો તથા વિહારો (મઠ)ના નિર્વાહમાટે કેટલીક મોટી મોટી નીમણુકો કરી આપી. એ નીમણુકોના યોગે ભિક્ષુ તથા ભિક્ષુકાઓને પોતાને જોઇતાં અન્નવસ્ત્ર તથા અધ્યયન–અધ્યાપન આદિ માટે આવશ્યકીય સાધનોને મેળવવાને ગૃહે ગૃહે ભિક્ષા માગવાની આવશ્યકતા રહી નહિ અને તેથી તેમનામાટે ધર્મપ્રચાર તથા વિદ્યાપ્રસારનું કાર્ય અતિશય સહજ તથા સુગમ થઈ પડ્યું. પરંતુ પ્રારંભમાં સદુદ્દેશથી આરંભાયલો ઉદ્યોગ કેટલીકવાર કાલાંતરે અનપેક્ષિત રીતિથી વિફળ થઈ પડે છે અને તેનું ધાર્યા કરતાં સર્વથા વિપરીત પરિણામજ આવીને ઉભું રહે છે; તેવોજ પ્રકાર બૌદ્ધોના સંબંધમાં પણ થયો. પ્રાણધારણમાટે ભિક્ષા માગવાની આવશ્યકતા દૂર થતાં જ બૌદ્ધ ભિક્ષુકવર્ગમાં ધીમે ધીમે પ્રથમ કષ્ટપરાઙ્મુખતા દૃષ્ટિગોચર થવા લાગી અને ત્યારપછી એ કષ્ટપરાઙ્મુખતાની સુખલાલસા તથા લોભ આદિમાં પરિણતિ થતાં જે બૌદ્ધમઠ અથવા વિહારો પુણ્યાચરણના પીઠરૂપ હતા, તેજ બૌદ્ધ મઠો નાના પ્રકારના અનાચારોના ઉદ્ગમસ્થાન તથા વ્યસનશીલ અને વ્યભિચારી લોકોના વિશ્રામસ્થાનના સ્વરૂપમાં ફેરવાઇ ગયા.* બૌદ્ધ પરિવ્રાજકો ધર્મના સ્થાનમાં અધર્મની

* રોમન્ ઇતિહાસમાં વર્ણવાયલા એક પ્રસંગ સાથે બૌદ્ધોની આ સ્થિતિનું પૂર્ણ સાદૃશ્ય દેખાઈ આવે છે. કૉન્સ્ટૅન્ટાઇન્ નામક ધાર્મિક બુદ્ધિના એક રોમન્ સમ્રાટે ખ્રીસ્તી સાધુઓનો નિર્વાહ સુખપૂર્વક ચાલ્યા કરે એટલામાટે તે સાધુઓના મઠોને મોટી મોટી નીમણુકો કરી આપી હતી; પરંતુ તેનું પરિણામ એવું થયું કે, તે નીમણુકોના યોગે જે ઉત્તેજન ધર્માચરણને મળવું જોઇએ, તે દૂર રહી ગયું અને ધર્માચરણના સ્થાનમાં લોભ, દાંભિકતા તથા અનાચાર આદિને વધારવાના કાર્યનો તે રાજાશ્રય મુખ્ય હેતુ થઇ પડ્યો. ઇતિહાસમાં થયેલી આ પુનરાવૃત્તિ અત્યંત વિચારવા યોગ્ય છે. આજે પણ જે જે ધર્મમંદિરો અથવા ધર્મસંસ્થાઓને સીમાથી ઉપરાંત રાજાશ્રય કિંવા લોકાશ્રય મળ્યા કરે છે, તે ધર્મમંદિરો અથવા ધર્મસંસ્થાઓ તથા તેમના સંચાલક ધર્મગુરુઓની અનાચારના વિષયમાં એના કરતાં વિશેષ ઉત્તમ કિંવા સંતોષકારિણી સ્થિતિ હોય, એવી મારી

ઉપાસના કરવા લાગ્યા અને બૌદ્ધ પરિવ્રાજિકાઓ વેશ્યાવૃત્તિને જ જીવનના સારરૂપ માનવા લાગી. આનું પરિણામ એ થયું કે, એ ઇન્દ્રિયલાલસાની તૃપ્તિમાં જ મોક્ષ માનનારા વિકૃત બૌદ્ધ ધર્મમાં અનેક વેદ અને બ્રાહ્મણધર્માવલંબી સ્ત્રી પુરુષો પણ આકર્ષાવા માંડ્યાં અને સર્વત્ર ભ્રષ્ટતાનો ભયંકર પ્રસાર દેખાવા લાગ્યો.

તાંત્રિક મત અને શાક્ત ધર્મની ભ્રષ્ટતાનો કેવળ બૌદ્ધ ધર્મના ભિક્ષુઓ, ભિક્ષુકાઓ તથા અનુયાયીઓમાં જ પ્રસાર થયો હતો; એમ માની લેવાનું નથી; કારણ કે, જૈન ધર્મ તે સમયમાં બૌદ્ધ ધર્મનો પરમ પ્રતિસ્પર્ધી કિંબહુના શત્રુ હોવાથી બૌદ્ધ ધર્મની પ્રતિસ્પર્ધાથી જૈન ધર્મના અનુયાયિજનોની સંખ્યાને વધારવામાટે ઘણા ખરા જૈન સાધુઓ* પણ એ તાંત્રિક ધર્મના ઉપાસક થયા હતા અને તેથી તેમનામાં પણ તે ધર્મના ઉપર્યુક્ત અનાચારોનો સંપૂર્ણ પ્રચાર થઇ ગયો હતો; આ કારણથી જૈન ધર્મમાં પણ લોકસંખ્યાની વૃદ્ધિ થતી જતી હતી.

બ્રાહ્મણધર્મીય રાજાઓ અને સામાન્યતઃ બ્રાહ્મણધર્મીય સર્વ લોકોએ પ્રથમ તો બૌદ્ધધર્મ પ્રતિ અત્યંત ઉદારતામય વર્ત્તન રાખ્યું હતું, એમાં તો કોઈ પણ

---

ધારણા નથી. જ્યાં ધનસંચય તથા નિશ્ચિન્તતાનો નિવાસ થયો, ત્યાં નાના પ્રકારના અનાચારોનું આગમન થવું જ જોઇએ, એવો ત્રિકાલાબાધિત નિયમ છે અને એ નિયમને ઉલ્લંઘવાનું કોઇમાં પણ સામર્થ્ય છેજ નહિ.

* પ્રથમ જૈન ધર્મના સાધુઓ શ્વેત વસ્ત્ર પરિધાન કરતા હતા; પરંતુ જ્યારથી બહુસંખ્ય જૈન સાધુઓએ તાંત્રિક ક્રિયાઓને સ્વીકારીને મલિન જપ જાપ તથા માંસબલિદાન આદિથી દેવી, પિશાચ તથા વેતાલ આદિની, જારણ, મારણ અને વશીકરણ આદિ સિદ્ધિમાટે, સાધના કરવા માંડી અને તેમના આચારો અનાચારના રૂપમાં ફેરવાતા ગયા, એટલે પછી જે સાધુઓ શુદ્ધચરિત અને પવિત્ર હતા, તેમણે એ ભ્રષ્ટ જૈન સાધુઓથી પોતાની ભિન્નતાને દર્શાવવામાટે શ્વેત વસ્ત્રને બદલે પીત (પીળાં) વસ્ત્ર પરિધાન કરવા માંડ્યાં કે જે રૂઢિ અત્યાર સુધી પણ તેમનામાં ચાલી આવે છે. અત્યારે શ્વેતવસ્ત્રધારક સાધુઓ જૈન ધર્મમાં ગોરજીના નામથી અને પીતવસ્ત્રધારી સાધુઓ સાધુના નામથી ઓળખાય છે. એ ગોરજીઓ જૈન સાધુ કરતાં સુખલાલસામાં અધિક તલ્લીન હોય છે, જૈન ધર્મના નિયમોનું સાધારણ સ્વરૂપમાં જ પાલન કરે છે અને અદ્યાપિ મંત્રવિદ્યા, તંત્રવિદ્યા તથા પિશાચસાધના આદિ મલિન વિદ્યાઓના અગ્રેસર નેતા મનાય છે. એ શ્વેતવસ્ત્રધારી જૈન સાધુઓ એ મલિન તંત્રવિદ્યાને વ્યવહારમાં યોજવાના વ્યવસાયમાં કેટલી સીમા પર્યન્ત આગળ વધ્યા હતા, એનાં ઇતિહાસમાં પણ કેટલાંક પ્રમાણો મળી આવે છે, પરંતુ વિસ્તારના ભયથી તે અહીં આપી શકાયાં નથી. બૌદ્ધ ધર્મ પ્રમાણે જ જૈન ધર્મમાં પણ તે સમયમાં ભિન્ન ભિન્ન અનેક વિભાગો પડી ગયા હતા; તેમાંના દિગંબર, શ્વેતાંબર અને સ્થાનકવાસી એ ત્રણ વિભાગો મુખ્ય હતા અને બીજા જે ઉપવિભાગો હતા તે ગચ્છના નામથી ઓળખાતા હતા, કે જે વિભાગો તથા ઉપવિભાગો અત્યારે પણ જૈન ધર્મમાં પૂર્વ પ્રમાણે જ અવિચલ રહેલા જોવામાં આવે છે. સાધુઓની આવી સ્થિતિ થવાથી જૈન ધર્મની સાધ્વી (આર્યા અથવા આરજા)ઓની નીતિરીતિમાં પણ દુરાચારનો સંચાર થાય, એ સર્વથા સ્વાભાવિક જ હતું.

પ્રકારનો સંશય નથી જ. બ્રાહ્મણધર્મના મૂલ આધારભૂત વેદોને બૌદ્ધો પૂછતા જ નહોતા અને તેઓ પોતાના ધર્મમતની પુષ્ટિમાટે વેદોનો આધાર કદાપિ આપતા નહોતા. વૈદિક યજ્ઞયાગમાં થતી જીવહિંસાનો તેઓ સ્પષ્ટ નિષેધ કરતા હતા, બ્રાહ્મણધર્મના આચારોની નિન્દા કરતા હતા અને બ્રાહ્મણો સાથે વાદ કરવામાટે છાતી ઠોકીને મેદાનમાં આવી ઊભા રહેતા હતા. બ્રાહ્મણ લોકોના મનમાં ક્રોધને ઉત્પન્ન કરવામાટે વસ્તુતઃ આટલાં કારણો સંપૂર્ણ હતાં; તોપણ બ્રાહ્મણ લોકોના હૃદયમાં પરધર્મસહિષ્ણુતાનો સંપૂર્ણ નિવાસ હોવાથી અથવા તો બૌદ્ધધર્મ આપણી દૃષ્ટિથી વેદબાહ્ય હોવા છતાં પણ તેમાં ગ્રાહ્યાંશભાગ પુષ્કળ છે અને તેથી એકંદર રીતે એ માનવજાતિનું અકલ્યાણ કરનાર નથી, એમ તેમને તેમની મનોદેવતા કહેતી હોવાથી બ્રાહ્મણધર્મીય લોકોએ બૌદ્ધોને છળવાનો પ્રયત્ન કદાપિ કર્યો નહોતો અને બ્રાહ્મણધર્મીયોનું એ ઔદાર્ય ઠેઠ ઇસ્વી સન્‌ની સાતમી સદીપર્યન્ત અબાધ્ય રહ્યું હતું. પરંતુ ઇસ્વી સન્‌ની સપ્તમ શતાબ્દિમાં જ્યારે બૌદ્ધ ધર્મનો ભ્રષ્ટાચાર અત્યંત વધી ગયો અને ભારતવર્ષમાં ભ્રષ્ટતા, વર્ણસંકરતા તથા કર્મહીનતાનો ભયંકરતાથી પ્રચાર થવા લાગ્યો, ત્યારે પછી બ્રાહ્મણોથી મૌન ધારી શકાયું નહિ અને તેથી બ્રાહ્મણધર્મીય ગ્રંથકારોએ બૌદ્ધ ધર્મપર પ્રખર ટીકાસ્ત્ર ચલાવવા માંડ્યાં. એ ટીકારૂપ અસ્ત્રોને ચલાવતાં કેટલાક પ્રસંગે તેમને અન્યાયના માર્ગનું પણ અવલંબન કરવું પડ્યું હતું. કેટલાક ગ્રંથકારોએ વિનાકારણ શુદ્ધ બુદ્ધધર્મની નિન્દા કરીને બૌદ્ધધર્મવિશે લોકોનાં મનોને કલુષિત કરી નાખ્યાં હતાં અને કેટલાકોએ તે ધર્મને છળવાના કાર્યમાં રાજદંડનો પણ ઉપયોગ કર્યો હતો. પરંતુ આવાં ઉદાહરણો બહુ અલ્પ સંખ્યામાં હોવાથી એકંદર રીતે બ્રાહ્મણધર્મીય ગ્રંથકારોની વૃત્તિ ઉદારતામયી જ હતી, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. એ સમયમાં એક બાજૂથી બૌદ્ધધર્મપર જૈનધર્મના આઘાતનો ક્રમ તો ચાલતો જ હતો અને તેવામાં તેનાપર આ બ્રાહ્મણધર્મનો પ્રચંડ આઘાત થવા માંડ્યો એટલે એનું પરિણામ એ થયું કે, બૌદ્ધધર્મીય જનોમાંથી સત્ય તેજસ્વિતાનો સર્વાંશે લોપ થઈ ગયો. એવો એક નિયમ છે કે, ઘર્ષણથી જ ઉષ્ણતાનો ઉદ્ભવ થાય છે; પરંતુ બૌદ્ધોને દીર્ઘકાળથી એવા ઘર્ષણનો પ્રસંગ પ્રાપ્ત થયેલો ન હોવાથી તેમનામાં ઉષ્ણતાનો અભાવ થઈ ગયો હતો અને જ્યાં ઉષ્ણતા જ ન હોય, ત્યાં પછી સ્ફુલિંગનો ઉદ્ભવ તો ક્યાંથી જ સંભવે વારુ? શીલવાન્ તથા કર્તૃત્વશીલ મનુષ્યો શાંતિના કાળ કરતાં સંકટના સમયમાં જ અધિક પ્રમાણમાં નિષ્પન્ન થાય છે; પરંતુ બ્રાહ્મણધર્મીયોની દીર્ઘકાલિક ઉદારવૃત્તિના કારણથી તેવો સંકટકાળ બૌદ્ધધર્મીયોના શિરપર કદાપિ આવ્યો જ નહોતો. એ કારણથી જે કોઈ કર્તૃત્વવાન્ અને શીલવાન્ નાયકના અપ્રતિમ ગુણોનો લાભ બૌદ્ધધર્મને મળવો જોઇએ, તે લાભથી બૌદ્ધધર્મ સદાને માટે વંચિત થયો હતો અને વાસ્તવિક રીતે જોતાં એ તેના પોતાના પાપનું જ પીડાકારક પરિણામ હતું.

ઈ. સ. ની સાતમી સદીમાં જે બ્રાહ્મણધર્મીય ગ્રંથકારોએ બૌદ્ધધર્મપર તેને દાબી દેવામાટેના ખંડનરૂપ આઘાત કર્યા હતા, તે સર્વમાં પ્રમુખસ્થાને કુમારિલ ભટ્ટ હતો. બૌદ્ધમતખંડનના કાર્યમાં કુમારિલ ભટ્ટે અત્યંત અને અસામાન્ય નૈપુણ્ય દર્શાવ્યું હતું અને તેથી એક સ્થળે તેના વિશે એમ લખવામાં

આવ્યું છે કે: "પૂર્વે પૌરાણિક યુગમાં જેવી રીતે સ્વામી કાર્તિકેયે અસુરકુલનો ઉચ્છેદ કર્યો હતો, તે પ્રમાણે વૈદિકકર્મપરાઙ્મુખ બૌદ્ધોનો ઉચ્છેદ કરવામાટે કુમારિલ ભટ્ટનો અવતાર થયો હતો અને તેના અવતારકૃત્યની સંપૂર્ણ સિદ્ધિ પણ થઈ હતી!" એ કુમારિલ ભટ્ટે એક બૌદ્ધ ગુરુના શિષ્યત્વને સ્વીકારીને બૌદ્ધધર્મનો બહુજ ગહન અભ્યાસ કર્યો હતો અને ત્યાર પછી પોતાના ગુરુ તથા ગુરુબંધુઓ સાથે શાસ્ત્રાર્થ કરીને બૌદ્ધધર્મનો પરાભવ કર્યો હતો; કારણ કે, પ્રતિપક્ષીના વ્યંગને યથાર્થ સ્વરૂપમાં જાણ્યા વિના પ્રતિપક્ષીનું ખંડન યોગ્યતા પૂર્વક કરી શકાતું નથી, એ તત્ત્વને કુમારિલ ભટ્ટ સારી રીતે જાણતો હતો અને તેથી જ તે વિજેતા થઈ શક્યો હતો. બૌદ્ધધર્મીયો પ્રમાણે જ જૈનમતવાદીઓનું પણ કુમારિલ ભટ્ટે તીવ્ર ખંડન કર્યું હતું.*

વૃદ્ધાવસ્થાના યોગે જ્યારે કુમારિલ ભટ્ટનાં ગાત્ર શિથિલ થયાં તે વેળાયે 'હવે વેદધર્મનો પુનઃ પ્રચાર કોણ કરશે?' એવી શંકાનો એકવાર તેના મનમાં ઉદ્ભવ થયો હતો, પરંતુ એવામાં શ્રી શંકરાચાર્યનાં યશોગાન તેના સાંભળવામાં આવ્યાં અને તેથી તેનો નિશ્ચય થઈ ગયો કે: 'આ ભારતવર્ષરૂપ નાટકશાળાની ધર્મરંગભૂમિપર વેદધર્મોદ્ધાર નામક નાટકમાં વેદધર્મોદ્ધારક વીર નાયકની ભૂમિકા એ શ્રી શંકરાચાર્ય પરમ દક્ષતાથી ભજવી બતાવશે અને અવશ્ય તેના હસ્તથી વેદધર્મની રક્ષા થશે!' આ નિશ્ચયથી તેની ચિંતાનો લોપ થયો અને તે શાંતિથી મરણની પ્રતીક્ષા કરવા લાગ્યો. ત્યારે હવે આપણે શ્રી શંકરાચાર્યના જીવનથી પરિચિત થવું જોઇએ.

'શ્રી શંકરાચાર્યના જન્મસ્થાન તથા તેઓ જે જાતિમાં જન્મ્યા હતા, તે વિશેના અનેક ભિન્ન ભિન્ન વૃત્તાન્તોમાં બહુધા એ વાર્તાનો તો એક મતથી સ્વીકાર કરાયલો છે કે, તેઓ કેરલ અથવા મલબાર દેશના નિવાસી હતા, નંબુરી નામક બ્રાહ્મણ જાતિમાં તેમનો જન્મ થયો હતો અને જો સ્માર્તધર્મીયોની પૌરાણિક ભાષામાં બોલીએ, તો તેઓ શિવના અવતાર જ હતા. કેટલીક અન્ય દંતકથાઓ અનુસાર તેમનો જન્મ ચિદમ્બરમ્ નામક ગ્રામમાં થયો હતો અને પછીથી તેમણે મલબારને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હતું. પરંતુ 'કેરલ ઉત્પત્તિ' નામક ગ્રન્થમાં તો મલબારને જ તેમની જન્મભૂમિ કહેલી છે, શંકરાચાર્યને તેમની માતાના એક વર્ણસંકર સંતાન તરીકે ઓળખાવેલા છે અને તેમની માતા શ્રી મહાદેવીને વર્ણસંકર પ્રજાને ઉત્પન્ન કરવાના અપરાધમાટે જાતિબહિષ્કૃત

---

* મીમાંસા દર્શનના આચાર્ય કુમારિલ ભટ્ટનો કાળ વિક્રમ સંવત્ ૬૪૭ થી ૭૦૭ એટલે કે, ઈ. સ. ૫૯૧ થી ૬૪૫ સુધીનો મનાય છે. વૈદિક મતનો પુનઃ સંસ્કાર કરવાના બદલામાં વૈદિક મતાવલંબીઓએ તેને 'ભટ્ટપાદ'ના ઉપાધિથી અલંકૃત કર્યો હતો. કુમારિલ ભટ્ટે મીમાંસા દર્શનપર વાર્તિક ભાષ્ય રચેલું છે. શ્લોકરૂપ વાર્તિક 'શ્લોકવાર્તિક' અથવા 'ભટ્ટવાર્તિક'ના નામથી અને ગદ્યરચના યુક્ત વાર્તિક 'તંત્રવાર્તિક'ના નામથી ઓળખાય છે. તે બિહાર નિવાસી બ્રાહ્મણ હતો અને તેણે પુરી, દ્વારિકા તથા સેતુબંધ રામેશ્વર આદિ તીર્થસ્થાનોમાં પ્રવાસ કર્યો હતો. પ્રસિદ્ધ મીમાંસક પ્રભાકર તથા મુરારિ મિશ્ર તેના શિષ્ય હતા.

થયું પડ્યું હતું, એમ પણ જણાવેલું છે.'* પરંતુ આ અંતિમ વિધાનમાં અધિક સત્યાંશ હોય, એવી અમારી માન્યતા નથી. શ્રી શંકરાચાર્યવિષયક આ પ્રવાદ પરંપરાથી ચાલતા આવેલા તેમના જ્ઞાતિબંધુઓના તેમના કુટુંબ સાથેના વૈમનસ્યના પરિણામે જ અસ્તિત્વમાં આવેલો હોવો જોઇએ, અને 'કેરલ ઉત્પત્તિ' નામક ગ્રંથ શ્રી શંકરાચાર્યના કોઇ દ્વેષ્ટાનો જ લખેલો હોવો જોઇએ, એવી કેવળ મારી જ નહિ, કિન્તુ બીજા પણ અનેક વિચારશીલ પુરુષોની માન્યતા છે. અસ્તુ: શ્રી શંકરાચાર્ય જ્યારે પાંચ વર્ષના વયના હતા, તે વેળાયે તેમના પિતાનો સ્વર્ગવાસ થયો અને આઠ વર્ષની અવસ્થામાં તો તેમણે નર્મદાતટવાસી ગોવિન્દ ભગવત્પાદ નામક એક સિદ્ધ પુરુષના વરદહસ્તે સંન્યાસધર્મમાં દીક્ષિત થઈ, તેમની પાસેથી સંપૂર્ણ વિદ્યા ભણીને સોળ વર્ષના વયમાં કાશીપ્રયાણ કર્યું હતું. કાશીમાં એક દિવસ તેઓ ગંગાસ્નાન કરીને પાછા ફરતા હતા એવામાં ચાર શ્વાનો સહિત એક ચાંડાલને તેમણે સ્હામેથી આવતો જોયો અને તેથી તે ચાંડાલને ઉદ્દેશીને તેમણે કહ્યું કે:-"હે ચાંડાલ! મારા માર્ગમાંથી દૂર ખસી જા!" એટલે એના ઉત્તરમાં ચાંડાલે કહ્યું કે: "વેદો તથા ઉપનિષદો પરબ્રહ્મને અદ્વિતીય, અનવદ્ય, અસંગ તથા સત્ય તરીકે ઓળખાવે છે; છતાં તમારામાંની આ ભેદબુદ્ધિને જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે. સ્પર્શના ભયથી તમોએ મને માર્ગમાંથી દૂર ખસી જવાનું કહ્યું, પરંતુ મારા અને તમારા આત્મામાં તો કશો પણ ભેદ છે જ નહિ, એનો તમે વિચાર ન કર્યો. મહાત્મા જનો મોહકૂપમાં પડીને આ ક્ષણભંગુર નશ્વર દેહમાં વૃથા આત્માભિમાન કરતા રહે છે, એ આશ્ચર્યકારક નથી કે શું?" આટલું બોલીને ચાંડાલ અદૃશ્ય થઈ ગયો અને તેના સ્થાનમાં એક સાક્ષાત્ દેવાધિદેવ મહાદેવ સમાન તેજસ્વી પુરુષ ચાર વેદોસહિત દૃષ્ટિગોચર થવા લાગ્યો. તે તેજસ્વી પુરુષ પણ શ્રી શંકરાચાર્યને "એક માત્ર પરબ્રહ્મ જ સત્ય છે અને અન્ય સર્વ મિથ્યા છે!" એટલો ઉપદેશ આપીને અંતર્ધાન થઇ ગયો. તે વેદપુરુષ અથવા શ્રી શિવના ઉપદેશના આધારે જ શ્રી શંકરાચાર્યજીએ સ્માર્ત્તધર્મના પ્રચારની તથા વેદધર્મના ઉદ્ધારની દૃઢ પ્રતિજ્ઞા કરીને પોતાના તે શુભતમ કાર્યનો આરંભ કરી દીધો. પ્રથમ તેઓ કુમારિલ ભટ્ટ પાસે આવ્યા અને તેમને તેમણે પોતાનું

---

* "With regard to the place of Sankara's birth, and the tribe of which he was a member, most accounts agree to make him a native of Kerala, or Malbar, of the tribe of Namburi Brahmans, and in the mythological language of the sect an incarnation of Siva. According to other traditions, he was born at Chidambaram, although he transferred his residence to Malabar, whilst the Keral Utpatti recognises Malabar as his native place, and calls him the offspring of adultary, for which his mother Sri Mahadevi was expalled her caste."

H. H. Wilson's 'Hindu Religions'
(Calcutta Edition) P. 128

રચેલું 'ગીતાશાંકરભાષ્ય' તથા 'વેદાંતસૂત્રભાષ્ય' બતાવ્યું. તે ભાષ્યથી સંતુષ્ટ થઇને કુમારિલ ભટ્ટે કહ્યું કે: "બૌદ્ધ તથા જૈન ધર્મીઓનો અનેક સ્થળે પરાજય કરીને મેં ભારતવર્ષમાં અતઃપૂર્વ પૂર્વમીમાંસાનો તો સંપૂર્ણ પ્રચાર કરી દીધો છે અને આપ મારા કરતાં અધિક જ્ઞાની હોવાથી ઉત્તર મીમાંસાના પ્રચારનું કાર્ય હવે આપે જ કરવાનું છે." શંકરાચાર્ય ત્યાંથી વિદાય થયા અને કુમારિલ ભટ્ટે જીવિત અવસ્થામાંજ અગ્નિપ્રવેશ કરીને અશાશ્વત દેહને ત્યાગી દીધો. કુમારિલ ભટ્ટ પાસેથી નીકળીને શ્રી શંકર સ્વામી માહિષ્મતી નગરીમાં આવ્યા અને ત્યાંના પ્રખ્યાત પંડિત મંડન મિશ્રને શાસ્ત્રાર્થમાં પરાસ્ત કરીને પોતાનો શિષ્ય કરી લીધો અને તે સાથે મંડન મિશ્રની મહાવિદુષી અને પરમા પંડિતા પત્ની સરસ્વતી પણ તેમની શિષ્યા થઇ. એ મંડનમિશ્રનું નામ સુરેશ્વરાચાર્ય રાખવામાં આવ્યું અને તે ઉપરાંત પદ્મપાદાચાર્ય, હસ્તામલકાચાર્ય અને ત્રોટકાચાર્ય ઇત્યાદિ તેમણે બીજા નવ શિષ્યો કર્યા હતા. એ દશ શિષ્યોની વેદાંત દર્શનના આચાર્યોમાં ગણના કરાય છે અને સંન્યાસીઓની દશ શાખાઓ અદ્યાપિ તેમના નામથી પ્રસિદ્ધ છે. એ પછી શ્રી શંકરાચાર્યે ભારતવર્ષના પ્રત્યેક ભાગમાં ભ્રમણ કરીને વૈષ્ણવ, પાશુપત, કાપાલિક, સૌર, શાકત, બૌદ્ધ અને જૈન આદિ ધર્મમતોનું ખંડન કરવા માંડ્યું અને જ્યારે સર્વત્ર તેમનો દિગ્વિજય થયો એટલે પછી પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એ ચારે દિશાઓમાં પોતાના મઠોને સ્થાપવાનો તેમણે વિચાર કર્યો. પ્રથમ તેમણે દક્ષિણમાં માઇસોર નગરમાં શૃંગગિરિ નામક મઠની સ્થાપના કરી અને પૃથ્વીધરાચાર્યને તેનો અધિષ્ઠાતા બનાવ્યો. જગન્નાથપુરીમાં ગોવર્ધન મઠ સ્થાપીને તેના અધિકારી તરીકે પદ્મપાદાચાર્યને નીમ્યો અને ઉત્તરમાં જોશી મઠ સ્થાપીને તે મઠની વ્યવસ્થાનાં સૂત્રો ત્રોટકાચાર્યના હસ્તમાં અર્પી દીધાં. હવે કેવળ પશ્ચિમમાં શારદા મઠની સ્થાપના કરવાનું કાર્ય અવશિષ્ટ હતું અને તે કાર્યની સંપૂર્ણતામાટે શ્રી શંકરાચાર્ય દ્વારિકામાં પધાર્યા હતા. જ્યારે આકાશમાં સૂર્યનારાયણનો ઉદય થાય છે, ત્યારે તેનાં તેજસ્વી કિરણોના સ્પર્શથી ભૂમિનો કોઇ પણ અંશ વંચિત રહી શકતો નથી; તેજ પ્રમાણે શ્રી શંકરાચાર્યરૂપ ધર્મપ્રભાકરનાં કીર્ત્તિકિરણોનો પણ ભારતવર્ષમાં સર્વત્ર પ્રસાર થયેલો હોવાથી કેવળ વલ્લભીમાં જ તે કિરણો ન આવે, એ તો સર્વથા અશક્ય જ કહી શકાય. અર્થાત્ વલ્લભીના રાજા શીલાદિત્યે પણ શંકરાચાર્યની કીર્ત્તિનાં ગાન સારી રીતે સાંભળ્યાં હતાં; એટલું જ નહિ, પણ શંકરાચાર્યમાં તે અત્યંત પૂજ્યભાવ રાખનારો હતો; કારણ કે, તે પોતે શૈવ હતો અને શંકરાચાર્યે શૈવમતનું ખંડન કર્યું નહોતું, કિન્તુ તેમણે કાંચી આદિ નગરોમાં શિવલિંગની સ્થાપના કરી હતી અને શિવનું માહાત્મ્ય પણ ગાયું હતું. અચાનક દ્વારિકામાં શ્રી શંકરાચાર્યે શાસ્ત્રાર્થમાં વૈષ્ણવ ધર્મીઓને પરાસ્ત કર્યાની વાર્ત્તા શીલાદિત્યના સાંભળવામાં આવી અને તેથી તેણે શ્રી શંકરાચાર્યને બૌદ્ધ તથા જૈન ધર્મના ખંડનમાટે વલ્લભીનગરમાં પધારવાનું અત્યંત વિનયપૂર્વક આમંત્રણ કર્યું; કારણ કે, વલ્લભીનગરમાં તે વેળાયે અનેક બૌદ્ધ વિહારો* અને જૈન મંદિરો અસ્તિત્વ ધરાવતાં હતાં અને તે સર્વ ધર્મસ્થાનને બદલે

* આપણી નવલકથાના કાળથી લગભગ ૧૨૫ વર્ષ પૂર્વે એટલે કે ઇ. સ.

અધર્મનાં સ્થાનો થઇ પડેલાં હોવાથી શીલાદિત્યની એ અધર્મનો ધ્વંસ કરીને શંકરાચાર્યના સ્માર્ત્ત ધર્મને પોતાના રાજ્યમાં અગ્રસ્થાન આપવાની પરમ આકાંક્ષા હતી. શ્રી શંકરાચાર્યે શીલાદિત્યના એ આમંત્રણનો આનંદથી સ્વીકાર કર્યો હતો, અને તે સાથે વલ્લભીપુરમાં જે દિવસે તેઓ પધારવાના હતા તે દિવસ પણ નિયત કરીને રાજાને જણાવી દીધો હતો. અર્થાત્ રાજા શીલાદિત્યના યોગ્ય પ્રબંધથી જગદ્ગુરુ શ્રી શંકરાચાર્યના સત્કારમાટેની વલ્લભીનગરમાં પ્રચંડ તૈયારીઓ ચાલી રહી હતી.

પ્રસ્તુત 'ભૂમિકા' નામક પ્રથમ ખંડની આપણે અહીં જ સમાપ્તિ કરીને વલ્લભીપુરના વૈભવનું દ્વિતીય ખંડમાં યથાયોગ્ય નિરીક્ષણ કરીશું.

———:o:———

# દ્વિતીય ખણ્ડ-વલ્લભીપુરનો વૈભવ

## પ્રકરણ ૧ લું

## વલ્લભી કે વૈકુંઠ?

"Its towering halls with pearls and diamonds bright,
Like those fair mansions on Summeru's height,
Where tender nymphs amidst their native skies
Smile in their beauty for immortals' eyes."

સુંદરતાના સર્વોચ્ચ શિખરપ્રાંતમાં વિરાજતી વલ્લભીનગરી ખરેખર સૌરાષ્ટ્રની સમ્રાજ્ઞી જ હતી. એ વલ્લભીનગરીરૂપ સમ્રાજ્ઞીના સ્વામી શીલાદિત્યના રાજ-

---

૬૪૦ માં ચીની પ્રવાસી હુએન-સંગ ભારતવર્ષમાં આવ્યો હતો, તેણે પોતાના પ્રવાસગ્રંથમાં તે સમયના વલ્લભીનગરનું જે વર્ણન આપ્યું છે, તેમાં જણાવ્યું છે કે:-"વલ્લભીદેશ લારિકાની ઉત્તરમાં છે, તેનો ઘેરાવો ૪૦૦૦ લી (૧૩૦૦ માઇલ) છે અને તેની રાજધાનીનું ક્ષેત્રફળ ૩૦ લી (પાંચ માઇલ) કરતાં પણ અધિક છે. ઉત્પત્તિ, ઉષ્ણતા, ત્યાંના નિવાસીઓની રીતિનીતિ તથા શરીરપ્રકૃતિ આદિ સર્વ માળવા દેશ જેવી જ છે. મનુષ્યવસતિ વિશાળ છે, લોકો ધનાઢ્ય છે અને તે એટલે સુધી કે એક સોથી વધારે તો કેવળ કોટિપતિઓની જ સંખ્યા છે. આ રાજ્યમાં દૂર દૂરના દેશોની અનંત સંપત્તિ આવીને એકત્ર થાય છે. બૌદ્ધ ધર્મના મઠોની સંખ્યા એકસો કરતાં પણ વિશેષ છે અને તેમાં ૭ હજાર બૌદ્ધ ભિક્ષુકો વસે છે. તેમનામાંના ઘણાખરા સમ્મિતિય મતના છે કે જે મતનો હીનયાનમાંથી જન્મ થયેલો છે. ત્યાં શતાવધિ દેવમંદિરો છે અને સાધુઓની સંખ્યા વિશાળ છે." હુએન-સંગની વર્ણવેલી વલ્લભીનગરની એ પરિસ્થિતિમાં ૧૨૫ વર્ષના કાલાવધિમાં કાંઇ અધિક પરિવર્તન થયું નહોતું; કિન્તુ બૌદ્ધ ભિક્ષુઓની સંખ્યામાં કાંઇક વૃદ્ધિ જ થઈ હતી. હુએન-સંગ એક બૌદ્ધ હોવાથી જૈન ધર્મની પણ વલ્લભીનગરમાં તે સમયમાં કેટલી મહત્તા હતી, એ વિશેનો ઉલ્લેખ તેણે કર્યો નથી, પરંતુ આપણે તો તેનો પણ વિચાર કરવાનો છે અને તે વિચાર આપણે દ્વિતીય ખણ્ડમાં કરીશું.

દંડની* પ્રતિચ્છાયાનો વિસ્તાર અત્યંત વિશાળ હતો. **વલ્લભીના રાજરાજેન્દ્રની** સત્તાનો ઉત્તરમાં **અજમેર** પર્યન્ત અને દક્ષિણમાં સમુદ્રતીરપ્રાંતસ્થ વૈભવશીલ **કલ્યાણનગર** પર્યન્ત વિસ્તાર થયેલો હતો. **ભારતવર્ષના** નિવાસીઓમાં અત્યારે જોવામાં આવે છે, તેના કરતાં પ્રાચીન કાળમાં પ્રકૃતિ તથા કલામાંની નાનાવિધ વૈચિત્ર્ય વિષયક કલ્પનાઓનો બહુ જ અધિક પ્રમાણમાં નિવાસ હતો. પ્રકૃતિદેવીના સૌન્દર્યમાં તેઓ કેટલી સીમાપર્યન્ત મુગ્ધ થયેલા હતા, એ તેમણે **ભારતવર્ષમાંના** કેટલાંક ગ્રામો, નગરો તથા પર્વતો આદિને આપેલાં અત્યંત સુંદર તથા પ્રાકૃતિક નામોથી જ જણાઈ આવે છે. **રામાયણ** અને **મહાભારત** જેવાં વીરકાવ્યો, **કાલિદાસ** તથા **ભવભૂતિનાં** પુરાતન નાટકો તથા **જયદેવકૃત ગીતગોવિન્દ** જેવાં ગેય કાવ્યો અને એવાં જ અન્યાન્ય પ્રાચીન પુસ્તકોમાં **ભારતવર્ષના** પ્રાકૃતિક સૌન્દર્યનાં જે નાનાવિધ મનોહર વર્ણન અથવા શાબ્દિક ચિત્રો આપવામાં આવ્યાં છે; તે વર્ણનો કદાચિત્ આપણને પ્રાપ્ત ન થયાં હોત, તોપણ **ભારતીય** જનોની પ્રાકૃતિક સૌન્દર્યપ્રિયતા, તેમણે તેમનાં પ્રિય નગરો તથા પર્વતો આદિને જે મંજુલ નામો આપેલાં છે, તેમનાથી જ નિર્વિવાદ સિદ્ધ થઈ શકે તેમ હતું. **અયોધ્યાના** અત્યુષ્ણ સમતલ ભૂપ્રદેશમાં ઉભા રહીને તેમણે હિમના શિખરોવાળા પર્વતોને જોયા અને તેમની સ્વાભાવિક સરળતા અનુસાર તે પર્વતશ્રેણીને **'હિમાલય'** નામ આપ્યું; પરંતુ જ્યારે તે **હિમાલયના** હિમાચ્છાદિત શિખરભાગો પ્રભાતકાલિક સૂર્યનાં સુવર્ણકિરણોના સંયોગથી સુવર્ણ સમાન ચમકતા તેમના જોવામાં આવ્યા તે વેળાયે નિસર્ગદેવીના સત્ય સંતાન તરીકે તે પર્વતને **હેમકૂટ** એવું એક નવીન નામ આપ્યું. હેમકૂટ એટલે સુવર્ણશિખરમંડિત ગિરિરાજ. **ભારતવાસીઓની** માન્યતા પ્રમાણે **હિમાલય** અથવા **હેમકૂટનો** પ્રદેશ એવો તો રમણીય હતો અને તે પ્રદેશના તેઓ એવા તો પ્રશંસક હતા કે ધીમે ધીમે તે પ્રદેશ **આર્યોના** શબ્દકોષમાં **'ઇલાવૃત્ત'** નામથી ખ્યાત થયો. 'ઇલાવૃત્ત' એટલે ચૂંટી કાઢેલો ભૂમિભાગ. જે પ્રદેશને અત્યારે **કંદહાર** અથવા **કંધાર** નામથી ઓળખવામાં આવે છે, તે પ્રદેશ પૂર્વે **ગંધહાર** (ગંધસમુદાય) અથવા **ગંધાર** (ગંધયુક્ત)ના નામથી વિખ્યાત હતો. જે નદીને બ્રાહ્મણોએ **નર્મદા** નામ આપેલું છે, તે નદી અવશ્ય **નર્મદા** એટલે આનંદદાયિની અથવા સુખકારિણી જ છે. અર્થાત્ **કોશલ, કાશી, કલ્યાણ** અને **પુષ્પપુર** આદિ નામો એવી જ રીતે નિસર્ગના સૌન્દર્યને જ દર્શાવનારાં છે. **ભારતીયોની** સ્થાન આદિને નવીન નામ આપવાની પદ્ધતિ પ્રમાણે જે પ્રદેશનું નામ અત્યારે **કાઠિયાવાડ** છે, તેનું પ્રથમ **સૌરાષ્ટ્ર** અથવા **સૌર** રાષ્ટ્ર એવું નામ રાખવામાં આવ્યું હતું. **સૌરાષ્ટ્ર** એટલે ઉત્તમ રાષ્ટ્ર અને **સૌર** રાષ્ટ્ર એટલે સૂર્યનો પ્રદેશ. આપણી નવલકથાના કાળમાં એ પ્રદેશ વિશ્વમાં **સૌરાષ્ટ્ર** નામથી જ વિખ્યાત હતો. સેનાપતિ **ભટ્ટારકે** પોતાના નવીન વસાવેલા નગરને પણ એવું જ ઉત્કૃષ્ટ **વલ્લભી** નગર નામ આપ્યું હતું; એટલું જ નહિ, પણ અમુક રાજકીય દાનપત્ર આદિ લખતી વેળાયે તેનું **બલભદ્ર** નગર એવું એક બીજું નામ પણ લખવામાં આવતું હતું. એનો એવો અર્થ થાય છે કે, બળ જ છે કલ્યાણ જેનું અથવા બળ એટલે કે, શક્તિમાં જ સમાયલું છે કલ્યાણ જેનું એવું જે નગર તે **બલભદ્ર** નગર. આપણાં શાસ્ત્રોમાં

પણ કહેલું છે કે, નિર્બળતા જેવું બીજું કોઈ પાપ છે જ નહિ અને પાપથી કલ્યાણ સંભવતું જ નથી એટલા માટે કેવળ બળ જ કલ્યાણરૂપ છે; કારણ કે, 'नायमात्मा बलहीनेन लभ्यः' અર્થાત્ બલહીન મનુષ્યથી આત્મપ્રાપ્તિ પણ કરી શકાતી નથી અને સબળ મનુષ્ય સહજ આયાસથી આત્મપ્રાપ્તિ કરી શકે છે. બળ શબ્દનો આવો અત્યંત ગહન તાત્ત્વિક અર્થ હોવાથી એ નામ કેવું અને કેટલું અર્થયુક્ત તથા તાત્ત્વિક છે, એની આપણે એકાગ્ર ચિત્તથી વિચાર કરતાં તત્કાળ કલ્પના કરી શકીએ છીએ. અસ્તુ; ચાલો ત્યારે હવે આપણે વલ્લભી અથવા બલભદ્ર નગરમાં પ્રવેશ કરીને ત્યાંની વૈકુંઠ સમાન અલૌકિક તથા અશ્રુતપૂર્વ રચના તથા શોભાની સમીક્ષા કરીએ.

અમે અહીં વલ્લભીનગરને વૈકુંઠની ઉપમા એ કારણથી આપી છે કે કેટલાક કવિજનો જે વૈકુંઠમાં શ્રી નારાયણ ભગવાન્ પોતાની પ્રિયતમા દેવી નારાયણી (લક્ષ્મી) સહિત નિવાસ કરી રહ્યા છે, તે વૈકુંઠ સાથે વલ્લભી નગરની વારંવાર તુલના કર્યા કરે છે. વૈકુંઠ એક અત્યંત સુંદર તથા મનોહર નગર છે, અને તે નગરની દીવાલો સુવર્ણ તથા સિતમણિ પાષાણની બનાવેલી છે. ત્યાંનાં નિવાસીઓ પરસ્પર વિગ્રહકારક વિકારોથી કદાપિ અશાંત થતાં નથી અને કોઈ પણ પ્રકારના અવરોધ વિનાની શાંતિનો અખંડ ઉપભોગ કર્યા કરે છે. ત્યાં એક પ્રકારનાં એવાં વૃક્ષોની રાજીઓ વિસ્તરેલી છે કે જે વૃક્ષો સાધારણ ફળોને આપનારાં નથી, કિન્તુ તેમની પાસેથી જે કાંઈ પણ વસ્તુ માગવામાં આવે, તે સર્વ વસ્તુઓને આપનારાં છે અને તેથી તે વૃક્ષો કલ્પવૃક્ષ અથવા કલ્પતરુના નામથી ઓળખાય છે. એ વૈકુંઠનાં ઉદ્યાનોમાં માધવી, મલ્લિકા, અમ્લાન તથા પારિજાત આદિ પુષ્પો નિરંતર પોતાના મધુર તથા મંદ મંદ સુગંધને વિસ્તાર્યા કરે છે અને ત્યાંના રમણીય લતાકુંજમાં સ્વર્ગીય પક્ષીઓનું મધુર ગુંજન સમાન કૂજન શ્રવણોને અલૌકિક આનંદ આપ્યા કરે છે. તે વૈકુંઠના કેવળ ભૂમિભાગમાં જ નહિ, કિંતુ કાચ સમાન પારદર્શક નિર્મળ જળથી ભરેલાં સરોવરોમાં પણ બહુ જ સુંદર છત્રધારક પક્ષીઓ ઇતસ્તતઃ વિહાર કરતાં દૃષ્ટિગોચર થાય છે. ત્યાં નિરંતર સુખભોક્તા દેવો વિમાનોમાં બેસી આકાશવિહાર કરતા દેખાય છે અને રૂપરાશિ અપ્સરાઓ તથા દેવાંગનાઓ પોતાનાં સ્વર્ગીય સ્મિતમંડિત મનોહર મુખમંડળોના પ્રદર્શનથી સર્વ દ્રષ્ટાઓનાં ચિત્તને હરતી સર્વત્ર ભ્રમણ કર્યા કરે છે. આદિપુરુષ નારાયણની અર્ધાંગના શ્રી અથવા નારાયણી પોતાના વાસુકીસ્પર્ધિત કેશકલાપ તથા પોતાનાં સુંદર અંગોને નિર્મળ જળરૂપ દર્પણમાં પ્રતિબિંબિત થયેલાં જોઇને અત્યંત હર્ષને દર્શાવે છે. પ્રથમ તો તે પોતાના સૌન્દર્યનું દર્શન કરીને હૃદયમાં તેની પ્રશંસા કરે છે અને મુગ્ધ થઇ જાય છે; પરંતુ એટલામાં પોતાના દંતક્ષત કપોલોપર તેની દૃષ્ટિ પડતાં તે લજ્જિત થાય છે અને મનોગત કહે છે કે: "આ મુખમંડળ આદિપુરુષ નારાયણના ચુંબનથી મંડિત થયેલું હોવાથી જ આજે આટલી સીમા પર્યન્ત સુંદર તથા મનોહર દેખાય છે; આ પ્રતાપ મારા સૌન્દર્યનો નથી, કિન્તુ આદિ પુરુષ નારાયણના ચુંબન તથા તેમના દંતોવડે આ કપોલોમાં થયેલાં ક્ષતોનો જ છે!! સારાંશ કે, તે કવિઓના કથન અનુસાર વલ્લભીની રચના પણ આવા જ પ્રકારની હતી અને તેથી તેમના અભિ-

પ્રાય પ્રમાણે વલ્લભીપુરને આ મૃત્યુલોકના વૈકુંઠ તરીકે ઓળખવામાં કોઇપણ પ્રકારનો પ્રત્યવાય છે જ નહિ.

વળી જે કવિઓ એ વલ્લભીનગરને વૈકુંઠ સાથે નથી સરખાવતા, તેઓ પણ વલ્લભીનગરનું અત્યંત આલંકારિક તથા અતિશયોક્તિ પૂર્ણ ભાષામાં વર્ણન કર્યા વિના સંતુષ્ટ થતા નથી. તેઓ કહે છે કે, કુમારિકા વલ્લભીનગરીનું સૌન્દર્ય સૂર્યનારાયણના મોહમુગ્ધ હૃદયને પણ આકર્ષતું હતું અને તેથી પોતાના કરોને વિસ્તારીને સૂર્યનારાયણ વલ્લભી સાથેના વિહારમાં જ પોતાનો કાળ વીતાડતો હોવાથી અને ત્યાંથી દૂર થવાની તેની ઇચ્છા ન થતી હોવાથી અન્ય સ્થાનો કરતાં વલ્લભીનગરીમાંનો દિવસ મોટો થતો હતો અને કેમે કર્યો ખૂટતો જ ન હતો. કવિઓ આપણને જણાવે છે કે, વલ્લભીનગરના સુવર્ણપ્રાચીર આસપાસના પ્રદેશમાં સુવર્ણછટાને વિસ્તારતાં હતાં; અને તેથી તે આસપાસનાં નગરબાહ્ય ગૃહોને જાણે દેવોના શિલ્પકાર વિશ્વકર્માએ પોતે જ નિર્માણ કર્યાં હોય ની! એવો જ ભાસ થયા કરતો. વલ્લભીનગરના અત્યંત ઉચ્ચ મીનાર અભ્રપટલને ભેદીને તેમનામાંના જળને ભૂમિપર વર્ષાવતા હતા અને તેથી વલ્લભીપુરની ભૂમિ નિરંતર ફળદ્રૂપ જ રહ્યા કરતી હતી; અને વલ્લભી નગરમાં ધનસંપત્તિની એટલી બધી અગાધતા હતી કે વ્યાપારીઓની હટ્ટિકાઓમાં હીરા તથા માણિક્ય આદિના ઢગલા ખડકેલા જોવામાં આવતા હતા અને તેથી તે વ્યાપારીઓને રાત્રે દીપકને પ્રકટાવવાની આવશ્યકતા રહેતી નહોતી; કારણ કે, તે હીરા આદિના પ્રકાશથી જ તેમનું સર્વ કાર્ય ચાલી શકતું હતું.

પરંતુ કલ્પનારૂપ આકાશમાં અદ્ધર ઊડનારા કવિજનોના વલ્લભીવિષયક એ સ્વપ્નસૃષ્ટિ સમાન વર્ણનોને ત્યાગીને હવે આપણે જેનાપર કાંઇક આધાર રાખી શકાય અને જેને કાંઇક સત્ય માની શકાય તેવા ઐતિહાસિક દૃષ્ટિયુક્ત વર્ણનનો આરંભ કરીશું. ઇતિહાસમાં આપેલાં વલ્લભીનાં કેટલાંક વર્ણનોથી આપણે જાણી શકીએ છીએ કે, આપણી નવલકથાના કાળમાં વલ્લભી નગરનું ક્ષેત્રફળ પંદરગાઉ–ત્રીસમાઇલ્–નું હતું અને તેની આસપાસ ગ્રેનાઇટ્ પાષાણનો ગગનચુંબક વિશાળ દુર્ગ બાંધી લેવામાં આવ્યો હતો. એ દુર્ગની આસપાસ ઘેરા લીલા રંગના પાણીથી ભરેલી એક મોટી ખાઈ પણ કરેલી હતી અને તેથી તે ખાઇપરના કાષ્ઠસેતુને ઓળંગ્યા પછી જ વલ્લભીનગરમાં પ્રવેશ કરી શકાતો હતો. નગરનાં જેટલાં દુર્ગદ્વાર હતાં, તેટલા જ સેતુ હોવાથી કોઈ પણ દિશામાંથી વલ્લભીમાં પ્રવેશ કરવામાં અથવા તો નગરમાંથી બહાર નીકળવામાં કોઈ પણ પ્રકારની અડચણ આવતી નહોતી. અત્યંત ધનાઢ્ય જનોના આગારો પાષાણના જ બાંધેલા હતા અને તેમનાથી ઊતરતા બીજા લોકોના આગારોમાં બે ફીટની લંબાઇની, પાંત્રીસ પાંત્રીસ શેરના વજનની, નીભાડામાં પકાવેલી, સમચોરસ અથવા લંબચોરસ આકારની યુફ્રેટિસ્ નદીના તીરપ્રાંતમાં મળી આવતી ઇંટો જેવી ઇંટોનો ઉપયોગ કરાયલો હતો. પરંતુ તે સમયના વલ્લભી નિવાસીઓનો જો કોઈ સર્વથી અધિક ગર્વનો વિષય હોય, તો, તે તેમનાં દેવાલયોનો જ વિષય હતો. તે કાળમાં વલ્લભીનગરમાં સર્વ મળીને ત્રણસેં અને સાઠ દેવાલયો અસ્તિત્વ ધરાવતાં હતાં અને પ્રાતઃકાળ, મધ્યાહ્ન તથા સંધ્યાકાળે તે દેવાલયોમાં થતા ઘંટાનાદથી સમસ્ત

વલ્લભીનગર આનન્દકલ્લોલવડે ગાજી ઉઠતું હતું. વલ્લભીમાં તે વેળાએ એકસો તો કેવળ એવા જ આગારો હતા કે જેમને મહાલય અથવા પ્રાસાદના નામથી ઓળખી શકાય અને તેમનાથી કિંચિત્ ઉતરતી પંક્તિના તો અસંખ્ય આગારો હતા. તે સર્વ આગારોને ચિત્રકલાની દૃષ્ટિથી નાના પ્રકારના સુંદર તથા આકર્ષક રંગોવડે રંગવામાં આવ્યા હતા અને તેથી તેમની શોભામાં અપૂર્વ વૃદ્ધિ થયેલી દેખાતી હતી. વલ્લભીનગર નાનાવિધ ઉદ્યોગો તથા નવીનવસ્તુનિર્માણવિધાનું એક મુખ્ય સ્થાન મનાતું હતું. પ્રત્યેક વસ્તુના વ્યાપારમાટે ભિન્ન ભિન્ન બજાર હોવાથી ત્યાં બધા મળીને ચોરાસી બજાર હતા અને તેટલી જ સંખ્યા ચૉકની હતી. નગરના મધ્યમાં જે એક અત્યંત વિશાળ માર્ગ હતો તે રાજમાર્ગના નામથી ઓળખાતો હતો. નગરમાં પ્રવેશ કરવામાટેનાં અને નગરમાંથી બહાર નીકળવામાટેનાં દુર્ગદ્વારો અત્યંત વિશાળ હોવાથી અંબાડીવાળા ગજરાજ તેમાંથી આવતા જતા હતા તે વેળાયે અંબાડીના છત્રપર ઊભા રહેલા મનુષ્યનો હાથ બાગ્યેજ તે દ્વારના ઉપરના ભાગમાં પહોંચી શકતો હતો; અને તે દ્વારોનાં કમાડ ચાંદીથી મઢાવેલાં હતાં. એ ચાંદીથી મઢેલાં બારણાંપર અત્યંત મનોહર નકસીકામ કરેલું હોવાથી અને તેમાં ઉત્તમ પ્રકારનાં ચિત્રો હોવાથી વલ્લભીમાં આવતા પ્રવાસીઓ પ્રથમ તો એ દુર્ગદ્વારને જોઇને જ દિગ્મૂઢ થઇ જતા હતા. નગરમાં સ્થળે સ્થળે મોટા મોટા કૂપ, મોટી મોટી વાવો અને સુંદર તળાવોની વ્યવસ્થા કરાયલી હોવાથી લોકોને નગરના કોઇ પણ વિભાગમાં પાણીની જરા પણ તાણ ભોગવવી પડતી નહોતી અને વલ્લભીપુરની ભૂમિમાં ધાન્યની પણ એટલી તો વિપુલ ઉત્પત્તિ થતી હતી કે કદાચિત્ પાંચ વર્ષ પર્યન્ત અખંડ દુષ્કાળની બાધા થાય, તોપણ વલ્લભીનગરના લોકોને દુષ્કાળ એટલે શું અને તેની પીડા કેવી હોય છે એની કલ્પના માત્ર પણ થઈ શકે નહિ. આવી રીતે આપણી નવલકથાના કાળમાં વલ્લભીનગર ઋદ્ધિ, સિદ્ધિ અને નિધિ આદિથી સર્વ પ્રકારે પરિપૂર્ણ હતું અને તેથી તેની કીર્તિનો દિગ્દિગન્તરમાં પ્રસાર થઈ ગયો હતો.

ઉપર દેવમંદિરોની જે વિશાળ સંખ્યાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેમાં એકસોની સંખ્યા કેવળ શિવાલયોની જ હતી, એકસો બૌદ્ધ મઠ હતા, પચીસેક જૈન ધર્મનાં મંદિરો હતાં, એક સૂર્યનારાયણનું મંદિર હતું, એક વિશ્વકર્માનું મંદિર હતું અને બાકીનાં નાનાં મોટાં ભૈરવ, વેતાળ, ચંડિકા, વ્યાઘ્રેશ્વરી, કાપાલિકા અને એવાં જ અન્યાન્ય શાક્તધર્મનાં દેવદેવીઓનાં તથા વૈષ્ણવધર્મનાં મંદિરો હતાં. સર્વથી ઉત્કૃષ્ટ, અત્યંત વિશાળ અને પ્રેક્ષણીય અચલેશ્વર મહાદેવનું વલ્લભીપુરના સંસ્થાપક સેનાપતિ ભટ્ટારકનું બંધાવેલું પુરાતન મંદિર હતું. એ શિવમંદિર નગરના મધ્ય ભાગમાં હતું. એ મંદિરનો પાયો બહુ જ ઉંચો લીધેલો હોવાથી લગભગ પંદરથી વીસ સોપાન ચઢ્યા પછી મંદિરનું દ્વાર આવતું હતું અને તેમાંથી મંદિરના વિશાળ ચૉકમાં પ્રવેશ કરી શકાતો હતો. ચૉકના મધ્યભાગમાં અચલેશ્વર મહાદેવનું ગગનગામિ મંદિર આકાશ સાથે વાર્તાલાપ કરતું હતું અને તેના ઉચ્ચ સુવર્ણકલશ સાથે મધ્યાહ્ન સૂર્યનાં પ્રખર કિરણોનો સંયોગ થતાં કળશનો ચમકાટ દશ દશ ગાઉપરના લોકોના જોવામાં આવી શકતો હતો. મંદિરના ગર્ભમાં અચલેશ્વર મહાદેવની સ્ફટિકલિંગમૂર્તિની સ્થાપના કરાયલી હતી અને બાહ્-

ભાગમાં મહાદેવ અભિમુખ સ્ફટિકના એક મનોહર નંદીને બેસાડવામાં આવ્યો હતો. મહારાજા શીલાદિત્ય પોતે નિત્ય બે વાર એ મંદિરમાં શિવદર્શનમાટે આવતા હોવાથી એ શિવમંદિર નિરંતર બ્રાહ્મણોના શિવસ્તોત્રોચ્ચારથી ગાજતું ને ગાજતુંજ રહ્યા કરતું હતું. મંદિરના ચૉકની એક બાજૂએ ચારે તરફથી ખુલ્લો પણ છત્રયુક્ત એક વિશાળ મંડપ બાંધવામાં આવ્યો હતો અને તેમાં લગભગ બેથી ત્રણ હજાર મનુષ્યો બેસી શકતાં હતાં. એ મંડપનો, કોઈ ઉત્તમ ધર્મોપદેશકનું આગમન થાય તે વેળાયે તેના વ્યાખ્યાનમાટે ઉપયોગ કરવામાં આવતો હતો. એ મંડપના પ્રત્યેક સ્ફટિકસ્તંભમાં ભિન્ન ભિન્ન ચિત્રો આલેખેલાં હતાં અને તે ચિત્રોમાં વેદ તથા પુરાણમાંની અનેક ધર્મકથાઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો. એ મંડપ લંબચતુષ્કોણ હતો અને તેની એક બાજૂએ પૂર્વાભિમુખ એક પીઠાસન ધર્મોપદેશકને બેસવામાટે કરેલું હતું. એ મંડપને દેવાધિદેવ શ્રી મહાદેવના નિવાસસ્થાન કૈલાસના નામસ્મરણાર્થ 'કૈલાસમંડપ' નામ અપાયલું હતું અને તેની આસપાસ જે કેટલીક પ્રકૃતિની પ્રતિકૃતિ કરવામાં આવી હતી તેના યોગે તે મંડપમાં બેસનારને કેટલેક અંશે અવશ્ય કૈલાસમંડપનો જ ભાસ થયા કરતો હતો. હવે આપણે એક બૌદ્ધ વિહાર અથવા બૌદ્ધ મઠનું અવલોકન કરીશું.

પ્રથમ ખંડના અંતિમ પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે વલ્લભીવંશના ઘણા ખરા રાજાઓ શૈવમાર્ગી હોવા છતાં વલ્લભીપુરમાં બૌદ્ધ મઠ તથા બૌદ્ધ વિહારોની સંખ્યા શિવમંદિરોની સંખ્યાની બરાબર જ હોય, એ તો અવશ્ય એક આશ્ચર્યકારક ઘટના જ કહી શકાય, એવો વિચાર ઘણાકોના મનમાં આવવાનો સંભવ હોવાથી અહીં જણાવવાની આવશ્યકતા છે કે, વલ્લભીવંશનો ગુહસેન નામક રાજા પૂર્વે કહ્યા પ્રમાણે બૌદ્ધ ધર્મનો અનુયાયી હતો અને તેથી તેના રાજત્વ કાળમાં કેટલાક બૌદ્ધ વિહારો તેણે પોતે બંધાવ્યા હતા અને કેટલાક બીજા ધનાઢ્ય બૌદ્ધ વ્યાપારીઓના ધનથી અસ્તિત્વમાં આવ્યા હતા; તેમ જ ત્યાર પછીના કેટલાક રાજાઓની રાણીઓ મૂળ બૌદ્ધધર્મીય કુટુંબની પુત્રીઓ હોવાથી અને શૈવમાર્ગી રાજાઓનો બૌદ્ધધર્મ પ્રતિ એવો કાંઈ અધિક દ્વેષભાવ ન હોવાથી કેટલાક બૌદ્ધ વિહારો તે રાણીઓની ઉદારતાથી બંધાયા હતા અને એ કારણથી વલ્લભીપુરમાં ધીમે ધીમે બૌદ્ધ વિહારોની સંખ્યા શિવાલયોની સંખ્યાની સમાનતામાં આવી પહોંચી હતી. એ સર્વમાં અગ્રસ્થાન ભોગવતો બૌદ્ધ વિહાર તે રાજા ગુહસેનનો બંધાવેલો અને અચલેશ્વરના મંદિરથી અલ્પ અંતરપર જ આવેલો 'રાજવિહાર' નામક વિહાર હતો. એ ઉલ્લેખ તો પૂર્વે કરાયલો જ છે કે, આપણી નવલકથાના કાળનો બૌદ્ધ ધર્મ તે વિકૃતિને પામેલો બૌદ્ધ ધર્મ હતો અને એ કારણથી એ બૌદ્ધ વિહાર દૂરથી જોનારને સર્વથા શિવાલય સમાન જ દૃષ્ટિગોચર થતો હતો; પરંતુ માત્ર શિવાલયપરની અને બૌદ્ધ વિહારપરની ભિન્ન ભિન્ન ધ્વજાઓ તેમની પરસ્પર ભિન્નતાને વ્યક્ત કરતી હોવાથી નિકટમાં આવતાં બૌદ્ધવિહાર તથા શિવાલયને ઓળખી કાઢવામાં વિશેષ પરિશ્રમની આવશ્યકતા રહેતી નહોતી. માત્ર બૌદ્ધ વિહારની આંતરિક રચનામાં શિવાલયની આંતરિક રચના કરતાં બહુ જ ભિન્નતા હતી અને તે ભિન્નતા તેમાં પ્રવેશ કરતાંની સાથે જ નેત્રો સમક્ષ તરી આવતી હતી. એ વિહારની કિલ્લા જેવી દીવાલમાંના વિશાળ સિંહદ્વારમાં

પ્રવેશ કરીને પ્રથમ એક વિશાળ આંગણામાં જવાતું હતું અને ત્યાં એક ઘંટા, એક પુષ્કરિણી, બૌદ્ધ વૃક્ષ, બુદ્ધનાં પદચિહ્ન તથા બુદ્ધની મૂર્ત્તિ ઇત્યાદિનાં દર્શન થતાં હતાં. ત્યાર પછી બૌદ્ધ મંદિર આવતું હતું અને તેમાં બુદ્ધ ભગવાનની ૨૫ ફીટની ઉંચાઇ તથા ૧૫ ફીટની પહોળાઇની કાંસ્યધાતુની એક વિશાળ મૂર્ત્તિ બેસાડેલી હતી અને લોકોની એવી માન્યતા હતી કે એ મૂર્ત્તિ દેવશિલ્પી વિશ્વકર્માના હસ્તથી જ નિર્માણ થયેલી છે. બુદ્ધ ભગવાન્ ભદ્રાસનથી ધ્યાનમગ્ન થયેલા છે, એવા ભાવને દર્શાવનારી એ મૂર્ત્તિ હોવાથી એને જોતાં જ બુદ્ધના વ્યક્તિત્વ વિશે સર્વના મનમાં પૂજ્યભાવ ઉદ્ભવતો હતો. એ મૂર્ત્તિમંદિરના બાહ્યભાગમાં અચલેશ્વરના મંદિરમાંના 'કૈલાસ મંડપ' જેવો જ એક મંડપ બાંધવામાં આવ્યો હતો, પરંતુ આ મંડપ ત્રણ બાજૂએ દીવાલોથી ઘેરાયલો હોવાથી ઓરડાના આકારનો થઇ ગયો હતો અને એ એક બાજૂથી ખુલ્લો રખાયલો ઓરડાનો વિહારમાં વસતાં ભિક્ષુ તથા ભિક્ષુકાઓની સભા સમક્ષ ધર્મનું પ્રવચન કરવામાટે ઉપયોગ કરવામાં આવતો હતો. વિહારના પાછળના ભાગમાં એક સુંદર મહાલયતુલ્ય આગાર હતો અને તેમાં અનેક ભિન્ન ભિન્ન ઓરડા કરવામાં આવ્યા હતા. એ આગારના ઉપરિ ભાગમાં બૌદ્ધ ભિક્ષુકાઓનો નિવાસ હતો અને નિમ્ન ભાગમાં ભિક્ષુકો વસતા હતા. એ ભિક્ષુકોના નિવાસસ્થાનની નિકટમાં એક બીજું મંદિર હતું અને તેમાં કપાલિની, ઘોરી, કપાલપાલા અને ભૈરવ તથા રુદ્ર આદિની મૂર્ત્તિઓની સ્થાપના કરાયલી હતી. અર્થાત્ એ વિહારનું બાહ્ય સ્વરૂપ જો કે બૌદ્ધ વિહારનું હતું, પરંતુ આંતરિક સ્વરૂપ શાક્ત સદનનું જ હતું, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. એ વિહારમાંના ભિક્ષુકો અધ્યયન તથા અધ્યાપનના કાર્યને ત્યાગીને સાંસારિકો કરતાં પણ અધમ સ્થિતિમાં આવી ગયા હતા. તેમને બૌદ્ધ ધર્મનાં દશ શીલ તથા અષ્ટાંગિક માર્ગનું સ્મરણ માત્ર પણ રહ્યું નહોતું; તેઓ નાણાંની લેવડદેવડ અને વ્યાજવટાનો ધંધો કરતા હતા, વ્યભિચાર તો તેમનો નિત્યનો વ્યવસાય જ થઇ પડ્યો હતો અને તે ઉપરાંત ચોરી તથા અનીતિના અન્ય કેટલાક વ્યવસાયોમાં પણ તેઓ પ્રવીણ હતા. જો કે આવા ભિક્ષુકોને યોગ્ય શિક્ષા આપવાનો વિહારના મુખ્ય ધર્માચાર્ય પરિવ્રાજકને સંપૂર્ણ અધિકાર હતો, પરંતુ આચાર્ય પોતે જ એથી પણ અધિક નીચ કૃત્ય કરતા હોય એટલે પછી તેમનાથી એ અધિકારને વ્યવહારમાં કેવી રીતે યોજી શકાય વારુ? અન્ય બૌદ્ધ વિહારોની બાહ્ય તથા આંતરિક રચના તથા સ્થિતિ બહુધા આવા પ્રકારની જ હોવાથી તેમના વિસ્તૃત વિવેચનની વિશેષ આવશ્યકતા નથી. 'સ્થાલીપુલાક' ન્યાયથી જ એની વાંચકોએ સ્વયં કલ્પના કરી લેવાની છે.

જૈનધર્મનું વલ્લભીનગરમાં સર્વોત્કૃષ્ટ તરીકે ગણાતું 'ઋષભદેવ'નું મંદિર હતું; અને દેશદેશાન્તરમાં તેની એટલી બધી ખ્યાતિ હતી કે અસંખ્ય જૈન યાત્રાળુઓ એ મંદિરમાંની ઋષભદેવની પ્રતિમાના દર્શનમાટે વલ્લભીપુરમાં સતત આવ્યા કરતા હતા. લોકોમાં એ જૈનમંદિર વિશે એવી દંતકથા પ્રચલિત હતી કે, એ મંદિર જૈનધર્મના એક યતિએ રાજા ગુહસેનના સમયમાં બંધાવ્યું હતું. તે જૈન યતિ અત્યંત ધનાઢ્ય હોવા સાથે પોતાના ધર્મનો એટલો બધો

અભિમાની હતો કે જે ધર્માભિમાનની કશી સીમા જ નહોતી. આપણી નવલકથાના કાળમાં જે સ્થાનમાં ઋષભદેવનું એ મંદિર ઉભું હતું તે સ્થાનમાં રાજા ગુહસેનના સમયમાં એક શિવમંદિર હતું અને તે સ્થાન તે જૈન યતિને ઉત્તમ લાગવાથી તે યતિએ રાજા પાસે જઇને કહ્યું કે, "જો આ શિવમન્દિરને તોડી પાડીને એ સ્થાનમાં અમારા તીર્થંકર ઋષભદેવનું જૈન મંદિર બાંધવાની આપ આજ્ઞા આપો, તો અત્યારનું આ શિવમંદિર જેનાથી ઢંકાઈ જાય એટલું રૂપું હું આપને આપવામાટે તૈયાર છું." રાજા પોતે બૌદ્ધ ધર્મનો અનુયાયી હોવાથી શૈવ ધર્મની તેના અંતઃકરણમાં જોઇએ તેટલી લાગણી નહોતી અને તેવામાં આ કારણ આવી મળ્યું એટલે લોભને ત્યાગી ન શકવાથી રાજાએ તે યતિ પાસેથી તેના કહ્યા પ્રમાણેનું વિપુલ રૂપું લઇને શિવમંદિરને તોડી નાખ્યું અને ત્યાં જૈન મંદિર બાંધવાની યતિને આજ્ઞા આપી દીધી. રાજાના આ દુષ્કૃત્યથી બ્રાહ્મણોએ તે વેળાયે જ એવું ભવિષ્ય ભાખ્યું હતું કે: "વલ્લભીવંશ આ ધાર્મિક અત્યાચારના પરિણામે કદાપિ દીર્ઘજીવી તથા ચિરસ્થાયી થવાનો નથી!" અસ્તુ: અલ્પ કાળમાં જ તે જૈન યતિના પ્રયત્નથી તે શિવમંદિરના સ્થાનમાં ઋષભદેવનું મંદિર ચણાઇને તૈયાર થઈ ગયું. કહેવામાં આવે છે કે, એ જૈન મંદિરની લંબાઈ એકસો ને એંસી ફીટની તથા પહોળાઈ એકસો ફીટની હતી. એ મંદિરના અંતર્ભાગમાં સમાન આકારના કેટલાક ઓરડા બાંધવામાં આવ્યા હતા; અને મંદિરની લંબાઇમાં તે ઓરડાની સંખ્યા ૧૯ ની તથા પહોળાઇના ભાગમાં તે ઓરડાની સંખ્યા ૧૭ ની રાખવામાં આવી હતી. એ ઓરડાઓના સમીપ ભાગમાંના માર્ગનું ઉપરિ આચ્છાદન અથવા છત્ર, સ્તંભોની દ્વિગુણ પંક્તિના આધારે રહેલું હતું અને એ છતની નીચેનો ભાગ ભૂમિથી જરાક ઊંચો ઓટલા જેવો હોવાથી પાષાણના ચાર સોપાન ચઢયા પછી જ તેનાપર આવી શકાતું હતું. ઉપર જણાવેલા પ્રત્યેક ઓરડા અથવા કક્ષમાં એક સ્થંડિલ કરેલું હતું અને તે સ્થંડિલોપર જૈન ધર્મના ચોવીસ તીર્થંકરોની ભિન્ન ભિન્ન પ્રતિમાઓ આલેખવામાં આવી હતી. એ સમસ્ત મંદિર સ્ફટિક પાષાણનું જ બાંધવામાં આવ્યું હતું અને તેના છત્ર, કલશ તથા અન્ય સર્વ ભાગોમાં ઉત્તમ તથા મનોહર નકસીકામ કરેલું હતું. નીચે જમીનપર ચતુષ્કોણ આકૃતિના સ્ફટિક પાષાણોની ફરશબંદી કરેલી હતી. એ મંદિરના છેક એક છેડે એક પવિત્ર મંડપ કરેલો હતો અને તે મંડપને આરકાંવાળા છાપરાથી ઢાંકી લેવામાં આવ્યો હતો. એ મંડપના અંતર્ભાગમાં જૈનધર્મની પવિત્ર મનાતી દંતકથાઓનું ભાવિક જૈનોને દર્શન કરાવવામાં આવતું હતું. એ મંડપથી બહુ જ અલ્પ અંતરપર મંદિરગર્ભ હોવાથી ત્યાં ઋષભદેવની જાણે તેઓ શાંત મુદ્રાથી પલાંઠી વાળીને બેઠા છે, એવા આકારની એક પ્રતિમા બેસાડેલી હતી. એ પ્રતિમા પણ શ્વેત સ્ફટિકનીજ હતી, એ પ્રતિમાનાં નેત્રો કૃષ્ણ સ્ફટિકનાં કરેલાં હતાં અને પ્રતિમાના ભાલપ્રદેશમાં એક મૂલ્યવાન્ મણિ જડી લેવામાં આવ્યો હતો. એ પ્રતિમા સમક્ષ રાખવામાં આવેલા ધૂપપાત્રમાંના પ્રજળતા ધૂપનો ધૂમાડો નિરંતર નીકળ્યા કરતો હતો અને તે મંદિરમાં સર્વત્ર સુગંધને પ્રસાર્યા કરતો હતો. ઋષભદેવની પ્રતિમાના ઉપરના ભાગમાં જરીનો ભરેલો એક ચંદરવો છત સાથે બાંધી લેવામાં આવ્યો હતો. એ મંદિરના નિમ્ન ભાગમાં

એટલે કે ભૂગર્ભમાં એક પોથીબંધ (ગ્રન્થાલય) હતો અને તેમાં જૈન ધર્મના તેમ જ દંતકથા આદિના અનેક હસ્તલિખિત ગ્રન્થોનો સંગ્રહ કરાયલો હતો. એ ગ્રન્થોનું એક ઉત્તમ સૂચીપત્ર કરવામાં આવ્યું હતું અને જેઓ એ ગ્રન્થોનો લાભ લઇ શકતા હોય, તેમને એ ગ્રન્થો વાંચવામાટે આપવા, એવો ત્યાંનો નિયમ હતો. પરંતુ તે સમયના ઘણા ખરા જૈન સાધુઓ વામમાર્ગના ઉપાસક થયેલા હોવાથી તેઓ એ ભૂગર્ભમાંના પુસ્તકાલય નામક સ્થાનનો કેટલીક મલિન તાંત્રિક ક્રિયાઓ કરવાના કાર્યમાં જ ઉપયોગ કરતા હતા. એ ઉપરાંત વલ્લભીમાં જૈન મંદિરોની બીજી પણ સારી સંખ્યા હતી, પરંતુ તે સર્વ મંદિરો ઋષભદેવના આ મંદિર કરતાં ઉતરતા પ્રકારનાં હોવાથી તેમના ભિન્ન વિવેચનની આવશ્યકતા નથી.

હવે આપણે વલ્લભીમાં તે સમયમાં સર્વ ધર્મોનાં સર્વ દેવમન્દિરો કરતાં ઉત્કૃષ્ટ મનાતા અને એક અદ્‌ભુત ચમત્કાર સાથેના સંબંધના યોગે અગ્રસ્થાન ભોગવતા દેવમન્દિરનું અવલોકન કરીશું. વલ્લભીપુરમાંનાં સર્વ સ્થાનો કરતાં 'અગ્નિકુંડ' નામક સ્થાન સર્વોત્કૃષ્ટ મનાતું હતું. એ અગ્નિકુંડ નામક જળાશયની લંબાઈ નવસો ફીટની હતી અને પહોળાઈ બસેં ફીટની હતી; તેમ જ એ જળાશયની પાળો તે મોટી ઇંટોની બાંધવામાં આવી હતી કે જે ઇંટો અત્યારે વલ્લભીપુરના અવશેષોમાંથી મળી આવી છે. એ અગ્નિકુંડના મધ્ય ભાગમાં એક બેટની ઉચ્ચ ભૂમિ હતી અને તેનાપર જ વિશ્વમાતાનું ઉપર્યુક્ત મંદિર આવેલું હતું. આ બેટના સંબંધમાં વલ્લભીપુરના તે સમયના લોકોમાં એક એવી અદ્‌ભુત કથા પ્રચલિત હતી કે, વલ્લભીપુરના રાજાઓ પાસે એક એવું તાવીજ હતું કે તે તાવીજમાંના ચમત્કારવડે જ્યારે પણ વલ્લભીનગર ભયમાં હોય, ત્યારે તેઓ સૂર્યના અશ્વનું આવાહન કરી શકતા હતા. અર્થાત્ પોતા પાસેના તે મંત્રદંડનો તે બેટને સ્પર્શ કરાવતાં જ બેટ ફાટી જતો હતો અને તેમાંથી તેમનો તે સંરક્ષક ગગનગામી અશ્વ બહાર નીકળી આવતો હતો. અર્થાત્ તે દૈવી અશ્વના દર્શન માત્રથી જ શત્રુઓ ગર્ભગળિત થઈ જતા હતા, અને પલાયન કરતા હતા, એવો વલ્લભીના લોકોનો દૃઢ વિશ્વાસ હતો. વલ્લભીના રાજાઓ મૂળ સૂર્યવંશીય હોવાથી સૂર્યનારાયણે પોતે જ પોતાના વંશની રક્ષામાટે આ અદ્‌ભુત વસ્તુ તેમને આપેલી છે, એવું લોકોનું મંતવ્ય હતું. આ કારણથી એ બેટપરના વિશ્વમાતાના મંદિરની જો અતિશય પ્રતિષ્ઠા હોય, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ પણ નથી. એ અગ્નિકુંડ નામક સ્થાનને તેમાં સૂર્યના અશ્વનો નિવાસ હોવાથી લોકો 'સૂર્યકુંડ'ના એક બીજા નામથી પણ ઓળખતા હતા. એ બેટમાં જવામાટે સૂર્યકુંડના તીરપ્રાંતથી બેટપર્યન્ત સ્ફાટક પાષાણનો એક ઉત્તમ સેતુ બાંધવામાં આવ્યો હતો અને તેપર ચાલીને સુખપૂર્વક બેટમાંના વિશ્વમાતાના મંદિરમાં પહોંચી શકાતું હતું. એ વિશ્વમાતાના મંદિરમાં જગદંબા પાર્વતીની ઉત્કૃષ્ટ પાષાણપ્રતિમા રાખવામાં આવી હતી અને પાસે જ એક બીજું મંદિર બંધાવીને તેમાં સૂર્યનારાયણની સુવર્ણપ્રતિમા આગળના એક સૂર્યોપાસક રાજાએ પધરાવી હતી. આ મંદિર પણ બહુ જ ઉત્કૃષ્ટ તથા પ્રેક્ષણીય હતાં.

હવે આપણે આપણી નવલકથાના સમયના વલ્લભીનગરના મહાપ્રતાપી

અને અપ્રતિમ પ્રતિભાસંપન્ન રાજરાજેન્દ્ર શ્રી **શીલાદિત્યના** ગુણ તથા સ્વભાવ આદિનું કિંચિદ્ દિગ્દર્શન કરીશું. આમ તો **વલ્લભીવંશના** બહુધા સર્વ ભૂપાલો વીરતા, યુદ્ધપ્રિયતા, તત્ત્વજ્ઞાનપ્રિયતા તથા સાહિત્યપ્રિયતા આદિ ગુણોથી સર્વત્ર વિખ્યાત હતા, પરંતુ **શીલાદિત્ય સાતમાના** જે ચારિત્ર્યનું ભાટ તથા ચારણોની પુરાતન કવિતાઓમાં વર્ણન કરાયલું છે, તે ચારિત્ર્ય અવશ્ય તેના વિશે સર્વના મનમાં પૂજ્યભાવને ઉત્પન્ન કરે તેવું જ છે. ભાટ ચારણોની એ કવિતામાંની અતિશયોક્તિઓને જો આપણે કાઢી નાખીએ, તોપણ તેમાં એટલી બધી ઐતિહાસિક સત્યતા અવશિષ્ટ રહે છે કે તેના યોગે તેના ચારિત્ર્યની ઉત્કૃષ્ટતાને અવશ્ય સ્વીકારવી જ પડે છે. તે પુરાતન કવિતાઓમાં એમ કહેલું છે કે, રાજા **શીલાદિત્ય સાતમો** સૂર્યનારાયણ જ હતો; કારણ કે, સૂર્ય જેવી રીતે ભૂમિને ફળદ્રપ કરનારી જળવૃષ્ટિને વર્ષાવવામાટે જ સમુદ્રના જળનું શોષણ કરે છે; તેજ પ્રમાણે કેવળ પ્રજાહિતનાં અને સાર્વજનિક કલ્યાણનાં કાર્યો કરવામાટે જ તે રાજા પ્રજા પાસેથી કર લેતો હતો. તે કોઇ પણ કાર્ય કરવામાં નિરંતર ગંભીર તથા નિર્ભય રહેતો અને પોતાના મનોવિકારોને સંપૂર્ણ રીતે પોતાના અધિકારમાં રાખી શકતો હતો. તે એક પ્રેમી અને વિલાસી પુરુષ હતો, છતાં તેની વિલાસપ્રિયતા તેના પોતાના અંતઃપુર તથા તેની પોતાની અર્ધાંગનાની મર્યાદાનું ઉલ્લંઘન કરીને કદાપિ આગળ વધેલી ન હોવાથી **વલ્લભીપુરની** પ્રજા તેને એક સંયમી યોગિરાજ રાજાના ઉપનામથી ઓળખતી હતી. જો કે રાજા **શીલાદિત્યનો** ધનભંડાર કુબેરના ધનભંડાર સમાન મનાતો હતો; છતાં તે ધનમાં તેની લેશ માત્ર પણ આસક્તિ ન હોવાથી દાન તથા યોગ્ય ઉપભોગના કાર્યમાં ધનનો તે મુક્ત હસ્તથી વ્યય કરતો હતો. કોઇ કોઇવાર તે વારાંગનાનાં નૃત્ય તથા સંગીત આદિ મનોરંજનના કેટલાક નિર્દોષ પ્રકારોમાં પ્રવૃત્ત થતો હતો, પરંતુ તેમાં એટલી સીમા પર્યન્ત નિમગ્ન થતો નહોતો કે જેના યોગે એવાં મનોરંજનો તેનાં વ્યસનોના સ્વરૂપને ધારણ કરી શકે અને એ મનોરંજનો તેનાં વ્યસન તરીકે ઓળખાવા લાગે. મૌનનું અવલંબન કયારે કરવું અને પ્રજ્ઞાયુક્ત શબ્દો કયારે ઉચ્ચારવા; પોતાની રાજા તરીકેની સત્તાનો સંપૂર્ણ ઉપયોગ કયારે કરવો અને ક્ષમાનું દર્શન કયારે તથા કેવા પ્રસંગે કરાવવું તેમ જ ઉદારતા કયા સ્થાનમાં દર્શાવવી અને કિંચિત્ કૃપણતાનું અવલંબન કયાં કરવું; ઇત્યાદિ નીતિરીતિને તે સારી રીતે જાણતો હોવાથી તેના સમયમાં **ભારતવર્ષમાં** તેના જેવો બીજો કોઇ પણ વ્યવહારદક્ષ પૃથ્વીપતિ હતો જ નહિ, એવી સર્વ જનોની માન્યતા હતી. તે પોતાની ઉદારતાને વ્યવહારમાં યોજતી વેળાયે દંભ કિંવા આડંબરનો પોતામાં લેશ માત્ર પણ પ્રવેશ થવા દેતો નહોતો અને મિથ્યા ગર્વ કિંવા અભિમાનનો તો તેનામાં અંશ માત્ર પણ હતો નહિ. તેની ગુણગ્રાહકતા તો વળી એટલી સીમા પર્યન્ત પહોંચી ગઇ હતી કે, જેવી રીતે એક કટુ ઔષધિના ગુણને રોગિષ્ટ મનુષ્ય વખાણે છે, તેવી જ રીતે તે પોતાના શત્રુના સદ્ગુણોની મુક્ત કંઠે પ્રશંસા કર્યા કરતો હતો. તે આટલો બધો ધર્માત્મા, ઉદાર તથા ક્ષમાશીલ હોવા છતાં પણ જો તેનો કોઈ આત્મીય જન પણ અનાચારના માર્ગમાં ચાલતો તેના જોવા કે જાણવામાં આવે, તો જેવી રીતે સર્પદંશવાળી આંગળીને કાપી નાખવામાં આવે છે, તેવી રીતે તે આત્મીય જનને

તે રાજા તત્કાળ પોતાની દૃષ્ટિથી દૂર કરી દેતો હતો અને તેને તેના અપરાધની યોગ્ય શિક્ષા આપવામાં ક્ષણ માત્રનો પણ વિલંબ કરતો નહોતો. તે રૂપમાં રતિનાથ સમાન હતો અને ગુણમાં ધર્મરાજ યુધિષ્ઠિરનો અવતાર હતો; શૌર્યમાં કાર્તિકેયનો આકાર હતો અને વિદ્યાના વિષયમાં બૃહસ્પતિના ગર્વને પણ હરનાર હતો.

વલ્લભી રાજ્યનો તે સમયમાં દૂર દૂરના પ્રદેશોમાં વિસ્તાર હોવાથી રાજ્યની વ્યવસ્થાનો પણ તેવો જ ઉત્તમ પ્રબંધ કરવામાં આવ્યો હતો. રાજ્યની વ્યવસ્થામાટે તે સમયમાં જે ભિન્ન ભિન્ન અધિકારીઓ નીમાતા હતા તેમનાં અધિકારપરત્વે ભિન્ન ભિન્ન નામો આ પ્રમાણે હતાં. સર્વથી વરિષ્ઠ અધિકારીને આયુક્તક અથવા વિનિયુક્તક નામથી ઓળખવામાં આવતો હતો, કોટવાળ દ્રાંગિક નામથી ઓળખાતો હતો, ગામનો પટેલ મહત્તર કહેવાતો હતો, પોલીસના સિપાહી તથા હવાલદાર ચારભટના નામથી વિખ્યાત હતા, ગામના તલાટીની ધ્રુવ સંજ્ઞા હતી, ન્યાયાધીશ અધિકરણિકના નામથી જાણીતા હતા, પોલીસના સર્વોપરિ અધિકારીને દંડપાશિક કહેવામાં આવતો હતો અને ચોરનું પગલું કાઢીને ચોરને પકડનારા પગીઓ ચૌરોદ્ધરણિક કહેવાતા હતા; જેને બીજા દેશો સાથેના સંબંધનાં કાર્યો જોવાં પડતાં હતાં, તેવા અધિકારીને રાજસ્થાનીય અધિકારીની સંજ્ઞાથી ઓળખવામાં આવતો હતો અને પ્રધાન અથવા મુખ્ય સચિવ અમાત્ય નામથી ઓળખાતો હતો. પાછલી બાકી વસૂલ કરનાર અધિકારી અનુત્પન્નાદાન સમુદ્ગ્રાહક અને જકાત ઉઘરાવનાર અધિકારી શૌલ્કિક; ભૂમિના ઉત્પન્નમાંથી રાજાના ભાગને વસૂલ કરનાર ભોગિક; માર્ગમાં રાખેલાં થાણાંમાં ચોકી કરનાર વર્ત્મપાલ; ગામ તથા સીમની રાતે ચોકી અથવા રક્ષા કરનાર પ્રતિસરક; પ્રગણાનો અધિકારી વિષયપતિ, પ્રાન્તાધીશ અધિકારી રાષ્ટ્રપતિ અને ગ્રામનો પ્રમુખ નાગરિક ગ્રામકૂટ આદિ નામોથી ઓળખાતા હતા.* આ વ્યવસ્થાથી તે સમયમાં વલ્લભી રાજ્યની સ્થિતિ કેવી અને કેટલી ઉત્તમ હોવી જોઇએ, એની આપણે સહજ કલ્પના કરી શકીએ છીએ. પરચક્રથી રાજ્યનું રક્ષણ કરવામાટે અને શત્રુ સાથે યુદ્ધ કરવાને જે સૈન્ય રાખવામાં આવ્યું હતું, તે પણ પ્રચંડ, વિશાળ અને નાનાવિધ હતું કે જેનું વર્ણન આગળ જતાં યોગ્ય સ્થળે અપાશે.

આ દીર્ઘ વિવેચનનો સારાંશ માત્ર એટલો જ છે કે, સપ્તમ શીલાદિત્યના સમયમાં વલ્લભી નગરની જેટલી અને જેવી ઉન્નતિ અથવા ઉત્ક્રાંતિ થયેલી હતી, તેટલી અને તેવી ઉત્ક્રાંતિ તેનાથી પૂર્વના બીજા કોઇ પણ રાજાના સમયમાં થઈ હોય, એવો ઇતિહાસમાં કયાંય ઉલ્લેખ મળી શકતો નથી. એ રાજાના રાજત્વ કાળમાં વલ્લભી નગરના માર્ગોમાં નિરંતર ધનાઢય તથા સુખવસ્તુ નાગરિકોની એટલી બધી ભીડ રહ્યા કરતી હતી કે ઘણીકવાર અશ્વો, હસ્તીઓ તથા

---

* વલ્લભીના જે કેટલાક પુરાતન તામ્રપટો મળી આવ્યા છે, તેમાં વલ્લભી રાજ્યની વ્યવસ્થા વિશેના જે કેટલાક છૂટાછવાયા ઉલ્લેખો કરાયલા છે, તે ઉલ્લેખોના આધારે જ તે સમયનાં વસૂલાત ખાતું, પોલીસ ખાતું અને તેવાં જ બીજાં ખાતાંના અધિકારીઓનો આ નામયુક્ત વૃત્તાન્ત આપવામાં આવ્યો છે. આ વર્ણન કેવળ કલ્પનામાંથી જ ઉપજાવી કાઢેલો નથી. જુઓ 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ' પૃષ્ઠ ૭૭ અને ૭૮.

રથોને ચાલવાનો માર્ગ પણ ભાગ્યે જ મળી શકતો હતો; અને એ નાગરિકોના શરીરપરના રત્નાલંકાર તેમની ધનાઢ્યતાને તત્કાળ વ્યક્ત કરી બતાવતા હતા. જે ઉચ્ચ જાતિના તથા અત્યંત ધનાઢ્ય નાગરિકો હતા તેઓ હાથીની અંબાડીમાં બેસીને જ બહાર નીકળતા હતા, તેમનાથી ઉતરતા ધનવાનો જૂદા જૂદા ઘાટ તથા આકારની આન્દોલિકા (પાલખી)ઓમાં બેસતા હતા; તૃતીય વર્ગના ધનાઢ્યો નાના પ્રકારના રંગથી રંગેલા રથોમાં આરોહણ કરતા હતા અને તે રથોમાં ઉત્તમ અશ્વોને જોડવામાં આવતા હતા. રાજમહાલય સમાન આગારોની ખુલ્લી વિશાળ અગાસીમાં ધનાઢ્ય જનો સુંદર મંડપો બંધાવીને તે મંડપોપર પોતે જે ધર્મને પાળતા હોય, તે ધર્મની ધ્વજાને ચઢાવતા હતા અને તેથી દૂરથી એ નાના રંગી ધ્વજાઓને જોઇને જાણે એ દેવમંદિરોની જ નગરી હોયની! એવો જ જોનારને ભાસ થતો હતો. પણ્યવીથિકાઓ (બજારો) વ્યાપારની નાના પ્રકારની વસ્તુઓથી ઉભરાયલી જ રહ્યા કરતી હતી અને તેમાં ક્રયવિક્રયનો વ્યવસાય સૂર્યોદયથી સૂર્યાસ્ત પર્યન્ત અખંડ ચાલ્યા કરતો હતો; એટલે કે, વલ્લભીપુરના બજારોમાં નિત્ય કરોડોની ઊથલપાથલ થયા કરતી હતી, એમ કહેવામાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવ નથી. નાના પ્રકારની વસ્તુઓ બનાવવાનાં ત્યાં અનેક કારખાનાં હતાં અને તેમાંના કારીગરોને એટલું બધું કામ મળ્યા કરતું હતું કે મહિનામાં વીસ દિવસ તો અડધી અડધી રાત સુધી બેસીને તેમને કામ કરવું પડતું હતું, તોપણ તેમના કાર્યનો અંત આવતો નહોતો. કોઇ સ્થાનમાં સાધુજનો ધર્મના પવિત્ર વિધિ આચરતા દેખાતા હતા, તો કોઇ સ્થાનમાં કેટલાક વિલક્ષણ સાધુઓ ઊંધે મસ્તકે પગ ઉંચા કરીને ઊભા રહેવાની અને એવી જ બીજી હઠયોગની ક્રિયાઓ કરી બતાવતા હતા; એક સ્થાનમાં નર્તકીઓ નૃત્ય કરતી હોવાથી તેમના પગમાંના ઘૂઘરાનો છુમ છુમ ધ્વનિ શ્રવણોમાં આવી અથડાતો હતો, તો વળી બીજા સ્થાનમાં ભિક્ષુક ભક્તોના ભજનથી શ્રવણોને બીજા જ પ્રકારનો આનન્દ મળતો હતો. અર્થાત્ વલ્લભીનગરમાં કોઇ પણ વસ્તુનો અભાવ હોય, એમ તો હતું જ નહિ; એટલે કે, સર્વ જનોને પોતપોતાની ઇચ્છા પ્રમાણેની વસ્તુ તત્કાળ પ્રાપ્ત થતી હતી અને તેથી કેટલાક લોકો વિનોદમાં વલ્લભીને વૈકુણ્ઠ અથવા કલ્પવૃક્ષના નામથી પણ ઓળખતા હતા.

રાજા શીલાદિત્ય એક રાજા તરીકે જેટલો સુખી હતો, તેથી વિશેષ તે એક ગૃહસ્થ તરીકે પણ સુખી હતો; કારણ કે, તેની રાણી પુષ્પાવતી એક અલૌકિક રૂપવતી, વિનયવતી, સદ્ગુણવતી, આજ્ઞાધારિણી, મૃદુભાષિણી તથા સતી સુંદરી હતી. તે ચન્દ્રાવતી નગરીના પરમારવંશના પરાક્રમી રાજાની પુત્રી હતી અને તેના પિતાએ કરેલા સ્વયંવરમંડપમાં અનેક દેશના જે અનેક રાજાઓ એકત્ર થયા હતા, તેમાંથી સપ્તમ શીલાદિત્યને પસંદ કરીને તેના ગળામાં તેણે પોતાની ઇચ્છાથી જ વરમાળા આરોપી હતી. પતિપત્નીનો પરસ્પર જીવશ્ચકંઠશ્ચ પ્રેમ હોવાથી તેઓ પોતાને સ્વર્ગનાં દેવ તથા દેવી કરતાં પણ અધિક સુખી માનતાં હતાં અને દુઃખ શી વસ્તુ છે, એની તેમને કલ્પના પણ નહોતી. જે વેળાયે તેમનો લગ્નસંબંધ થયો તે વેળાયે સપ્તમ શીલાદિત્યનું વય પચીસ વર્ષનું હતું અને પુષ્પાવતીનું વય અઢાર વર્ષનું હતું. પરણ્યા પછી બે વર્ષે પુષ્પાવતીએ એક

કન્યારત્નને જન્મ આપીને પતિના સંસારસુખમાં વૃદ્ધિ કરી હતી અને તે રાજકન્યા મંદોદરીએ, અત્યારે તે પંદર વર્ષના વયની થયેલી હોવાથી, યૌવનના વસંત ઋતુમાં પ્રવેશ કરવા માંડ્યો હતો. એ રાજકુમારી પણ તેની માતા જેવી જ રૂપશીલા અને લાવણ્યમયી હોવાથી તેમ જ તેનામાં વિદ્યા, વિનય, સાહિત્યપ્રિયતા તથા સંગીતકલા આદિ ગુણોનો પણ પૂર્ણ વિકાસ થયેલો હોવાથી તે માતાપિતાના આનંદ તથા હર્ષનું એક મુખ્ય સાધન થઈ પડી હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. આવી રીતે સર્વ પ્રકારનું સુખ હોવા છતાં એ પતિપત્નીના મનમાં અત્યારે બે ચિન્તાઓનો અચાનક ઉદ્‌ભવ થતાં તેમને કાંઇક કાંઇક દુ:ખનો અનુભવ થવા માંડ્યો હતો. એમાંની પ્રથમ ચિન્તા પુત્રવિષયક હતી; એટલે કે, મંદોદરીના જન્મને પંદર વર્ષ જેટલો કાળ વીતી જવા છતાં રાણી પુષ્પાવતી બીજી વાર ગર્ભવતી થઈ નહોતી અને તેથી તેમના ગૃહમાં પુત્ર સંતાનનો અભાવ જ રહ્યો હતો. એક દિવસ રાજા શીલાદિત્યને એક ભયંકર સ્વપ્ન લાધ્યું અને તે સ્વપ્નનું પોતાની પ્રાણેશ્વરી સમક્ષ તેણે જે વર્ણન કરી સંભળાવ્યું તે આ પ્રમાણેનું હતું: "સ્વપ્નમાં પ્રથમ એમ મારા જોવામાં આવ્યું કે, જાણે મને અહીંથી નરકરાજ્યના નાનાવિધ ભયંકર વિભાગોમાં લઈ જવામાં આવ્યો હતો અને ત્યાં મૃત પાપી મનુષ્યોના જે આત્માઓ નરકની અસહ્ય યંત્રણાઓને સહન કરતા મારી દૃષ્ટિયે પડ્યા, તે ખરેખર જ દયાને પાત્ર હતા. તેમનામાંના કેટલાકોને ગગનચુંબક પર્વતોપર વારંવાર ચઢાવવા અને ઉતારવાની ક્રિયા યમના દૂતો ચલાવી રહ્યા હતા; કેટલાકોને શૂળીપર ચઢાવવામાં આવ્યા હતા, કેટલાકોને કાપીને તેમના નાના નાના કકડા કરી નાખવામાં આવતા હતા અને પુન: એવી જ રીતે તેમને વિદારવામાટે તેમના તે કકડાઓને એકબીજા સાથે જોડીને સજીવન કરવામાં આવતા હતા, કેટલાક અપરાધી આત્માને તાતી વેળૂમાં ઊભા રાખવામાં આવતા હતા અને કેટલાકોને તેમના ભયંકર નાશમાટે ગૃધ્ર, ક્રૂર શૂકર, મહાવિષપૂર્ણ સર્પ અને સિંહ જેવા મુખવાળા ગર્જના કરતા પિશાચોના મુખમાં નાખી દેવામાં આવતા હતા. આ નાના પ્રકારની યંત્રણાઓથી પીડાતા આત્માઓના મધ્યમાં મેં મારા પૂજ્ય પિતાશ્રીને ઊંધે મસ્તકે લટકતા જોયા અને એક યમદૂતને 'આ આત્માને આટલી બધી પીડા શા કારણથી અપાય છે?' એવો પ્રશ્ન પૂછતાં તે યમદૂતે મને જણાવ્યું કે: 'એના પુત્રના ગૃહમાં પુત્ર ન હોવાથી જ એને અહીં આટલી યંત્રણા ભોગવવી પડે છે; નહિ તો આ આત્મા પાપિષ્ઠ નથી!' મારા પિતાશ્રીની એ યંત્રણાનો અંત લાવવામાટે મેં ત્યાં તે ક્ષણે જ એવી પ્રતિજ્ઞા કરી લીધી કે, જો વિશ્વમાતા અંબા ભવાની મને શેર માટી આપવાની ઉદારતા બતાવશે, તો હું મારી પ્રાણેશ્વરી પુષ્પાવતીને મા અંબાભવાનીના દર્શનમાટે મોકલીશ, અંબામાનો ઉત્સવ કરીશ અને ત્યાં યોગ્ય દાન ધર્મ પણ કરીશ!" પરંતુ અદ્યાપિ અંબાભવાનીએ એ દંપતીને પુત્ર આપવાની ઉદારતા દર્શાવી નહોતી અને તેથી પતિપત્ની ઉભયનાં અંત:કરણો નિરંતર ચિન્તાતુર રહ્યા કરતાં હતાં. બીજી ચિન્તા એ હતી કે, મંદોદરી વિવાહયોગ્ય વયમાં આવેલી હોવાથી તેના લગ્નનો પ્રબંધ કરવો જ જોઇએ, પરંતુ તેના જેવો જ યોગ્ય વય, યોગ્ય રૂપ અને યોગ્ય સદ્‌ગુણવાળો કોઈ રાજવંશીય વર ક્યાંય જોવામાં

આવતો નહોતો અને તેથી એ વળી રાજા તથા રાણીની ચિન્તાનો એક ભયંકર વિષય થઈ પડ્યો હતો. આ બે ચિન્તાઓનો હજી તો અંત આવ્યો ન હોતો, એવામાં વલ્લભીપુરમાંનાં ધર્મસ્થાનોમાં વિસ્તરેલા ભયંકર અધર્મને જોઇને ધર્મના ઉદ્ધારમાટેની એક નવીન ચિન્તાનો રાજાના મનમાં ઉદ્‌ભવ થયો અને તે ચિન્તાના નિવારણમાટે તેણે શ્રી શંકરાચાર્યને વલ્લભીનગરમાં પધારવામાટેનું આમંત્રણ મોકલ્યું. રાજા શીલાદિત્યના એ આમંત્રણનો શ્રી શંકરાચાર્યે આનંદથી સ્વીકાર કર્યો હતો અને તેઓ વલ્લભીનગરમાં પધારવાના હતા, એ તો આપણે અત્યાર પૂર્વેજ જાણી ચૂકયા છીએ; તેમ જ રાજાની આજ્ઞાથી જગદ્‌ગુરુના સત્કારમાટેની વલ્લભીનગરમાં જે તૈયારીઓ ચાલી રહી હતી, તેની પણ પૂર્વ સૂચના પ્રથમ ખંડના અંતમાં કરાયલી છે. આવતી કાલે શ્રી શંકરાચાર્યનું આગમન થવાનું હોવાથી શૈવ ધર્મને પાળનારા અને સનાતન વેદાંત ધર્મના અનુયાયિ જનોના આનંદનો અવધિ થયેલો જોવામાં આવતો હતો; પરંતુ બૌદ્ધ અને જૈન ધર્મના અનુયાયિજનો તથા વૈષ્ણવો આદિના આનંદનો શંકરાચાર્ય નામના શ્રવણ માત્રથી જ લોપ થઈ ગયો હતો. બૌદ્ધ જૈન તથા વૈષ્ણવ ધર્મના ભિક્ષુ, યતિ તથા સાધુઓમાં તો વળી અત્યંત કોલાહલ વ્યાપી ગયો હતો અને તેમના વિક્ષોભનું મૂળ કારણ એ હતું કે, શ્રી શંકરાચાર્ય જે વેળાયે દ્વારિકામાં પધાર્યા તે વેળાયે તેમની વિદ્વત્તા તથા પ્રતિભાનો સાક્ષાત્કાર કરવામાટે કેટલાક બૌદ્ધ ભિક્ષુઓ, જૈન યતિઓ તથા વૈષ્ણવ સાધુઓ દ્વારિકામાં ગયા હતા અને તેઓએ ભગવાન્ શ્રી શંકરાચાર્યને પોતાનાં નેત્રોથી જોયા હતા, તેમના સંસારતાપનિવારક અમૃતોપમ વેદાંતોપદેશનું પોતાનાં કર્ણોથી શ્રવણ કર્યું હતું અને તેમની અપ્રતિમ પ્રતિભાના પરિણામનો સ્વયં સાક્ષાત્કાર કર્યો હતો. આ સાક્ષાત્કારથી તેમનાં અંતઃકરણો તો જો કે શ્રી શંકરાચાર્યની સ્તુતિ જ કરતાં હતાં, પરંતુ તેમનો મિથ્યા ગર્વ શંકરાચાર્યની એ પ્રતિભાની વાર્તાનો તેમના મુખથી પ્રકાશ થવા દેતો નહોતો. તેમધામાં શ્રી શંકરાચાર્ય સમક્ષ શાસ્ત્રાર્થમાં અંત પર્યન્ત ટકી શકે તેવો કોઇ પણ પ્રતિભાસંપન્ન તથા તેજસ્વી ધર્માચાર્ય ન હોવાથી જેના યોગે શંકરાચાર્યની અમૃતમયી ધર્મવાણી વિશેષતાથી લોકોના સાંભળવામાં ન આવી શકે અને તેમનાં ધર્મતત્ત્વોનું વિશેષ પ્રમાણમાં લોકોના અંતઃકરણમાં કાંઇ પણ પરિણામ ન થાય, એવા પ્રકારના એક વિલક્ષણ પ્રયત્નનો તેમણે આરંભ કરી દીધો. તે સમયમાં બુદ્ધભદ્ર નામક એક બૌદ્ધ ભિક્ષુ ઉપરિકથિત 'રાજવિહાર' નામક બૌદ્ધ મઠનો મુખ્ય આચાર્ય હતો અને કાકૂ પણ બૌદ્ધ ધર્મનો અનુયાયી હોવાથી કાકૂ સાથે તેનો ગાઢ મૈત્રીસંબંધ હતો. આ સમયમાં કાકૂ વલ્લભીનગરનો એક સર્વોત્કૃષ્ટ ધનાઢ્ય પુરુષ હોવાથી તેની પ્રતિષ્ઠા ઘણી જ સારી બંધાઈ ગઈ હતી; સર્વ દેશોમાંના મોટા મોટા વ્યાપારીઓ સાથે વ્યાપારના કારણથી તેનો ગાઢ સંબંધ સંધાયલો હતો, વલ્લભીપુરના વ્યાપારિમંડળનો તે એક નેતા પુરુષ હતો અને તેથી રાજસભામાં પણ તેનો અત્યંત આદર થતો હતો. અર્થાત્ ભિક્ષુ બુદ્ધભદ્રે કાકૂને પોતાના પક્ષમાં લઇને 'રાજવિહાર'ના ભૂગર્ભમાંના ગુપ્ત ભવનમાં બૌદ્ધ ધર્મના કેટલાક ધનાઢ્ય અનુયાયિ જનોની એક ગુપ્ત સભા ભરીને કાકૂને તે સભાનો અધ્યક્ષ નીમ્યો. એ

સભામાં એવો નિશ્ચય કરવામાં આવ્યો કે: 'આવતી કાલે સ્માર્ત્તધર્મપ્રચારક અને વેદાંતમતપ્રસારક શંકરાચાર્યનું વલ્લભીપુરમાં આગમન થાય અને તેમની ધર્મસભા ભરાય, તે વેળાયે કોઈ પણ બૌદ્ધધર્મીયે તે સભામાં જવું નહિ અને પોતાનાં આપ્ત ઇષ્ટોને તે સભામાં જવાં દેવાં નહિ. આ આજ્ઞાનો જે કોઈ પણ ભંગ કરશે અને પોતે તે સભામાં જશે કિંવા પોતાનાં કુટુંબીય જનોને જવા દેશે; તેને પરમ પવિત્ર બૌદ્ધ ધર્મનો પરમ દ્વેષ્ટા તથા વિરોધી શત્રુ માનીને બૌદ્ધ ધર્મ, સંઘ તથા જ્ઞાતિમાંથી સદાને માટે બહિષ્કાર આપવામાં આવશે.' જૈન-ધર્મીયોએ પણ એક ગુપ્ત સભા ભરીને આવા જ પ્રકારની પ્રતિજ્ઞા કરી હતી અને વૈષ્ણવોએ પણ શ્રી શંકરાચાર્યની ધર્મસભામાં ન જવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. આ વાર્ત્તા જ્યારે રાજા શીલાદિત્યના જાણવામાં આવી, ત્યારે તે કેટલેક અંશે નિરાશ થઈ ગયો; કારણ કે, ધર્મના કારણથી કોઈ પણ પ્રજાજનપર અત્યાચાર કરીને બળાત્કારે પોતાના પક્ષમાં લાવવાનો તે પક્ષપાતી નહોતો. તેના મનમાં એકવાર એમ પણ થઈ આવ્યું કે: 'જગદ્‌ગુરુને અહીં ન બોલાવ્યા હોત, તો વધારે સારું થાત!' પરંતુ ધનુષ્યમાંથી બાણ છૂટી ગયેલો હોવાથી હવે તે હાથમાં આવી શકે તેમ નહોતું. અંતે રાજાએ ઈશ્વરમાં વિશ્વાસ રાખીને શું થાય છે, તે જોવાનો નિશ્ચય કરી લીધો.

કાકૂએ ઘેર આવીને પોતાની પુત્રી અનંગભદ્રાને શંકરાચાર્યની સભામાં ન જવામાટેની કઠિન આજ્ઞા આપી દીધી અને પિતાની એ આજ્ઞા સાંભળતાં જ અનંગભદ્રા અર્ધમૃત સમાન થઈ ગઈ; કારણ કે, પુષ્પધન્વાના દર્શન તથા તેની સુધાવાણીના શ્રવણ વિશેની તેની સર્વ આશા તથા આતુરતાનો એ આજ્ઞારૂપ કૃપાણીએ નિર્દયતાથી ધ્વંસ કરી નાખ્યો હતો. તે મહાચિન્તાના ગહન સમુદ્રમાં ડૂબી ગઈ અને પોતાની આતુરતાને કોઈ પણ પ્રકારે તૃપ્ત કરવામાટેના માર્ગને શોધવા લાગી. પિતા તથા પુત્રીના વિચારવિરોધનો અહીંથી જ આરંભ થયો.

---

# પ્રકરણ ૨ જું

## અવરોધ અને મુક્તિ

કોટિપતિ કાકૂ પ્રભાતમાં પોતાનાં નિત્યકર્મથી મુક્ત થઇને પોતાના વિશાળ મહાલયમાંના એકાંત ગૃહમાં ભિક્ષુ બુદ્ધભદ્ર સાથે કાંઇક ગુપ્ત મંત્રણા કરતો બેઠો હતો, એટલામાં દાસી મંદારિકાએ આવીને તેને જણાવ્યું કે: "મહાશય, કુમારી અનંગભદ્રા આપ સાથે કાંઇક સંભાષણ કરવા ઇચ્છે છે; જો આપની આજ્ઞા હોય, તો તેઓ અહીં આવે અને નહિ તો પછી આપ તેમની પાસે આવી જાઓ." એના ઉત્તરમાં કાકૂએ કહ્યું કે: "આ બુદ્ધભદ્ર મહાત્મા તેના પિતા સમાન છે એટલે એમના સમક્ષ આવવામાં મર્યાદા રાખવાની આવશ્યકતા ન હોવાથી અનંગભદ્રાને કહે કે તે પોતે જ અહીં આવે." મંદારિકા ત્યાંથી ચાલી ગઈ અને ત્યાર પછી અલ્પ સમયમાં જ અલંકારવિહીના અને શુક્લવસ્ત્ર-ધારિણી કુમારિકા અનંગભદ્રા કાકૂ તથા બુદ્ધભદ્ર સમક્ષ આવીને ઊભી રહી.

તેણે પોતાના પિતાને તથા બુદ્ધભદ્રને પ્રણામ કર્યા અને ત્યારપછી પોતાના પિતાને ઉદ્દેશીને કહ્યું કે:—

"પિતાજી! જ્યારે ભગવાન્ શ્રી શંકરાચાર્યના આગમનની વાર્ત્તા પ્રથમ મારા જાણવામાં આવી તે વેળાયે આપને મેં તેમના વ્યાખ્યાનનું શ્રવણ કરવામાટે તેમની સભામાં જવાની મારી ઇચ્છા દર્શાવી હતી અને આપે મારી તે ઇચ્છાને સ્વીકારીને મને ત્યાં જવાની આજ્ઞા પણ આપી હતી, છતાં ગઈ કાલે મોડી રાતે ઘેર આવ્યા પછી આપે અચાનક મને ત્યાં ન જવાની જે સૂચના આપી, તેનું કારણ શું છે, તે હું સમજી શકતી નથી. ગઈ કાલે રાત વધારે વીતી ગઈ હતી એટલે તત્કાળ હું કાંઈ બોલી નહોતી, પરંતુ અત્યારે મારે એ અવરોધનું કારણ જાણવું જ જોઇએ. શ્રી શંકરાચાર્યનું અમૃતધારાસ્રાવક વ્યાખ્યાન સાંભળવાની મારી પરમ આકાંક્ષા છે અને તેટલામાટે જ મારે આપને આટલો બધો પરિશ્રમ આપવો પડે છે. આશા છે કે મને આપ નિરાશાની ગર્ત્તામાં તો નહિ જ ગબડાવો."

બૌદ્ધ ભિક્ષુ બુદ્ધભદ્ર શ્યામવર્ણનો, ક્રૂરમુદ્રામંડિત, દીર્ઘકાય અને વિલક્ષણ આકૃતિવાળો એક વિચિત્ર પુરુષ હતો. અનંગભદ્રાના આ પ્રસ્તાવને સાંભળતાં જ તે વિકટ હાસ્ય કરીને કાકૂને કહેવા લાગ્યો કે: "કાકૂ શેઠ, આપની આત્મજાની આ અભ્યર્થના સાંભળી? આપણા બૌદ્ધ ધર્મના કટ્ટા વિરોધી શંકરના વલ્લભી-નગરમાંના વિજયદુર્ગને તોડી પાડવામાટેના આપ પોતે એક તરફ દીર્ઘ પ્રયત્ન કરી રહ્યા છો અને બીજી તરફ આપની પોતાની દુહિતા આવા પ્રકારનો પ્રસ્તાવ લઇને આપ સમક્ષ રજૂ થઈ છે, તો હવે આપ શું ઉત્તર આપો છો, તે જોવાનું છે. આપની બૌદ્ધધર્મવિષયક પૂજ્ય બુદ્ધિની પરીક્ષાનો પ્રસંગ તો બહુ જ સારો ઉપસ્થિત થયો છે."

"કદાચિત્ મારી આત્મજાની આવી ઇચ્છા થાય, તેથી બૌદ્ધધર્મમાં મારી પોતાની પૂજ્ય બુદ્ધિ નથી, એમ માની લેવાનું કાંઈ પણ કારણ નથી." કાકૂએ બુદ્ધભદ્રના માર્મિક આક્ષેપનું ઉત્તર આપવા માંડ્યું: "મેં અનંગભદ્રાને શંકરાચાર્યની ધર્મસભામાં ન જવા માટેની રાતે ઘેર આવતાંની સાથે જ આજ્ઞા કરી દીધી છે, એ તો અનંગભદ્રાના પોતાના મુખથી જ આપના જાણવામાં આવી ચૂક્યું છે; છતાં અત્યારે એ અજ્ઞ બાળા આવો પ્રસ્તાવ કરવાને મારા સમક્ષ આવી છે, એ એની મૂર્ખતા જ છે." આમ કહીને તેણે અનંગભદ્રાને ઉદ્દેશીને કહ્યું કે: "પુત્રી અનંગભદ્રા, તું વિચારશીલા, સુજ્ઞા અને વિદુષી હોવાથી એ તો સારી રીતે તારા જાણવામાં હોવું જોઇએ કે, માતાપિતાની આજ્ઞાને કોઈ પણ પ્રકારનો વિવાદ ન કરતાં મૂક વૃત્તિથી મસ્તકે ધારી લેવી, એ જ સુસંતાનોનો પરમ ધર્મ હોય છે અને એ ધર્મનું જ અત્યારે તારે સંપૂર્ણ પાલન કરવાનું છે. શંકરાચાર્ય આપણા બૌદ્ધ ધર્મનો વિરોધી છે અને બૌદ્ધ ધર્મનો પરિપાત કરવા માટે જ આપણા મૂર્ખ રાજાએ તેને વલ્લભીપુરમાં બોલાવ્યો છે; અર્થાત્ તેની ધર્મસભામાં પરમ પવિત્ર બૌદ્ધ ધર્મની નિંદા વિના બીજું કાંઈ પણ કાર્ય થવાનું નથી અને મારી પુત્રી મારા ધર્મની નિંદા સાંભળે, એવી મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. આ કારણથી જ મેં તને ત્યાં જવાની ના પાડી છે; જો તારી ધર્મોપદેશનું જ શ્રવણ કરવાની આકાંક્ષા હોય, તો બૌદ્ધ વિહારરૂપ ધર્મવાટિકા તારા

પ્રવેશમાટે નિરંતર ઉઘાડી છે. શંકરાચાર્યની સભામાં બૌદ્ધ ધર્મનું એક પણ મનુષ્ય ન જાય અને તેનો વલ્લભાપુરમાંનો પ્રયત્ન કોઈ પણ પ્રકારે સફળ ન થાય, એ કાર્યમાટે બૌદ્ધ ધર્મીયોનું જે એક મંડળ નીમાયું છે, તે મંડળનો હું અગ્રેસર હોવા છતાં જો મારી પોતાની જ પુત્રી શંકરાચાર્યની ધર્મસભામાં જાય, તો તેથી મારી કેવી અને કેટલી અપ્રતિષ્ઠા થાય તથા કેટલા પ્રમાણમાં મારું નાક કપાય, એની કલ્પના તારે જ કરવાની છે. અર્થાત્ વિવાદ ન કર, મારી આજ્ઞાને માની લે અને તારી અયોગ્ય આકાંક્ષાને વિવેકના બળથી ત્યાગી દે."

કાકૂ બોલવાના કાર્યમાં નિમગ્ન હતો તે વેળાયે બુદ્ધભદ્ર એકાગ્ર દૃષ્ટિથી અનંગભદ્રાના અનિંદ્ય સ્વરૂપનું અવલોકન કર્યા કરતો હતો અને વારંવાર નિઃશ્વાસ નાખ્યા કરતો હતો.

"જો સ્વામીશ્રી શંકરાચાર્ય અત્યારે બૌદ્ધ ધર્મની નિંદા કરતા હોય, તો પણ તેવી નિંદા કરવાનું કારણ તેમને બૌદ્ધ ધર્મના નેતાઓએ જ આપેલું હોવાથી શ્રી શંકરાચાર્યને કોઈ પણ પ્રકારનો દોષ આપવાનો આપને કિંવા કોઈ પણ બૌદ્ધ ધર્મીયને કશો પણ અધિકાર નથી, એવી મારી દૃઢ માન્યતા છે." અનંગભદ્રાએ શંકરાચાર્યના પક્ષનું સમર્થન કરવાના ઉદ્દેશથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"બૌદ્ધ ધર્મના નેતાઓએ જ શંકરાચાર્યને બૌદ્ધ ધર્મની નિન્દાનું કારણ આપ્યું છે, એ વિશેનું તારી પાસે કાંઈ પ્રમાણ છે ખરું કે? જો તેવું પ્રમાણ હોય, તો બતાવ; નહિ તો આ પ્રમાણહીન આક્ષેપ કરવાના અપરાધનું બૌદ્ધ ધર્મના નેતાઓ અવશ્ય તારી પાસેથી ઉત્તર માગશે અને ધર્મનિન્દાના આ અપરાધની તારે ભયંકર શિક્ષા ભોગવવી પડશે. ધર્માધ્યક્ષના અધિકાર સમ્રાટ્ના અધિકાર કરતાં પણ અધિક બળવાન્ હોય છે, એ તો તારા જાણવામાં હોવું જ જોઇએ. અર્થાત્ બૌદ્ધ ધર્માધ્યક્ષોની તારાપર વક્ર દૃષ્ટિ થશે, તો તારો આ પ્રતિકુબેર જન્મદાતા પિતા પણ ધર્માધ્યક્ષોના કઠિન દંડના ભોગમાંથી તારો ઉદ્ધાર કરી શકશે નહિ." અનંગભદ્રાના ઉદ્ગાર અસહ્ય થવાથી રજોગુણપ્રધાન બૌદ્ધ ભિક્ષુ બુદ્ધભદ્રે પોતાના આંતરિક કોપની જ્વાળાને આ શબ્દોના સ્વરૂપમાં બહાર કાઢી બતાવી.

પરંતુ અનંગભદ્રા પણ આવી બિભીષિકાઓથી ગભરાઈ જાય, તેવી કાચા હૃદયની અબળા નહોતી એટલે તે પણ તેવી જ નિર્ભયતા તથા વીરતાથી બુદ્ધભદ્રનાં વચનોનું પ્રત્યુત્તર આપતી કહેવા લાગી કે: "બીજાં પ્રમાણો તો પછી અપાશે, પરંતુ અત્યારે જે શબ્દોનો આપે ઉચ્ચાર કર્યો છે, તે શબ્દો જ એ સિદ્ધ કરી બતાવે છે કે, ધર્માધ્યક્ષની પદવીને ધારણ કરવાની હવે આપના જેવા નામધારી ભિક્ષુઓમાં લેશ માત્ર પણ યોગ્યતા રહી નથી. બુદ્ધ ભગવાને પોતાના ધર્મના ભિક્ષુઓ કેવા પ્રકારના હોવા જોઇએ, એ વિશે એવા ઉદ્ગાર કાઢેલા છે કે, ભિક્ષુ શ્રદ્ધાવાન, હ્રીમાન, અનુતાપી, બહુશાસ્ત્રવિદ્, વીર્યવાન્, પ્રજ્ઞાવાન્ તથા સાવધાનચિત્ત હોવા જોઇએ અને તેમણે અનિત્યતા, અનાત્મતા, અશુભ, દુઃખ, ત્યાગ, વૈરાગ્ય તથા નિરોધ આદિનું સાધન કરવું જોઇએ. આવા બૌદ્ધ ભિક્ષુઓની કેટલીક સંખ્યા આજે આર્યાવર્ત્તમાં અસ્તિત્વ ધરાવે છે, તે કૃપા કરીને જણાવશો કે? મારી માન્યતા તો એવી જ છે કે, આવો એક

પણ ધર્માત્મા ભિક્ષુ આજના સમયમાં ભારતવર્ષમાં મળી શકે તેમ નથી. આજના બૌદ્ધ ભિક્ષુઓ બૌદ્ધ ધર્મને કલંકિત કરનાર સાધુકુલકલંક અને કુલાંગાર છે, વ્યભિચાર તેમની નીતિ છે, ધન તેમનો ધર્મ છે, અનાચાર તેમનો સંઘ છે, અને સંસારમાંની અત્યંત આસક્તિ તેમના જીવનનો પ્રધાન આધાર હોવાથી તેઓ સાક્ષાત્ પિશાચોના જ અવતાર છે! જ્યારે ભારતવર્ષમાં કર્મકાંડની અતિશયતા થતાં વેદધર્મના નામથી હિંસાનો વ્યાપાર જ કરાતો હતો અને વેદધર્મના અનુયાયિજનોએ વેદધર્મને કેવળ હિંસાત્મક ધર્મ બનાવી નાખ્યો હતો, તે વેળાએ તે ધર્મગ્લાનિને દૂર કરીને વૈરાગ્યમય તથા અહિંસામય ધર્મના પ્રચારમાટે ઈશ્વરના અવતારની આવશ્યકતા હોવાથી ભગવાન્ બુદ્ધદેવનો અવતાર થયો હતો. બુદ્ધ ભગવાને બૌદ્ધ ધર્મનો પ્રચાર કરીને પોતાના અવતારકૃત્યની સિદ્ધિ કરી હતી, પરંતુ બુદ્ધના નિર્વાણ પછી તરત જ જે બૌદ્ધ પરિવ્રાજકો તથા ધર્માધ્યક્ષોની ધર્મપરાયણતા તથા કર્મપરાયણતાપર બૌદ્ધ ધર્મની સ્થિરતા તથા ઉન્નતિનો આધાર હતો, તે બૌદ્ધ પરિવ્રાજકો તથા ધર્માધ્યક્ષો માયાપાશમાં લપટાઇને તાંત્રિક, કાપાલિક તથા શાક્ત ધર્મ જેવા અધમતમ પંથોનાં તત્ત્વોને સ્વીકારી, પિશાચપૂજા જેવાં અધર્મમય કૃત્યો કરીને અધર્મપરાયણ તથા કુકર્મપરાયણ થતા ગયા અને અવનતિની ગહનતમ ગર્ત્તામાં ઊંડા અને ઊંડા ઊતરતા ગયા; એટલે સ્વાભાવિક જ બૌદ્ધ ધર્મના નામથી થતા ધાર્મિક અનાચાર તથા અત્યાચારોના નિવારણમાટે વળી પાછી ઈશ્વરના અવતારની આવશ્યકતા આવીને ઉપસ્થિત થઈ. જેવી રીતે સૂર્યોદયથી પૂર્વે સૂર્યના આગમનના સૂચક તરીકે આકાશમાં પ્રથમ અરુણનો ઉદય થાય છે, તેના યોગે નિશાગત તિમિરનો લોપ થઈ જાય છે અને ત્યારપછી વિશ્વમાં વિશ્વપ્રકાશક સૂર્યનારાયણનો પ્રકાશ સર્વત્ર વિસ્તરી જાય છે; તે જ પ્રમાણે કુમારિલ ભટ્ટનું આગમન અરુણોદય સમાન હતું; તેમણે મૃતવત્ થયેલા વૈદિક કર્મકાણ્ડનો બૌદ્ધ તથા જૈન આદિ વેદોના પ્રામાણ્યને ન સ્વીકારનારા ધર્મોના ખંડનના યોગે પુનઃ પ્રચાર કર્યો હતો અને ત્યારપછી વૈદિક જ્ઞાનકાંડ અથવા વેદાન્ત નામક વિશ્વમાન્ય ધર્મના પુનરુદ્ધારમાટે ભારતવર્ષમાં સૂર્યનારાયણરૂપ સ્વામી શ્રી શંકરાચાર્યનો અવતાર થયેલો છે. અત્યાર સુધીમાં શ્રી શંકરાચાર્યની વિદ્વત્તા તથા અગાધ બુદ્ધિશક્તિ સમક્ષ અન્ય કોઈ પણ પ્રતિપક્ષીય ધર્મના નેતાઓ શાસ્ત્રાર્થ કિંવા વાદવિવાદમાં ટકાવ કરી શક્યા નથી, એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, હવે તમારા અનાચારમય વર્ત્તમાન બૌદ્ધ ધર્મને આ આર્યાવર્ત્તમાં સજીવન રહેવા દેવાની પરમાત્માની પોતાની જ ઇચ્છા નથી. હવે પરમાત્માની આ ભારતભૂમિમાં આ વર્ત્તમાન બૌદ્ધ ધર્મરૂપ અધર્મના ઉત્થાનને શમાવીને વેદધર્મની સંસ્થાપના, સાધુજનોની રક્ષા તથા દુષ્ટજનોની નષ્ટતા કરવાની પરમ આકાંક્ષા હોય એમ જણાય છે અને તેટલામાટે જ આ શ્રીમત્ શંકરાચાર્યના રૂપમાં આ ભારતભૂમિને ઈશ્વરના સાક્ષાત્કારનો લાભ મળેલો છે. હવે જો બૌદ્ધ ધર્મની ગત પ્રતિષ્ઠાને પુનઃ નવીનતાથી સ્થાપવાની અને જો તમારામાં કાંઇ પણ ધર્મપ્રતિભા હોય તો તેને બતાવી આપવાની તમારી ઇચ્છા હોય, તો તમો પોતે પણ શંકરાચાર્ય સમક્ષ ઉપસ્થિત થાઓ અને તમારા અનુયાયિજનોને પણ કોઇ જાતિના પ્રતિબંધ વિના એ ધર્મસભામાં જવા દો. જો ધર્મના વાદમાં અથવા શાસ્ત્રાર્થમાં તમો શંકરાચાર્ય અને તેમના પ્રતિપાદિત

ધર્મનો પરાજય કરશો, તો તમારા અનુયાયિજનોની પોતાની મેળે જ તમારામાં દૃઢ શ્રદ્ધા બંધાશે અને તેઓ કોઇ કાળે પણ બૌદ્ધ ધર્મનો ત્યાગ નહિ જ કરે. એથી વિરુદ્ધ આવી રીતે બળાત્કારે બૌદ્ધ ધર્મીયોને શંકરાચાર્ય સમક્ષ જવાનો પ્રતિબંધ કરશો, તો તેમના મનમાં તમારી યોગ્યતાવિશે અધમ ભાવો જ ઉદ્ભવશે અને તેમની શ્રદ્ધાનો લોપ થતાં તેઓ આજે નહિ, તો ચાર દિવસ પછી પણ અવશ્ય બૌદ્ધ ધર્મને ત્યાગીને વેદાન્ત ધર્મને સ્વીકારશે. માનવજાતિનો એવો એક સ્વભાવ જ છે કે, જે વસ્તુનો તેના માટે નિષેધ કરવામાં આવે છે અથવા તો જે વસ્તુનો બળાત્કારે તેની પાસેથી ત્યાગ કરાવવામાં આવે છે, તે વસ્તુ પ્રતિ તેનું અંતઃકરણ અધિક પ્રમાણમાં આકર્ષાય છે અને તે વસ્તુને જેવો પ્રસંગ હોય તદનુસાર ગ્રાસન કે ગુપ્ત રીતે સ્વીકારવાને મનુષ્ય કટિબદ્ધ થઈ જાય છે. શરીરને અવરોધમાં રાખવાથી અથવા તો મુખમાં ડૂચો મારવાથી કાંઈ મનુષ્યના વિચાર-સ્વાતંત્ર્યનો અવરોધ કરી શકાતો નથી, એ તત્ત્વને તમારે નિરંતર સ્મરણમાં રાખવાનું છે. જેવી રીતે અનેક પ્રકારના અવરોધ છતાં બુદ્ધ ભગવાનના જીવનકાળમાં તેમના આદર્શ વ્યક્તિત્વથી આકર્ષાઇને અસંખ્ય જનોએ બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો હતો, તે જ પ્રમાણે અત્યારે તમો આવા ગમે તેટલા અવરોધોને ઉત્પન્ન કરશો, તો પણ તેથી ધર્મશોધક અને ધર્મપ્રિય જનો કાંઈ વેદાંત ધર્મમાં જતા અટકવાના નથી તે તો નથી જ. છાબડાથી સૂર્યપ્રકાશના વિસ્તારને અટકાવવાનો પ્રયત્ન જેવી રીતે નિરર્થક થાય છે, તે જ પ્રમાણે આવા અવરોધથી શંકરના વેદાંત ધર્મના વિસ્તારને અટકાવવાના તમારા સર્વ પ્રયત્નો વ્યર્થ જ થવાના છે. તમારો ધર્મ અસ્તંગત સૂર્ય સમાન હોવાથી અને શંકરનો ધર્મ ઉદય પામતા સૂર્ય સમાન હોવાથી જો લોકો તમારા ધર્મને ત્યાગીને શંકરના વિશ્વમાન્ય વેદાંત ધર્મનો સ્વીકાર કરે, તો તે સર્વથા સ્વાભાવિક જ છે; કારણ કે,-

'નહીં જન અસ્તગામી સૂર્યને મસ્તક નમાવે છે;
સદા સહુ ઊગતા રવિને નમી અક્ષત ચઢાવે છે!"

"કેમ કાકૂ શેઠ, આપને આપની આ અત્યંત વિદુષી તથા વાચાળ આત્મજાના હૃદયનો કેવોક રંગ દેખાય છે?" બુદ્ધભદ્રે અનંગભદ્રાના દાંતતોડ ભાષણનું કાંઇ પણ ઉત્તર ન આપતાં કાકૂને ઉદ્દેશીને વક્રતાથી આ પ્રશ્ન પૂછ્યો.

"અનંગભદ્રાના વાણીપ્રવાહને આજે આવી વિપરીત દિશામાં વહન કરતો જોઇને મારા આશ્ચર્ય તથા ખેદનો અવધિ થાય છે." કાકૂએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"જે સંતાનો માતાપિતા તથા ગુરુ આદિ વડિલોની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર, મર્યાદાહીન તથા અવિવેકી થઈ જાય છે, તે સંતાનો શત્રુ સમાન મનાય છે અને એવાં સંતાનો કુળના કલંક જ લેખાય છે." બુદ્ધભદ્રે અનંગભદ્રાની કુલકલંક સંતતિમાં ગણના કરી બતાવી.

અનંગભદ્રા કોપના તથા માનિની હોવાથી તેનાથી આ અપમાન સાંખી ન શકાયું અને તેથી વળી પાછી તે ગંભીરતાથી કહેવા લાગી કે: "બુદ્ધભદ્ર, તમો બૌદ્ધ ધર્મના ભિક્ષુઓ ભગવાન્ બુદ્ધનાં સંતાન છો ખરાં કે નહિ? તેમ જ તમોએ ભગવાન્ બુદ્ધની પવિત્ર આજ્ઞાઓનું ભયંકર ઉલ્લંઘન કર્યું છે ખરું કે નહિ? જો એમ જ હોય, તો પછી તમોને પણ બુદ્ધનાં કુલકલંક સંતાન તરીકે સ્વીકારીને

બૌદ્ધ ધર્મના શત્રુ શામાટે ન માનવા, એ મારાથી સમજી શકાતું નથી. ક્ષુદ્ર માનવનો એ સ્વભાવ જ છે કે, તે પારકાના સદ્‌ગુણ તથા પોતાના દુર્ગુણને જોઈ શકતો જ નથી; કારણ કે, સ્વાર્થબુદ્ધિ તથા સંસારસુખની અનિવાર્ય લાલસાએ તેને સર્વથા વિવેકશૂન્ય તથા અંધ કરી મૂકેલો હોય છે. એક ગૃહસ્થનાં જો મારા જેવાં સંતાનો માતાપિતાની આજ્ઞાને ન માનનાર કુલકલંક નીકળે, તોપણ તેથી જગત્‌ની કાંઈ અધિક હાનિ થવાનો સંભવ હોતો નથી, પરંતુ મહાત્મા બુદ્ધ સમાન એક સર્વવંદ્ય અને ધર્મપ્રવર્તક પુરુષનાં તમારા જેવાં સંતાનો જ્યારે પોતાના ઇષ્ટની આજ્ઞાને ટોલ્લે મૂકી યથેચ્છ ભ્રષ્ટાચારના કરનાર, કુલાંગાર અને વિવેકભ્રષ્ટ નીવડે છે, ત્યારે તેઓ તો અન્ય અનેક જનોની ધાર્મિક, નૈતિક તથા માનસિક અને કાયિક હાનિના હેતુ થઈ પડે છે અને પોતે નરકના અધિકારી થવા સાથે બીજાઓને પણ નરકના માર્ગમાં ખેંચતા જાય છે; અર્થાત્ પ્રથમ તમારી કુલકલંકતાનો વિચાર કરો અને ત્યારપછી જ પરોપદેશે પાંડિત્ય બતાવો!"

બુદ્ધભદ્રનું અંતઃકરણ કોપની મહાભયંકર જ્વાળાથી ભસ્મીભૂત થવા લાગ્યું; પરંતુ તેણે કોઇ એક વિશિષ્ટ કારણથી પોતાના તે કોપને શબ્દોના સ્વરૂપને ધારણ કરીને બહાર નીકળવા ન દીધો. કાકૂએ પોતા સમક્ષ બુદ્ધભદ્રનું આવું અપમાન થતું જોઇને અનંગભદ્રાને કહ્યું કે: "અનંગભદ્રા, તું આવી વિવેકશીલા અને વિદુષી હોવા છતાં તારા વિવેક તથા તારી વિદ્યાનું આવું નિંદ્ય દર્શન કરાવે છે, એ જોઇને મારા આશ્ચર્યનો અવધિ થાય છે. પોતાના ગૃહમાં આવેલા એક શત્રુનું પણ આવું અપમાન નથી કરી શકાતું અને તું આપણા કુટીરમાં પધારેલા આપણા એક માન્યવર ધર્મગુરુનું આટલી સીમા પર્યન્ત અપમાન કરે છે, એ તારું વર્ત્તન અવશ્ય તિરસ્કારને જ પાત્ર છે. હું નથી સમજી શકતો કે, આ શ્રીમાન્ બુદ્ધભદ્રમાટે શા કારણથી તારા અંતઃકરણમાં આટલો બધો તિરસ્કાર વસી રહેલો છે!"

"મારા અંતઃકરણમાં આ બુદ્ધભદ્રવિશે જે કારણથી આવો પ્રચંડ તિરસ્કાર વસી રહેલો છે, તે કારણને આ આપના પૂજ્ય ધર્મગુરુ સારી રીતે જાણતા હોવાથી એમને પૂછવાથી એ કારણ તત્કાળ આપના જાણવામાં આવી શકશે." અનંગભદ્રાએ ધીમે ધીમે ભયંકર સ્વરૂપ ધારવા માંડ્યું.

બુદ્ધભદ્રના મુખમંડળમાં અનંગભદ્રાના આ શબ્દોથી ભયંકર કાલિમાની છાયા પ્રસરી ગઈ; પરંતુ બળાત્કારે શાંતિનો આડંબર કરીને તે કાકૂને સંબોધીને કહેવા લાગ્યો કે:—"કાકૂ શેઠ, આપની પુત્રી અનંગભદ્રા ગમે તેવી અને ગમે તેટલી વિદુષી હોવા છતાં પણ અદ્યાપિ અલ્પવયસ્કા હોવાથી એના આવા અપરાધો સર્વથા ક્ષમાને જ પાત્ર છે અને એટલામાટે આપને મારી એ જ સૂચના છે કે અત્યારે એ એકપક્ષીય વિચારોવડે ઉશ્કેરાયલી હોવાથી એને અહીંથી વિદાય કરો, પછી શાંતિથી એના મનનું સમાધાન કરજો અને એને ધર્મનો યોગ્ય માર્ગ બતાવજો."

કાકૂએ બુદ્ધભદ્રની આજ્ઞાને માન્ય કરીને અનંગભદ્રાને કહ્યું કે: "વારુ ત્યારે તું અત્યારે તારા કક્ષમાં જા અને આજના તારા આ પ્રમાદનો શાંત ચિત્તથી પશ્ચાત્તાપ કર; કારણ કે, પશ્ચાત્તાપથી પાપનો ભાર ઓછો થાય છે."

"મેં પાપ કર્યું જ નથી, તો પછી પશ્ચાત્તાપની આવશ્યકતા જ શી છે?

અસ્તુ: પણ મારે શંકરાચાર્યની ધર્મસભામાં જવું કે કેમ, એ વિષયનો અત્યારે અને આ ક્ષણે જ નિર્ણય થઈ જવાની આવશ્યકતા છે કે જેથી મારે આશા અને નિરાશા વચ્ચે ત્રિશંકુસમાન અવસ્થામાં ન રહેવું પડે.” અનંગભદ્રાએ કહ્યું.

“એ વિશેનું નિર્ણયાત્મક ઉત્તર પણ હું તને થોડીવાર પછી વિચાર કરીને આપીશ; અત્યારે બુદ્ધભદ્ર સાથે મારે કેટલોક ગુપ્ત વાર્ત્તાલાપ કરવાનો છે અને તેથી મને એકાંતની આવશ્યકતા છે.” કાકૂએ માર્મિકતાથી અનંગભદ્રાને ત્યાંથી કાંઈ પણ બોલ્યા વિના ચાલ્યા જવાની આજ્ઞા સંભળાવી દીધી.

અનંગભદ્રા એક બુદ્ધિમતી બાળા હોવાથી હવે વિશેષ બોલવાનું વ્યર્થ ધારીને તત્કાળ ત્યાંથી ચાલતી થઈ ગઈ અને તેના ગમન પછી બુદ્ધભદ્ર કાકૂને સંબોધીને ગંભીર મુદ્રાથી કહેવા લાગ્યો કે: “કાકૂ શેઠ, આપની આ વિવેકશીલા દુહિતાના મનમાં બૌદ્ધ ધર્મ અને સંઘવિશે કોઇએ મહા વિપરીત વિચારો ઠસાવી દીધા છે અને તે વિપરીતતાની એના મનમાં એવી પ્રબળતા થઈ ગઈ છે કે અબળાનો સ્વભાવ સાહસી હોવાથી જો આપ આજ્ઞા નહિ આપો, તોપણ અનંગભદ્રા અવશ્ય આપણા ધર્મદ્વેષ્ટા શંકરાચાર્યની ધર્મસભામાં જવાનું સાહસ કરશે જ; અને જો તેમ થશે, તો આપની પ્રતિષ્ઠાની કેટલી બધી હાનિ થવાનો સંભવ છે, એનો વિચાર આપે જ કરી લેવાનો છે.”

“ત્યારે મારે એને ત્યાં જતી અટકાવવાનો શો ઉપાય યોજવો?” કાકૂએ પૂછ્યું.

“જો આપને કોઇ પ્રકારનો વાંધો ન હોય, તો મારો તો એવો જ અભિપ્રાય છે કે, અનંગભદ્રાને, જ્યાં સુધી શંકરાચાર્ય આ વલ્લભીપુરમાં હોય, ત્યાં સુધી, અવરોધમાં રાખવી અને તે આ ગૃહમાંથી કયાંય બહાર નીકળી ન શકે તેમ જ બહારની કોઈ પણ વ્યક્તિ સાથે સંભાષણ ન કરી શકે, એવા પ્રકારનો કઠિન પ્રતિબંધ કરી દેવો; કારણ કે, આપની પુત્રી અનંગભદ્રાના બૌદ્ધધર્મવિશે આવા વિચારો છે અને તેને બળાત્કારે અવરોધમાં રાખવામાં આવી છે, એ વાર્ત્તા સુદ્ધાં પણ કોઇ બીજાના જાણવામાં ન આવવી જોઇએ; નહિ તો એથી આપણા શત્રુઓને આપણી નિન્દાનો એક નવીન વિષય મળશે અને રાજા શીલાદિત્ય વિચાર-સ્વાતંત્ર્યનો પક્ષકાર હોવાથી અનંગભદ્રાના વિચારસ્વાતંત્ર્યને બળાત્કારે દાબી દેવાના આ અપરાધમાટે કદાચિત્ આપને શિક્ષાપાત્ર ઠરાવશે, તો વળી બકરી કાઢતાં ઊંટ પેઠા જેવું થઈ પડશે.” બુદ્ધભદ્રે અનંગભદ્રાને પ્રતિબંધમાં રાખવામાટેનો અધમ ઉપદેશ આપ્યો.

“ચિન્તા નહિ; એ વિશેની સર્વ યોગ્ય વ્યવસ્થા કરીને હું વિહારમાં આવું છું; કારણ કે, આજે જ શંકરાચાર્યનું વલ્લભીમાં આગમન થવાનું હોવાથી અને રાજાએ તેના સત્કારપ્રસંગે સર્વ પ્રતિષ્ઠિત નાગરિકોને ઉપસ્થિત થવામાટેનાં નિમંત્રણો મોકલેલાં હોવાથી જો હું ત્યાં નહિ જાઉં, તો મારાપર રાજાનો કોપ ઊતરશે અને જઇશ, તો આપણે કરેલી પ્રતિજ્ઞાનો ભંગ થશે; એટલા માટે મેં એવો વિચાર કર્યો છે કે, આજનો દિવસ અને આજની નિશા વિહારમાં રહીને જ વીતાડવાં અને બહાર એવી અફવા ઉડાડવી કે, કાકૂ શેઠ કોઈ અગત્યના કાર્ય-માટે બીજે ગામ ગયેલા હોવાથી વલ્લભીપુરમાં છે જ નહિ.”

“આપનો આ વિચાર અત્યન્ત શ્રેષ્ઠ છે; ત્યારે હવે હું વિદાય થાઉં છું.”

આમ કહીને બુદ્ધભદ્ર ત્યાંથી ઊઠીને વિહારપ્રતિ જવાને પ્રયાણ કરી ગયો અને કાકૂ ત્યાંથી ઊઠીને અનંગભદ્રાના આગારના સર્વથી ઉચ્ચ મજલાપરના નિવાસસ્થાનમાં જવાને રવાના થયો.

*   *   *   *

કાકૂ જે વેળાયે અનંગભદ્રાના કક્ષમાં આવ્યો, તે વેળાએ અનંગભદ્રા વિચારમાં તલ્લીન થઇને ચાંદીના પાટપર બેઠી હતી. પિતાને પધારેલા જોઇને તે ઊઠીને ઊભી થઇ ગઇ અને બોલી કે: "પિતાજી! બેસો આ પાટપર અને જે કાંઈ કહેવાનું હોય તે નીરાંતે કહો."

"નહિ, મારે બેસવું નથી; કારણ કે, અત્યારે મારી પાસે તેટલો અવકાશ નથી." કાકૂએ કાંઇક રૂક્ષતા તથા કર્કશતાથી કહેવા માંડ્યું: "અનંગભદ્રા, આજના તારા અવિવેકમય અને ઉચ્છૃંખલતાથી ભરેલા ભાષણને સાંભળીને મારો એવો દૃઢ નિશ્ચય થયો છે કે, અત્યારના સંયોગોમાં અમુક સમય પર્યન્ત તને પ્રતિબંધમાં રાખવી, એમાં જ મારી પ્રતિષ્ઠાની નિર્ભયતા છે અને તે માટેની વ્યવસ્થા કરવામાટે જ હું અત્યારે અહીં આવ્યો છું. આ ક્ષણથી તારા આ કક્ષરૂપ પિંજરમાંની તું એક બદ્ધ પક્ષિણી છે, એમ જ તારે માનવાનું છે." આમ કહીને તેણે બહાર ઉભેલા એક અનુચરને બોલાવ્યો અને તેને આજ્ઞા આપી કે:—"જો; આ સોપાનના દ્વારને તાળું વાસીને તેની કૂંચી હું મારી સાથે લઈ જાઉં છું અને કોઇ કાર્યમાટે હું આજે અહીંથી બીજે ગામ જાઉં છું. હું બે ત્રણ દિવસ પછી આવવાનો છું, ત્યાં સુધી તારે સોપાનના બંધ દરવાજા પાસે બેસીને એટલી સંભાળ રાખવાની છે કે, કોઇ પણ દાસી અથવા અનંગભદ્રાની માતા આ તાળાને ઊઘાડીને અનંગભદ્રા પાસે ન આવી શકે તેમ જ અનંગભદ્રા પણ અહીંથી બહાર નીકળી ન શકે. અનંગભદ્રામાટે બે દિવસ ચાલે એટલી ખાદ્ય વસ્તુઓ અત્યારે જ અહીં આવી જશે એટલે એ કારણમાટે પણ દ્વારને ઊઘાડવાની આવશ્યકતા નથી. મારી આજ્ઞાનો કોઇ પણ કારણથી ભંગ ન થાય, એનો સંપૂર્ણ વિચાર તારે રાખવાનો છે; તું મારો એકનિષ્ઠ સેવક હોવાથી તને વધારે ભલામણ આપવાની આવશ્યકતા નથી."

તે અનુચર રંગે કાળા હબશી જેવો અને ક્રૂરતાનો આકાર હોવાથી લોકો તેને રાહુના નામથી ઓળખતા હતા. રાહુએ પોતાના અન્નદાતા સ્વામીની આજ્ઞાને મસ્તકે ધારીને કહ્યું કે: "આપની આજ્ઞાનું યથાર્થ પાલન કરાશે; એ વિશે આપે લેશ માત્ર પણ ચિન્તા રાખવી નહિ."

એ ક્ષણે જ દાસી મંદારિકા ખાદ્ય વસ્તુઓનો એક મોટો થાળ લઇને ત્યાં આવી પહોંચી. તે થાળમાં પૂરી, કચોરી, લાડુ અને સેવ આદિ એવા ખાદ્ય પદાર્થો લાવવામાં આવ્યા હતા કે જે ચાર પાંચ દિવસ સુધી રાખવાથી બગડે નહિ. મંદારિકા કાંઇક બોલવા જતી હતી, પણ કાકૂએ તેને બોલતી અટકાવી અને અનંગભદ્રાના ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં દાસી તથા અનુચરને નીચે ઊતારી સોપાનદ્વારને બહારથી બંધ કરીને તે તત્કાળ ત્યાંથી પ્રયાણ કરી ગયો. અનંગભદ્રાએ પિતાની વિલક્ષણ ચેષ્ટાને જોવાથી અને તેના ક્રૂર સ્વભાવને પ્રથમથી જ તે જાણતી હોવાથી કાંઈ પણ બોલવાનું યોગ્ય ધાર્યું નહોતું અને તેથી જ પિતાના

અત્યાચારને મૌનપૂર્વક સહન કરી લીધો હતો. પરંતુ જ્યારે તેનો પિતા તેને કારાગૃહવાસિની કરીને ચાલ્યો ગયો એટલે પછી પોતાના હૃદયમાંના શોકભારને ઓછો કરવામાટે તે હૃદયભેદક રોદન કરવા લાગી અને સંધ્યાકાળ થવા છતાં ભોજનને તેણે જ્યાં હસ્તસ્પર્શ પણ ન કર્યો, ત્યાં પછી જમવાની વાર્ત્તા તો કયાંથી જ હોય વારુ? સમય વીતતો ગયો અને નિશાનો આરંભ થયાને પણ એક પ્રહર જેટલો કાળ વીતી ગયો.

નિશા કૃષ્ણપક્ષની પંચમીની હોવાથી જેમ જેમ મધ્યરાત્રિનો સમય નિકટ આવતો ગયો તેમ તેમ આકાશમાં ચન્દ્રના ઉદયથી ચંદ્રિકાનો અધિકાધિક પ્રકાશ વ્યાપતો ગયો. ચંદ્રિકા નિત્ય પ્રમાણે ઉજ્જ્વલા જ હતી, પરંતુ અનંગભદ્રાના મુખચંદ્રની આનંદરૂપ ચંદ્રિકા આજે કૃષ્ણવર્ણી થઈ ગઈ હતી. નિત્ય રાત્રિના સમયમાં પુષ્પધન્વાનું મધુરસ્વરલહરીયુક્ત તરંગાયિત સંગીત તેના સાંભળવામાં આવતું હતું અને તેથી જ્યારે તે સંગીત સાંભળવામાં આવશે, ત્યારે તેના શ્રવણથી હૃદયમાં કાંઇક શાંતિનો આવિર્ભાવ થશે, એવી તેણે આશા રાખી હતી, પરંતુ દુર્ભાગ્યની પ્રબળતાથી આજે તેની તે આશા પણ પૂર્ણ ન થઈ; કારણ કે મધ્ય-નિશા થઈ જવા છતાં પણ પુષ્પધન્વાનું સંગીત તેના સાંભળવામાં ન આવ્યું. તે અગાસીમાંથી પાછી શયનમંદિરમાં આવી અને સમસ્ત દિવસના રોદનથી તેનાં નેત્રો થાકી ગયેલાં હોવાથી શય્યામાં પડતાં જ તે શ્રમિત નેત્રો એકદમ મીચાઇ ગયાં અને અનંગભદ્રા નિદ્રાધીન થઈ.

નિદ્રામાં અનંગભદ્રાને એવું સ્વપ્ન આવ્યું કે, જાણે તેના શયનમંદિરના અગાસીમાં પડતા દ્વારમાંથી ચંદ્રિકાનો શયનમંદિરમાં પ્રવેશ થયેલો છે અને તે દ્વારમાં એક જ્યોત્સ્નામયી રમણીય તરુણ વ્યક્તિએ પ્રવેશ કર્યો છે. ધીમે ધીમે તે તરુણ વ્યક્તિ તેની શય્યા પાસે આવી તેના મુખમંડળમાં દૃષ્ટિને સ્થિર કરીને ઊભી છે અને તેની નિદ્રાનો ભંગ કરવો કે ન કરવો એ વિશેના વિચારમાં નિમગ્ન થયેલી છે. અનંગભદ્રાની નિદ્રાનો અચાનક ભંગ થઈ ગયો અને જ્યારે સ્વપ્નમાં નિહાળેલી એક રમણીય વ્યક્તિને તેણે ખરેખર જ જાગ્રતિમાં પણ પોતા સમક્ષ ઊભેલી જોઈ, ત્યારે તેના મનમાં આશ્ચર્ય સાથે કિંચિત્ ભયનો પણ સંચાર થયો. શયનમંદિરમાં દીપકના પ્રકાશનો અભાવ હોવાથી ચંદ્રના અસ્પષ્ટ અને મંદ પ્રકાશમાં તે વ્યક્તિ પુરુષજાતિની હતી કે સ્ત્રીજાતિની હતી, એ અનંગભદ્રાથી તત્કાળ જાણી શકાયું નહિ. તે વ્યક્તિએ શુભ્ર વસ્ત્રથી પોતાના શરીરને આચ્છાદિત કરેલું હોવાથી માત્ર તેનાં શુભ્ર વસ્ત્રોને જ તે જોઈ શકી. નેત્રોને ચોળીને અનંગભદ્રા તેના મુખમંડળને જોવાની ચેષ્ટા કરવા લાગી; તે વ્યક્તિ તેની એ ચેષ્ટાને જોઇને વધારે નિકટમાં આવી અને પોતાના બે કરવડે અનંગભદ્રાના બે સુકોમળ કરોને પકડીને મંદ સ્વરથી કહેવા લાગી કે: "સાધ્વી અનંગભદ્રા, મારા આ સ્થાનમાંના અગમ્ય આગમનથી ભયભીત થઇને વિનાકારણ કોઇ પણ પ્રકારનો કોલાહલ કરીશ નહિ; કારણ કે, હું તારો શત્રુ નહિ, પણ મિત્ર છું અને અત્યારે એક પવિત્ર ભાવનાથી જ તારા શયનમંદિરમાં આવ્યો છું. તું જો કે મને દીઠે ઓળખતી નથી, પરંતુ મારા નામથી તું સારી રીતે પરિચિત છે એટલે મારા નામને જાણતાં જ તારા ભયનો ભંગ થઈ જશે અને તારા આનંદનો અવધિ થશે."

"જો એમ જ હોય, તો કૃપા કરીને સત્વર જ આ અભાગિની અબળાને આપનું નામ જણાવીને કૃતાર્થ કરો; મારા સંશયને પરિહરો!" અનંગભદ્રાએ પણ સંકુચિત સ્વરથી જ પ્રાર્થના કરી.

"હું તારો પાડોશી છું અને મારું નામ પુષ્પધન્વા છે!" તે આગંતુક વ્યક્તિએ પોતાના નામનો ઉચ્ચાર કર્યો અને તેથી હવે આપણે પણ તેને પુષ્પધન્વાના નામથી જ ઓળખીશું.

પુષ્પધન્વા નામ સાંભળતાં જ અનંગભદ્રા સ્તબ્ધ થઈ ગઈ અને તેના મુખમંડળને કેટલીકવાર સૂધી એકાગ્ર દૃષ્ટિથી જોતી શય્યામાં જ પડી રહી. પુષ્પધન્વા નામના શ્રવણ સાથે જ તેના ભયનો લોપ થયેલો હોવાથી તે શય્યામાંથી ઉઠીને બેઠી થઈ અને ત્યાર પછી પર્યંકપરથી નીચે ઊતરી પુષ્પધન્વા સમક્ષ ઊભી રહીને કહેવા લાગી કે: "આપે અત્યારે આટલી મોડી રાતે મારા શયનમંદિરમાં આવવાનું સાહસ શા કારણથી કર્યું છે અને આપ કયા માર્ગથી આ સ્થાનમાં આવ્યા છો, એ રહસ્યની મારાથી કિંચિન્માત્ર પણ કલ્પના કરી શકાતી નથી. જો આપના આ આગમનનો ભેદ કોઈના જાણવામાં આવી જાય, તો લોકો મારા ચારિત્ર્યને કેવું ધારે, એનો આપે કાંઈ પણ વિચાર કર્યો છે ખરો કે? વળી મારા મનમાં એ પણ પ્રશ્ન થયા કરે છે કે, હું આપના નામથી પરિચિત છું, એ વાર્ત્તા આપના જાણવામાં ક્યાંથી અને કેમ કરીને આવી હશે? કારણ કે, આપના ગૃહની કોઈ દાસી આદિનો મારા મંદિરમાં સંચાર છે જ નહિ."

"અનંગભદ્રા, મારી કોઈ દાસીનો તારા ગૃહમાં સંચાર નથી, એ તારું કથન સત્ય છે; પરંતુ તારી એક દાસી અથવા પ્રાણપ્રિયા સખી મંદારિકાનો મારા આવાસમાં સંપૂર્ણ સંચાર છે અને તેના મુખથી જ તારો સર્વ વૃત્તાન્ત મારા જાણવામાં આવ્યો છે. મંદારિકાના મુખથી મારા રૂપ, ગુણ તથા સામર્થ્યની વાર્ત્તા સાંભળીને મારાવિશે તારા મનમાં કાંઇક આસક્તિ પણ ઉદ્‌ભવી છે, એ રહસ્ય પણ મારાથી અજ્ઞાત નથી; એટલે હવે એવિશે વિશેષ વિચાર કરીને મસ્તિષ્કને પરિશ્રમ આપવાની કશીપણ આવશ્યકતા નથી. શ્રી શંકરાચાર્યના દર્શનથી નેત્રોને પવિત્ર કરવામાટે અને તેમની ધર્મસભામાંના મારા વ્યાખ્યાનનું શ્રવણ કરવામાટે તારું મન અત્યંત આતુર થયેલું હતું, પરંતુ તારા ધર્માન્ધ પિતાની ધર્માન્ધતાએ તને કારાગૃહવાસિની કરેલી હોવાથી તારાથી તારી એ આતુરતાને કોઇપણ રીતે તૃપ્ત કરી શકાય તેમ નથી, એ સમાચાર સંધ્યાકાળે મંદારિકાના મુખથી જ્યારે મારા જાણવામાં આવ્યા, ત્યારે આપણો સાક્ષાત્ પરિચય ન હોવા છતાં પણ રાત્રિના સમયમાં અગાસીપરથી કૂદીને તારી પાસે આવવાનો મેં મારા મનમાં નિશ્ચય કરી લીધો હતો અને તે નિશ્ચયને અત્યારે તું જુએ છે તેમ મેં સંપૂર્ણતાથી વ્યવહારમાં યોજી બતાવ્યો છે. તારા આ નિવાસસ્થાનની રચના વિશેની બધી વાર્ત્તા મેં મંદારિકા પાસેથી જાણી લીધી હતી અને તેના આધારે હું કહી શકું છું કે, આ શયનમંદિર પછી બીજો એક વિશાળ ઓરડો આવેલો છે અને ત્યાર પછીના ત્રીજા ઓરડામાં સોપાનદ્વાર હોવાથી અહીંના આપણા વાર્ત્તાલાપનો ધ્વનિ તારા પિતાના ક્રૂર અનુચર શત્રુનાં કર્ણ પર્યન્ત કોઈ પણ રીતે પહોંચી શકે તેમ નથી અને તેથી આપણાથી અત્યારે નિર્ભયતાથી પરસ્પર યથેચ્છ સંભાષણ કરી શકાશે." પુષ્પધન્વાએ અનંગભદ્રાના સર્વ સંશયોની નિવૃત્તિ કરી નાખી.

"પરંતુ મંદારિકાના મુખથી મેં તો આપના વિશે એવી વાર્ત્તા સાંભળી છે કે, આપ એક અત્યન્ત ધનાઢ્ય, કામદેવ સમાન કમનીય અને બૃહસ્પતિ તુલ્ય વિદ્યાવિશારદ પરમધન્ય તરુણ પુરુષ હોવા છતાં સ્ત્રીવિષયક પ્રેમ કિવા આસક્તિનો આપના અંતઃકરણમાં સંપૂર્ણ અભાવ છે અને આપ સ્ત્રીજાતિને ધિક્કારનારા પુરુષોમાંના એક હૃદયહીન પુરુષ છો, એ સત્ય છે કે અસત્ય?" અનંગભદ્રાએ પુષ્પધન્વાના સ્ત્રીવિષયક વિચારોને જાણવાના ઉદ્દેશથી આ પ્રમાણેનો ગહન પ્રશ્ન રજૂ કરી દીધો.

"મારાવિશેની આ વાર્ત્તા કાંઇક સત્ય પણ છે અને કાંઇક અસત્ય પણ છે." પુષ્પધન્વાએ ગંભીરતાથી સંદિગ્ધ ઉત્તર આપ્યું.

"એક જ વાર્ત્તા એકસમયાવચ્છેદે કાંઇક સત્ય પણ હોય અને કાંઇક અસત્ય પણ હોય, એમ કદાપિ બની શકે જ નહિ. કાં તો એ વાર્ત્તા સર્વથા સત્ય હોવી જોઇએ અને કાં તો અક્ષરે અક્ષર અસત્ય હોવી જોઇએ." અનંગભદ્રાએ પુષ્પધન્વાના ઉત્તરની સંદિગ્ધતાનો પ્રતિવાદ કર્યો.

પરંતુ પુષ્પધન્વા એ પ્રતિવાદનો પણ પ્રતિવાદ કરતો પોતાના મંજુલ અને મધુર સ્વરથી કહેવા લાગ્યો કે:–"અનંગભદ્રા, તું વિદુષી હોવા છતાં મારા આશયને સમજી શકતી નથી, એથી મને અતિશય આશ્ચર્ય થાય છે; અને તેથી એ સત્યાસત્ય અપવાદનું મારે જ તારા સમક્ષ ભાષ્ય કરવું પડશે. જો કેવળ મારા બાહ્ય વર્તનનું જ અવલોકન કરવામાં આવે, તો સાંસારિક સ્ત્રીપુરુષોની દૃષ્ટિમાં એ અપવાદ સત્ય તરીકે જ દેખાય તેમ છે; પરંતુ જો મારા આંતરિક ભાવના મૂળને શોધવામાં આવે, તો આત્મિક દૃષ્ટિથી એ અપવાદમાં તથ્યાંશ જેવું કાંઇ છે જ નહિ, એમ જ સિદ્ધ થવાનો સંભવ છે. હું અત્યાર સુધી અવિવાહિત અવસ્થામાં રહ્યો છું, એ મારા હૃદયમાં પ્રેમની ન્યૂનતા છે અથવા સ્ત્રીજાતિવિષયક ધિક્કાર વસેલો છે, તેનું જ પરિણામ છે, એવી કેટલાંક જ્ઞાનહીન સ્ત્રીપુરુષોની માન્યતા છે ખરી, પરંતુ વસ્તુતઃ મારા કૌમારવ્રતનું સત્ય કારણ એથી સર્વથા વિપરીત જ છે, એટલે કે, સ્ત્રીજાતિવિષયક અત્યન્ત પૂજ્ય બુદ્ધિનો મારામાં નિવાસ હોવાથી જ અત્યાર સુધી હું અવિવાહિત અવસ્થામાં રહ્યો છું અને ભવિષ્યમાં પણ કોઇ પણ અબળા સાથે લગ્નસંબંધથી જોડાવાનો મારો અભિપ્રાય નથી. હવે તો હું ધારું છું કે, મારા વિશેના અપવાદના સત્ય તથા અસત્ય અંશની તું સરળતાથી કલ્પના કરી શકીશ અને મારા વિશેની કુશંકાને તારા હૃદયમાંથી અવશ્ય કાઢી નાખીશ."

"સ્ત્રીજાતિ પ્રતિ આપની આવી પૂજ્યભાવના હોવા છતાં સ્ત્રીજાતિનો સદાને માટે અસ્વીકાર; એ તો આપની બુદ્ધિનો એક મહદાશ્ચર્યકારક ચમત્કાર!" આ ઉપાલંભરૂપ શબ્દો ઉચ્ચારતાં અનંગભદ્રાએ પુષ્પધન્વાના મુખમંડળમાં એક વિશિષ્ટ અર્થસૂચક દૃષ્ટિપાત કર્યો કે જે દૃષ્ટિપાતમાં લજ્જા તથા ઉત્કંઠાની છાયા સંપૂર્ણ પ્રમાણમાં દેખાઈ આવતી હતી. પરંતુ તેના મુખમંડળમાંના એ વિકારને પુષ્પધન્વા જોઈ શક્યો નહિ. પુષ્પધન્વાનું મુખમંડળ મંદ ચંદ્રપ્રકાશમાં બરાબર દેખાતું ન હોવાથી અનંગભદ્રાએ દીપક પ્રકટાવ્યો અને તેના પ્રકાશની સહાયતાથી ઉભયને પરસ્પર દર્શનનો સમાન લાભ મળ્યો.

અનંગભદ્રા પર્યંકને અઢેલીને ઊભી રહી અને પુષ્પધન્વા ચાંદીના એક આસનપર બેસી ગયો. બેઠા પછી તે અનંગભદ્રાના આક્ષેપનું નિવારણ કરતો કહેવા લાગ્યો કેઃ "અનંગભદ્રા, બાલ્યકાળથી જ યોગ અને વેદાંત શાસ્ત્રનો અતિશય અભ્યાસ કરવાથી મારી વૃત્તિ વૈરાગ્યના પ્રદેશમાં કાંઇક વધારે વળી ગઈ છે અને તેથી પવિત્ર નારીજાતિ સાથે કોઈ પણ પ્રકારનો વિકારશામક વ્યવહાર કરવામાટેની મારી ઇચ્છાનો સર્વથા લોપ થઈ ગયો છે. અનેકવાર મારા અંતઃકરણમાં સર્વસંગપરિત્યાગી સન્યાસી થવાના વિચારો સ્ફુરી આવે છે, છતાં કેટલાંક પ્રબળ કારણોથી મારા એ વિચારોને હું વ્યવહારમાં યોજી શક્યો નથી અને ભવિષ્યમાં ક્યારે યોજી શકીશ, એનો પણ અદ્યાપિ મારાથી કશો નિશ્ચય કરી શકાયો નથી. જો કે મારો અબળા વિનાનો આગાર મને અનેકવાર અરણ્ય સમાન ભાસ્યા કરે છે, પરંતુ મારી ભાવનાઓ વિલક્ષણ હોવાથી કોઈ અબળા સાથે લગ્ન કરીને તેના અવતારને બગાડી નાખવાનું સાહસ મારાથી કરી શકાતું નથી. જે કોઈ પણ અબળા એટલે કે કુમારિકાના અંતઃકરણમાં કામવિકાર પ્રતિ તિરસ્કાર થયેલો હોય અને સંસારમાં વિરક્તિ થયેલી હોય, તેવી કોઈ અબળા મળી આવે, તો જ મારા સહવાસથી તેને અને તેના સમાગમથી મને સુખની પ્રાપ્તિ થઈ શકે. પરંતુ અહીં પ્રશ્ન એ આવીને ઊભો રહે છે કે, જેના અંતઃકરણમાં આટલી સીમા પર્યન્ત વિરક્તિનો સંચાર થયેલો હોય, તે સ્ત્રી અકારણ કોઈ પુરુષ સાથે લગ્નના બંધનથી બંધાઇને પોતાની સ્વતંત્રતાનો સંહાર કરે જ શામાટે? હું વિષયની તૃપ્તિમાટે નહિ, કિન્તુ કેવળ મિત્રભાવથી એકત્ર રહેવામાટે જ લગ્નસંસ્થા નિર્માણ થયેલી છે, એ તત્વને સ્વીકારનારો છું, પરંતુ સમસ્ત સંસાર એ વિચારને સ્વીકારનાર ન હોવાથી આ અવતારમાં કોઈ સ્ત્રી સાથે મારો લગ્નસંબંધ થાય, એ ઘટના સર્વથા અશક્ય તથા અસંભવનીય છે."

પુષ્પધન્વાના ઉદ્‌ગારોને શાંતિથી સાંભળી લઇને અને તેના વિચારોનું મનન કરીને અનંગભદ્રા ગંભીર તથા શાંત ભાવથી કહેવા લાગી કેઃ "સાધુ પુષ્પધન્વા, આ સંસારમાં સર્વ સ્ત્રીઓ તથા સર્વ પુરુષો કેવળ આવા પવિત્ર મૈત્રીસંબંધમાટે જ લગ્ન કરે અને સ્વાભાવિક તથા પ્રાકૃતિક અન્ય સર્વ વ્યવહારનો ત્યાગ કરી દે, તો તેનું પરિણામ એ જ થાય કે આ સૃષ્ટિનો બહુ જ અલ્પ કાળમાં અંત આવી જાય! અર્થાત્ જેવી રીતે સંસારમાંના વિષયોની અત્યન્ત આસક્તિથી ઘણીકવાર દુઃખદાયક પરિણામ થાય છે તે જ પ્રમાણે અત્યન્ત વિરક્તિનું પણ અનિષ્ટ ફળ જ ચાખવું પડે છે. સારાંશ કે, 'अति सर्वत्र वर्जयेत्' એ કિંવદન્તી સર્વ દેશમાં અને સર્વ કાળમાં કોઈ પણ વિષયમાં એક સરખી રીતે લાગૂ પડી શકે છે અને તેથી જેમ આ સંસારમાં અત્યન્ત કામાસક્તિ સારી નથી તે જ પ્રમાણે અત્યન્ત બ્રહ્મચર્ય પણ ઇષ્ટ નથી, એ તત્વનો, હું નથી ધારતી કે, આપથી કોઈ પણ પ્રકારે અનાદર કિંવા અસ્વીકાર કરી શકાય. છતાં જગત્‌ના જીવોનો એક એવો સ્વભાવ છે કે કામાસક્તિમાં તેઓ એટલી સીમાપર્યન્ત લીન થઈ જાય છે કે તેના યોગે પોતાના અન્ય કર્ત્તવ્ય કર્મ તથા ધર્મ આદિને ભૂલી જાય છે અને આ લોકમાં ભ્રષ્ટ થવા સાથે પરલોકમાં પણ કેવળ નરકના જ અધિકારી થાય છે. આવાં સ્ત્રીપુરુષોને બ્રહ્મચર્યના મહિમા તથા બ્રહ્મચર્યના પ્રભાવનું પ્રત્યક્ષ દર્શન

કરાવવામાટે દેશમાં અમુક સંખ્યામાં બ્રહ્મચારી પુરુષ તથા બ્રહ્મચારિણી સ્ત્રીઓની આવશ્યકતા હોય છે. એ બ્રહ્મચારી તથા બ્રહ્મચારિણીના અત્યંત તીવ્ર બ્રહ્મચર્યવ્રતને જોઇને તે કામાતુર સ્ત્રીપુરુષોના હૃદયમાં બ્રહ્મચર્યના મહત્ત્વનો વિચાર આવતો જાય છે અને તેના યોગે તેમની કામાસક્તિમાં બહુ જ ન્યૂનતા થતાં તથા કામાસક્તિની ન્યૂનતાના પ્રમાણમાં તેમનામાં અન્ય કર્ત્તવ્ય કર્મ તથા ધર્મ આદિની જાગ્રતિ થતાં તેમનું સર્વ પ્રકારે કલ્યાણ થાય છે. સંસારની ગતિને અખંડ તથા અનવરુદ્ધ રાખવામાટે પ્રવૃત્તિની પણ આવશ્યકતા છે અને તે ગતિને નિયમમાં રાખવામાટે નિવૃત્તિની પણ આવશ્યકતા છે. આપે નિવૃત્તિમાર્ગને સ્વીકાર્યો છે, તે માર્ગ અત્યંત શ્રેષ્ઠ છે અને તેથી એ ઉત્તમ નિવૃત્તિમાર્ગને ત્યાગીને પ્રવૃત્તિમાર્ગમાં પ્રવેશ કરવાનો હું આપને આગ્રહ કરતી નથી. છતાં એટલું તો કહું છું કે, જો કોઈ આપના જેવી જ સુંદરી તથા ગુણવતી તરુણ અબળા કેવળ પરસ્પર આનંદને તથા નિવૃત્તિજન્ય સુખને અનુભવવામાટે જ આપની સાથે લગ્નસંબંધથી જોડાવાને તૈયાર થાય, તો અત્યારે આપના હૃદયમાં શુષ્કતાની જે અધિકતા છે તે નીકળી જાય અને તેના સ્થાનમાં આર્દ્રતા તથા સ્નિગ્ધતાનો આવિર્ભાવ થાય, એ સર્વથા સ્વાભાવિક છે.”

“જો કોઇ તેવી તરુણીની કેવળ નિવૃત્તિના આનંદોપભોગમાટે જ મારી સાથે પરણવાની ઇચ્છા થશે, તો હું અવશ્ય તેની ઇચ્છાનો સ્વીકાર કરીશ અને તેના રસવાહક સમાગમથી મારી શુષ્કતાને દૂર કરી મારા અંતઃકરણમાં સંપૂર્ણ સ્નિગ્ધતાને ભરીશ.” પુષ્પધન્વાએ અનંગભદ્રાના અભિપ્રાયનો તત્કાળ અંગીકાર કરી લીધો.

“જો આપની એ ઇચ્છા પ્રબળ હશે, તો અવશ્ય એવી કોઈ યુવતિ પણ આપને મળી રહેશેઃ કારણ કે, ‘नानारत्ना वसुन्धरा’ એ ન્યાયમાં પણ સંપૂર્ણ તથ્ય સમાયલું છે.” આવી રીતે પુષ્પધન્વાને આશાના મંદ કિરણનું દર્શન કરાવીને અનંગભદ્રા હવે વિષયાન્તર કરીને કહેવા લાગી કેઃ “પરંતુ મહાશય પુષ્પધન્વા! એ તો જણાવો કે, જગદ્ગુરુ શ્રી શંકરાચાર્યના ચરણસ્પર્શથી આપણા આ વલ્લભીપુરની ભૂમિ પવિત્ર થઈ કે નહિ? અને જો શ્રી શંકર સ્વામી પધાર્યા હોય, તો તેમણે વલ્લભીનાં ભાગ્યશાળી સ્ત્રીપુરુષોનાં શ્રવણોને પોતાના બ્રહ્મોપદેશથી પવિત્ર કર્યાં કે નહિ? અને જો તેમણે વ્યાખ્યાન આપ્યું હોય, તો તે વ્યાખ્યાનનો વિષય કયો હતો? હું એક અભાગિની અબળા હોવાથી અત્યારે આ કારાગૃહમાં પડેલી છું. શ્રી શંકરાચાર્યના સાક્ષાદ્ દર્શન તથા તેમના ઉપદેશના શ્રવણનો યોગ મારા ભાગ્યમાં લખાયલો નથી અને તેથી તેમના વિશેના આ સમાચાર સાંભળવાને મારું મન અત્યંત અધીર થઈ રહ્યું છે. જો ઈશ્વરે મને પક્ષો આપ્યા હોત, તો અત્યારે જ અહીંથી ઊડીને શ્રી શંકર સ્વામી સમક્ષ જાત અને તેમનાં ચરણોમાં મસ્તક નમાવી તેમનો આશીર્વાદ લઇને કૃતાર્થ થાત! આપ શ્રી શંકરાચાર્યના અનુયાયી હોવાથી તેમના વિશેનો સર્વ વૃત્તાન્ત આપના જાણવામાં તો હોવો જ જોઇએ.”

પુષ્પધન્વા કહેવા લાગ્યો કેઃ “અનંગભદ્રા, હું તને શ્રી શંકરાચાર્યના સમાચાર સંભળાવવામાટે જ અહીં આવ્યો હતો, પરંતુ આપણો આજનો પરસ્પર નવીન પરિચય હોવાથી કેટલોક સમય અન્ય પ્રકારના વાર્તાલાપમાં વીતી ગયો

તેથી એ ઇષ્ટ વિષયની ચર્ચા કરી શકાઈ નહિ. નિશાના તૃતીય પ્રહરની સમાપ્તિ થવા આવી છે અને અલ્પ સમયમાં જ ચતુર્થ પ્રહરનો આરંભ થઈ જશે, એટલામાટે જે હેતુથી હું અહીં આવ્યો છું, તે હેતુની મારે સત્વર સિદ્ધિ કરી નાખવી જોઇએ, નહિ તો પરિશ્રમ વ્યર્થ થવાનો સંભવ છે. સાંભળ, શ્રી શંકરાચાર્ય વલ્લભીનગરની સીમામાં આવ્યા છે, પરંતુ અદ્યાપિ વલ્લભીનગરમાં તેમનો પ્રવેશ થયો નથી; તેઓશ્રીને નગરના બાહ્ય ભાગમાં એક ક્રોશના અંતરપર આવેલા મહારાજા શીલાદિત્યના 'વસંતવિહાર' નામક ઉદ્યાનમાંના 'શીલભવન' નામક આગારમાં ઊતારો આપવામાં આવ્યો છે અને પ્રભાતમાં અત્યંત સત્કારપૂર્વક તેમને નગરમાં લાવવામાટે મહારાજા પોતે ત્યાં સત્કારનાં સર્વ ઉત્કૃષ્ટ સાધનો સહિત જવાના છે. મહારાજાનો અતિશય આગ્રહ હોવા છતાં શ્રી શંકરાચાર્યે નગરમાંના રાજમહાલયમાં વસવામાટે પોતાની અનિચ્છા દર્શાવી છે એટલે ધર્મસભામાં શ્રોતાઓને ઉપદેશામૃતનું પાન કરાવીને સંધ્યાકાળે પાછા તેઓ 'વસંતવિહાર'માં જવામાટે પ્રયાણ કરી જશે. આવતી કાલ પછીની વ્યવસ્થા સ્વામીશ્રીની આજ્ઞા અનુસાર થવાની હોવાથી અત્યારે આનાથી અધિક સમાચાર આપી શકાય તેમ નથી. હવે હું તને એ પ્રશ્ન પૂછવા માગું છું કે, શ્રી શંકરાચાર્યના દર્શન તથા તેમના બ્રહ્મોપદેશના શ્રવણની તારા અંતઃકરણમાં પ્રબળ આકાંક્ષા છે ખરી કે? જો તેમ હોય, તો તારી તે પ્રબળ આકાંક્ષાને તૃપ્ત કરવાનો ઉપાય મેં શોધી કાઢ્યો છે; પરંતુ તે ઉપાયની યોજના તથા સિદ્ધિનો સર્વ આધાર તારા અનુમોદનપર જ રહેલો છે."

"જો મારી કોઈ પણ પ્રકારે અપ્રતિષ્ઠા થવાનો સંભવ ન હોય અને મને એ લાભ મળવાની શક્યતા હોય, તો મારા પ્રાણપર ઉદાર થઇને પણ હું એ લાભ મેળવવાને તત્પર છું. પરંતુ એમાટેનો આપે જે ઉપાય શોધી કાઢ્યો છે, તે કૃપા કરીને મને જણાવશો?" અનંગભદ્રાએ કહ્યું.

"પ્રથમ તારા સોપાનદ્વારને અંદરથી બંધ કરી લે અને પછી મારી સાથે અગાસીના માર્ગથી મારા ગૃહમાં ચાલ એટલે ત્યાંથી તને યોગ્ય સ્થાનમાં લઈ જઇને તને શ્રી શંકરાચાર્યનો સાક્ષાત્કાર કરાવવામાટેની હું સર્વ યોગ્ય વ્યવસ્થા કરી આપીશ. મને નિશ્ચિત સમાચાર મળ્યા છે કે, તારો પિતા પરમ દિવસના પ્રભાત પર્યન્ત આ ગૃહમાં આવવાનો નથી અને તેથી તું અહીં છે કે નહિ, એ વિશેની તપાસ કોઈ પણ કરવાનું નથી. છતાં કદાચિત્ તે આવે, તો તેટલામાટે સોપાનદ્વારને અંદરથી બંધ કરી રાખવાનું છે; એટલે તે દ્વારને ખટખટાવશે અને ઉત્તર નહિ મળે, તો તેને તારા ક્રોધનું પરિણામ ધારીને પાછો ચાલ્યો જશે. આવતીકાલે નિશાનો આરંભ થતાં જ હું નિર્ભયતાથી તને તારા આ આવાસમાં પાછી પહોંચાડી દઇશ. જો મારા શુદ્ધ વર્તનમાં તારો વિશ્વાસ હોય, તો જ આ સાહસ કરજે; જો જરા પણ શંકા કિંવા અવિશ્વાસ હોય, તો આવા ઊંડા પાણીમાં ઊતરવાની કશીપણ આવશ્યક્તા નથી." પુષ્પધન્વાએ ઉપાય દર્શાવ્યો.

"પરાક્રમશીલ પુષ્પધન્વા! આપ એક ધર્મશીલ, નીતિમાન્, બુદ્ધિમાન્ વિદ્વાન્ તથા વીર પુરુષ છો, એવી આપની પ્રશંસા મારી પ્રિય સખી મંદારિકાના મુખથી મારા સાંભળવામાં આવી છે તેમજ મારા આ અવરોધની કથા

પણ તેણે જ આપને સંભળાવી છે, એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે તેનો આપના શીલ તથા વર્તનમાં સંપૂર્ણ વિશ્વાસ હોવો જોઇએ. અર્થાત્ જ્યારે મંદારિકાનો આપમાં આટલો બધો વિશ્વાસ છે, તો પછી હું આપના વચન તથા વર્તનમાં લેશ માત્ર પણ અવિશ્વાસ ન રાખું, એ નૈસર્ગિક જ છે. મારો આપના વચન તથા વર્તનમાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી આપ મને જ્યાં પણ લઈ જાઓ, ત્યાં આપની સાથે ચાલવાને તૈયાર છું; હું આપની આજથી દાસી છું, તાબેદાર છું!" અનંગભદ્રાએ યોગ્ય શબ્દોમાં પોતાના અંતઃકરણની સરળતા તથા ભાવિકતાનો પરિચય કરાવ્યો.

"ત્યારે સોપાનદ્વારને અંદરથી બંધ કરી આવ અને ચાલ મારી સાથે; કારણ કે, હવે અધિક સમય આપણા હાથમાં નથી." પુષ્પધન્વાએ ચાલવાની સૂચના આપી.

"સોપાનદ્વારને તો જ્યારથી મને અહીં બંદિની કરવામાં આવી છે, ત્યારથી જ મેં અંદરથી સાંકળ ચઢાવીને બંધ કરી દીધું છે, એટલે એ વિશેની કાંઈ પણ ચિન્તા રાખવાની નથી." અનંગભદ્રાએ કહ્યું.

અનંગભદ્રાએ દીપકનું નિર્વાણ કરી નાખ્યું અને ત્યાર પછી પુષ્પધન્વા સાથે અગાસીમાં આવીને શયનમંદિરના અગાસીમાં પડતા દ્વારને પણ બંધ કરીને ઉપર સાંકળ ચઢાવી દીધી. પુષ્પધન્વા, અગાસીની જે પાળ પોતાના આગારની અગાસીની પાળ સ્હામી પડતી હતી, તે પાળપર ચઢ્યો અને ત્યાર પછી તેણે અનંગભદ્રાને પોતાના હાથનો આધાર આપીને પાળપર ચઢાવી. બન્ને અગાસીઓની વચ્ચે લગભગ ચાર હાથ જેટલો અંતર હોવાથી કૂદીને બીજી અગાસીમાં જવાનું કાર્ય જોખમ ભરેલું હતું અને તેથી પુષ્પધન્વાએ તે બે અગાસીઓની પાળપર સેતુ પ્રમાણે આઠ આંગળની જાડાઈ, બે હાથની પહોળાઈ તથા પાંચ હાથની લંબાઇવાળું એક મજબૂત પાટિયું રખાવ્યું હતું. ચંદ્રના પ્રકાશમાં તે પાટિયું સ્પષ્ટ દૃષ્ટિગોચર થતું હોવાથી પુષ્પધન્વાએ ધીમા સ્વરથી અનંગભદ્રાને કહ્યું કે: "પારિજાતમાલા, આ પાટિયાંના સેતુપર સંચરીને સ્હામેની અગાસીમાં ઊતરી જા; હું અહીં પાટિયાંને પકડી રાખું છું કે, જેથી તે ખસી ન જાય; તું સ્હામી અગાસીમાં પહોંચી જઇશ એટલે પછી હું પણ ત્યાં આવીશ અને આ પાટિયાંને ત્યારપછી ખસેડી લેવામાં આવશે કે જેથી દિવસના પ્રકાશમાં તે કોઇના જોવામાં ન આવી શકે."

અનંગભદ્રા તત્કાળ અંતઃકરણમાં અવસાન લાવીને તે કાષ્ઠસેતુપર સંચરી પુષ્પધન્વાના આગારની અગાસીમાં ઊતરી ગઈ અને ત્યાર પછી પુષ્પધન્વા પણ તેની પાસે જઇ પહોંચ્યો. ત્યાં અગાસીમાં અન્ય કોઇ પણ મનુષ્ય ન હોવાથી પુષ્પધન્વાએ તે પાટિયાંને ખેંચી લઇને અગાસીમાં એક બાજૂએ ઊભું કરીને મૂકી દીધું અને ત્યારપછી તેણે અનંગભદ્રાને સાથે લઇને પોતાના ઇન્દ્રભવનતુલ્ય અત્યંત મનોહર, વિલાસનાં સર્વ સાધનોથી સુસજ્જિત તથા નાના પ્રકારનાં ચિત્રોથી અલંકૃત સુગંધિમય શયનાગારમાં પ્રવેશ કર્યો. ત્યાંની વિલક્ષણ રચનાને જોઇને અનંગભદ્રા આશ્ચર્યથી દિગ્મૂઢ જેવી થઈ ગઈ અને તેના યોગે તેની વાચાશક્તિનો સર્વથા લોપ થતાં તે મૌનને ધારીને ઊભી રહી અને શંકા-

શીલદૃષ્ટિથી તે શયનમંદિરનું અવલોકન કરવા લાગી. તેને આવી રીતે આશ્ચર્યમુગ્ધ થયેલી જોઇને પુષ્પધન્વાએ કહ્યું કે: "કેમ ભદ્રે! તું આટલાં બધાં નાનાવિધ આસનો અહીં હોવા છતાં એક આસનપર બેસતી નથી અને અત્યન્ત આશ્ચર્યથી મારા આ શયનાગારનું અવલોકન કરતી ઊભી રહી છે, એનું કારણ શું છે વારુ?"

"મારા મનમાં આ અલૌકિક શયનમંદિરમાં પ્રવેશ કરતાંની સાથેજ એવા સંશયનો સંચાર થયો છે કે, ભોગવિલાસનાં આવાં સાધનોના મધ્યમાં વસવા છતાં એક સાધનસંપન્ન, રૂપસંપન્ન તથા નવયૌવનસંપન્ન પુરુષથી પોતાની વિરક્તિ અથવા વૈરાગ્યવૃત્તિને અચલ તથા દૃઢ રાખી શકાતી હશે ખરી કે?" અનંગભદ્રાએ પોતાના સંશયનો શુદ્ધ ભાવથી સ્ફોટ કરી દીધો.

અનંગભદ્રાના આ ઉદ્ગારને સાંભળીને કિંચિત્ હાસ્ય કરી પુષ્પધન્વા કહેવા લાગ્યો કે: "નિર્જન અને સર્વ પ્રકારના વિલાસસાધનોથી વિહીન અરણ્યમાં વસીને વૈરાગ્યવૃત્તિને અવિચળ કિંવા દૃઢ રાખવામાં કશી પણ મહત્તા નથી; કિંતુ વિલાસનાં આવાં સર્વ પ્રકારનાં સાધનોના મધ્યમાં વસવા છતાં પણ પોતાની વૈરાગ્યવૃત્તિને અવિચળ રાખવામાં એટલે કે, કમળનો નિવાસ જળના મધ્યમાં હોવા છતાં કમળ જેવી રીતે જળથી સદાસર્વદા અલિપ્તજ રહે છે તેવી અવસ્થામાં રહેવામાંજ સ્ત્રી કિંવા પુરુષના વૈરાગ્યની મહત્તા છે, એ તારે કદાપિ ભૂલી જવાનું નથી. હું આ વિલાસનાં સાધનોથી નિરંતર વેરાયલો રહું છું, છતાં એ સાધનોથી મારી અનાસક્તિ કદાપી ચળી નથી, ચળતી નથી અને જો પરમાત્માની કૃપા હશે તો મરણ પર્યન્ત કદાપિ ચળવાની પણ નથી. આ કારણથી તારે કોઇ પણ પ્રકારની શંકા કિંવા ભીતિને હૃદયમાં ધારવી જ નહિ."

"જળથી ભરેલાં સરોવરના મધ્યમાં રહેવા છતાં કમળ જળથી સર્વથા અલિપ્ત રહી શકે છે, તેનું કારણ એ છે કે, પરમાત્માએ તેની એવા જ પ્રકારની રચના કરેલી છે અને પ્રથમથી તેનામાં એવી જ પ્રકૃતિનો આરોપ કરેલો છે અને એટલામાટે એ જડ કમળનું ઉદાહરણ ચેતનયુક્ત અને સ્વાભાવિક વિકારવશ માનવજાતિના સંબંધમાં પણ સમર્પક થતું હોય, એવી મારી માન્યતા નથી; એટલે આ ઉદાહરણથી મારા સંશયની નિવૃત્તિ થવી અશક્ય છે." અનંગભદ્રાએ પુષ્પધન્વાના આપેલા ઉદાહરણના ખંડનનો પ્રયત્ન કર્યો.

"ઠીક છે; જો આ ઉદાહરણથી તારા સંશયની નિવૃત્તિ થવાનો સંભવ ન હોય, તો આના કરતાં પણ એક અદ્ભુત અને ભયંકર ઉદાહરણથી હું તને સિદ્ધ કરી બતાવીશ કે, વિલાસની સરિતામાં નિમજ્જિત થવા છતાં પણ જ્ઞાની તથા વિદેહી મનુષ્યની વિરાગવૃત્તિ સદા સર્વદા અવિચલ અને અખંડિત રહી શકે છે. પરંતુ આ ઉદાહરણ હું તને થોડીવાર પછી પ્રત્યક્ષ બતાવીશ; કારણ કે, અત્યારે ઉષાનો સમય થવા આવ્યો છે, માટે મારી દાસી સાથે જા અને દંતધાવન તથા સ્નાન આદિ નિત્ય કર્મ કરી લે." આમ કહીને પુષ્પધન્વાએ તેના શયનગૃહના દ્વારની બહાર તેની આજ્ઞાની પ્રતીક્ષા કરતી ઉભેલી ચારુહાસિની નામક દાસીને બોલાવી અને તે દાસીનાં સૌન્દર્ય તથા વસ્ત્રાલંકાર આદિને જોઇને તો વળી અનંગભદ્રાના સંશયમાં ન્યૂનતા થવાને બદલે અધિક વૃદ્ધિ જ થવા લાગી.

પુષ્પધન્વાના આગારમાંનાં દંતધાવનસ્થળ તથા સ્નાનગૃહ આદિ સ્થાનો પણ

એવાં રમ્ય, નાનાવિધ વિલાસસાધનોથી પરિપૂર્ણ તથા સુવ્યવસ્થિત હતાં કે એવી રમણીયતા તથા સુવ્યવસ્થા રાજમહાલયમાં પણ હશે કે નહિ, એનો સંશય જ હતો. સ્નાનગૃહમાં સુગંધયુક્ત ઉષ્ણ તથા શીતળ જળ તૈયાર રાખવામાં આવ્યું હતું અને સ્નાન કરાવવામાટે બીજી બે દાસીઓ તૈયાર હતી. અનંગભદ્રાના સ્નાનકાર્યની સમાપ્તિ થતાં ચારુહાસિનીએ પરિધાન કરવામાટે તેને જે વસ્ત્રો લાવી આપ્યાં તે પણ બહુમૂલ્ય અને મનોહર હતાં. તે વસ્ત્રોને ધારણ કરીને જ્યારે અનંગભદ્રા સ્નાનગૃહમાંથી બહાર નીકળી, એટલે પછી તેને જે કક્ષનો અતિથિના સત્કારમાટે ઉપયોગ કરવામાં આવતો હતો તે 'સત્કારસદન' નામક કક્ષમાં લઈ જવામાં આવી કે જ્યાં પુષ્પધન્વા સ્નાન આદિ કાર્યથી મુક્ત થઇને અનંગભદ્રાના આગમનની પ્રતીક્ષા કરતો બેઠો હતો. પુષ્પધન્વાએ અત્યારે પોતાના દીર્ઘ તથા કૃષ્ણ કેશકલાપને પૃષ્ઠભાગમાં મુક્ત રાખેલો હોવાથી દૂરથી જોનારને જાણે કોઈ દીર્ઘકેશિની નારી જ ત્યાં બેઠી હોયની, એવો જ ભાસ થતો હતો.

જે સુવર્ણસિંહાસનપર અત્યારે પુષ્પધન્વા બેઠો હતો તે સુવર્ણસિંહાસનમાં જડેલા અસંખ્ય મણિ અને રત્ન આદિ અનંત નક્ષત્ર રાશિ પ્રમાણે પોતાના પ્રકાશથી સમસ્ત કક્ષને પ્રકાશિત કરી રહ્યાં હતાં અને તેવાં જ મણિરત્નખચિત બીજાં પણ અનેક આસનો ત્યાં પંક્તિબદ્ધ ગોઠવેલાં હતાં. સ્ફટિક પાષાણના ફર્શપર જે બહુમૂલ્ય ગાલીચો પાથરેલો હતો, તેમાં પણ મોતી, પન્ના અને એવાં જ બીજાં રત્નો જડેલાં હતાં, પરંતુ તેમને જડનારે તેમાં એવી કારીગરી કરેલી હતી કે ગમે તેટલાં મનુષ્યો તે ગાલીચાપર ચાલે અથવા બેસે, તો પણ તેમનાં ચરણોમાં તે રત્નો ખૂંચે પણ નહિ તેમ જ તેમના ભારથી તૂટે પણ નહિ. એ કક્ષની દીવાલો નાના પ્રકારનાં ચિત્રોથી શોભતી હતી અને તે ચિત્રોમાં નાનાવિધ રંગો સાથે સુવર્ણના રંગની પણ વિપુલતા દેખાતી હતી. ઉપરની છતમાં ચક્રાકાર શ્રીકૃષ્ણ તથા ગોપીઓના રાસમંડળનું સુવર્ણરંગીય અત્યંત મનોહર ચિત્ર દેખાતું હતું; પરંતુ છતના મધ્યભાગમાં એક કૃપાણચક્ર લટકતું દેખાતું હતું. એ ચક્ર જેમની ધારાઓ અત્યંત તીક્ષ્ણ હતી એવા કૃપાણોનું બનાવેલું હતું અને જ્યાં મધ્યભાગમાં તે સર્વ કૃપાણોની મુષ્ટિકાઓનું સંમેલન થતું હતું ત્યાં પ્રત્યેક કૃપાણની મુષ્ટિકામાં એક એક કૃપાણીને સરળ રેખામાં સુવર્ણશૃંખલાથી સંયુક્ત કરી લેવામાં આવી હતી. અત્યારે એ ચક્ર સ્થિર જોવામાં આવતું હતું. એ ઉપરાંત એ કક્ષના એક છેડાપરના ઓટલા જેવા એક ઉચ્ચ ભાગપર એક વિલક્ષણ વૃક્ષ ઊભેલું દૃષ્ટિગોચર થતું હતું. એ વૃક્ષનું મૂળ સુવર્ણનું હતું, શાખા તથા પર્ણો હીરાનાં હતાં તથા પુષ્પ અને ફળો મૌક્તિક તથા માણિક્યનાં હતાં. એ વૃક્ષના શિખરપર એવો જ એક મયૂર બેઠો હતો. અનંગભદ્રા આ અશ્રુતપૂર્વ દૃશ્યને અત્યંત લીનતાથી જોવા લાગી અને તે વેળાએ જાણે તે કોઇ બીજા જ લોકમાં આવીને ઊભી હોયની ! એવો જ તેને ભ્રમ થવા લાગ્યો અને તે પોતાના દેહજ્ઞાનને પણ ભૂલી ગઈ. અનંગભદ્રાને એક રત્નાસનપર બેસવાનું કહીને પુષ્પધન્વાએ પોતાના હસ્તમાંની એક રત્નયષ્ટિકાનો તે સુવર્ણવૃક્ષપરના મયૂરના મસ્તકને સ્પર્શ કરાવ્યો અને તે રત્નયષ્ટિકાનો સ્પર્શ થતાં જ તે મયૂર પોતાના કલાપને વિસ્તારીને મનોહર નૃત્ય કરવા લાગ્યો. તેના કલાપનો વિસ્તાર થતાંની સાથે જ તે કક્ષમાં સર્વત્ર અત્યંત

કોમળ અને આનંદદાયક એક પ્રકારના નૂતન સુગંધનો પ્રસાર થઈ ગયો. આ અદ્ભુત ચમત્કારના સાક્ષાત્કારથી અનંગભદ્રાના આશ્ચર્ય તથા આનંદનો અવધિ જ થયો. તે આશ્ચર્યને દર્શાવતી કહેવા લાગી કેઃ-"આવા અદ્ભુત વૈભવો તથા આવા અદ્ભુત પદાર્થો મારા જોવામાં તો નથી જ આવ્યા, પરંતુ અદ્યાપિ સાંભળવામાં પણ નથી આવ્યા!"

"અને તેથી જ હું ધારું છું કે, મારી વૈરાગ્યપરાયણતા વિશે તારા મનમાં ક્ષણે ક્ષણે સંશયની વૃદ્ધિ જ થયા કરે છે; પરંતુ જરા ધૈર્ય ધાર, તારા સંશયની નિવૃત્તિનો સમય હવે બહુ જ નિકટમાં આવીને ઊભો રહ્યો છે." એમ કહીને પુષ્પધન્વાએ દાસી ચારુહાસિનીને આજ્ઞા આપી કેઃ "જો તૈયારી થઈ ગઈ હોય, તો પ્રભાતભોજનની વ્યવસ્થા કરો."

માત્ર આજ્ઞાનો જ વિલંબ હતો; કારણ કે, તેની આજ્ઞા થતાં જ ચારુહાસિનીએ તે કક્ષનું એક દ્વાર ઉઘાડી નાખ્યું અને દ્વાર ઉઘડતાં જ ચાર અનુપમ સુંદરી દાસીઓ ત્યાં ભોજ્ય તથા પેય પદાર્થોને લઇને પ્રવિષ્ટ થઈ. બે દાસીઓના હાથમાં નાના પ્રકારના સ્વાદિષ્ટ ભોજ્ય પદાર્થોથી ભરેલા રત્નજડિત સુવર્ણના થાળ હતા, એક દાસીના હાથમાં શરબતની રત્નાંકિત સુવર્ણની સુરાહી હતી અને એક દાસીના હાથમાં મધુરશીતલ જળનું સુવર્ણ પાત્ર તથા જળપાનમાટેનાં બીજાં બે લઘુ પાત્રો હતાં. એક દાસીએ ભોજનના એક થાળને બરાબર કૃપાણચક્રની નીચે જ રાખ્યો અને બીજો થાળ તેનાથી થોડાક અંતરપર રાખ્યો. પુષ્પધન્વા બીજા થાળ પાસે ગાલીચાપર બેસી ગયો અને ત્યાર પછી અનંગભદ્રાને તેણે કહ્યું કેઃ "અનંગભદ્રા, તું પણ નીચે ગાલીચાપર બેસી જા અને જે કાંઈ રુચે તે ખાઈ લે; કારણ કે, અલ્પ સમયમાં જ આપણે 'વસંતવિહાર'માં જવાનું હોવાથી અને ત્યાંથી ધર્મસભામાં ઉપસ્થિત થવાનું હોવાથી સંધ્યાકાળપર્યન્ત આપણને ભોજનની પ્રાપ્તિ થઈ શકે તેમ નથી."

અનંગભદ્રા ભોજનનો સત્કાર કરવામાટે થાળ પાસે ગાલીચાપર બેઠી અને તે ક્ષણે જ અન્ય બાર દાસીઓએ આવીને વીણા, સારંગી, સપ્તતાર, મુરલી તથા મૃદંગ અને ચંગ તેમજ જલતરંગ આદિ વાદ્યોના સ્વર સાથે પોતાના સ્વરોનું સંમેલન કરીને અત્યંત આકર્ષક સંગીતોત્સવનો આરંભ કરી દીધો અને જે દાસીઓ ભોજ્ય પદાર્થો લાવી હતી તે દાસીઓ તથા ચારુહાસિની મનોહર નૃત્ય કરવા લાગી. એક બાજૂએ આવા પ્રકારનું ઇન્દ્રસભાનું દૃશ્ય ચાલી રહ્યું હતું અને તે જ ક્ષણે બીજી બાજૂએ અનંગભદ્રાના મસ્તકપરના કૃપાણચક્રના ભ્રમણનો પણ આરંભ થઈ ગયો. કૃપાણચક્રના ભ્રમણનો વેગ વધતાં જ્યારે તેમાંથી ઉદ્ભવતા પવનનો અનંગભદ્રાના મસ્તકને સ્પર્શ થયો અને તેણે ઉપર દૃષ્ટિપાત કર્યો, તે વેળાએ અચાનક તેનો સમસ્ત આનંદ ભયના સ્વરૂપમાં ફેરવાઈ ગયો અને પ્રાણ જવાની ભીતિથી તે અતિશય આકુળવ્યાકુળ થવા લાગી. ભોજન, સંગીત તથા નૃત્યમાં તેનું જે ધ્યાન હતું તે કેવળ કૃપાણચક્રમાં જ કેન્દ્રીભૂત થયું અને તેથી તે કક્ષમાં ચાલતી ક્રિયાઓનું તેને જરાપણ ભાન રહ્યું નહિ. તેની આવી સ્થિતિને જોઇને પુષ્પધન્વા તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ-

"અનંગભદ્રા, નૃત્ય તથા સંગીતનો અહીં આવો ઇન્દ્રસભા સમાન મનો-

હર વ્યાપાર ચાલી રહ્યો છે અને તારા સમક્ષ રત્નજડિત સુવર્ણના થાળમાં નાનાવિધ સ્વાદિષ્ટ ભોજ્ય પદાર્થો પડેલા છે, તેમાં ધ્યાન રાખી તેમનો ઉપભોગ લેવાને બદલે આ તારા મસ્તકપર ભ્રમણ કરતા કૃપાણચક્રને જ તું એકધ્યાનથી અને એકાગ્ર દૃષ્ટિથી નિહાળી રહી છે, તેનું શું કારણ છે વારુ? ઉતાવળથી ભોજન કરી લે; કારણ કે, આપણો રથ આવીને ક્યારનોય આંગણામાં ઊભો આપણી વાટ જોયા કરે છે."

એના ઉત્તરમાં અનંગભદ્રાએ ભયદર્શક અટકતી વાચાથી જણાવ્યું કે: "આ અત્યંત વેગથી ભ્રમણ કરતા મારા મસ્તકપરના કૃપાણચક્રની ગતિને જોઇને કદાચિત્ એમાંના એક જ કૃપાણનો મારા મસ્તકપર પાત થશે, તો મારા પ્રાણ આ ક્ષણે જ આ શરીરમાંથી પ્રયાણ કરી જશે, એવો મારા મનમાં તીવ્ર ભય થયા કરે છે અને તેથી અન્ય કોઈ પણ વિષયમાં મારું મન સંલગ્ન નથી થતું અને ભોજન પણ નથી ભાવતું."

પુષ્પધન્વાની અનંગભદ્રાના મુખમાંથી જે શબ્દોને સાંભળવાની ઇચ્છા હતી તે જ શબ્દો તેણે સાંભળ્યા અને તેથી મધુર સ્મિત કરીને તેણે કહ્યું કે: "અનંગભદ્રા! હવે તારા સંશયનું નિવારણ થયું? જો આ કૃપાણચક્રના રહસ્યને જાણવાની બુદ્ધિ તારામાં ન હોય, તો મારા મુખથી જાણી લે. જેવી રીતે આ નૃત્ય, સંગીત તથા આ થાળમાંના ઉત્તમ ભોજ્ય પદાર્થો આ મસ્તકપર ભ્રમણ કરતા કૃપાણચક્રના ભયથી તારામાટે વિષતુલ્ય થઈ પડ્યા છે અને આ કૃપાણચક્રમાં ધ્યાનની એકાગ્રતા થવાથી અન્ય વિષયો નિકટમાં હોવા છતાં પણ તારું તેમનામાં લેશ માત્ર પણ ધ્યાન નથી; તે જ પ્રમાણે જે જ્ઞાની પુરુષ કિંવા જ્ઞાનમંડિતા સ્ત્રી નિરંતર જ્ઞાનદૃષ્ટિથી પોતાના શિરપર ભ્રમણ કરતા કાળચક્રને નિહાળ્યા કરે છે, તે સ્ત્રી કિંવા પુરુષની આવા ક્ષણભંગુર વિલાસસાધનોના મધ્યમાં રહેવા છતાં તે વિલાસ સાધનોમાં લેશ માત્ર પણ સંલગ્નતા થતી નથી અને તેઓ જળકમળવત્ વિષયોથી અલિપ્ત જ રહે છે."

પુષ્પધન્વાના નેત્રસંકેતથી નૃત્ય તથા સંગીતની સમાપ્તિ થઇ અને તે ક્ષણે જ કૃપાણચક્ર પણ પૂર્વવત્ સ્થિર થઇ ગયું. અનંગભદ્રાના સંશયનું સંપૂર્ણ નિવારણ થવાથી અને તેના અંતઃકરણમાં પુષ્પધન્વાવિશે એક પ્રકારના પૂજ્યભાવનો ઉદ્ભવ થવાથી તે પોતાના સ્થાનપરથી ઊઠીને પુષ્પધન્વાનાં ચરણોમાં પડી ગઈ અને સદ્ગદિત સ્વરથી આનંદનાં અશ્રુ વર્ષાવતી કહેવા લાગી કે: "હે પૂર્ણજ્ઞાનિન્! હું માનપૂર્વક આપનાં ચરણોમાં મસ્તક નમાવું છું અને આ ક્ષણથી આપને મારા પૂજ્ય ગુરુ તરીકે સ્વીકારું છું. આજ પર્યન્ત મારા મનમાં એવો ગર્વ હતો કે વિષયવાસનાથી વિરક્ત મારા જેવું વર્તમાનકાળમાં અન્ય કોઇ મનુષ્યપ્રાણી નહિ જ હોય, પરંતુ આપની આ અલૌકિક અને આદર્શ વૈરાગ્યવૃત્તિના સાક્ષાત્કારથી મારો તે ગર્વ ગળી ગયો છે અને જ્ઞાનના પ્રકાશથી મારા અજ્ઞાનાંધકારનો લોપ થયો છે! આપ જેવા એક અખંડબ્રહ્મચારી, જ્ઞાની અને પરમપવિત્ર પુરુષ વિશે મારા મનમાં મેં કિંચિત્ સંશયને સ્થાન આપીને આપનો મહાન્ અપરાધ કર્યો છે અને આશા છે કે આપ ઉદારાત્મા હોવાથી આ ક્ષુદ્ર અબળાને તેના ઘોર અપરાધની ઉદારતાથી અવશ્ય ક્ષમા આપશો જ."

અનંગભદ્રાનો કર ઝાલી તેને માનપૂર્વક ઊઠાડીને પુષ્પધન્વાએ શાંત મુદ્રા

તથા શાંત વાણીથી આશ્વાસન આપતાં કહ્યું કે: "મુમુક્ષુ અનંગભદ્રા, તેં મારો કશો અપરાધ કર્યો જ નથી; કિન્તુ જે સંશય કોઇના પણ મનમાં આવવો જોઇએ તે જ તારા મનમાં પણ આવ્યો હતો. તું અધિકારિણી હોવાથી તારા સંશયનું નિવારણ કરવું, એ મારું કર્તવ્ય હતું અને તે કર્તવ્યનું મેં પાલન કર્યું છે, એટલે ક્ષમા કે ઉદારતાનો પ્રશ્ન અવશિષ્ટ રહેતો જ નથી. ઊઠ અને ભોજનના કાર્યથી સત્વર નિવૃત્ત થા; કારણ કે, આપણા પ્રયાણનો સમય થઈ ચૂકયો છે."

અનંગભદ્રા તથા પુષ્પધન્વા અલ્પ સમયમાં જ ભોજનના કાર્યથી નિવૃત્ત થયાં અને ત્યારપછી પુષ્પધન્વાએ પોતાના વસ્ત્રાગારમાં જઇને રાજવંશીય વસ્ત્રો તથા શસ્ત્રાસ્ત્ર આદિ નીરોચિત શૃંગારને ધારી લીધો. એ વેશમાં જ્યારે તે અનંગભદ્રા સમક્ષ આવ્યો, તે વેળાએ અનંગભદ્રા કાંઇક લજ્જિત થઈ ગઈ. અચાનક પંદરેક દાસીઓએ આવીને અનંગભદ્રાને ઘેરી લીધી અને તેઓ તેને લઇને તે કક્ષમાંથી નીચેના ભાગમાં જવામાટે પ્રયાણ કરી ગઈ.

નીચેના ભાગમાં આગારની આગળ એક વિશાળ આંગણું હતું અને તેમાં બે રથો ઊભેલા હતા. એ રથોને સુવર્ણના પતરાંથી મઢી લેવામાં આવ્યા હતા અને તેમાં રત્ન આદિનું જડાઉ કામ પણ કરેલું હતું. પ્રત્યેક રથમાં બબ્બે અશ્વો જોડેલા હતા અને તે અશ્વોપરના સાજ પણ રેશમના, જરીથી ભરેલા અને રત્નજડિત હતા. અશ્વોને સંભાળનારા અશ્વપાલો જૂદા હતા અને રથને ચલાવનાર સારથિ જૂદા હતા. એ સારથિઓનાં વસ્ત્રાભૂષણો પણ એવાં તો ઉત્તમ અને બહુમૂલ્ય હતાં કે કોઈ લક્ષાધીશનાં વસ્ત્રાભૂષણો પણ એવાં ભાગ્યે જ હોઈ શકે. દાસી ચારુહાસિનીએ સંભાળથી એક રથમાં પ્રથમ અનંગભદ્રાને બેસાડી અને ત્યાર પછી બીજી બે દાસીઓને બેસાડીને તે પોતે પણ બેસી ગઈ અને રથના પડદા છોડી નાખવામાં આવ્યા. બીજા રથમાં પુષ્પધન્વા પોતે બેઠો અને તેણે સારથિને રથને ચલાવવામાટેની અને 'વસંત વિહાર' માં લઈ જવામાટેની આજ્ઞા આપી દીધી. પુષ્પધન્વાનો રથ અગ્ર ભાગમાં હોવાથી તેને પ્રથમ ચલાવવામાં આવ્યો અને તેની પાછળ અનંગભદ્રાનો રથ ચાલ્યો. એ રથો જે વેળાએ આગારના સિંહદ્વારમાંથી બહાર નીકળ્યા, તે વેળાએ સિંહદ્વારની પાસે જ રાજમાર્ગમાં અનંગભદ્રાની દાસી તથા સખી મંદારિકા ઊભેલી હતી, તે પુષ્પધન્વાને જોઇને માર્મિકતાથી હસી અને પુષ્પધન્વાએ પણ માર્મિક હાસ્યનું ઉત્તર માર્મિક હાસ્યથી જ આપ્યું. પુષ્પધન્વાના રથો જ્યારે પણ બજારમાં નીકળતા હતા, ત્યારે તેમને જોવામાટે અસંખ્ય લોકો ઊભા રહી જતા હતા એટલે આજે પણ લોકોનો સમુદાય પ્રચંડ હોવાથી જ્યાં સુધી નગરની આંતરિક સીમાનો અંત ન આવ્યો ત્યાં સુધી તો રથ મંદગતિથી જ ચાલ્યા, પરંતુ નગરના દ્વારમાંથી બહાર નીકળતાં વિશાળ તથા મુક્ત માર્ગ મળવાથી સારથિઓએ પવનવેગી પક્ષિરાજસમાન અશ્વોને એકદમ છૂટા મૂકી દીધા અને તેથી તેઓ અલ્પ સમયમાં જ મહારાજાધિરાજ સપ્તમ શીલાદિત્યના 'વસંતવિહાર' ના સિંહદ્વારમાં આવીને ઊભા રહ્યા. ત્યાં જે દૃશ્ય પુષ્પધન્વા તથા અનંગભદ્રાના જોવામાં આવ્યું, તે દૃશ્ય અત્યંત મનોહર, આડંબરદર્શક તથા આકર્ષક હતું અને તે આ પ્રમાણે:-

# પ્રકરણ ૩ જું
## શંકરાચાર્યની સુધાવાણી

નાના પ્રકારનાં પુષ્પવૃક્ષો, ફલવૃક્ષો, લતાઓ, લતાકુંજ, સરોવર, પુષ્કરિણી તથા નિર્ઝર અને જલયંત્રો આદિ સૃષ્ટિસૌન્દર્યનાં નૈસર્ગિક તથા કૃત્રિમ સાધનોથી મંડિત તેમ જ ગગનચુંબિત '**શીલ**ભવન' નામક મહાલયવડે વિભૂષિત એક ક્રોશ કરતાં પણ અધિક ક્ષેત્રફળ અથવા વિસ્તારયુક્ત 'વસન્તવિહાર' નામક **રાજા સપ્તમ શીલા**દિત્યની **ઇન્દ્ર**ના '**નન્દન**વન'ની સ્પર્ધા કરનારી ઉદ્યાનભૂમિના આંતરિક તેમ જ બાહ્ય ભાગમાં અત્યારે લોકોનો એટલો બધો સમુદાય એકત્ર થયો હતો કે, ત્યાં એક તિલ નાખી શકાય તેટલી ભૂમિ પણ ખાલી જોવામાં આવતી નહોતી. 'વસન્તવિહાર'ના બાહ્ય દ્વાર પાસે બીજું એક પ્રાચીરદ્વાર સમાન કાષ્ઠનું સુવર્ણ રંગમંડિત કૃત્રિમ દ્વાર ઉભું કરીને તેનાપર સુવર્ણના અક્ષરોથી શ્રી **શંક**રાચાર્યનું ભદ્ર નામ લખવામાં આવ્યું હતું અને તેથી અત્યારે 'વસન્તવિહારે' શ્રી **શંક**રાચાર્યના નિવાસસ્થાનનું સ્વરૂપ ધારણ કર્યું હતું, એ વાર્તા સર્વ લોકોના જાણવામાં આવી શકતી હતી. તે દ્વારપર વેદધર્મની વિજયપતાકા પણ ચઢાવવામાં આવી હતી અને તે એટલી બધી ઊંચી હતી કે દૂર દૂરના લોકોના પણ જોવામાં આવી શકતી હતી. 'વસન્તવિહાર'ના બાહ્ય ભાગમાં **વલ્લભી**નગરના ધનાઢ્યજનોના રથોની એક દીર્ઘ પંક્તિ ગોઠવાયલી હતી અને કેટલાક લોકો ત્યાં અશ્વારૂઢ થઇને આવેલા હોવાથી અશ્વોની પણ ત્યાં તેટલી જ વિપુલતા હતી. રથ અથવા અશ્વ આદિ વાહનોને એ વેળાએ 'વસન્તવિહાર'ના અંતર્ભાગમાં આવવા દેવાની રાજાની આજ્ઞા ન હોવાથી **પુષ્પધન્વા**, **અનંગભદ્રા** તથા તેની સાથેની દાસીઓ આદિએ દ્વાર સમક્ષ આવી રથમાંથી ઉતરીને પછી પગે ચાલીને જ 'વસન્તવિહાર'ના સિંહદ્વારમાં પ્રવેશ કર્યો. '**શીલ**ભવન' ઉદ્યાનના મધ્ય ભાગમાં આવેલું હોવાથી અને શ્રી **શંક**રાચાર્યનો નિવાસ ત્યાં જ હતો, એવી તેમની માન્યતા હોવાથી તેઓ ત્યાં જવાને ચાલતાં થયાં, પરંતુ '**શીલ**ભવન'ના અર્ધ માર્ગમાં જ એક વિશાળ વટવૃક્ષ પાસે રાજા **શીલા**દિત્ય તથા તેના કેટલાક કર્મચારીઓનો સમુદાય ઊભેલો તેમના જોવામાં આવ્યો અને તેથી આગળ ન વધતાં તેઓ ત્યાં જ અટકી ગયાં. પૃચ્છા કરતાં તેમના જાણવામાં આવ્યું કે, શ્રીમાન્ સ્વામી **શંક**રાચાર્યે પોતાના સંન્યાસ ધર્મને અનુસરીને ગત રાત્રિ '**શીલ**ભવન'માંની પર્યંકશય્યામાં નહિ, કિન્તુ એ વટવૃક્ષ નીચે મૃગાજિનશય્યામાં જ વીતાડી હતી. **પુષ્પધન્વા**ના આવતાં જ અન્ય રાજકર્મચારીઓએ તેના તથા તેની સાથેના સ્ત્રીસમાજના ગમનમાટેનો માર્ગ કરી આપ્યો અને તેથી તે સર્વ શ્રીમાન્ **શંક**રાચાર્ય તથા **રાજા શીલા**દિત્ય જે સ્થાનમાં હતા ત્યાં આવી પહોંચ્યાં. **સ્વામી શંક**રાચાર્ય એ વેળાયે પોતાના વ્યાઘ્રચર્મના આસનપર બેઠા હતા અને **રાજા શીલા**દિત્ય તેમના સમક્ષ હસ્તદ્વય જોડીને ઊભો હતો. **સ્વામી શંક**રાચાર્યની એ સમયની પ્રશાંત તથા ગંભીર મુખમુદ્રા, તેમનાં નેત્રોની તેજસ્વિતા તથા તેમની ઉદ્દારતાપૂર્ણ વિશ્વમોહિની દૃષ્ટિને જોતાં સ્વાભાવિક જ તેમના પ્રતિ સર્વનો પૂજ્યભાવ થતો હતો. તેમની તે વિશ્વમોહિની દૃષ્ટિ

જે દિશામાં ફરતી હતી, તે દિશામાં એક પ્રકારની શાંતિજન્ય સ્તબ્ધતાનો આવિર્ભાવ થતો હતો અને તેમના ભયશૂન્ય તથા સ્નેહપૂર્ણ વદનમંડળમાં વિરાજેલું મધુર મંદહાસ્ય, જાણે પ્રશાંત ગંગાતટમાં શરદૃઋતુની શાંત કૌમુદી પ્રતિબિંબિત થયેલી હોયની! તેવા પ્રકારનું જ દેખાતું હતું. અહા! કેવી શાંત તે સદ્‌ભાવસૌમ્ય ગંભીર મૂર્તિ! તેમના એ વદનમંડળને જોતાંની સાથે જ સર્વના મનમાં એક પ્રકારની સ્વર્ગીય શાંતિનો આવિર્ભાવ થતો હતો. તેમનો રતિનાથ પંચશરને પણ લજ્જિત કરનારો સુંદર દેહ તપ્ત સુવર્ણ સમાન કાન્તિને વિસ્તારી રહ્યો હતો અને તે પણ દિવ્ય વસ્ત્ર કિંવા અલંકારની સહાયતા વિના જ! તેમના કટિભાગમાં વીંટાળેલા કાષાય કૌપીન તથા શરીરના ઉપરિ ભાગમાં વીંટાળેલા કાષાય ઉત્તરીયથી તેમનો પ્રભાવ અલૌકિક દેખાતો હતો અને તેમના એ અપૂર્વ વેષને જોઇને રાજા આદિ સર્વ પાષાણપ્રતિમા પ્રમાણે સ્તબ્ધપ્રાય થઈ ગયા હતા. તેમનું વય અત્યારે લગભગ સત્તાવીસ કે અઠ્ઠાવીસ વર્ષનું હોવા છતાં અખંડ બ્રહ્મચર્ય તથા યોગાભ્યાસના પ્રભાવથી તેમ જ મુખમંડળમાં કેશોનો સર્વથા અભાવ હોવાથી જાણે તેઓ અઢાર કે વીશ વર્ષના એક તરુણ પુરુષ હોય, તેવા જ દેખાતા હતા અને તેમનું મુખમંડળ કાન્તિના વિષયમાં શરત્પૌર્ણિમાના પૂર્ણચંદ્રની કાન્તિને પણ ભૂલાવી દેતું હતું. પુષ્પધન્વા તથા અનંગભદ્રા આદિએ પ્રથમ તેજોનિધાન સ્વામી શંકરાચાર્યનાં ચરણોમાં પ્રણિપાત કર્યા અને ત્યાર પછી રાજાને નમસ્કાર કર્યા; કારણ કે, એ વેળાયે રાજા કરતાં પણ સંસારત્યાગી શંકરાચાર્ય અધિક માનાર્હ હતા, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. પુષ્પધન્વાના આગમનથી રાજાનું સ્વામી શંકરાચાર્ય સાથે ચાલતું જે સંભાષણ થોડીવારને માટે અટકી ગયું હતું, તે સંભાષણનો, પ્રણિપાત આદિના વિધિની સમાપ્તિ પછી, પુનઃ નવેસરથી આરંભ થયો અને રાજાએ અતિશય દીનતાથી શંકરાચાર્યને ઉદ્દેશીને કહ્યું કે:—

"પૂજ્યપાદ ભગવન્, આપ જો આપના માટે જ સુસજ્જિત કરીને લાવવામાં આવેલા હાથીની અંબાડીમાં બેસીને નગરપ્રવેશ નહિ કરો, તો આપના દર્શનનો લાભ લેવામાટે અટ્ટાલિકાઓની બારીઓમાં બેઠેલાં અનેક સ્ત્રીપુરુષો તથા બાળકોને આપના દર્શનનો લાભ મળી શકશે નહિ અને તેથી તેઓ સર્વથા નિરાશ થઈ જશે, એનો આપે અવશ્ય વિચાર કરવો ઘટે છે. આપ જ્ઞાનના નિધિ તથા વિચારશીલ છો, એટલે હું ક્ષુદ્ર બુદ્ધિનો મનુષ્ય આપને અધિક તે શી પ્રાર્થના કરી શકું વારુ? જો આપ કૃપા કરીને અમારી પ્રાર્થનાનો સ્વીકાર કરશો, તો આપનો અમારાપર અતિશય અનુગ્રહ તથા આભાર થશે."

અહીં જણાવવું જોઇએ કે, રાજા શીલાદિત્યે સ્વામી શંકરાચાર્યને હાથીની રત્નજડિત અંબાડીમાં બેસાડીને નગરમાં લઈ જવાની ઇચ્છા રાખી હતી અને તેથી પોતાના હાથીને સુસજ્જિત કરીને તેણે ત્યાં જ તૈયાર રખાવ્યો હતો, પરંતુ શંકરાચાર્યની હાથીની અંબાડીમાં બેસીને નગરપ્રવેશ કરવાની સર્વથા અનિચ્છા હોવાથી ઉપર્યુક્ત વાદ ઉપસ્થિત થયો હતો. રાજાની પ્રાર્થનાના અસ્વીકારનાં કારણોને દર્શાવતા, સ્વામી શંકરાચાર્ય ગંભીર, શાંત તથા મંજુલ સ્વરથી રાજાને સંબોધીને કહેવા લાગ્યા કે:—

"હે ધર્મશીલ અને શ્રદ્ધાલુ રાજન્, તેં મારા પ્રતિ તારી પૂજ્ય ભાવનાને અથવા પૂજ્યબુદ્ધિને દર્શાવવામાટેનો જે કાંઈ પણ પ્રબંધ કર્યો છે, તે સર્વથા યોગ્ય અને યથાર્થ જ છે. પરંતુ હું એક સંન્યાસી અથવા પરમહંસ હોવાથી મારાથી આ સર્વ આડંબરનો અંશ માત્ર પણ સ્વીકાર કરી શકાય તેમ નથી; કારણ કે, એથી મારા સંન્યાસધર્મની ક્ષીણતા થવાનો સંભવ છે, એ તો તું પણ સારી રીતે જાણે છે, એટલે આમાટેનો હવે વિશેષ આગ્રહ ન થાય, તો સારું, એવી જ મારી ઇચ્છા છે. સંન્યાસીનો એ જ ધર્મ છે કે, તે અગ્નિરહિત, ગૃહરહિત તથા રોગના પ્રતીકારની ઇચ્છાથી રહિત થઇને તેમ જ સ્થિર બુદ્ધિ અને બ્રહ્મભાવમાં નિરંતર એકાગ્રચિત્ત થઇને ગ્રામ કિંવા નગરના બાહ્ય ભાગમાં જ પોતાના સમયને વીતાડે અને કેવળ ભિક્ષામાટે જ ગ્રામ કિંવા નગરમાં પ્રવેશ કરે. મૃત્તિકાનું પાત્ર રાખવું, વૃક્ષના થડ પાસે નિવાસ કરવો, જીર્ણ વસ્ત્રનું કૌપીન આદિ ધારણ કરવું, કોઇની પણ સહાયતા વિના જ રહેવું અને સર્વ પ્રાણીઓને સમાન દૃષ્ટિથી જોવાં, એ જ જીવન્મુક્ત સંન્યાસીનાં લક્ષણો છે. કેશ, નખ, દાઢી તથા મૂછોનું મુંડન કરાવી, તથા ભિક્ષાપાત્ર, દંડ અને કમંડલુ લઇને જે સંન્યાસી કોઇને પણ દુઃખકારક ન થતાં પૃથ્વીમાં વિચરે છે, તે જ સત્ય સંન્યાસી છે. નિત્ય એક વાર ભિક્ષા માગીને ભોજન કરવું, અમિત આહાર ન કરવો; કારણ કે, અધિક ભોજન લેવાથી સંન્યાસીને પણ કેટલીકવાર સ્ત્રી આદિ વિષયોની ઇચ્છા થઈ આવે છે; જ્યારે ગૃહસ્થના ગૃહમાંથી નીકળતો ચૂલામાંનો ધૂમાડો બંધ થઈ જાય, મૂશળનો ધ્વનિ ન સંભળાય, ચૂલામાંના અગ્નિને બુઝાવી નાખવામાં આવ્યો હોય અને સર્વ મનુષ્યોએ જમીને એંઠાં વાસણોને દૂર કાઢી રાખ્યાં હોય, તે વેળાયે જ સંન્યાસીએ તે ગૃહના દ્વારમાં ભિક્ષામાટે જવું; કિંતુ તેણે ભિક્ષા ન મળવાથી શોકાતુર પણ ન થવું અને ભિક્ષા મળવાથી હર્ષિત પણ ન થવું; એટલે કે, પ્રાણની રક્ષામાટે જ ભોજન કરવું અને અન્ય વસ્તુઓમાં આસક્તિ ન રાખવી. સંન્યાસીએ આદરપૂર્વક ભિક્ષા મેળવવાની ઇચ્છા કદાપિ રાખવી નહિ; કારણ કે, મુક્ત અવસ્થામાં હોવા છતાં પણ સત્કારની પ્રાપ્તિથી સંન્યાસી પણ સંસારબંધનમાં જકડાઈ જાય છે. અર્થાત્ સંન્યાસીમાટે જ્યાં આદરપૂર્વક અપાયલી ભિક્ષા લેવાનો પણ નિષેધ કરાયલો છે, તો પછી આવા સંસારબંધનકારક આડમ્બરયુક્ત રાજસત્કારનો મારા જેવા એક 'करतलभिक्षा तरुतलवासः' સંન્યાસીથી કેવી રીતે સ્વીકાર કરી શકાય વારુ? જો મને નગરમાં લઈ જવાની જ તારી ઇચ્છા હોય, તો હું ચાલતો જ નગરમાં આવીશ અને ધર્મપ્રસારમાટેની તારી ઇચ્છાને માન આપીશ; અન્યથા મારાથી નગરમાં આવી શકાશે નહિ; રાત્રિનો સમય પણ મેં આ વટવૃક્ષતળે જ વીતાડ્યો છે, એ શું તું નથી જાણતો? જો મારા હૃદયમાં સંસારસુખ કિંવા શરીરસુખને ભોગવવાની લેશ માત્ર પણ આસક્તિ હોત, તો અવશ્ય મેં મારો નિશાકાળ આ તારા 'શીલભવન'માંની મૃદુ પર્યંકશય્યામાં સુઇને જ વીતાડ્યો હોત! હું અહીં ધર્મની સ્થાપના કરવામાટે આવ્યો છું; કાંઈ મારા પોતાના ધર્મથી ભ્રષ્ટ થવામાટે આવ્યો નથી; અર્થાત્ જો હું પોતે જ મારા ધર્મથી ભ્રષ્ટ થાઉં અને આ આડમ્બરપૂર્ણ સત્કારને સ્વીકારી લઉં, તો પછી મારા ઉપદેશનું સાધારણ લોકોના અંતઃકરણમાં શું પરિણામ થાય વારુ? જે ધર્મોપદેશકની વાણી

તથા કૃતિમાં એકતાનો સંબંધ નથી હોતો, તેના ઉપદેશનું શ્રોતૃવર્ગના હૃદયમાં કદાપિ ઇષ્ટ તથા ચિરસ્થાયિ પરિણામ નથી થઈ શકતું, એ નિર્વિવાદ છે અને તેથી ધર્મસંસ્થાપકનું સર્વથી પ્રથમ કર્ત્તવ્ય તો એ જ છે કે, પોતાની વાણી તથા કૃતિમાં સમાનતા કરવી અને પોતાના ઉદાહરણથી જ લોકોને ધર્મના માર્ગમાં વાળવા, એટલામાટે રાજન્, મારી તને એવી આજ્ઞા છે કે તું તારા આ દુરાગ્રહને ત્યાગી દે અને મને મારા ધર્મ પ્રમાણે જ વર્તવા દે; કારણ કે, આ વિવાદથી નગર-પ્રતિ પ્રયાણ કરવામાં હવે અકારણ વિલંબ થાય છે."

સ્વામી શંકરાચાર્યના સંન્યાસધર્મથી લેશ માત્ર પણ વિચલિત ન થવા વિશેના દૃઢ આગ્રહને જોઇને રાજાએ અંતે પોતાના દુરાગ્રહને ત્યાગી દેવાનું જ યોગ્ય ધાર્યું અને તેથી શંકરાચાર્યની આજ્ઞાને મસ્તકે ચઢાવીને નમ્રતાથી કહ્યું કે:-"ભગવન્, જ્યારે આપશ્રીની એવી જ ઇચ્છા છે, તો એક સેવક તરીકે સ્વામીની ઇચ્છાને માન આપવું, એ જ અમારો ધર્મ છે. આપ પગે ચાલતા જ નગરમાં પધારશો, તો અમો પણ આપની પાછળ પગે ચાલતા જ આવીશું અને આશા છે કે, અમારી એ ઇચ્છાનો આપ નિષેધ કરશો નહિ."

"જેવી તમો સર્વની ઇચ્છા." સ્વામીશ્રીએ અનુમતિ દર્શાવી.

નગરપ્રતિ પ્રયાણ કરવાની એવી રીતે તૈયારી થતાં પુષ્પધન્વાએ અનંગભદ્રાને રાજમહિષી પુષ્પાવતી તથા રાજનન્દિની મન્દોદરી સાથે રથમાં બેસીને 'કૈલાસમંડપ'માં આવવામાટેની વ્યવસ્થા કરી આપી અને તે પોતે સ્વામી શંકરાચાર્ય સાથે રહીને પગે ચાલતો જ નગરપ્રતિ જવાને રવાના થયો. સ્વામી શંકરાચાર્ય હસ્તમાં દંડ ધારીને સર્વથી અગ્ર ભાગે રહીને ચાલવા લાગ્યા, તેમની પાછળ રાજા શીલાદિત્ય તથા પ્રધાન સચિવ, તેમની પાછળ પુષ્પધન્વા તથા કેટલાક પ્રતિષ્ઠિત નાગરિકો, તેમની પાછળ રાજકર્મચારિવર્ગ અને તેમની પાછળ સૈનિકો તથા સર્વસાધારણ પ્રજાજનો ગોઠવાઇને ચાલવા લાગ્યા અને તેઓ જ્યારે કેટલાક અંતરપર નીકળી ગયા એટલે પછી રાજમહિષી, રાજનન્દિની, અનંગભદ્રા તથા અન્ય પણ જે કેટલીક પ્રતિષ્ઠિત સ્ત્રીઓ 'વસન્તવિહાર'માં સ્વામી શંકરાચાર્યના દર્શનમાટે આવી હતી તે સર્વ સ્ત્રીઓએ પોતપોતાના રથમાં બેસીને 'કૈલાસમંડપ'માં જવામાટે ત્યાંથી પ્રયાણ કર્યું. રાજનન્દિની મન્દોદરી સાથે અનંગભદ્રાનો પ્રથમ સાધારણ પરિચય તો હતો જ, એટલે આજના આ પ્રસંગથી તેમના તે પરિચયે મૈત્રીનું સ્વરૂપ ધારણ કર્યું, એ એક રીતે ઉભય કુમારિકાઓને એક પ્રકારનો લાભ જ થયો; પરંતુ એ પ્રસંગનું પછીથી કેવું વિલક્ષણ પરિણામ થયું, એ આગળ જતાં વાંચકોના જાણવામાં આવવાનું હોવાથી અત્યારે તેના ઉલ્લેખની આવશ્યકતા નથી. અસ્તુ: અહીં જે એક બીજી વાર્ત્તા ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે, જો કે બૌદ્ધ તથા જૈન ધર્મના અનુયાયિજનો 'વસંતવિહાર'માં વિશેષ સંખ્યામાં આવ્યા નહોતા, પરંતુ બૌદ્ધ તથા જૈન ધર્મના અગ્રેસરોએ જે ગુપ્તચરોને ગુપ્ત રીતિથી ત્યાંના સમાચાર લાવવામાટે મોકલ્યા હતા, તે ગુપ્તચરોની એ સમુદાયમાં સારી સંખ્યા હતી; માત્ર એટલું જ નહિ, પણ સ્ત્રીઓના સમુદાયમાં ગુપ્તચરા સ્ત્રીઓનો પણ અભાવ

નહોતો, અને તેથી 'વસન્તવિહાર' તથા 'કૈલાસમંડપ'માંના અનંગભદ્રાના આગમનની વાર્તા કાકૂ તથા બુદ્ધભદ્રથી અજ્ઞાત રહે, એ સર્વથા અસંભવનીય હતું.

શ્રીમાન્ શંકરાચાર્ય, રાજા શીલાદિત્ય તથા અન્ય જનસમુદાયને તેઓ મન્દ ગતિથી ચાલતા હોવાથી, નગરના સિંહદ્વાર પર્યન્ત આવતાં બહુધા અર્ધપ્રહર કરતાં પણ કાંઈક અધિક સમય લાગી ગયો. નગરના સિંહદ્વાર પાસે તથા માર્ગોમાં ઊભેલા લોકોએ પ્રથમ તો, એ જનસમુદાયને દૂરથી આવતો જોઇને તે સાધારણ લોકોનો સમુદાય આગળ ચાલતો આવતો હશે અને હાથીની અંબાડીપર શ્રીમાન્ શંકરાચાર્ય તથા મહારાજા આદિ પછીથી આવવાના હશે, એવી જ કલ્પના કરી લીધી; પરંતુ જ્યારે રાજાના અનુચરોએ તેમના સમક્ષ આવીને માર્ગમાંથી દૂર હટી જવાની તેમને આજ્ઞા કરી, ત્યારે જ સત્ય વસ્તુસ્થિતિ તેમના જાણવામાં આવી. લોકો માર્ગની બન્ને બાજૂએ વિભક્ત થઈ ગયા અને ત્યારપછી શંકરાચાર્ય આદિ નગરમાં પ્રવેશ કરીને અચલેશ્વરના મંદિરપ્રતિ જતા માર્ગમાં ગમન કરવા લાગ્યા. એ વેળાયે માર્ગમાંની અટ્ટાલિકાની બારીઓમાં બેઠેલી કુમારિકા તથા અખંડસૌભાગ્યવતી અબળાઓએ શ્રી શંકરાચાર્યના શિરપર પુષ્પોની વૃષ્ટિ વર્ષાવી અને નગરમાં સર્વત્ર આનન્દનો કોલાહલ વ્યાપી ગયો. અંતે પૂજ્યપાદ સ્વામી શંકરાચાર્યે અચલેશ્વર નામક મંદિરના દ્વારમાં પ્રવેશ કર્યો અને તે ક્ષણે જ આગળથી કરી રાખેલી વ્યવસ્થા પ્રમાણે 'કૈલાસમંડપ'ના શિખરભાગપર વેદ-ધર્મની વિજયપતાકા ચઢાવી દેવામાં આવી. તે પતાકા નગરના સર્વ ભાગોમાંથી દૃષ્ટિગોચર થતી હોવાથી વિશાળ વલ્લભીનગરનાં જે સ્ત્રીપુરુષો શંકરાચાર્યના નગરપ્રવેશની ઘટનાથી અજ્ઞ હતાં, તેઓ પણ તે ઘટનાને જાણી ગયાં અને તેથી અસંખ્ય નરનારીસમુદાય 'કૈલાસમંડપ' ભણી આવવા લાગ્યો. થોડીવારમાં જ 'વસન્તવિહાર'માંથી રથોમાં બેસીને નીકળેલો સભ્ય સ્ત્રીસમાજ પણ ત્યાં આવી પહોંચ્યો અને તે સર્વ સ્ત્રીઓ એક ભિન્ન દ્વારમાંથી 'કૈલાસમંડપ'માં જઇને ત્યાં તેમનામાટે ભિન્ન નિયત કરાયલા સ્થાનમાંનાં આસનોપર બેસી ગઈ.

સ્વામી શ્રી શંકરાચાર્યને પ્રથમ 'કૈલાસમંડપ'માં લઈ જવાને બદલે અતિથિસત્કારગૃહમાં લઈ જવામાં આવ્યા હતા; કારણ કે, ત્યાં તેમના ભોજન-માટેની વ્યવસ્થા કરાયલી હતી. કેટલીકવાર પછી 'વસન્તવિહાર'માંથી શંકરા-ચાર્યના બીજા પાંચ સાત શિષ્યો પણ આવ્યા અને તેમની સાથે બેસી સંન્યાસધર્મે અનુરૂપ અલ્પ ભોજન લઇને ભગવાન્ શ્રી શંકરાચાર્ય 'કૈલાસમંડપ'માં આવીને પોતાના આસનપર વિરાજમાન થયા.

'કૈલાસમંડપ' શ્રોતૃજનોથી એટલો બધો ભરાઈ ગયો હતો કે એકથી દોઢ હજાર માણસોને તો મંડપના બાહ્ય ભાગમાં આજૂ બાજૂ ઊભા રહેવાનો જ પ્રસંગ પ્રાપ્ત થયો હતો; પરંતુ આશ્ચર્યકારક ઘટના એ હતી કે, બૌદ્ધ તથા જૈન ધર્મના અગ્રેસરોની બૌદ્ધધર્મીય તથા જૈનધર્મીય જનોને શંકરાચાર્યની એ સભામાં ન જવાની આજ્ઞા હોવા છતાં પણ અસંખ્ય બૌદ્ધધર્મીય તથા જૈનધર્મીય જનો પણ એ સભામાં આવેલા દેખાતા હતા. તેમનામાંના કેટલાકો શંકરાચાર્યમાં પોતાનો પૂજ્યભાવ થવાથી આવ્યા હતા અને કેટલાકો એ નવીન દૃશ્યને જોવામાટેની પોતાની આકાંક્ષાને મારી ન શકવાથી ત્યાં પધાર્યા હતા. સર્વથી પ્રથમ યુવક

પુષ્પધન્વા પોતાના સ્થાનપરથી ઊઠીને "શ્રી" શંકરાચાર્યના પીઠાસન પાસે આવ્યો અને ત્યાં ઊભો રહી શ્રોતૃસમુદાયને સંબોધીને પોતાના મધુર તથા અકર્કશ સ્વરથી વિદ્વત્તાપૂર્ણ ભાષામાં કહેવા લાગ્યો કેઃ—

"વલ્લભીનગરનાં વેદમાર્ગનિરત ભદ્ર બાંધવો તથા ભદ્રા ભગિનીઓ, આજકાલ કેટલાક લોકો આપણા ઈશ્વરપ્રવર્ત્તિત વેદધર્મને ત્યાગીને મનુષ્યપ્રવર્ત્તિત બૌદ્ધ આદિ ધર્મના અનુયાયી થાય છે અને તે કેવળ એટલામાટે જ કે, તે ધર્મોમાં આજકાલ ઇન્દ્રિયલાલસા તૃપ્તિનાં જે કેટલાંક ભ્રષ્ટ સાધનોનો સમાવેશ કરવામાં આવ્યો છે, તે નરકને પ્રાપ્ત કરાવનારાં સાધનો સ્વાર્થપરાયણ બૌદ્ધ ભિક્ષુઓના અસત્યવાદમાં તેમની શ્રદ્ધા હોવાથી તેમને સ્વર્ગપ્રાપ્તિનાં સાધનો તરીકે જણાય છે અને એ અંધશ્રદ્ધાના યોગે અંતે તે અજ્ઞ સ્ત્રીપુરુષો અનીતિ તથા અધર્મનાં ઉપાસક થઇને નરકનાં જ અધિકારી થાય છે. મનુષ્યોને પોતાના કલ્યાણ કે અકલ્યાણનો પણ વિચાર નથી, એના જેવો ખેદકારક વિષય બીજો કયો હોઇ શકે વારુ? મનુષ્યના પ્રવર્ત્તિત કરેલા ધર્મમાં રાગદ્વેષનો કલંક અપરિહાર્ય હોવાથી આપણા દિવ્યદૃષ્ટિસંપન્ન પૂર્વપુરુષોએ ધર્મના વિષયમાં મનુષ્યના ઉપદેશને કદાપિ મહત્ત્વ આપ્યું જ નથી. અનાદિ કાલથી ચાલતા આવેલા અપૌરુષેય વેદો જ આપણા ઐહિક તથા પારલૌકિક કલ્યાણના માર્ગને દર્શાવનારા છે અને આપણે તે વેદોચિત વિધિના અનુરોધથી આજ પર્યન્ત ચાલતા આવ્યા છીએ તેથી જ આપણે આર્યજનો વિશ્વગત સમસ્ત માનવજાતિમાં અધિક સન્માનાસ્પદ થઈ શકયા છીએ. આપણા યજ્ઞધૂમના પવિત્ર ગંધના આઘ્રાણમાટે ઇન્દ્રાદિ દેવો સ્વર્ગમાંના ચિરસુખમય નંદનવનનો પરિત્યાગ કરીને આ મર્ત્યલોકમાં આવવાને લલચાય છે અને આપણાં તપ તથા મંત્રયજ્ઞાદિ ધર્મકાર્યોના પ્રભાવથી સર્વ ઇચ્છિત કાર્યોની તત્કાળ સિદ્ધિ થઈ જાય છે. જે ધર્મના અનુષ્ઠાનથી વસિષ્ઠ, કણ્વ, વ્યાસ, ગૌતમ, પતંજલિ તથા જૈમિનિ આદિ મહર્ષિઓ વિજ્ઞાન, જ્યોતિષ, દર્શન, પુરાણ, ઇતિહાસ તથા ધર્મસંહિતા સમાન અમૂલ્ય જ્ઞાનભંડારરૂપ લક્ષાવધિ ગ્રંથોને નિર્માણ કરીને અજ્ઞાનાંધકારના પ્રતીકારના ઉપાયને દર્શાવવાને સમર્થ થયા છે; જે ધર્મના બળથી મનુ, માંધાતા, દિલીપ, રઘુ, રામચન્દ્ર અને યુધિષ્ઠિર આદિ અમરકીર્ત્તિ સાર્વભૌમ સમ્રાટો શાંતિ તથા સંતોષની સુમનશય્યામાં સમસ્ત ભૂમંડળને સ્થાપિત કરીને આ શોકતાપપૂર્ણ પૃથ્વીને અમરવાંચ્છિત કર્મભૂમિના રૂપમાં પરિણત કરી શકયા છે; અને જે ધર્મના પ્રભાવથી આ આર્યભૂમિના નિવાસીઓને પરમમોક્ષદાયક બ્રહ્મસાક્ષાત્કારમય વેદાંતધર્મની પ્રાપ્તિ થયેલી છે; તે પરમપવિત્ર અને સનાતન વેદધર્મના મૂળપર અન્ય માનવપ્રવર્ત્તિત ધર્મરૂપ કુઠારોનો આઘાત થતો જોઇને તમારાં હૃદયોમાં અદ્યાપિ કેમ કાંઈ પણ આવેશનો આવિર્ભાવ નથી થતો, એનું જ ક્ષણે ક્ષણે મને આશ્ચર્ય થયા કરે છે. જેના ધર્મમાં ઈશ્વરને લવ માત્ર પણ સ્થાન આપવામાં આવ્યું નથી, જેના ધર્મમાં આત્મા તથા પરમાત્માના અસ્તિત્વનો સર્વથા અસ્વીકાર કરાયલો છે, વૃદ્ધ પિતાની કાતરોક્તિથી જેનું હૃદય કંપાયમાન થઈ શકયું નહોતું, અચિરપ્રસૂતા પત્નીના અશ્રુપ્રવાહથી જેના હૃદયક્ષેત્રમાં દયા નામક વૃક્ષનો અંકુર ઉદ્ભવી શકયો નહોતો અને જેણે વેદોની મુક્તકંઠે યથેચ્છ નિન્દા કરી હતી; તે બુદ્ધના પ્રસારેલા

ધર્મમાં અત્યારે તો વળી ઇન્દ્રિયલોલુપતા તથા ભ્રષ્ટતાપૂર્ણ અનાચારોની એવી તો ભયંકર વૃદ્ધિ થઈ ગઈ છે કે, તેના યોગે નિત્ય સહસ્રાવધિ નાનાવિધ અક્ષમ્ય અપરાધો બૌદ્ધ વિહારોમાં થયા કરે છે અને તે સર્વ અનાચારોને બૌદ્ધભિક્ષુઓ ધર્મકાર્ય તરીકે ઓળખાવતા હોવાથી અંધશ્રદ્ધાળુ જનોનો દિવસાનુદિવસ ભયાનક અધઃપાત થતો જાય છે. અર્થાત્ તમારી સુખસંપત્તિનું મૂળ જે ગૃહસ્થાશ્રમ છે તે ગૃહસ્થાશ્રમના એક માત્ર અવલંબનરૂપ અને પરલોકમાંના અદ્વિતીય સહાયક અપૌરુષેય સનાતન વેદધર્મ અથવા સ્માર્ત્તધર્મને તિલાંજલિ આપવાને તમો સિદ્ધ થયા છો, તો તમારી બુદ્ધિને તથા તમારી વિચારશક્તિને ધિક્કાર છે; તમારી અંધશ્રદ્ધાને તથા તમારી બાલિશતાને સહસ્રવાર ધિક્કાર છે!!"

તેજસ્વી યુવક પુષ્પધન્વાની આ ઓજસ્વિની વાણીના શ્રવણથી સભાજનો અનુક્રમે અધિકાધિક નિઃસ્તબ્ધ થવા લાગ્યા; માત્ર એટલું જ નહિ, પણ એક અપૂર્વ ભાવના આવેગથી ઉત્તેજિત પણ થવા લાગ્યા અને તે ઉત્તેજનના યોગે તેમના મુખમાંથી પુષ્પધન્વાપ્રતિ ધન્યવાદને દર્શાવનારા શબ્દો પણ નીકળતા સંભળાયા. પોતાના વિચારોનું શ્રોતૃવર્ગનાં અંતઃકરણોમાં યોગ્ય પરિણામ થતું જોઇને પુષ્પધન્વાનો ઉત્સાહ પણ વૃદ્ધિગત થયો અને તેથી તે આગળ કરતાં ઉચ્ચતર તથા ગંભીરતર સ્વરથી પોતાના વ્યાખ્યાનના પ્રવાહને આગળ વહેવડાવતો કહેવા લાગ્યો કે:-

"દીર્ઘકાળથી ચાલતો આવેલો વેદધર્મપરનો બૌદ્ધ ધર્મીયોનો આ અત્યાચાર જ્યારે પોતાથી જોઈ ન શકાયો, ત્યારે અલ્પકાળ પૂર્વે જ મહાનુભાવ કુમારિલ ભટ્ટે બૌદ્ધ તથા જૈન જેવા અનીશ્વરવાદી ધર્મોનું સશાસ્ત્ર ખંડન કરીને પૂર્વમીમાંસાની સ્થાપના કરી છે અને હવે ઉત્તરમીમાંસાની સ્થાપનાનું કાર્ય પરમ ભગવદવતાર પૂજ્યપાદ શ્રીમાન્ શંકરાચાર્ય સ્વામીના ભાગમાં આવ્યું છે અને તે શ્રીમાન્ સમસ્ત ભારતવર્ષમાં ધર્મસભાઓમાં દિગ્વિજય કરીને આજે આપણા આ દીન વલ્લભીનગરમાં આપણા ઉદ્ધારમાટે પધાર્યા છે, એથી આજે આપણાં અહોભાગ્ય છે, એમ જ આપણે માનવાનું છે. પરમાત્મા અહીં પણ ભગવાન્ શંકરાચાર્યને તેમના કાર્યમાં વિજય અર્પો, તેમના હસ્તે અધર્મનો ઉચ્છેદ થાઓ અને સનાતન વેદધર્મ પુનઃ દૃઢતાથી સ્થપાઓ, એ જ મારી એક માત્ર અભિલાષા છે! આ વલ્લભીનગરની પવિત્ર ભૂમિમાંથી નાસ્તિકતાનો સદાને માટે લોપ થાઓ; આસ્તિકતાયુક્ત સનાતન ધર્મ આપણો ચિરસહાયક થઈ રહો અને તે સનાતન ધર્મના બળથી બળવાન્ થઇને આપણે ધર્મ નામથી પ્રચલિત અધર્મોપર કુઠારાઘાત કરવાને સમર્થ થઇએ, એ વિના આપણી બીજી શી અભિલાષા હોઈ શકે વારુ? બોલો વેદધર્મનો જયજયકાર, સ્માર્ત્તધર્મના યશનો વિસ્તાર અને શ્રીમચ્છંકરાચાર્ય સ્વામીના યશઃદુન્દુભિનો સર્વત્ર સંચાર!!!"

પુષ્પધન્વાના વદનમાંથી આ શબ્દો નીકળતાં જ સભામાં સર્વત્ર એક પ્રકારના કોલાહલનો વિસ્તાર થયો. એ ઉત્તેજનાપૂર્ણ વ્યાખ્યાનરૂપ મદિરાના વિક્ષોભકારક સેવનથી સર્વ શ્રોતાઓ ઉન્મત્ત થઈ ગયા, તેમના બાહ્ય જ્ઞાનનો લોપ થયો અને કેટલાક જનો તો બૌદ્ધ વિહારોમાં જઇને અનાચારી તથા ધર્મભ્રષ્ટ બૌદ્ધ ભિક્ષુઓને નગરમાંથી બહાર હાંકી કાઢીને બૌદ્ધ વિહારોને ધરાશાયી કરી

દેવાને પણ અધીર થઈ ગયા. એ સમયનો તે વિશાળ જનસમુદાય પ્રલયકાળના કલ્લોલથી વિક્ષુબ્ધ થયેલા મહાસાગર પ્રમાણે અવ્યક્ત ભીમ ગર્જનાથી દિગ્દિગન્તને નિનાદિત કરવા લાગ્યો.

અહીં વચ્ચે જણાવવું જોઇએ કે, પુષ્પધન્વાના આ વીરરસાત્મક ભાષણના શ્રવણથી અને તે ભાષણના જનસમુદાયના હૃદયમાં થયેલા પરિણામથી અનંગભદ્રાના અંતઃકરણમાંનો પુષ્પધન્વા વિષયક સદ્ભાવ તથા સાત્ત્વિક સ્નેહ પૂર્વ કરતાં બહુ જ વધી ગયો અને તેના યોગે તે પોતાના અંતરમાં પુષ્પધન્વાની સહસ્ર મુખથી પ્રશંસા કરવા લાગી. આ સંસારનો એવો એક સાધારણ નિયમ જ છે કે, મનુષ્યને પોતાના પ્રિયજનનો અલ્પ કિંવા સાધારણ ગુણ પણ એક અલૌકિક ગુણના સ્વરૂપમાં દૃષ્ટિગોચર થાય છે; તો પછી જો તે પ્રિયજનમાં ખરેખર જ અલૌકિક ગુણો રહેલા હોય અને તે ગુણો જો મનુષ્યને કિંચિત્ અધિક પ્રમાણમાં દૃષ્ટિગોચર થાય, તો એ ઘટના આશ્ચર્યકારિણી તો ન જ કહી શકાય.

અસ્તુઃ ભગવાન્ શંકરાચાર્યની સુધાવાણીના શ્રવણમાટે જનસમુદાયની આતુરતાને વૃદ્ધિગત થયેલી જોઇને પુષ્પધન્વાએ હવે પોતાના ભાષણને આગળ લંબાવવાનું યોગ્ય ન ધાર્યું અને તેથી ભગવાન્ શંકરાચાર્યને તેમના વ્યાખ્યાનરૂપ પીયૂષના પ્રવાહને પ્રવાહિત કરવામાટેની નમ્રતાયુક્ત પ્રાર્થના કરીને તે પોતાના આસનપર બેસી ગયો. હવે ભગવાન્ શંકરાચાર્ય જિજ્ઞાસુ તથા મુમુક્ષુ જનસમુદાયને પોતાના વ્યાખ્યાનરૂપ પીયૂષનું પાન કરાવવામાટે પીઠાસનપરથી ઊઠીને ઊભા થયા. ભગવાન્ શંકરાચાર્યે ગંભીરતાથી એકવાર સભામંડપમાં સર્વત્ર દૃષ્ટિપાત કર્યો અને તે વેળાયે જ સભાજનોએ ભીષણ જયધ્વનિ કર્યો. સર્વ સ્ત્રીપુરુષોએ હસ્તદ્વય જોડી મસ્તકોને નમાવીને પોતપોતાના સ્થાનપરથી જ સ્વામીશ્રીને પ્રણિપાત કર્યા અને રાજા શીલાદિત્યે પણ ભગવાનનું અભિવંદન કર્યું. ભગવાન્ શંકરાચાર્યે એ પછી નેત્રોને બંધ કરી અત્યન્ત ગંભીર તથા મધુર સ્વરથી મંગળાચરણાત્મક શ્લોકનો ઉચ્ચાર કર્યોઃ—

" दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकमानाय नमः शांताय तेजसे" ॥

"પૂર્વ આદિ દશ દિશા તથા ભૂત આદિ ત્રણ કાળમાં જે અવિનાશી, અનન્ત ચૈતન્યસ્વરૂપ, સ્વાનુભવથી પ્રત્યક્ષ થનાર, શાંતિમય તથા પ્રકાશરૂપ પરબ્રહ્મ છે, તે પરબ્રહ્મને મારા નમસ્કાર છે!"

આ મંગળાચરણનો આરંભ થતાં જ સમસ્ત સભા તટસ્થ થઈ ગઈ; બૌદ્ધ ભિક્ષુઓએ શંકરાચાર્યવિરુદ્ધ લોકોના હૃદયમાં જે વિષબીજનું આરોપણ કર્યું હતું, તે વિષબીજ અંકુરિત થઇને વૃક્ષના સ્વરૂપમાં પરિણત થવા પૂર્વે જ કરમાઈ ગયું અને સર્વ જનો શ્રી શંકરાચાર્યની સુધાવાણીના શ્રવણમાટે અત્યન્ત આતુર થયેલાં દેખાયાં. ભગવાન્ શંકરાચાર્યે પોતાની ધીર, શાંત, ગંભીર તથા મધુર વાણીથી પોતાના વ્યાખ્યાનનો આવી રીતે આરંભ કર્યોઃ—

"પરમ ભાગ્યશાલિની વલ્લભીનગરીની પવિત્ર ભૂમિનાં નિવાસી જિજ્ઞાસુ તથા મુમુક્ષુ બાંધવો તથા ભગિનીઓ! તમોએ જેમ સાંભળ્યું છે, તેમ હું બૌદ્ધ

ધર્મનો વિરોધી છું અને નથી પણ ખરો; કારણ કે, આર્યાવર્ત્તના લોકો બુદ્ધને ઈશ્વરનો અવતાર માનીને તેની પૂજા કરે છે અને હું પોતે પણ એક આર્ય હોવાથી બુદ્ધના મતનું ખંડન મારા હસ્તથી થાય છે, એથી ઘણાકોને આશ્ચર્ય થઈ આવે છે; પરંતુ ખરી રીતે એ બુદ્ધના મતનું ખંડન નથી, કિન્તુ બુદ્ધના થયેલા કેટલાક પ્રમાદોના કારણથી અત્યારે બૌદ્ધ ધર્મનું જે વિકૃત તથા ભ્રષ્ટ સ્વરૂપ આપણા જોવામાં આવે છે, તેનું જ ખંડન છે, એનું કોઇએ કદાપિ વિસ્મરણ થવા દેવાનું નથી. બુદ્ધના ઉદ્દેશ અથવા અંતઃસ્થ હેતુને તેના અનુયાયિજનો જોઇએ તેવા યથાર્થ સ્વરૂપમાં સમજી શકયા નથી અને તે બુદ્ધના પોતાનાજ એક પ્રમાદનું પરિણામ છે; પરંતુ એ એક જ પ્રમાદના પરિણામે અત્યારે આર્યાવર્તમાં જે ભયાનક ભ્રષ્ટતાનો વિસ્તાર થઈ ગયો છે, તે ભ્રષ્ટતાના નિવારણમાટે બુદ્ધના પ્રમાદને તેના યથાર્થ સ્વરૂપમાં જનસમાજ સમક્ષ રજૂ કરીને દેશના કલ્યાણમાટે તેનું ખંડન કરવું, એ અનાદિકાળથી ચાલતા આવેલા વેદ તથા વેદાંતધર્મના પ્રતિનિધિ તરીકે મારું સર્વથી પ્રથમ અને પરમ કર્ત્તવ્ય છે. બુદ્ધે જાતિભેદ કિંવા જાતિબંધનનો ઉચ્છેદ કરી નાખ્યો અને સ્મૃતિમાં કહેલી અધિકારપરત્વે સંન્યાસધર્મને સ્વીકારવાની પદ્ધતિનો પરિત્યાગ કરી કોઇ પણ યોગ્ય કિંવા અયોગ્ય સ્ત્રી કે પુરુષને પરિવ્રાજિકા કે પરિવ્રાજક થવાનો યથેચ્છ અધિકાર આપીને નિર્વાણનો માર્ગ સમાનતાથી સર્વના માટે મુક્ત કરી દીધો, એ ઉદારતામાટેજ બુદ્ધના પક્ષકારો બુદ્ધ તથા તેના પ્રચારેલા ધર્મને મહત્તા આપે છે; પરંતુ ખેદનો વિષય એટલો જ છે કે, બુદ્ધે એ ઉદારતાથી જ ભારતવર્ષમાં અજ્ઞતાથી ભ્રષ્ટતા નામક વૃક્ષના બીજનું આરોપણ કર્યું છે અને તેનાં કટુ ફળોને આ ભારતવર્ષનાં લોકો આકંઠ ભક્ષી ચૂક્યાં છે, એટલે એ વિશેના અધિક વિવેચનની તો જો કે આવશ્યકતા નથી, છતાં પણ આજના વિષયના સ્પષ્ટીકરણમાટે મારે કેટલુંક વિવેચન તો અત્યારે કરવું જ પડશે. પ્રથમ તો હું એ જ પ્રશ્ન પૂછું છું કે, બૌદ્ધ તથા જૈન આદિ ધર્મોને જે વેદોથી સર્વથા ભિન્ન અને સ્વતંત્ર ધર્મ તરીકે માનવામાં આવે છે, એ વાર્ત્તા શું સત્ય છે? નહિ, કદાપિ નહિ; એ વાર્ત્તા સર્વથા આધાર રહિત, પ્રમાણહીન, નિર્મૂલ તથા અસત્ય જ છે. તેમ જ સમાનતા, એકતા અને અભેદની ભાવનાને વિસ્તારનાર કેવળ બુદ્ધ જ હતો અને એ તત્વનું વેદોમાં તથા ઉપનિષદોમાં અસ્તિત્વ છે જ નહિ, એવી જો કોઇની માન્યતા હોય, તો તે માન્યતા પણ પ્રમાદમૂલક છે, અને તે જ મારે અત્યારે સિદ્ધ કરી બતાવવાનું છે. આપણા અનાદિ અને અપૌરુષેય વેદો કર્મકાંડ તથા જ્ઞાનકાંડ નામક બે વિભાગોમાં વિભક્ત થયેલા છે. કર્મકાંડમાં વિવિધ યજ્ઞો તથા કર્મવિધિઓનો સમાવેશ થાય છે અને વેદોના જે જ્ઞાનકાંડ નામક વિભાગમાં આધ્યાત્મિકતાનો સમાવેશ થયેલો છે, તેને વિશેષતઃ ઉપનિષદ્ તથા વેદાંત આદિ નામોથી જ ઓળખવામાં આવે છે. વેદાન્ત શબ્દ ભારતવર્ષના ધાર્મિક જીવનની સમસ્ત ભૂમિકાને આચ્છાદિત કરી નાખે છે; કારણ કે, તેની ઉત્પત્તિ વેદોમાંથી છે અને વેદો સર્વમાન્યતાથી આપણા પ્રાચીનતમ ધર્મગ્રંથ છે. કેટલાક વેદવિરોધી અન્ય ધર્મના વિદ્વાનો વેદો વિશે ગમે તેવી કલ્પનાઓ કરતા હોય અને તેમની ઉત્પત્તિના ગમે તે ભિન્ન ભિન્ન સમયો

દર્શાવતા હોય, પરંતુ એ વેદોના અમુક ભાગો અમુક કાળમાં લખાયા હતા અને બીજા ભાગો બીજા સમયમાં લખાયા હતા, એ વિધાનને સ્વીકારવાને આર્યજનો કદાપિ કટિબદ્ધ થયા નથી અને થવાના પણ નથી. આર્યોનો તો અદ્યાપિ એ જ દૃઢ વિશ્વાસ છે કે, વેદોની ઉત્પત્તિ એક જ સમયમાં થઈ હતી અને જો હું એથી પણ આગળ વધીને કહું, તો વેદોની ઉત્પત્તિ કોઈ પણ કાળમાં થઇ જ નહોતી; કિન્તુ સર્વત્રવ્યાપક પરમાત્મામાં એ વેદો નિત્ય અસ્તિત્વ ધરાવતા હતા. આ સર્વ કારણોને લઇને જ હું કહું છું કે, કેવળ વેદાંત શબ્દમાં દ્વૈતમત, વિશિષ્ટાદ્વૈતમત અને અદ્વૈત માર્ગની સમસ્ત ભૂમિકાનો અંતર્ભાવ થઈ જાય છે. એની સાથે અમુક અંશે આપણે, જો બૌદ્ધો તથા જૈનોની ઇચ્છા હોય, તો બૌદ્ધધર્મ તથા જૈનધર્મનો સમાવેશ કરવાને પણ તૈયાર છીએ; કારણ કે, આપણે આપણી ઉદારતાનો કદાપિ ત્યાગ કર્યો નથી અને ભવિષ્યમાં કરવાના પણ નથી. અર્થાત્ જો બૌદ્ધ ધર્મને, તેનાં તત્ત્વોનું અત્યંત સૂક્ષ્મતાથી પૃથક્કરણ કરીને, જોવામાં આવે; તો એમ જ જણાઇ આવે છે કે, બૌદ્ધ ધર્મનાં જે મૂળ તત્ત્વો છે, તે આપણાં ઉપનિષદોમાંથી જ લેવાયલાં છે; માત્ર એટલું જ નહિ, પણ બૌદ્ધ ધર્મમાંના કહેવાતા કેટલાક મહાન્ તથા અદ્ભુત નૈતિક સિદ્ધાંતો સુદ્ધાં પણ અક્ષરશઃ આપણને ઉપનિષદ્‌માં દૃષ્ટિગોચર થઈ શકે છે. એ જ પ્રમાણે જૈન ધર્મના પણ બહુધા એકેએક સિદ્ધાંતો ઉપનિષદોમાં આપણા જોવામાં આવી શકે છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી જો તે સિદ્ધાન્તોને તેઓ પોતાના જ માનતા હોય, તો એ તેમનો એક પ્રકારનો ભ્રમ અથવા મિથ્યા ગર્વ જ કહી શકાય. મારા કથનનું તાત્પર્ય એટલું જ છે કે, અત્યાર સૂધીમાં ભારતવર્ષમાં થયેલા સર્વ ધાર્મિક વિચારોના વિકાસનાં બીજ ઉપનિષદોમાં જ રહેલાં છે અને તેથી ભારતવર્ષમાં એવી તો પૂર્ણ ઉન્નત કોઈ પણ ધર્મકલ્પના છે જ નહિ કે જેનો એક કે બીજી રીતે મૂળ ઉપનિષદોમાંથી સ્વીકાર ન કરાયો હોય. ઉપનિષદ્‌માં ભયના ધર્મનું અસ્તિત્વ નથી અને પ્રેમધર્મ તથા જ્ઞાનમાર્ગ વિના અન્ય તત્ત્વનો સમાવેશ નથી; તેમ જ માનવજાતિની કિંબહુના સમસ્ત સૃષ્ટિની સમાનતા અને એકતાવિષયક ભાવનાનું પ્રથમ દર્શન પણ આપણને ઉપનિષદોએ જ કરાવેલું છે અને તેથી એ તત્ત્વ બુદ્ધનું પોતાનું હોવાનો કદાપિ સંભવ છે જ નહિ. એ પછી નીતિનો વિષય આવે છે અને તે પણ આપણા ઉપનિષદોમાં પ્રબળતાથી અસ્તિત્વ ધરાવે છે. જે નીતિના પ્રતિપાદન તથા નીતિશાસ્ત્રનાં મૂલતત્ત્વો–સિદ્ધાન્તો–ના નિરૂપણની વિશ્વને અત્યન્ત આવશ્યકતા છે, તે પણ વિશ્વને એ ઉપનિષદોમાંથી જ પ્રાપ્ત થઈ શકે છે. ઉપનિષદો પ્રત્યેક વ્યક્તિનો–ગમે તે સ્થિતિનાં પુરુષ, સ્ત્રી તથા બાળકનો–એક જ દૃષ્ટિથી સત્કાર કરે છે. સર્વત્ર સમભાવનો જ વિસ્તાર હોવો જોઇએ, એ જ ઉપનિષદોનો આશય છે. અર્થાત્ જ્યાં આવી સમદૃષ્ટિનું સામ્રાજ્ય પ્રવર્ત્તતું હોય, ત્યાં ભીતિ શાની હોય વારુ? પરંતુ અહીં હવે સ્વાભાવિક જ એક એવો પ્રશ્ન ઉપસ્થિત થવાનો સંભવ છે કે, ધીવરો અને એવા જ પ્રકારના અન્ય મનુષ્યો એ ઉપનિષત્તત્ત્વોનું પાલન કેવી રીતે કરી શકતા હશે વારુ? આ શંકા યથાર્થ છે, પરંતુ ઉપનિષદોમાં એવા મનુષ્યોના કર્ત્તવ્યપાલનનો માર્ગ પણ સરળતાપૂર્વક દર્શાવવામાં આવ્યો છે. આ સમસ્ત વિશ્વ તથા ધર્મ ઉભય અનંત હોવાથી એમનાથી આગળ

તો કોઇથી પણ વધી શકાય તેમ છે જ નહિ. એટલે તમો જે કાંઈ પણ કર્મ કરો, તે તમારા માટે તો હિતાવહ જ છે; એટલે કે, જો અલ્પસ્વલ્પ કર્મ કરવામાં આવે, તો તેનું પણ અદ્ભુત તથા અલૌકિક પરિણામ થાય છે. 'अल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्' એ શ્રી કૃષ્ણવાક્ય પ્રસિદ્ધ છે. જો ધીવરની એવી ભાવના થાય કે, તે આત્મા (ક્ષેત્રજ્ઞ) છે અને ભવિષ્યમાં તે અધિક ઉત્તમ ધીવર થઈ શકશે; જો વિદ્યાર્થીનો એવો નિશ્ચય હોય કે, તે પોતે આત્મા હોવાથી ભવિષ્યમાં મહાન્ છાત્ર થઈ શકશે અને જો કોઈ ન્યાયશાસ્ત્રીની પોતા વિશે એવી જ ભાવના હોય કે, 'હું આત્મા હોવાથી મારો વિકાસ થવો જ જોઇએ,' તો અવશ્ય તેમની ભાવના પ્રમાણેનું યોગ્ય પરિણામ થવું જ જોઇએ. એથી ધીવર વધારે સારો ધીવર થાય છે, વિદ્યાર્થી વિદ્યાના વિષયમાં ઉત્કૃષ્ટતાને પ્રાપ્ત કરે છે અને ન્યાયશાસ્ત્રી પણ પોતાના ઇષ્ટ વિષયમાં વિકાસની પ્રાપ્તિ કરી શકે છે. પરંતુ એ સર્વનું પરિણામ એ જ આવવાનું કે જ્ઞાતિ કિંવા જાતીયતા સદાને માટે કાયમ જ રહેવાની. પોતાને સમુદાયનું રૂપ આપવું એ સમાજનો મૂળ સ્વભાવ જ છે અને એથી કોઈ પણ પ્રકારની હાનિનો સંભવ છે જ નહિ. એ એક વિશિષ્ટ પ્રકારનો અધિકાર છે; પ્રત્યેક વ્યક્તિને મળેલી એક પ્રકારની સ્વતંત્રતા છે. સામાજિક જીવનમાં હું એક કર્તવ્ય કર્મ કરું છું અને તમો એક બીજું કર્તવ્ય કર્મ કરો છો; એટલે કે; તમો એક દેશમાં રાજસત્તા ચલાવો છો અને હું ગ્રંથરચનાનો વ્યવસાય કરું છું; પરંતુ માત્ર એ વ્યવસાયભિન્નતાથી જ તમો મારા કરતાં અધિક મહત્તાને પાત્ર થઈ શકો તેમ તો નથી જ; કારણ કે, તમારાથી ગ્રંથરચનાનો વ્યવસાય કરી શકાય તેમ નથી અને મારામાં રાજ્યશકટને ચલાવવાની યોગ્યતાનો અભાવ છે. એ પ્રમાણે કાર્ય કિંવા કર્મના વિભાગો સ્વાભાવિક છે. હું ગ્રંથરચનાના કાર્યમાં કુશળ છું અને તમો વેદપાઠમાં કૌશલ્ય ધરાવો છો; પરંતુ એથી કાંઈ તમારો મારા મસ્તકપર પગ મૂકીને ચાલવાનો અધિકાર સિદ્ધ થતો નથી. તમારી વેદપાઠમાંની કુશળતાના કારણથી જો તમો કોઈ મનુષ્યનો વધ કરી નાખો, તોપણ તમારી વીરતાનાં જ સ્તુતિસ્તોત્રો ગવાય અને હું એક દીન ગ્રંથકાર હોવાથી મને એક સાધારણ ફળની ચોરી કરવાના ક્ષુદ્ર અપરાધમાટે ફાંસીને લાકડે લટકી જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, એમ શામાટે થવું જોઇએ, તે હું સમજી શકતો નથી. સમુદાયબંધનથી આવા પ્રકારના અન્યાયોનો લોપ થાય છે અને એટલામાટે જ જાતીયબંધન અથવા જ્ઞાતિબંધનને અતિશય ઉત્તમ માનવામાં આવે છે. જીવનને સમાધાન તથા નિર્ભયતામાં રાખવામાટે એ જ્ઞાતિસંસ્થા જેવી અન્ય કોઈ પણ નૈસર્ગિક સંસ્થા છે જ નહિ. મનુષ્ય માત્રે જાતીયતાનું એકત્ર રૂપ ધારણ કરવું જ જોઇએ, એવો સ્વયંસિદ્ધ નિયમ હોવાથી જો તમો એમાંથી છટકી જવાની ઇચ્છા કરો, તોપણ તમો એમાંથી કદાપિ છટકી શકો તેમ નથી. તમો જ્યાં જશો, ત્યાં તમને એ જાતિસ્વરૂપનો સાક્ષાત્કાર તો થવાનો અને થવાનો જ. પરંતુ જાતિના અસ્તિત્વથી એમ માની લેવાનું નથી કે, એમાં ઉચ્ચનીચની ભેદભાવના કિંવા અધિકારની ન્યૂનાધિકતાનું પણ અસ્તિત્વ હશે જ અથવા હોવું જ જોઇએ. જો તમો એક ધીવરને વેદાંતનું શિક્ષણ આપશો, તો પછી તે એમ જ કહેવાનો કે, 'જેવા તમો ઉત્તમ મનુષ્ય છો, તેવો જ હું પણ એક ઉત્તમ મનુષ્ય

છું; હું એક ધીવર છું અને તમો એક તત્ત્વજ્ઞ છો, એ ખરું; પણ એથી કાંઈ વસ્તુ-સ્થિતિમાં અંતરાય આવતો નથી; કારણ કે, તમારામાં જે પરમાત્માનો પ્રકાશ છે, તે જ પરમાત્માનો પ્રકાશ મારામાં પણ છે અને આપણને જે કાંઈ જોઇએ છે તે એ જ છે કે, કોઇનો પણ કાંઈ વિશિષ્ટ અધિકાર ન હોવો જોઇએ, કિન્તુ સર્વનો એ જ્ઞાનના વિષયમાં સમાનાધિકાર જ હોવો જોઇએ.' અર્થાત્ અન્તરાત્માનો સર્વને પરિચય કરાવવાથી પ્રત્યેક મનુષ્ય પોતે પોતાની મેળે જ મોક્ષના માર્ગને શોધી લે છે. અર્થાત્ ઉદારતા જ ઉન્નતિનું પ્રથમ સોપાન છે અને તે ઉદારતાનો વેદો તથા ઉપનિષદોમાં સર્વત્ર વિસ્તાર છે. 'આ બાળક અથવા આ સ્ત્રીના મોક્ષના માર્ગને હું જ શોધી કાઢીશ અથવા તો એમને હું જ મોક્ષ અપાવીશ!' એવો ઉદ્દગાર જો કોઇના પણ મુખમાંથી નીકળે, તો તે ઉદ્દગાર એક વાર નહિ, પણ સહસ્રવાર અસત્ય અને અસત્ય જ છે અને તેથી જો કોઇ પણ મનુષ્ય એવો પ્રયત્ન કરે છે, તો તેના તે પ્રયત્નની કેવળ નિષ્ફળતા થાય છે; એટલું જ નહિ, પણ તે પ્રયત્નનાં કેટલીકવાર મહાભયંકર પરિણામો પણ આવી જાય છે. બુદ્ધની ભાવના જો કે સારી હતી, પણ તેણે વિશ્વમાંના સર્વ લોકોને ઝપાટાબંધ મોક્ષ અથવા નિર્વાણના માર્ગમાં ચઢાવી દેવાનો ભ્રમમૂલક પ્રયત્ન આદર્યો હતો અને તેથી જ આજે તેના એ પ્રયત્નનાં ભારતવર્ષને ધર્મભ્રષ્ટતારૂપ અત્યંત વિષમય ફળો ચાખવાં પડે છે. આથી એ તો તમારા જાણવામાં આવી શક્યું હશે જ કે, જ્ઞાનમાર્ગમાં જાતિભેદનું નામ પણ નથી એટલે કે ઉચ્ચતમ જાતિનો પુરુષ હોય કે નીચતમ જાતિનો પુરુષ હોય, પરંતુ તે ઉભય પુરુષો આપણા આ આર્યાવર્તમાં એકસરખી ગતિથી જ સાધુતા કિવા સંન્યાસધર્મને સ્વીકારીને મોક્ષના માર્ગમાં સંચાર કરી શકે છે. ધર્મમાં તો વળી જાતિ જેવું કાંઈ છે જ નહિ; કિંતુ જાતિ એ માત્ર એક સામાજિક પ્રકાર છે; પરંતુ સામાજિક પ્રકારાન્તર્ગત વર્ણાશ્રમધર્મના યથાર્થ પાલનથી જ જ્ઞાનના પ્રદેશમાં અનુક્રમે આગળ વધી શકાય છે અને તેટલામાટે વર્ણાશ્રમધર્મની આવશ્યકતા અનિવાર્ય છે. સંન્યસ્તાશ્રમ તે જ્ઞાનાશ્રમ કહેવાય છે અને એ આશ્રમની મહત્તા અન્ય આશ્રમો કરતાં અધિક હોવાથી એ આશ્રમને સ્વીકારવાનો વિધિ આપણા સ્મૃતિગ્રંથોમાં આ પ્રમાણે વર્ણવાયલો છેઃ—

"બ્રહ્મચર્ય તથા ગૃહસ્થાશ્રમનું યોગ્ય પાલન કર્યા પછી અને વાનપ્રસ્થાશ્રમમાં પોતાના આયુષ્યના તૃતીય ભાગને વીતાવ્યા પછી આયુષ્યના ચતુર્થ ભાગમાં સર્વસંગનો પરિત્યાગ કરીને સંન્યાસાશ્રમનો સ્વીકાર કરવો. અનુક્રમે એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જઇને એટલે કે, બ્રહ્મચર્ય, ગૃહસ્થ તથા વાનપ્રસ્થ ધર્મનો નિર્વાહ કરીને તે આશ્રમોમાં અગ્નિહોત્રાદિ હોમી જિતેન્દ્રિય થઇને તથા ભિક્ષાદાન અને બલિદાનથી શ્રાંત થઇને સંન્યસ્તાશ્રમને સ્વીકારવાથી પરલોકમાં મહતી વૃદ્ધિ થાય છે. ઋષિઋણ, પિતૃઋણ તથા દેવઋણને ચૂકવ્યા વિના કદાપિ સંન્યાસી થવું નહિ; કારણ કે, એ ત્રણ ઋણોને ચૂકવ્યા વિના સંન્યાસી થવાથી નરકમાં નિવાસ કરવો પડે છે. તે ત્રણ ઋણોને ચૂકવવાના માર્ગો એ છે કે, વિધિપૂર્વક વેદાધ્યયન કરવું, ધર્મપૂર્વક પુત્રની ઉત્પત્તિ કરવી અને યથાસામર્થ્ય યજ્ઞ આદિ કરવા; આવી રીતે તે ત્રણ ઋણથી મુક્ત

થઇને પછી આનન્દથી સંન્યાસધર્મ અથવા ચતુર્થ આશ્રમનો સ્વીકાર કરી લેવો. જે દ્વિજ–બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આદિ–વેદોનો અભ્યાસ કર્યા વિના, પુત્રની ઉત્પત્તિ કર્યા વિના તથા યજ્ઞ આદિ કર્યા વિના જ સંન્યાસનો સ્વીકાર કરી લે છે, તે અવશ્ય નરકનો અધિકારી થાય છે, એ નિર્વિવાદ છે. સંન્યાસી થવા પછી સંન્યાસીને આ સંસારથી અલિપ્ત તથા અખંડ વિરાગી રહેવામાટે અનેક નિયમોના પાલનની આજ્ઞા અપાયલી છે; પરંતુ વિસ્તારના ભયથી તે સર્વ નિયમોનો અહીં ઉલ્લેખ કરી શકાય તેમ નથી; તોપણ જે મુખ્ય નિયમો છે તે એ કે, દ્રવ્યનો સંચય ન કરવો, કોઈ પણ ગ્રામ કિંવા નગરમાં નિવાસ ન કરવો, કોઈ પણ એક જ સ્થાનમાં એક દિવસ કરતાં વધારે ન રહેવું, ભિક્ષાથી જ જીવનનો નિર્વાહ કરવો અને સ્ત્રીના સમાગમમાં કદાપિ ન આવવું તથા બ્રહ્મના ચિન્તનમાં નિરંતર નિમગ્ન રહેવું. સંન્યાસધર્મનો સ્વીકાર કર્યા છતાં જે સંન્યાસી પોતાના ધર્મના પાલનમાં સ્થિર ન રહે, તેવા ધર્મભ્રષ્ટ સંન્યાસીના મસ્તકપર શ્વાનના ચરણનો અંક કરાવીને રાજાએ તેને પોતાના રાજ્યમાંથી બહાર કાઢી મૂકવો, એવી કઠિન તો ધર્મભ્રષ્ટ સંન્યાસીમાટે શિક્ષા કહેલી છે. વ્યાકરણ ભણવાથી કે ભણાવવાથી, સાંસારિક વિષયોને સ્વીકારવાથી, ભોજન તથા વસ્ત્રાલંકારમાં તત્પર રહેવાથી તથા રમણીય ભવનમાં નિવાસ કરવાથી સંન્યાસીને મોક્ષનો લાભ કદાપિ મળી શકતો નથી; માત્ર એટલું જ નહિ, પણ સંન્યાસી ધર્મમાર્ગનો દર્શક હોવાથી એવો ભ્રષ્ટ સંન્યાસી લોહની નૌકા પ્રમાણે પોતે પણ ડૂબે છે, અને પોતાના આશ્રિતોને પણ ડૂબાવી દે છે. પરંતુ બુદ્ધે વર્ણાશ્રમધર્મને એક અકારણ અને અન્યાયયુક્ત બંધન માનીને તેનો ત્યાગ કરી સર્વને સંસારત્યાગી થવાનો સમાન અધિકાર આપી દીધો અને તેથી આરમ્ભમાં એ ધર્મ સર્વને પ્રિય તથા આકર્ષક દેખાવા લાગ્યો. તે વેળાયે સંસારત્યાગી થવાનો એક પ્રકારનો ઉન્માદ ચાલ્યો અને અસંખ્ય અયોગ્ય તથા અનાચારમગ્ન સ્ત્રીપુરુષો બૌદ્ધ ધર્મનાં ભિક્ષુ તથા ભિક્ષુકા થયેલાં જોવામાં આવ્યાં; માત્ર એટલું જ નહિ, પણ પોતાના ધર્મમાંની અનુપમ વૈરાગ્યશીલતાનું લોકોને દર્શન કરાવવામાટે કેટલાંક બાલક તથા બાલિકાઓને વેચાતાં લઇને પણ બૌદ્ધ ધર્મનાં પરિવ્રાજક તથા પરિવ્રાજિકાઓની સંખ્યાને વધારવાનો યત્ન આરંભાયો; તેમ જ કેટલાંક બાલક તથા બાલિકાઓ લોભ તથા ધનપ્રાપ્તિની લાલસાથી પણ ભિક્ષુ થયાં અને અદ્યાપિ થાય છે. અધૂરામાં પૂરું બૌદ્ધ ધર્મને કેટલાક રાજાઓનો આશ્રય મળવાથી તે ભિક્ષુ અને ભિક્ષુકાઓને નાનાપ્રકારના ભોગવિલાસોના સાધનરૂપ નગરોમાંના વિહારોમાં એકત્ર વસવાના અને ધનના લાભને મેળવવાના પ્રસંગો પ્રાપ્ત થયા અને તેથી અત્યારે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાંનાં શ્રીકૃષ્ણનાં 'વિષયોના ધ્યાનથી મનુષ્યના મનમાં તે વિષયોની આસક્તિનો ઉદ્‌ભવ થાય છે, તે આસક્તિથી કામનો ઉદ્‌ભવ થાય છે; કામના યોગે ક્રોધ ઉદ્‌ભવે છે, ક્રોધથી સંમોહ થાય છે, સંમોહના પરિણામે સ્મૃતિનો વિભ્રમ થઈ જાય છે, સ્મૃતિના વિભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થતાં તેનો પોતાનો પણ નાશ થઈ જાય છે!' એ વચનો બૌદ્ધ પરિવ્રાજક તથા પરિવ્રાજિકાના સંબંધમાં અક્ષરશઃ સત્ય સિદ્ધ થયેલાં દેખાય છે. ધર્મના કારણથી ભારતવર્ષની અનેક કુલીન કુલવધૂઓ એ બૌદ્ધ પરિવ્રાજકોના

સંબંધમાં આવે છે અને તે ભ્રષ્ટ પરિવ્રાજકોના હસ્તે તેમના શીલની ભ્રષ્ટતા થતી હોવાથી આજે દીર્ઘકાળથી ભારતવર્ષમાં વર્ણસંકર કિંવા ચાંડાલ પ્રજાની કેટલેક અંશે વૃદ્ધિ થતી જાય છે, એ કાંઈ જેવા તેવા ખેદનો વિષય નથી અને એ વર્ણસંકર પ્રજા જ દેશની, ધર્મની તથા નીતિની અવનતિના મૂળ કારણરૂપ છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. અર્થાત્ ભારતવર્ષમાંથી આ વર્ણસંકરતા તથા ભ્રષ્ટતાના પ્રચારને અટકાવવાનો જો કોઈ પણ એક ઉત્કૃષ્ટ ઉપાય હોય, તો તે એ જ છે કે, બૌદ્ધ આદિ જે કોઈ પણ ધર્મ અથવા ધર્મોમાં આવા પ્રકારની ભ્રષ્ટતા વ્યાપેલી હોય, તે ધર્મ અથવા ધર્મોનો સર્વથા પરિત્યાગ કરવો અને રાજાનો એ ધર્મ છે કે, એવા ધર્મભ્રષ્ટ પરિવ્રાજકો તથા પરિવ્રાજિકાઓને તેમના અપરાધનું ઉચિત શાસન આપવું કે જેથી બીજાઓને પણ કાંઇક શિક્ષણ મળે. બૌદ્ધધર્મના અનુયાયી કેટલાક બ્રાહ્મણોએ પણ શાક્ત તથા કાપાલિક ધર્મ જેવા ભ્રષ્ટ ધર્મોનો સ્વીકાર કરીને ગુપ્તતાથી પવિત્ર ભારતભૂમિમાં ભ્રષ્ટાચારનો પ્રચાર કરવા માંડ્યો છે, તો તેવા ભ્રષ્ટ બ્રાહ્મણોને પણ તેમના અપરાધનો ઉચિત દંડ મળવાની આવશ્યકતા છે. તીવ્ર વૈરાગ્યના પ્રસંગે અન્ય આશ્રમોનું પાલન કર્યા વિના જ સંન્યાસાશ્રમનો સ્વીકાર કરી શકાય છે; પરંતુ તે એક અપવાદ હોવાથી તેની નિયમમાં ગણના કરી શકાય તેમ નથી. અહીં કદાચિત્ કોઈ એવી શંકા કરશે કે, બૌદ્ધ ધર્મનાં ભિક્ષુક તથા ભિક્ષુકાઓની ભ્રષ્ટતાના કારણથી બૌદ્ધ ધર્મનો જ ત્યાગ શામાટે કરવો જોઇએ ? તો તેનું ઉત્તર એ છે કે, એ ભ્રષ્ટતાનો ઉદ્ભવ બુદ્ધના પોતાના પ્રમાદમાંથી જ થયેલો હોવાથી બૌદ્ધ ધર્મનો ત્યાગ તો સર્વથી પ્રથમ જ થવો જોઇએ; કારણ કે, નહિ તો જો બૌદ્ધ ધર્મનું આ ભારતવર્ષમાં અસ્તિત્વ હશે, તો પુન: તેના યોગે આવી જ ભ્રષ્ટતાનો નવીનતાથી ઉદ્ભવ થશે અને તેમ થતાં આ ભારતભૂમિ, આપણી સ્વર્ગાદપિ ગરીયસિ જન્મભૂમિ સદાને માટે અધોગતિની ગહન ગર્ત્તામાં પડી જશે. આજે સમય બહુ થઈ ગયો છે અને મારે 'વસન્ત વિહાર'માં જવાનું છે, એટલે આજના મારા વ્યાખ્યાનની હું આટલેથી જ પરિસમાપ્તિ કરું છું અને આવતી કાલે વેદાંત ધર્મની વ્યાવહારિકતા તથા બંધ અને મોક્ષ આદિ આધ્યાત્મિક વિષયોની ચર્ચા કરવાનો મારો સંકલ્પ છે."

એવી રીતે પોતાના આજના વ્યાખ્યાનની સમાપ્તિ કરીને સ્વામીશ્રી શંકરાચાર્યે પોતાના મધુર કંઠથી સમાપ્તિદર્શક નિમ્ન લિખિત સ્તોત્રને ગાવાનો આરંભ કર્યો:-

" 'જે જેવું વાવે લણે તેવું', એ ભવે બોલાય છે;
કારણો પ્રમાણે કાર્યનું પરિણામ પણ દેખાય છે;
પરિણામ ઉત્તમ કાર્યનું ઉત્તમ જ નિશ્ચિત થાય છે;
ને અવરનું છે અવર, એ સંન્યાય નહિ લોપાય છે;
ને રૂપધારી બંધનોમાં બદ્ધ રૂહે એ નિયમ છે;
પણ રૂપનામ ઉભય થકી આત્મા પૃથક્ નિર્નિયમ છે;
આત્મા સદા છે મુક્ત ને તું તે જ આત્મસ્વરૂપ છે;
એ જાણી વદ તું 'ૐ તત્સત્ ૐ' કે' તદ્રૂપ છે!"

એ સ્તોત્રની સમાપ્તિ થતાં ભગવાન્ શંકરાચાર્યે સર્વ લોકોપર મૃદુ હાસ્યપૂર્ણ પ્રશાંત દૃષ્ટિનો પાત કર્યો. એ વેળાયે તેમના તે વિનયપૂર્ણ તથા ઓજસ્વિની વાણીથી અપાયલા અમૃતોપમ ઉપદેશનું શ્રવણ કરીને સર્વ શ્રોતાઓનાં હૃદય દ્રવી ગયાં; જે બૌદ્ધ તથા જૈન આદિ ધર્મના અનુયાયિજનો કેવળ વિરોધભાવથી જ એ સભામાં આવ્યા હતા, તેમના વિરોધભાવનો તત્કાળ લોપ થઈ ગયો અને સર્વ જનો એક ક્ષણને માટે સંસારનાં સર્વ સુખદુઃખોને ભૂલી ગયાં. જેટલા બૌદ્ધધર્મીયો ત્યાં આવ્યા હતા, તેમનો બૌદ્ધ ધર્મને ત્યાગીને સ્માર્ત્ત ધર્મને સ્વીકારવાનો દૃઢ નિશ્ચય થવાથી તે સર્વના પ્રતિનિધિ તરીકે એક વૃદ્ધ અને પ્રતિષ્ઠિત ગૃહસ્થ પોતાના સ્થાનેથી ઊઠી શ્રી શંકરાચાર્ય સમક્ષ આવી તેમનાં ચરણોમાં મસ્તકને નમાવીને દીન વાણીથી કહેવા લાગ્યો કેઃ—

"ભગવન્, આપના વિશે અત્યાર સુધી ભ્રમણાથી મેં મારા અંતઃકરણમાં દ્વેષભાવને સ્થાન આપવાનો જે ઘોર અપરાધ કર્યો છે, તે અપરાધની દીનતાથી હું ક્ષમા યાચું છું. આજથી હું અને મારા કેટલાક સંબંધી તથા મિત્રો આપનાં ચરણોના ઉપાસક તથા સેવક થયા છીએ અને અમો આશા રાખીએ છીએ કે, આપ શ્રીમાને આ વલ્લભીનગરમાં જે પવિત્ર સ્માર્ત્ત ધર્મને પ્રચારવાનો નિશ્ચય કર્યો છે, તે સ્માર્ત્ત ધર્મનો અવશ્ય પ્રચાર થશે જ અને તેનો વિરોધ કોઈ પણ કરશે નહિ; કારણ કે, અંદરથી તો બૌદ્ધધર્મગુરુઓના અનાચારોથી સર્વ જનો કંટાળી ગયા છે. અનાથનાથ અને પતિતપાવન ભગવન્, આપ અમોને પોતાના દાસ તરીકે સ્વીકારી લ્યો, એટલી જ અમારી અભ્યર્થના છે!"

તે વૃદ્ધ ગૃહસ્થે આ પ્રમાણેની પ્રાર્થના કરીને ભગવાન્ શંકરાચાર્યનાં ચરણોને પોતાના હસ્તોવડે પકડી લીધાં અને પુનઃ તે વૃદ્ધ અત્યંત દૈન્યદર્શક મુદ્રાથી ભગવાનના મુખારવિન્દને જોતો ક્ષીણ સ્વર તથા આર્જવતાથી કહેવા લાગ્યો કેઃ–"બોલો, ભગવન્, આપે અમો સર્વ વિરોધીઓના અપરાધની અમોને ઉદારતાથી ક્ષમા આપી છે, એમ એકવાર આપના શ્રીમુખથી બોલો. ખરેખર જો આપ આટલા બધા દયાળુ ન હોત, તો લોકો આપને 'ભગવન્' કહીને કદાપિ બોલાવત નહિ. ભગવન્, આપના નિષ્કલંક નામને કલંક લગાડવાના જેમની જિહ્વાઓએ અનેકવાર પ્રયાસ કરેલા છે, તે આપના શત્રુઓપર, અમારા જેવા અધઃપતિત અધમોપર પણ આપે દયા કરેલી છે, એ વાર્ત્તા જ્યારે લોકોના જાણવામાં આવશે, તે વેળાયે આ અખિલ વિશ્વમાંના સર્વ મનુષ્યો આપનાં ગુણગાન ગાવા માંડશે, એ નિઃસંશય હોવાથી આશા છે કે, આપ અમારી આશાને નિરાશાનું સ્વરૂપ તો નહિ જ આપો!"

તેની એ પ્રાર્થનાના ઉત્તરમાં શંકરાચાર્ય તેના હૃદયનું સાંત્વન કરતા શાંત ભાવથી કહેવા લાગ્યા કેઃ–"અમો સંન્યાસીઓનો કોઇના પ્રતિ દ્વેષભાવ હોતો જ નથી અને જ્યારે તમોએ પશ્ચાત્તાપપૂર્વક પોતાના અપરાધનો સ્વીકાર કર્યો છે, એટલે અવશ્ય તમો ક્ષમાને પાત્ર છો અને તમો સર્વને હું તમારા અપરાધની નિષ્કપટ ભાવથી ક્ષમા આપું છું. તમારા ભયને દૂર કરવાનો સત્ય ઉપાય એ જ છે કે, સદાચારને સ્વીકારો અને ભ્રષ્ટતાનો પરિત્યાગ કરો. આ વિશ્વ તમારા મિત્રોથી જ ભરેલું હોવાથી તમારો શત્રુ કોઈ પણ છે જ નહિ. સર્વ ભૂતોમાં

સમાન પ્રેમ રાખવો, એ જ જીવનના શાંતિલાભનો એક માત્ર ઉપાય છે. અખંડનીય સત્ય તથા સત્યના આધારપર ઊભેલા ધર્મને તમો તમારા હૃદયમાં અંકિત કરો, વેદોમાં વિશ્વાસ રાખો અને વેદાંતજ્ઞાનથી વિભૂષિત થાઓ. હે માનવો! અહંકાર, અભિમાન, ક્રોધ, લોભ, મોહ અને કામ આદિ વિકારોથી વિકલેન્દ્રિય થયેલા સ્વાર્થાન્ધ અને ભ્રાંત જીવો! પરમશાંતિમય અને પરમાત્મસાક્ષાત્કારમય વેદાન્ત મતનું અવલંબન કરો એટલે તેથી તમારો અહંકાર અદૃશ્ય થશે, તમારા અભિમાનનો અંત આવશે, તમારા કોપનો લોપ થશે, તમારો લોભ ક્ષોભમાં પડી જશે, તમારો મોહ છિન્ન થશે અને તમારો કામ બળીને ભસ્મીભૂત થઈ જશે. હે જીવો, અપૌરુષેય વેદોના એક પ્રતિનિધિ તરીકે હું તમને શાંત, ગંભીર તથા પ્રસન્નતાદાયક મોક્ષના માર્ગને દર્શાવવામાટે તમારા દ્વારમાં આવીને ઊભો છું એટલે એ માર્ગને જોઈ લ્યો અને દુઃખના માર્ગને સંકુચિત કરવામાટે એ પરમ સુખના માર્ગનું અવલંબન કરી લ્યો!"

તે વૃદ્ધે ભગવાન્ શંકરાચાર્યનાં આ વાક્યોનું શ્રવણ કરીને કહ્યું કેઃ–"ભગવન્, આજે અમોને આપનાં ચરણોનો આશ્રય મળવાથી અમો કૃતાર્થ થયા છીએ અને તેથી અમો સર્વ સેવકો અમારી સંપત્તિનો અર્ધ ભાગ આપનાં શ્રીચરણોમાં સમર્પિત કરીએ છીએ."

"નહિ, વત્સ! સંન્યાસીને એવી રીતે સંપત્તિના સ્વીકારનો અધિકાર નથી. જો તમારી એ સંપત્તિનો પરોપકારમય કૃત્યમાં જ વ્યય કરવાની ઇચ્છા હોય, તો એ સંપત્તિનો એક વેદશાળાની સ્થાપનામાં વ્યય કરો એવી મારી તમને આજ્ઞા છે." સ્વામી શંકરાચાર્યે પોતાની નિસ્પૃહતા તથા અકિંચનતાનો પરિચય કરાવ્યો.

એ પછી બાલ, વૃદ્ધ અને તરુણ સર્વ જનો ભગવાન્ શંકરાચાર્યનાં ચરણોમાં પડીને પ્રણિપાત કરવા લાગ્યા અને સ્ત્રીઓએ દૂરથી પુષ્પો ફેંકીને પોતાના હૃદયની સદ્‌ભાવનાને વ્યક્ત કરી બતાવી. ગંભીર તથા પવિત્ર શતાવધિ શંખોના ધ્વનિ સાથે મળીને સહસ્રાવધિ માનવમુખોમાંથી નીકળતા જયનાદથી આકાશ પણ નિનાદિત થતું દેખાવા લાગ્યું.

સંધ્યાકાળ થવામાં હવે બહુ જ અલ્પ અવકાશ હોવાથી સભાનું વિસર્જન કરવામાં આવ્યું અને પ્રથમ સ્ત્રીઓમાટે બહાર નીકળવાની વ્યવસ્થા કરવામાં આવી. સ્ત્રીઓની સંખ્યા પણ એક હજાર કરતાં અધિક હોવાથી અને તેમની ગતિ મંદ હોવાથી તેમના નીકળતાં સુધીમાં સૂર્યનો અસ્ત થઈ ગયો અને તેથી દીપકો પ્રકટાવવા પડ્યા. ત્યારપછી પોતાનાં આશ્વાસક વાક્યોથી સર્વને અભય આપતા તથા ભક્તોના હૃદયમાં શાંતિના સુપ્રકાશને વિસ્તારતા ભગવાન્ શંકરાચાર્ય પોતાના સંન્યાસી શિષ્યોસહિત 'વસન્તવિહાર'માં જવામાટે ત્યાંથી રવાના થયા. રાજા શીલાદિત્ય તથા પુષ્પધન્વા તેમ જ રાજકર્મચારી તથા કેટલાક અન્ય પ્રતિષ્ઠિત નાગરિકો તેમને વળાવવા માટે નગરના દ્વારના બાહ્યભાગ પર્યન્ત સાથે ગયા અને ત્યાંથી ભગવાનની આજ્ઞા થવાથી તેઓ નિરુપાય થઇને પાછા વળ્યા.

અનંગભદ્રા સાથે પુષ્પધન્વાની દાસી ચારુહાસિની હોવાથી તેને પુષ્પધન્વાએ કલાસમંડપમાંથી સંભાળીને ઘેર લઈ જવામાટેની સૂચના પ્રથમથી જ

આપેલી હોવાથી તે નિશ્ચિન્ત હતો અને તેથી ઘેર આવવાની તેણે ઉતાવળ કરી નહોતી. પરંતુ સંધ્યાકાળને લગભગ અર્ધ પ્રહર જેટલો સમય થઈ ગયા પછી જ્યારે તે ઘેર આવ્યો અને દ્વારપાલને અનંગભદ્રા તથા ચારુહાસિનીના આગમનના સમાચાર પૂછતાં તેમના ત્યાં ન આવવાની વાર્ત્તા તેના જાણવામાં આવી એટલે તે આશ્ચર્યથી દિગ્મૂઢ જેવો બની ગયો અને પોતાના મનમાં નાના પ્રકારના કુતર્કો કરવા લાગ્યો. પ્રથમ તેના મનમાં 'તે કદાચિત્ રાજનન્દિની મંદોદરી સાથે રાજમહાલયમાં ગઈ હશે અને તેથી જ તેના આવવામાં વિલંબ થયો હશે;' એ પ્રમાણેની કલ્પનાનો ઉદ્ભવ થયો, પરંતુ એટલામાં તેના એક ગુપ્તચરે આવીને જે ભયાનક ભેદમય વૃત્તાન્ત તેને સંભળાવ્યો તેથી તેની એ કલ્પનાનો લોપ થઈ ગયો અને તે કોપની જ્વાળાથી ભસ્મીભૂત થવા લાગ્યો.

પુષ્પધન્વા પોતાના તે ગુપ્તચરને લઇને પોતાના એકાન્ત કક્ષમાં ગયો અને ત્યાં એક આસનપર બેસીને ગંભીરતાથી તેણે તે ગુપ્તચરને પૂછ્યું કે:-"નન્દક, તું જાતિનો શૂદ્ર હોવા છતાં તારું હૃદય ક્ષુદ્ર નથી અને તારા શરીરનો વર્ણ કૃષ્ણ હોવા છતાં તારું અંતઃકરણ અર્જુન અથવા ધવલ છે, એ હું સારી રીતે જાણું છું અને તેથી જ મારો તારામાં દૃઢ વિશ્વાસ બંધાયલો છે; છતાં આજની આ ઘટના મહાભયંકર હોવાથી હું તને વળી પણ પૂછું છું કે, તું કહે છે તે સર્વ વાર્ત્તા સત્ય અને યથાર્થ છે કે કેમ? તેમ જ તું કહે છે તેવો સર્વ પ્રબંધ તેં કરી રાખ્યો છે ખરો કે?"

"હું આપ સમક્ષ જે વાર્ત્તા લઇને અત્યારે આવ્યો છું, તે વાર્ત્તામાંનો જો એક અક્ષર પણ અસત્ય સિદ્ધ થાય, તો તે અપરાધના દંડ તરીકે હું મારું આ મસ્તક આપનાં ચરણોમાં સમર્પી દેવાને તૈયાર છું. મેં મારા કથન અનુસાર સર્વ પ્રબંધ જો કે કરી રાખ્યો છે, તો પણ મધ્યરાત્રિ પર્યન્ત જો આપણે ત્યાં નહિ પહોંચી જઇએ, તોપછી પરિણામ શું થશે, એ વિશે હું નિશ્ચયપૂર્વક કાંઈ પણ કહી શકતો નથી." નન્દકે નિર્ભયતાથી એ પ્રમાણેનું ઉત્તર આપ્યું.

"બહુ સારું; પણ તું એ જાણે છે ખરો કે, કાકૂ શેઠ અત્યારે કયાં અને કયા સ્થાનમાં છે? કારણ કે, જો કે વલ્લભીનગરમાં સર્વત્ર અત્યારે તેના અહીં ન હોવાની વાર્ત્તા પ્રસરેલી છે, પરંતુ મારા હૃદયમાં એવી દૃઢ શંકા છે કે, તે વલ્લભીનગરમાં જ કોઈ ગુપ્ત સ્થાનમાં છુપાઇને બેઠેલો હોવો જોઇએ." પુષ્પધન્વાએ નન્દક સમક્ષ પોતાની એક શંકાનો પ્રકાશ કર્યો.

"આપની શંકા યથાર્થ છે;" નન્દક તેની શંકાની સત્યતાને દર્શાવતો કહેવા લાગ્યો: "કારણ કે, અત્યારે કાકૂ શેઠ 'રાજવિહાર'માંના ભૂમ્યંતર્ગત ભવનમાં નિશ્ચિન્ત થઇને બેઠા છે અને ભગવાન્ શંકરાચાર્ય જ્યાં સૂધી વલ્લભીનગરમાંથી પ્રયાણ ન કરી જાય, ત્યાં સૂધી ત્યાંથી બહાર નીકળવાની બુદ્ધભદ્રે તેમને સ્પષ્ટતાથી ના પાડી દીધી છે. હું વસ્તુતઃ સ્માર્તધર્મનો અનુયાયી હોવા છતાં લોકોની દૃષ્ટિમાં અદ્યાપિ બૌદ્ધધર્મનો એક અતિશ્રદ્ધ અનુયાયી હોવાથી અને બુદ્ધભદ્રે મારી યુવતી વિધવા ભગિનીના વૈધવ્યધર્મનો ઉચ્છેદ તથા વધ કર્યા છતાં પણ મેં કોઈ પણ પ્રકારની અદ્યાપિ ચાસન વિરુદ્ધતા ન દર્શાવેલી હોવાથી બૌદ્ધ વિહારોના સર્વ ગુપ્ત ભાગોમાં જવા આવવાનો મારા માટે પ્રતિબંધ કરવામાં આવ્યો નથી અને તેથી

જ આ વાર્ત્તા મારા જાણવામાં આવી શકી છે. હા, જ્યાં સુધી મારા આ હસ્તોથી દુષ્ટાત્મા પાખંડી બુદ્ધભદ્રના જીવનનો અંત નહિ થાય, ત્યાં સુધી મારો અને મારી ભગિનીનો આત્મા કદાપિ શાંત થઇને નથી બેસવાનો તે નથી જ બેસવાનો !"

"જો એમ જ હોય, તો તારે અત્યારે સર્વથી પ્રથમ જે કાર્ય કરવાનું છે તે એ જ કે, તું આ ક્ષણે જ કાકૂ શેઠ પાસે જા અને તેને 'પુષ્પધન્વા બૌદ્ધધર્મને સ્વીકારીને તમારા પક્ષમાં આવવાને તૈયાર થયા છે, બુદ્ધભદ્ર ત્યાં તેમની પાસે જ બેઠેલા છે અને અમુક વિષયના વિચારમાટે ત્યાં તમારી આવશ્યકતા હોવાથી બુદ્ધભદ્રે જ અત્યારે તમને ત્યાં લઈ જવામાટે મને અહીં મોકલ્યો છે;' એ પ્રમાણે કહીને અહીં લઈ આવ. તે અહીં આવશે એટલે પ્રતિશોધ અથવા પ્રતિહિંસા વિષયક તારી આકાંક્ષા આજની રાત્રિમાં અથવા તો આવતી કાલે જ પૂરી થઈ જશે અને મારું હવે પછીનું કાર્ય પણ સરળ થઈ પડશે." પુષ્પધન્વાએ કેટલોક વિચાર કરીને નન્દકને એ પ્રમાણેની આજ્ઞા આપી.

"અન્નદાતાની આજ્ઞા અનુસાર શીઘ્ર જ હું કાકૂ શેઠને લઇને સેવામાં ઉપસ્થિત થાઉં છું." આટલા શબ્દો ઉચ્ચારીને અહીરજાતિભૂષણ નન્દક તત્કાળ ત્યાંથી પ્રયાણ કરી ગયો.

તેના જવા પછી પુષ્પધન્વાએ એક પત્રિકા લખી નાખી અને ત્યાર પછી પોતાના એક અન્ય સેવકને બોલાવી તે પત્રિકા તેના હસ્તમાં આપીને કહ્યું કે: "આ પત્રિકા લઇને આ ક્ષણે જ તું રાજમહાલયમાં જા અને ત્યાંના દ્વારપાલને મારા નામથી આ પત્રિકા મહારાજા શીલાદિત્યને પહોંચાડવાનું કહેજે. આનું ઉત્તર લાવવાની આવશ્યકતા નથી, માત્ર દ્વારપાલ તે પત્રિકા મહારાજાના હસ્તમાં અપાઈ ગયાનું જણાવે, એટલે તત્કાળ તું ત્યાંથી પાછો ચાલ્યો આવજે. મારું નામ લઇશ, એટલે તને ત્યાં કોઈ પણ અટકાવશે નહિ અને મહારાજા જો નિદ્રાધીન થયેલા હશે, તો તેમની નિદ્રાનો ભંગ કરીને પણ આ પત્રિકા અત્યારે જ તેમના હસ્તમાં પહોંચાડવામાં આવશે. પરંતુ તું મારો જ દૂત છે, એના નિશ્ચયમાટે આ મુદ્રિકાને સાથે લેતો જા અને જો કોઈ દ્વારપાલ કે મહારાજાનો અંગરક્ષક આ ચિહ્નને જોવાની ઇચ્છા દર્શાવે, તો તેને આ મુદ્રિકા બતાવજે એટલે તારા માર્ગમાંનાં સર્વ વિઘ્નો દૂર થઈ જશે."

આ પ્રમાણેની આજ્ઞા આપીને પુષ્પધન્વાએ પોતાની કરાંગુલિમાંથી એક માણિક્યજડિત મુદ્રિકા કાઢીને તે અનુચરના હસ્તમાં આપી અને તે લઇને પુષ્પધન્વાની આજ્ઞાનુસાર તે અનુચર પણ ત્યાંથી રાજમહાલયપ્રતિ જવાને ચાલતો થઈ ગયો. અનંગભદ્રા સાથે પ્રભાતભોજન લીધા પછી પુષ્પધન્વાને જળપાન કરવા જેટલો પણ અવકાશ મળેલો ન હોવાથી તેણે એક દાસીને ભોજન લાવવામાટેની આજ્ઞા કરી દીધી. નાનાવિધ ભોજનો તૈયાર હતાં એટલે ગૃહસ્વામીની આજ્ઞા થતાંની સાથે જ તે ભોજનોના થાળ ત્યાં લાવીને હાજર કરવામાં આવ્યા અને તેના પડતા શબ્દને ઝીલી લેવામાટે કેટલીક દાસીઓ ત્યાં કરબદ્ધ થઇને ઊભી રહી. પુષ્પધન્વાએ ભોજન મગાવ્યું તો ખરું, પરંતુ એ વેળાયે ચિન્તા તથા ક્રોધના અગ્નિની જ્વાળાએ તેના જઠરાગ્નિને મંદ કરી નાખેલો હોવાથી તેનાથી જોઇએ તેટલા પ્રમાણમાં એ ભોજનને ન્યાય આપી શકાયો નહિ અને તેથી અલ્પ આહાર કરી જળપાનથી જ તેણે

પોતાના ઉદરને ભરી નાખ્યું અને ત્યારપછી તે કેટલાક ગંભીર વિચારોમાં નિમગ્ન થઈ ગયો. તે સુવર્ણાસનપરની રેશમની ગાદીપર બેસી મોટા ગોળ તકિયાને અઢેલીને વિચાર કરતો મનોગત કહેવા લાગ્યો કે:—

"અનંગભદ્રાની અદૃશ્યતાના ભેદના જે સમાચાર નન્દકે મને સંભળાવ્યા છે અને તેમાં દુષ્ટાત્મા બુદ્ધભદ્રનો હસ્ત હોવાની જે ગુપ્ત વાર્ત્તા જણાવી છે, તે જો સર્વાંશે સત્ય હશે અને બુદ્ધભદ્રના પાખંડને પ્રકાશમાં લાવવાની મારી ધારણા જો કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના પાર પડી જશે, તો આવતી કાલના સૂર્યના અસ્ત સાથેજ આ વલ્લભીનગરમાં બૌદ્ધધર્મ નામક પાખંડ ધર્મના સૂર્યનો પણ સદાને માટે અસ્ત થશે અને જે લોકો અત્યારે પોતાને બૌદ્ધધર્મીય તરીકે ઓળખાવવામાં એક પ્રકારનો ગર્વ માને છે, તેમના ગર્વનું નિરસન થતાં અને બૌદ્ધ વિહારોમાં ચાલતી ભયાનક ભ્રષ્ટતાઓનો ભેદ તેમના જાણવામાં આવતાં તેઓ બૌદ્ધધર્મના પરમ શત્રુ થઇને ભગવાન્ શંકરાચાર્યના સ્માર્ત્તધર્મના અનુયાયી થઈ જશે, એ સર્વથા નિર્વિવાદ વાર્ત્તા છે. જો કે અનંગભદ્રા અત્યારે એક ભયંકર સંકટમાં આવી પડી છે અને તેની સાથે મારી પરમ વિશ્વાસપાત્ર દાસી ચારુહાસિની તેમજ અન્ય બે દાસીઓ પણ આપત્તિમાં સપડાયલી છે; છતાં કોઈ અનિષ્ટ ઘટનાનું પણ ઇષ્ટ પરિણામ આવે છે, એટલે મને એવો જ ભાસ થયા કરે છે કે, એ યુવતીઓની આ અલ્પકાલિક આપત્તિ આ વલ્લભીનગરની અસંખ્ય અબળાઓની ચિર આપત્તિનો સદાને માટે અંત લાવી નાખશે અને તેથી આ અનિષ્ટ ઘટના પણ ઇષ્ટ ફલદાયિની જ થઈ પડશે. કોઈ પણ વસ્તુ જ્યારે ઉન્નતિની ચરમ સીમાને પહોંચી જાય છે, એટલે પછી શીઘ્ર જ તેની અવનતિનો આરંભ થાય છે; તેમ જ જ્યારે કોઈ પણ વસ્તુ અધઃપાતની ચરમ સીમાને પહોંચી જાય છે; એટલે પછી તત્કાળ તે વસ્તુના ઊર્ધ્વગમનનો પ્રારંભ થતો દેખાય છે, એ આ પરિવર્ત્તનશાલી વિશ્વનો એક ત્રિકાલાબાધિત નિયમ હોવાથી, મારી ધારણા અનુસાર, બૌદ્ધ ધર્મના ઉન્નતિની ચરમ સીમાને પ્રાપ્ત થયેલા અત્યાચારો તથા ભ્રષ્ટાચારોની અવનતિનો કાળ હવે આવી લાગ્યો છે અને અવનતિગત વેદધર્મની ઉન્નતિનો સંભવ હવે પ્રત્યક્ષ દેખાય છે. જો એમ ન હોય, તો ભગવાન્ શંકરાચાર્યનું વલ્લભીનગરમાં આગમન અને બૌદ્ધ વિહારોના વરિષ્ઠ અધિકારી અને બૌદ્ધ ભિક્ષુઓ તથા ભિક્ષુકીઓના એકસત્તાધીશ પરિવ્રાજક બુદ્ધભદ્રના પાપોનો પ્રકાશ, એ બે ઘટનાઓ એકસમયાવચ્છેદે કદાપિ ઉપસ્થિત થાય જ નહિ; અસ્તુ: ત્યારે કાકૂ સમક્ષ મારે આ સર્વ રહસ્યનો સ્ફોટ કેવા પ્રકારે કરવો?"

પુષ્પધન્વા કેટલીકવાર સુધી એવી રીતે વિચારમાં ને વિચારમાં જ નિમગ્ન રહ્યો અને એ વિચારમાં તેનો કેટલો સમય વીત્યો, એનું પણ તેને ભાન નહોતું. અચાનક નન્દકના આગમનથી તેની વિચારનિદ્રાનો ભંગ થયો અને નન્દક કાંઈ પણ બોલે તે પૂર્વે તો પુષ્પધન્વાએ જ આતુરતાથી તેને પૂછ્યું કે: "કેમ, તારું કાર્ય સફળ થયું? કાકૂ શેઠ આવ્યા?"

"જી હા, તેમને હું મારી સાથે લાવ્યો છું અને તેમને આ કક્ષમાં લાવું કે અન્ય કક્ષમાં એમાટેની આજ્ઞા લેવામાટે તેમને બહાર ઊભા રાખીને હું અહીં આવ્યો છું." નન્દકે પોતાના કાર્યની સફળતાના સમાચાર સંભળાવ્યા.

પુષ્પધન્વાના મુખમંડળમાં એક પ્રકારના આનંદની છટા દૃષ્ટિગોચર થવા લાગી અને તેના એ આનંદમાં વૃદ્ધિ કરવામાટે તેનો બીજો અનુચર પણ એ ક્ષણે જ રાજમહાલયમાંથી પાછો આવી લાગ્યો. તેણે કહ્યું કે: “શ્રીમાનની પત્રિકા મહારાજાધિરાજના હસ્તમાં પહોંચી ગઈ છે અને યોગ્ય પ્રબંધમાટેની તેમણે યોગ્ય અધિકારીને આજ્ઞા કરી દીધી છે.” પુષ્પધન્વાએ નન્દકને કહ્યું કે: ‘કાકૂ શેઠને માનપૂર્વક આ કક્ષમાં જ લઈ આવ; અન્ય કક્ષમાં જવાની આવશ્યકતા નથી. અહીં તાંબૂલ આદિ આવી ગયા પછી આ કક્ષમાં મારા બોલાવ્યા વિના અન્ય કોઈ પણ ન આવે તેમ જ અમારો વાર્તાલાપ કોઇના સાંભળવામાં ન આવે, એમાટે તું આ કક્ષના બાહ્ય ભાગમાં જ સાવધતાથી ઊભો રહેજે” નન્દક કાકૂને લાવવામાટે બહાર ચાલ્યો ગયો અને એક દાસી તાંબૂલ આદિ વસ્તુઓ ત્યાં રાખીને પાછી ચાલી ગઈ.



## પ્રકરણ ૪ થું
## બૌદ્ધ વિહારનો ભયંકર ભેદ!

કાકૂએ કક્ષમાં પ્રવેશ કરતાંની સાથેજ પુષ્પધન્વાએ પોતાના આસનપરથી ઊઠીને તેને ઉચિત માન આપ્યું અને ત્યાર પછી આદર પૂર્વક તેને પોતાના આસનની સામેના એક બીજા સુવર્ણાસનપર બેસાડ્યો. કાકૂએ બેસતાં જ પુષ્પધન્વાને પૂછ્યું કે: “નન્દકે મને એમ જણાવ્યું હતું કે, પરિવ્રાજક બુદ્ધભદ્ર પણ અહીં છે, તો તેઓ અત્યારે અહીં કેમ જોવામાં નથી આવતા? મને પ્રપંચથી તો અહીં બોલાવવામાં નથી આવ્યો? મહાશય પુષ્પધન્વા, તમો સ્માર્તધર્મના અનુયાયી છો અને મહારાજાના દક્ષિણ બાહુ છો, એટલે મારો તમારામાં દૃઢ વિશ્વાસ નથી બંધાતો; કારણ કે, બૌદ્ધધર્મીયોપર મહારાજાની વક્ર દૃષ્ટિ હોવાથી અમો બૌદ્ધધર્મીયોના હૃદયમાં પ્રપંચની શંકા રહ્યા કરે છે.”

“કાકૂ શેઠ, અત્યારે મારા હસ્તે આપની કોઈ પણ પ્રકારની હાનિ થવાની નથી, એ આપ નિશ્ચયપૂર્વક માનજો અને મારા વચનમાં સંપૂર્ણ વિશ્વાસ રાખજો, એવી મારી આપને નમ્ર પ્રાર્થના છે. મેં અત્યારે આપને આ મારા આગારમાં પ્રપંચથી બોલાવ્યા છે, એ આપની ધારણા સત્ય છે; પરંતુ એક મહાભયંકર પ્રપંચ તથા ભ્રષ્ટાચારનો આપને આજે મારે સાક્ષાત્કાર કરાવવાનો છે અને તેથી જ મારે આ પ્રપંચ કરવો પડ્યો છે. પરંતુ આપને સત્ય વાર્ત્તા જણાવવા પૂર્વે હું કેટલાક પ્રશ્નો પૂછવા માગું છું અને આશા છે કે, આપ મારા તે પ્રશ્નોનાં યથાર્થ ઉત્તર આપવાની ઉદારતા દર્શાવશો જ. જો મારા તે પ્રશ્નોના આપ સમાધાનકારક ઉત્તર આપશો, તો હું અવશ્ય સ્માર્ત્ત ધર્મને ત્યાગીને આપના બૌદ્ધ ધર્મનો અંગીકાર કરીશ.” પુષ્પધન્વાએ પોતાના ભાષણનો પૂર્વ પ્રસ્તાવ કર્યો.

પુષ્પધન્વાના “મેં અત્યારે આપને મારા આગારમાં પ્રપંચથી બોલાવ્યા છે;” એ શબ્દો સાંભળીને કાકૂના મુખમંડળમાં જો કે મલિનતાની છાયા તો આવી ગઈ; તોપણ હૃદયને દૃઢ રાખીને પોતાના આંતરિક ભયને ન દર્શાવતાં તેણે કહ્યું કે: “તમારા પ્રશ્નોનાં યથાશક્તિ અને યથાબુદ્ધિ સંતોષકારક ઉત્તરો આપવાનો

હું મારાથી બની શકતો પ્રયત્ન કરીશ; માટે જે કાંઈ પણ પ્રશ્નો પુછવા હોય તે વિલંબ ન કરતાં આનંદથી પુછો."

"ત્યારે મારો પ્રથમ પ્રશ્ન એ છે કે, આપણે કોઈ પણ ધર્મને ધારણ કરીને અમુક એક ધર્મના અનુયાયી થઇએ છીએ તે શામાટે અને ધર્મગુરુઓને અતિશય પૂજ્યભાવથી પૂજીએ છીએ તેનું કારણ શું છે વારુ? કારણ કે, કારણ વિના કોઈ પણ કાર્યનો સંભવ હોતો જ નથી, એ તો આપ સારી રીતે જાણો જ છો." પુષ્પધન્વાએ શાંત ભાવથી પોતાના પ્રથમ પ્રશ્નનો ઉચ્ચાર કર્યો.

"આપણે કોઈ પણ ધર્મને ધારણ કરીને અમુક એક ધર્મના અનુયાયી થઇએ છીએ, તેમાં આપણો, આપણા આ લોક તથા પરલોકના કલ્યાણનો ઉદ્દેશ સમાયલો હોય છે અને ધર્મગુરુઓને આપણે અતિશય પૂજ્યભાવથી પૂજીએ છીએ તે માત્ર એ કારણથી જ કે, તેઓ આપણને ધર્મ તથા નીતિના માર્ગમાં દોરી જાય છે અને આપણને નિર્વાણનો સાક્ષાત્કાર કરાવે છે." કાકૂએ પુષ્પધન્વાના પ્રશ્નનું યોગ્ય ઉત્તર આપ્યું.

"ત્યારે આપના આ ઉત્તરથી એ તો નિઃશંક સિદ્ધ થાય છે કે, ધર્મગુરુઓની ધર્મભાવના તથા નીતિરીતિ સાધારણ સાંસારિક મનુષ્યો કરતાં બહુ જ ઉત્કૃષ્ટ તથા આદર્શ હોવી જોઇએ; કારણ કે, જો તેમ ન હોય, તો તેઓ આપણને ધર્મના માર્ગમાં દોરી જવાનું તથા નિર્વાણનો આપણને સાક્ષાત્કાર કરાવવાનું કાર્ય યથાર્થતાથી કરી શકે જ નહિ. આ કારણથી પ્રત્યેક ધર્મમાં ધર્મોપદેશકોમાટે અમુક પ્રકારના નિયમો કરેલા હોય છે એટલે બૌદ્ધધર્મના ભિક્ષુ, પરિવ્રાજક અથવા ધર્મોપદેશકોમાટે પણ બુદ્ધ ભગવાને તેવા નિયમો કરેલા હોવા જ જોઇએ. હવે તે નિયમ શા છે, તે આપ જાણો છો ખરા કે?" પુષ્પધન્વાએ કાકૂના ઉત્તરમાંથી જ એક નવો પ્રશ્ન શોધી કાઢચો.

એના ઉત્તરમાં કાકૂએ જણાવ્યું કે: "અમારા બૌદ્ધ ધર્મમાં કોઈ પણ મનુષ્યને દીક્ષા આપતી વેળાએ તેનું મુંડન કરવામાં આવે છે અને ત્યારપછી તે દીક્ષા લેનાર મનુષ્ય કાષાય વસ્ત્રો લઇને ત્યાં એકત્ર થયેલા ભિક્ષુઓને નમસ્કાર કરીને ત્રણવાર કહે છે કે, 'સર્વ દુઃખોથી મુક્ત નિર્વાણનો સાક્ષાત્કાર કરવામાટે અનુકંપા દર્શાવીને મને સંન્યાસ આપો!' એ પછી તે ભિક્ષુઓમાંનો એક ભિક્ષુ તેના મુખથી 'बुद्धं सरणं गच्छामि, धम्मं सरणं गच्छामि, संघं सरणं गच्छामि' એ વાકયોનો ત્રણ વાર ઉચ્ચાર કરાવે છે અને તેને પાળવાના દશ નિયમો તેને શીખવે છે. તે દશ નિયમો આ પ્રમાણે છે:–પ્રાણઘાતથી વિરત થવું એટલે કે, અહિંસાધર્મનું પાલન કરવું, ચોરીથી વિરક્ત રહેવું, અખંડ બ્રહ્મચર્યનું દૃઢતાથી પાલન કરવું, અસત્ય ન બોલવું, મદિરા આદિ માદક પદાર્થોનું સેવન ન કરવું, માધ્યાહ્નકાળ પૂર્વે જ જમી લેવું, નૃત્ય અને ગીત આદિ કામવિકારોને ઉત્પન્ન કરનારા વિષયોના સંપર્કમાં ન આવવું, માલગંધ આદિ વિલાસની વસ્તુઓને ધારણ ન કરવી, ઉચ્ચ તથા વિશાળ શય્યામાં ન સુવું અને સુવર્ણ તથા રજત આદિનો સ્વીકાર ન કરવો. આ દશ નિયમોનું પાલન કરવાને પ્રત્યેક શ્રમણ બંધાયલો હોય છે અને જે શ્રમણ એમાંના એક પણ નિયમનો ભંગ કરે છે, તેને સંઘમાંથી તત્કાળ બહિષ્કૃત કરવામાં આવે છે."

"આ નિયમો કેવળ વાણીથી જ પાળવાના હોય છે કે કૃતિથી પાળવાના હોય છે?" પુષ્પધન્વાએ એક વિલક્ષણ પ્રશ્ન પૂછ્યો.

"આ નિયમો કૃતિથી પાળવાના હોય છે; કારણ કે, જો એ નિયમો કેવળ વાણીથી જ પળાતા હોય અને વ્યવહારમાં ન યોજાતા હોય, તો પછી એ નિયમોની મહત્તા શી હોઈ શકે વારુ?" કાકૂએ ગંભીરતાથી કહ્યું.

"ત્યારે તો બુદ્ધભદ્ર આ વલ્લભીનગરમાંના સર્વ બૌદ્ધ શ્રમણોના શિરોમણિ હોવાથી એ દશ નિયમોનું બહુ જ દૃઢતાથી પાલન કરતા હોવા જોઇએ, ખરું કે નહિ?" પુષ્પધન્વાએ હવે ધીમે ધીમે પોતાના ઇષ્ટ વિષયપ્રતિ વળવાનો આરંભ કર્યો.

"સમસ્ત સંઘમાં અત્યારે બુદ્ધભદ્ર એક રત્ન છે અને એ દશ નિયમોના પાલનમાં તેમની સમાનતા કરી શકે, એવો અન્ય કોઈ પણ શ્રમણ છે જ નહિ." કાકૂએ બુદ્ધભદ્રની ધર્મશીલતાની પ્રશંસા કરી.

"કાકૂ શેઠ, આપ ધનનો સંચય કરવામાં અને પરધન તથા પરવસ્તુનો અન્યાય કિંવા પાપથી અપહાર કરવામાં જેટલા ચતુર તથા દક્ષ છો, તેટલા ધર્મના નામથી ચાલતા ભયંકર અધર્મને ઓળખવાની કળામાં નિષ્ણાત નથી, એ આપના મુખમાંથી નીકળતી બુદ્ધભદ્ર જેવા એક મહાપાખંડી અને ભ્રષ્ટ શ્રમણની ધર્મશીલતાની પ્રશંસાથી સ્પષ્ટ જણાઈ આવે છે. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, બુદ્ધભદ્રની કૃતિ બુદ્ધ ભગવાનના શ્રમણોમાટે કરેલા એ દશ નિયમોથી સર્વથા વિપરીત દિશામાં જ વિચરનારી છે અને તેથી તેના જેવો ભ્રષ્ટ તથા પાપાત્મા અન્ય કોઈ પણ શ્રમણ મળી શકે તેમ નથી, એમ કહેવું એ જ અધિક યથાર્થ છે. અદ્યાપિ તેની એ ભ્રષ્ટતાથી આપની કશી પણ હાનિ ન થયેલી હોવાથી એ વિશેનો વિચાર આપના મનમાં આવી શક્યો નથી; પરંતુ આજે હવે આપના આ અજ્ઞાનાવરણના નિવારણનો પ્રસંગ ઈશ્વરની કૃપાથી આવી લાગ્યો છે એટલે આજે હવે તેના રમણીય ભયંકર સત્ય સ્વરૂપને આપ અવશ્ય જોઈ તથા ઓળખી શકશો; કારણ કે, પોતાના મરણનો પ્રસંગ આવ્યા વિના સ્વર્ગ કિંવા નરકનો તેના યથાર્થ સ્વરૂપમાં કદાપિ સાક્ષાત્કાર કરી શકાતો નથી." પુષ્પધન્વાએ કાકૂને બુદ્ધભદ્રની ભયંકરતાનો ભાસ કરાવવા માંડ્યો.

"એક વિધર્મીય મનુષ્ય બૌદ્ધધર્મના એક આવા આદર્શ શ્રમણના ચારિત્ર્યમાં આવા કલંકરૂપ દોષોનો આરોપ કરે, એ સર્વથા સ્વાભાવિક જ છે; પરંતુ મહાશય પુષ્પધન્વન્, તમો એક પરમધીમાન્ તથા વિદ્વાન્ પુરુષ હોવા છતાં આવા એકપક્ષીય વિચારોને પ્રકટ કરો છો, એ ખરેખર એક આશ્ચર્ય જ છે. તમો બુદ્ધભદ્રના નિકટના સમાગમમાં આવ્યા હો, એમ જણાતું નથી; નહિ તો તેમના ચારિત્ર્યવિશે અત્યારે તમારા મુખમાંથી આવા ઉદ્ગારો કદાપિ નીકળત નહિ." કાકૂએ પુષ્પધન્વાને બહુ જ નમ્રતાથી એ ઉપાલંભરૂપ વાક્યો સંભળાવ્યાં.

"બુદ્ધભદ્રના નિકટના સમાગમમાં હું નથી આવ્યો, એ જો કે સત્ય વાર્ત્તા છે છતાં બૌદ્ધધર્મમાં અત્યારે માન્ય થઈ પડેલી કેટલીક દેવીઓને બૌદ્ધ વિહારમાં બકરાં આદિનાં બલિદાન અપાય છે, એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, બુદ્ધભદ્ર અહિંસાધર્મનું કેટલી સીમા પર્યન્ત પાલન કરે છે; આજકાલ વલ્લભીનગરમાં તથા

કેટલાંક ગ્રામોમાં ચોરીઓ થાય છે, તે ચોરી કરનાર ચોરોની અધિક સંખ્યા બૌદ્ધ ભિક્ષુઓની છે અને ચોરીના માલને રાખીને તેમને એ અધમ કાર્યમાં ઉત્તેજન આપનાર બુદ્ધભદ્ર હોવાથી તે ચૌર્યકર્મથી પણ વિરક્ત નથી; બ્રહ્મચર્યનું તો તેણે સ્વપ્નમાં પણ પાલન કર્યું હશે કે નહિ, એની શંકા જ છે; કારણ કે, અનેક કુમારીઓના કૌમારનો, અનેક સૌભાગ્યવતીઓના પાતિવ્રત્યનો તથા અનેક વિધવાઓના વૈધવ્યવ્રતનો તેના હસ્તે ભંગ થઈ ચૂકયો છે; માત્ર એટલું જ નહિ, પણ એક અજ્ઞાત તથા ભયંકર સ્થાનમાં કેટલીક બળાત્કારે પકડી મંગાવેલી બાળાઓ તથા યુવતિઓને તેણે પોતાની વિષયતૃપ્તિમાટે રાખેલી છે અને તે સ્થાન આજે અત્યારે જ મારે આપને બતાવવાનું છે. આ સર્વ કાર્યોમાં અસત્યના અવલંબનની સર્વથી પ્રથમ આવશ્યકતા હોવાથી અસત્ય ન બોલવાના નિયમને તો બુદ્ધભદ્રે સ્વભાવતઃજ તિલાંજલિ આપી દીધી છે. તે એક પ્રચંડ વ્યભિચારી પુરુષ હોવાથી મદિરા આદિ માદક પદાર્થો તો તેને નિત્ય સેવવા પડે છે, તે ઇચ્છામાં આવે ત્યારે ખાય છે અને નૃત્ય તથા ગાન આદિનો ઉપભોગ લેતી વેળાએ કામવિકારને આધીન થઇને માલગંધ આદિ વિલાસસાધનોને પણ ધારણ કરે છે. એક વિલાસી અને વ્યભિચારી પુરુષ ઉચ્ચ તથા વિશાળ મૃદુશય્યામાં ન સૂએ, એ તો બની જ કેમ શકે વારુ? અને સુવર્ણ તથા રજતનો તે સ્વીકાર કરે છે કે નહિ, એનું પ્રમાણ તો તેની આપના ધનકોષમાં પડેલી એક લક્ષ સુવર્ણમુદ્રાઓ જ આપતી હોવાથી, એ વિશેના અધિક વિવેચનની આવશ્યકતા હોય, એવી મારી ધારણા નથી.” પુષ્પધન્વાએ બુદ્ધભદ્રના હસ્તે થતા દશે નિયમોના ભંગની ગણના કરાવી દીધી.

બુદ્ધભદ્રે કાકૂને ત્યાં એક લક્ષ સુવર્ણમુદ્રા રાખેલી હતી એટલે કાકૂ અન્ય વિષયવિશે કાંઈ પણ ન બોલ્યો; અને બુદ્ધભદ્રે જે સ્થાનમાં કેટલીક બાળાઓ તથા યુવતિઓને બળાત્કારે પકડી મગાવીને રાખી હતી તે અજ્ઞાત ગુપ્ત સ્થાનની વાર્તા તેનાથી સર્વથા અજ્ઞાત હોવાથી તે વિશે જ તે પૂછવા લાગ્યો કેઃ “બુદ્ધભદ્રના વિષયવિકારતૃપ્તિના જે સ્થાનવિશે તમો બોલો છો અને જે સ્થાનમાં બળાત્કારે પકડી મગાવેલી બાળાઓ તથા યુવતિઓને રાખવાની વાર્તા જણાવો છો, તે સ્થાનના અસ્તિત્વને હું સ્વીકારી શકતો નથી; કારણ કે, સપ્તમ શીલાદિત્યના રાજ્યમાં આવા અનાચારો તથા અત્યાચારો થતા હોય, અને તેમનો ભેદ કોઇના પણ જાણવામાં ન આવી શકે, એ સર્વથા અશકય તથા અસંભવનીય છે.”

“પ્રત્યક્ષ વસ્તુને અનુમાનથી સિદ્ધ કરવાની કશી પણ આવશ્યકતા નથી. હું અત્યારે આપને તે સ્થાનમાં જ લઈ જવાનો છું; કારણ કે, ત્યાં કેવળ અન્ય બાળાઓ તથા યુવતિઓને જ બળાત્કારે પકડી મગાવીને રાખવામાં આવી છે; એટલું જ નહિ, પણ આપની જે સુંદરી, વિદુષી, સુશીલા અને તરુણી કન્યા અનંગભદ્રાને, તે શંકરાચાર્ય સ્વામીના વ્યાખ્યાનસમારંભમાં ન જઈ શકે તેટલામાટે તેના નિવાસસ્થાનમાં જ બંદિની કરીને આપ રાખી ગયા હતા, તે અનંગભદ્રાનું પણ બુદ્ધભદ્રની પ્રેરણાથી તેના કેટલાક દુષ્ટ શિષ્યોએ હરણ કર્યું છે અને આપની એ કન્યાને પણ તે સ્થાનમાં જ રાખવામાં આવી છે. જો મધ્યરાત્રિ સુધીમાં ત્યાં પહોંચીને તે પિશાચના પંજામાંથી તેનો ઉદ્ધાર નહિ કરવામાં

આવે, તો તેના કૌમારવ્રતનો બળાત્કારે પણ તે નાશ કરી નાખશે; કારણ કે, બુદ્ધભદ્ર પોતે ત્યાં મધ્ય રાત્રિ પછી જ જવાનો છે; અત્યારે તે એક અન્ય પાપકર્મમાં રોકાયલો છે અને તે પાપકર્મનું પરિણામ આવતી કાલે પ્રભાતમાં જણાશે. ઊઠો અને સત્વર ચાલો મારી સાથે." પુષ્પધન્વાએ અનંગભદ્રાના અપહારની જે વાર્ત્તા જણાવવાની હતી, તે અંતે જણાવી દીધી અને હવે તેનું કાકૂના હૃદયમાં શું પરિણામ થાય છે, એ તે જોવા લાગ્યો.

કાકૂ એક અત્યંત લોભિષ્ટ વૈશ્ય હોવા છતાં પોતાની અનંગભદ્રા જેવી સદ્‌ગુણપ્રતિમા પુત્રીપર અત્યાચાર થવાની વાર્ત્તાને સહન કરી શકે, એટલો બધો ધૃંઠ તથા હૃદયહીન પુરુષ તો નહોતો જ અને તેથી એ વાર્ત્તાના શ્રવણથી સ્વાભાવિક જ તેના મુખમંડળમાં કોપની છટા આવી ગઇ. છતાં તે કાંઇક વિચાર કરીને પુષ્પધન્વાને કહેવા લાગ્યો કે: "મહાશય, મારી આત્મજા અનંગભદ્રાના અપહારની વાર્ત્તા મને અદ્યાપિ સત્ય ભાસતી નથી; કારણ કે, મારો વિશ્વસ્ત સેવક રાહુ જીવિત હોય અને અનંગભદ્રાનો કોઇ દુષ્ટજન અપહાર કરી જાય, એમ કદાપિ બની શકે જ નહિ. તેમ જ વળી આ નગર છે, કાંઈ નિર્જન અરણ્ય નથી. છતાં મને મારા ગૃહમાં જઇને એ ઘટનાની તપાસ કરી આવવા દ્યો કે જેથી મારા મનનો સંશય ટળી જાય; કારણ કે, મારું ગૃહ નિકટમાં હોવાથી મારે કાંઈ વધારે દૂર જવાનું નથી અને તેથી મને અહીં પાછા આવતાં વિલંબ થવાનો સંભવ નથી."

પરંતુ પુષ્પધન્વાએ તેના એ વિચારનો નિષેધ કરીને કહ્યું કે:—"પૂજ્ય મહાશય, અત્યારે આપની આત્મજા અનંગભદ્રાના આવાસનાં દ્વાર અંદરથી બંધ હોવાથી તે દ્વારને તોડ્યા વિના આપનો ત્યાં પ્રવેશ થઈ શકે તેમ નથી; રાહુના જાણવામાં ન આવી શકે તેવા અદ્‌ભુત પ્રકારથી અનંગભદ્રા અત્યારના સંકટમય સંયોગોમાં મૂકાયલી છે અને તે ભેદની કથા લાંબી હોવાથી અત્યારે જ તે સર્વ કથા આપને મારાથી સંભળાવી શકાય તેમ નથી; કારણ કે, મધ્ય નિશામાં હવે વધારે અવકાશ નથી અને તેથી જો આપણે આવા પ્રકારના નિરર્થક વાર્ત્તાલાપમાં અધિક સમય વીતાડીશું, તો અનંગભદ્રા તેના શુદ્ધ તથા નિષ્કલંક સ્વરૂપમાં કદાપિ આપણા હાથમાં આવી શકશે નહિ. અનંગભદ્રાના જીવનની તથા તેના કૌમાર ધર્મની રક્ષા કર્યા પછી તેના અપહારની વિસ્તૃત કથા હું આવતી કાલે શાંતિથી આપને કહી સંભળાવીશ. અત્યારે તો મારા વચનમાં વિશ્વાસ રાખો અને મારી સાથે વેષ બદલીને ચાલવામાટે કટિબદ્ધ થઇ જાઓ. તમારા માટે વસ્ત્રો પ્રથમથી જ તૈયાર રાખવામાં આવ્યાં છે; માત્ર એટલું જ નહિ, પણ આત્મરક્ષણમાટે તમારે એક બે શસ્ત્રોને પણ સાથે રાખવાં પડશે."

કાકૂનો હવે પુષ્પધન્વાના વચનમાં કાંઇક વિશ્વાસ બંધાવાથી અને બુદ્ધભદ્રની કેટલીક દુષ્ટતાઓને તે પોતાના મનમાં સારી રીતે જાણતો હોવાથી તેણે કોઈ પણ પ્રકારનો અધિક વાદવિવાદ ન કરતાં પુષ્પધન્વાની આજ્ઞાનો સ્વીકાર કરી લીધો અને ત્યાર પછી પુષ્પધન્વાની આજ્ઞાથી નન્દકે જે વસ્ત્રો તથા શસ્ત્રો લાવી આપ્યાં તેમને પોતાના શરીરપર ધારણ કરી લીધાં. પુષ્પધન્વાએ પોતાના સ્વરૂપને છુપાવવા માટે એક કાળો ઝભ્ભો પહેરી લીધો અને મુખપર એક

કર્ણિકાને ધારણ કરી લીધી. સુસજ્જિત ચાર અશ્વોને મહાલયના આંગણમાં તૈયાર રાખવામાં આવ્યા હતા એટલે પુષ્પધન્વા, કાકૂ, નન્દક અને એક અન્ય અનુચર એવી રીતે ચાર પુરુષો આંગણામાં આવીને તે અશ્વોપર આરૂઢ થયા અને ત્યાર પછી તેમણે પોતાના ઇચ્છિત સ્થાનપ્રતિ જવા માટે પ્રયાણ કર્યું. નન્દકનો અશ્વ અગ્રભાગમાં હતો અને ત્રણ પુરુષો પોતાના અશ્વોને તેની પાછળ જ ચલાવતા હતા; કારણ કે, અત્યારે તેમનો માર્ગદર્શક નન્દક જ હતો. તેઓ નગરપ્રાચીરના દ્વાર પાસે આવ્યા તે વેળાએ દ્વાર જો કે વસાઇ ગયાં હતાં, પરંતુ પુષ્પધન્વાએ દ્વારરક્ષકને પોતાની એક મુદ્રિકા બતાવતાંની સાથે જ તેણે દ્વાર ઊઘાડી આપ્યાં અને ત્યાર પછી તેઓ નગરમાંથી બહાર નીકળી નિર્જન ભાગમાં આગળ વધતા પશ્ચિમ દિશામાં પ્રવાસ કરવા લાગ્યા.

જો કે એ ભાદ્રપદ માસના કૃષ્ણ પક્ષની રાત્રિ હતી, પરંતુ કૃષ્ણ પક્ષની ચાર પાંચ તિથિઓજ વીતેલી હોવાથી રાત્રિના પ્રથમ પ્રહરનો અંત થવા પછી આકાશમાં ચંદ્રનો ઉદય થયો હતો અને તેથી ચંદ્રના પ્રકાશની સહાયતાથી આપણા ઉપર્યુક્ત પ્રવાસીઓ સરળતાથી પોતાના માર્ગમાં ચાલ્યા જતા હતા. અમાવાસ્યાની નિશા જેવી અંધકારમયી કૃષ્ણ નિશાના સમયમાં આવા નિર્જન અરણ્ય ભાગમાં પ્રવાસ કરતાં પ્રવાસીઓને જેટલો ત્રાસ ભોગવવો પડે છે, તેટલો ત્રાસ અત્યારે આપણા આ પ્રવાસીઓને ભોગવવો પડતો નહોતો; માત્ર એટલું જ નહિ, પણ ભાદ્રપદ માસમાં સ્વાભાવિક જ કાંઇક ઉષ્ણતા રહેતી હોવાથી નિશાકાલિક સ્વચ્છ અરણ્યવાયુની શીતલ લહરીઓના તેમનાં શરીરોને થતા સ્પર્શથી એક પ્રકારે અત્યારનો એ પ્રવાસ શ્રમકારક થવાને બદલે શ્રમપરિહારક જ થઈ પડ્યો હતો. તેઓ લગભગ બે ક્રોશ જેટલો પંથ કાપી આવ્યા, ત્યાં સુધી તેમની વચ્ચે કોઇ પણ પ્રકારનું સંભાષણ થયું ન હતું; પરંતુ ત્યાર પછી એ દીર્ઘ મૌનનો ભંગ કરીને કાકૂએ અચાનક પુષ્પધન્વાને પૂછયું કે:-

"પુષ્પધન્વન્, આપણે અદ્યાપિ કેટલોક પંથ કાપવાનો છે વારુ?"

"જેટલો પંથ આપણે કાપી આવ્યા છીએ, તેનાથી અર્ધ પંથ હવે કાપવાનો છે અને ત્યાર પછી આપણે આપણા ઇચ્છિત સ્થાનમાં પહોંચી જઇશું." પુષ્પધન્વાએ સંક્ષિપ્ત પ્રશ્નનું સંક્ષિપ્ત ઉત્તર આપ્યું.

"પરંતુ જે દિશામાં આપણે પ્રયાણ કરીએ છીએ, તે દિશામાં અહીંથી એક ક્રોશનો પંથ કાપ્યા પછી કોઈ એવું સ્થાન આવતું જ નથી કે જ્યાં મનુષ્યનો નિવાસ હોય; કારણ કે, આ પ્રદેશ મારાથી અજ્ઞાત નથી. માત્ર જૂની સ્મશાનભૂમિના મધ્ય ભાગમાં એક પુરાતન બૌદ્ધવિહારનાં ખંડીયેર છે; પરંતુ તે સ્થાનમાં રાત્રિની વેળાએ ભૂત, પિશાચ તથા ડાકિનીઓ નૃત્ય ગાન કરતાં હોવાથી ત્યાં આવા સમયમાં જવાની કોઇની પણ હિંમત થતી નથી, તો પછી આપણું તે ઇચ્છિત સ્થાન કયું છે, એની હું કશી પણ કલ્પના નથી કરી શકતો." કાકૂએ પોતાના હૃદયમાંના સંશયને શબ્દોદ્વારા વ્યક્ત કરી બતાવ્યો.

"જે જૂની સ્મશાનભૂમિના મધ્ય ભાગમાંના એક પુરાતન બૌદ્ધવિહારનાં ખંડીયેરને આપ ભૂત, પિશાચ તથા ડાકિની આદિનું નિવાસસ્થાન માનો છો, તે જ આપણું ઇચ્છિત સ્થાન છે અને ત્યાં અત્યારે આપણે તે પિશાચો તથા

ડાકિનીઓની ભયંકર લીલાનું અવલોકન કરવામાટે જવાનું છે. આજે, તે સ્થાનમાં કેવા પ્રકારના સજીવન પિશાચો વસે છે અને તેઓ કેવી કેવી ભયંકર ચેષ્ટાઓ કરીને માનવજાતિના વિનાશના પ્રયત્નો આદરે છે, એ સર્વ દૃશ્યો પ્રત્યક્ષ આપના જોવામાં આવશે. અમો આપની સાથે પ્રતિક્ષણ આપના જીવનની રક્ષામાટે તૈયાર હોવાથી તે સ્થાનમાંના પિશાચોના ભયને આપ પોતાના હૃદયમાં લેશ માત્ર પણ સ્થાન આપશો નહિ; તેમ જ હવે વિશેષ સંભાષણ પણ ન કરવામાં આવે, તો વધારે સારું; કારણ કે, પિશાચોનો એવો સ્વભાવ જ હોય છે કે, જેઓ તેમનાથી ભયભીત થાય છે, તેમને તેઓ ડરાવ્યા કરે છે અને જો કોઈ વીર પુરુષ તેમના વિનાશમાટે તેમના શરીરપર ધસી જવાનો યત્ન કરતો તેમના જોવામાં આવે છે, એટલે તેઓ અદૃશ્ય થઈ જાય છે. અર્થાત્ જો તેઓ આપણા સંભાષણદ્વારા કદાચિત્ આપણી ઇચ્છાને જાણી લેશે, તો કદાચિત્ અદૃશ્ય થઈ જશે અને તેમ થતાં આપણી સર્વ આશાઓ ધૂળમાં મળી જશે.” પુષ્પધન્વાએ કાકૂના પ્રશ્નનું માર્મિક ઉત્તર આપવા સાથે તેને વિશેષ વાર્ત્તાલાપ ન કરવામાટેની યોગ્ય સૂચના પણ આપી દીધી.

પુષ્પધન્વાના આ ઉત્તરમાંની માર્મિકતાને જો કે કાકૂ બરાબર સમજી તો ન જ શક્યો અને તેથી તેના હૃદયમાં એક પ્રકારની ભીતિ પણ થવા લાગી; પરંતુ તે ભીતિનો પ્રકાશ કરવાથી પુષ્પધન્વા અને તેના સાથીઓ કદાચિત્ તેની ભીરુ પુરુષોમાં ગણના કરી લેશે, એવા વિચારથી તેણે મૌનનું અવલંબન કરી લીધું અને જે કાંઈ પણ થાય તે જોવાના નિશ્ચયપર તે આવી પહોંચ્યો. એ પછી અલ્પ સમયમાં જ તેઓ તે જીર્ણ સ્મશાનભૂમિની સીમામાં પ્રવેશ કરીને શીઘ્ર જ પોતાના ઇચ્છિત સ્થાન સમીપ આવી પહોંચ્યા. બૌદ્ધવિહારના ઉપર્યુક્ત ખંડીયેરો હવે પ્રત્યક્ષ તેમને દૃષ્ટિગોચર થવા લાગ્યાં. એ ખંડીયેરોને જોઇને પુષ્પધન્વાએ ઉદ્‌ગાર કાઢ્યા કેઃ-

“એક સમયના એક અત્યંત વિશાળ બૌદ્ધવિહારના આ વિશાળ અવશેષ છે. કોઈ એક કાળમાં આ બૌદ્ધવિહાર શતાવધિ પરિવ્રાજક તથા પરિવ્રાજિકાઓનું અત્યંત સુખદ નિવાસસ્થાન હોવા સાથે અસંખ્ય ભાવિક સ્ત્રીપુરુષોની ધર્મપિપાસાને ધર્મામૃતના પાનદ્વારા શાંત કરનારો ધર્માગાર હતો; પરંતુ અત્યારે હવે એ બૌદ્ધવિહાર કેવળ આ વનભૂમિનો ભાર તથા અધર્મવિહાર જ થઈ રહ્યો છે. જે લોકોએ આ બૌદ્ધવિહારને ઉત્સાહપૂર્વક બનાવ્યો હશે અને એ આગાર તૈયાર થયા પછી જેમણે એમાં શુભ મુહૂર્ત્ત તથા શુભ ઘટિકામાં પ્રવેશ કર્યો હશે, તે લોકોને એની આ વર્ત્તમાન દુર્દશાનો સ્વપ્નમાં પણ ભાસ થયો હશે ખરો કે? નહિ. અર્થાત્ કોઈ સમજે કે ન સમજે અથવા જાણે કે ન જાણે, પરંતુ નિયતિનો આવો જ અનિવાર્ય નિયમ છે. જે બને છે તે બગડવામાટે અને જે બગડે છે તે બનવામાટે; જે જન્મે છે તે મરવામાટે અને જે મરે છે તે પુનઃ જન્મવામાટે, એ સૃષ્ટિનો અખંડ નિયમ સર્વ કાળમાં અબાધ્ય પ્રચલિત જોવામાં આવે છે અને એ નિયમનો અપવાદ છે જ નહિ.”

તે ખંડીયેરોના અત્યંત નિકટમાં આવીને તેમણે પોતાના અશ્વોને થોભાવ્યા અને ત્યાર પછી નંદકની સૂચનાથી સર્વેએ પોતપોતાના અશ્વની લગામ ઝાલીને

નંદકની પાછળ તે ખંડીયેરમાં પ્રવેશ કર્યો. પ્રથમ તો ઇંટો તથા પાષાણોનો એક મોટો ઢગલો ત્યાં તેમના જોવામાં આવ્યો અને તે ઢગલો એટલો તો ઉંચો તથા વિશાળ હતો કે, જો તેની બીજી બાજૂએ શતાવધિ મનુષ્યો છુપાઇને ઉભા હોય, તોપણ તે આ બાજૂના મનુષ્યોના જોવામાં આવી શકે નહિ. ઇંટો અને પાષાણોના તે ઢગલાની પાછળ નાના પ્રકારનાં વિશાળ વૃક્ષોથી પરિપૂર્ણ ભૂમિભાગ જોવામાં આવ્યો અને ત્યાર પછી વળી પાછો ઇંટો તથા પાષાણોનો પ્રથમ પ્રમાણેનો જ એક વિશાળ રાશિ દેખાયો. એ ઇંટો તથા પાષાણોના બીજા ઢગલાને ઓળંગ્યા પછી એક તૂટી ગયેલો ઓરડો દૃષ્ટિગોચર થયો કે જેમાં પ્રવેશ કરવામાટેનો દરવાજો તેનાં બારણાંનો નાશ થયેલો હોવાથી ખુલ્લો જ પડ્યો હતો. એ દરવાજામાં પ્રવેશ કરી ઓરડામાં થઇને બીજી બાજૂના દરવાજામાંથી નીકળીને તેઓ પત્થરના બાંધેલા એક વિશાળ આંગણામાં આવી પહોંચ્યા કે જે આંગણાની ચારે તરફ પત્થરના મોટા મોટા ઓરડા બાંધેલા હતા. આ આંગણામાં આવ્યા પછી નંદકે પુષ્પધન્વાને જણાવ્યું કે: "હવે આપણા અશ્વોને આપણે આ ઓરડામાં બાંધી દેવા પડશે; કારણ કે, હવે માત્ર એક જ વિશાળ ઓરડાને ઓળંગ્યા પછી આપણે ભયંકર તથા સંકુચિત માર્ગમાં પ્રવેશ કરીશું." અશ્વોને સંભાળથી ત્યાં બાંધવામાં આવ્યા અને ત્યાર પછી નન્દકે અન્ય અનુચરને જણાવ્યું કે: "હવે તું સત્વર આ ખંડીયેરના બાહ્ય ભાગમાંની સ્મશાનભૂમિમાં જઇને ઊભો રહે અને દશ સૈનિકો અલ્પ સમયમાં જ આવશે, તેમને આ આંગણામાં લાવીને ઊભા રાખજે; જો આવશ્યકતા પડશે, તો હું તેમને બોલાવવામાટે પાછો આવીશ." આ પ્રમાણેની વ્યવસ્થા કરીને નન્દક પુષ્પધન્વા તથા કાકૂને લઇને આગળ વધ્યો. જે દ્વારમાં થઇને તેઓ એ આંગણામાં આવ્યા હતા, તે દ્વારની સામે જ આવેલા બીજા દ્વારમાં તેમણે પ્રવેશ કર્યો અને તેઓ એક અત્યંત વિશાળ કક્ષમાં આવીને ઊભા રહ્યા. જો કે રાત્રિના અંધકારમાં તે કક્ષની રચના સૂક્ષ્મતાથી દૃષ્ટિગોચર થતી નહોતી, તો પણ ચારે તરફના ચાર વિશાળ ગવાક્ષોમાંથી આવતા ચન્દ્રપ્રકાશના સાહાય્યથી ત્યાંની જે રચના પુષ્પધન્વા તથા કાકૂના જોવામાં આવી તે આ પ્રમાણેની હતી:—એ કક્ષના એક ભાગમાં ઉપરના ભાગમાં જવામાટેની પાષાણની એક વિશાળ નિઃસરણી કરેલી હતી અને તે નિઃસરણીનાં સોપાન ઉપરના એક વિશાળ કક્ષના દ્વાર પર્યન્ત વધીને સમાપ્ત થયેલાં હતાં. એ કક્ષની દીવાલોપર સર્વત્ર લતાપુષ્પ આદિ ચિત્રેલાં હતાં અને એ કક્ષની છત અનેક સ્તંભો તથા મેહરાબોના આધાર પર રહેલી હતી. વળી એ કક્ષમાં ચારે બાજૂએ અનેક દ્વારો તથા બારિયાં પણ હતાં; પરન્તુ તે સર્વ દ્વારો એવાં તો મજબૂત બંધ હતાં કે, ઊઘાડવાનો પ્રબળ યત્ન કરવા છતાં પણ ઊઘડી શકતાં નહોતાં. આ કક્ષની રચનાને જોઇને પુષ્પધન્વાએ પોતાના મનમાં અનુમાન કર્યું કે: "આ કક્ષનો એક સમયમાં બૌદ્ધ ધર્મના ઉપદેશના કાર્યમાટે ઉપયોગ થતો હોવો જોઇએ અને આમાં અસંખ્ય લોકોએ ધર્મોપદેશનું શ્રવણ કર્યું હશે, એ નિશ્ચિત છે!" કાકૂના મનમાં પિશાચોની ભીતિ હોવાથી એ કક્ષમાંના અંધકારનું તેના હૃદયમાં વિલક્ષણ પરિણામ થવા લાગ્યું; જાણે અંધકારમાં અનેક ભીષણાકૃતિ મૂર્તિઓ ભયંકર નૃત્ય તથા વિકટ હાસ્ય

કરતી હોયની ! એવો તેને ભાસ થવા લાગ્યો અને તેથી કેટલીક વાર સૂધી તો તેણે પોતાનાં નેત્રોને બંધ કરી રાખ્યાં. એ જ ક્ષણે નન્દકે એક ખૂણા તરફ આગળ વધીને ત્યાંની દીવાલમાંના દ્વારને ઊઘાડી નાખ્યું અને તે દ્વાર ઊઘડતાંની સાથે જ જાણે બહુ દૂરથી આવતો હોયની તેવા પ્રકારનો નૂપુરોનો મંજુલ ધ્વનિ તેમાંથી આવીને કર્ણગોચર થવા લાગ્યો; માત્ર એટલું જ નહિ, પણ તે દ્વારમાંથી આવતી સુશીતલ પવનલહરીનો પણ તેમનાં શરીરોને સ્પર્શ થવા લાગ્યો. નન્દક અને તેના બન્ને અનુગામીઓએ તે દ્વારમાં પ્રવેશ કર્યો અને ત્યાં ભીષણ સુચિ-ભેદ્ય અંધકારનો વિસ્તાર હોવાથી તે અંધકારના નિવારણમાટે નન્દકે પોતા પાસેની મશાલને પ્રજ્વળાવી દીધી. હવે કાકૂના હૃદયમાંની ભીતિ કાંઇક ઓછી થઈ. મશાલના પ્રકાશમાં તેઓ જોઈ શક્યા કે, તેઓ એક ચારે તરફથી બંધ કક્ષમાં ઊભા હતા અને તે કક્ષના એક ખૂણામાં ભૂમિના ગર્ભભાગમાં જવામાટેની એક નિઃસરણી દેખાતી હતી. તે કક્ષ તથા તેમાંની તે નિઃસરણીની સ્થિતિને જોતાં અનુમાન કરી શકાતું હતું કે, દીર્ઘ કાળથી તેમનો ઉપયોગ કરવામાં આવ્યો નહોતો. તે કક્ષ તથા નિઃસરણીની દીવાલો તથા છતપર ધૂળના થરો જામી ગયા હતા અને સર્વત્ર કરોળિયાનાં જાળાં બંધાયલાં હતાં. વળી તે નિઃસરણીની નીચે કોઇ પ્રશસ્ત સ્થાન હોવાની કલ્પના પણ તેમાંથી આવતા વાયુના યોગે સહજ-માં જ કરી શકાતી હતી. તેઓ તે નિઃસરણીપર થઇને નીચે ઊતરવા લાગ્યા. તે નિઃસરણીના પ્રત્યેક સોપાનપર માટીના જાડા થરો જામી ગયા હતા અને તેથી તેમાં તેમના પગો બેસી જતા હતા; એટલે ત્રણેને કરોળીયાનાં જાળાંને હટાવીને તથા માટીમાં પગોને સ્થિર કરીને જ આગળ વધવું પડતું હતું. તેઓ પોતાના મુખથી જેમ કોઇ પણ પ્રકારના શબ્દનો ઉચ્ચાર કરતા નહોતા, તે જ પ્રમાણે પોતાના ચાલવાથી પણ તેઓ કોઇપણ પ્રકારના ધ્વનિને ઉત્પન્ન થવા દેતા નહોતા. જો કાકૂ કોઇવાર કાંઈ બોલવાનો પ્રયત્ન કરતો હતો, તો પુષ્પધન્વા તત્કાળ તેને બોલતો અટકાવી દેતો હતો. તે નિઃસરણીનાં પચીસ સોપાનોને સમાપ્ત કરીને તેઓ નીચેના ભાગમાં આવી પહોંચ્યા. અહીં પહોંચ્યા પછી નન્દકે તે મશાલને તત્કાળ બુઝાવી નાખી અને તેથી પુનઃ ત્યાં ઘોર અંધકારનો અખંડ અધિકાર વ્યાપી ગયો. ઉપર્યુક્ત નિઃસરણી એક દ્વારની દેહલીપર આવીને સમાપ્ત થઈ હતી. તે દ્વારના અંતર્ભાગમાં એક સાઠ ગજની લંબાઈ તથા ચાળીસ ગજની પહોળાઇના વિશાળ કક્ષનો વિસ્તાર થયેલો હતો. એ કક્ષની બાંધણી પ્રાચીન પદ્ધતિની હતી. પ્રાચીન પદ્ધતિના કેટલાક સ્તંભોની બે પંક્તિઓએ તે કક્ષના છત્રભાગને પોતાનાં મસ્તકોપર ધારણ કરી રાખ્યો હતો; પરંતુ દીર્ઘકાળથી ઉપયોગ-હીન અવસ્થામાં પડી રહેવાથી એ કક્ષના તલભાગમાં માટીના ઘાટા સ્તરો બંધાઈ ગયા હતા અને તેમાં ઉપરના છત્રમાંથી પડેલાં ઇંટો તથા પાષાણો આદિ સ્તૂપના આકારમાં પડેલાં હતાં. એ કક્ષની ચારે તરફની દીવાલોના ઉપરિ ભાગમાં છત્ર-ભાગથી સ્વલ્પ અંતરપર સમાન આકાર પ્રકારની બહુ બારીઓ હતી અને તેમાંથી જ મુક્ત વાયુ પ્રવેશ કરી એ કક્ષમાં આવ્યા પછી નિઃસરણીના ભાગમાં જતો હતો. એ કક્ષમાં વિશેષતઃ સ્મરણમાં રાખવા યોગ્ય જે એક દૃશ્ય હતું તે એ હતું કે, એ કક્ષના વામ પાર્શ્વની દીવાલમાંના એક ઉન્મુક્ત દ્વારના બાહ્ય ભાગમાં એક

વિશાળ પાષાણખંડપર પીતળનો એક મોટો દીપક બળતો જોવામાં આવતો હતો; માત્ર એટલું જ નહિ, પણ સામેના બીજા ઓરડામાં પણ એક દીપક બળતો હતો અને તે દીપકનો પ્રકાશ ઓરડાના બાહ્ય ભાગમાં પડતો હતો.

નન્દક, પુષ્પધન્વા તથા કાકૂ વિશાળ કક્ષના પેલા નિઃસરણીવાળા દ્વારમાં ઊભા રહીને એ દૃશ્યનું અવલોકન કરી રહ્યા હતા, એટલામાં તે દીપકપ્રકાશિત કક્ષમાંથી કોઈ મનુષ્યના હાસ્યનો ધ્વનિ આવીને તેમનાં શ્રવણોમાં અથડાયો. એ ધ્વનિને સાંભળીને કાકૂના હૃદયમાં પુનઃ ભયનો આઘાત થયો અને એ ક્ષણેજ નન્દકે માર્મિકતાથી કાકૂને ઉદ્દેશીને કહ્યું કે: "શ્રીમાન્ મહાશય, હવે આ ભૂત તથા પિશાચોના હાસ્યધ્વનિને સાંભળો અને પિશાચોની લીલા કેવી હોય છે, તે અનુભવો."

"હું હજી પણ સમજી નથી શકતો કે, તમો આ પિશાચોની પાછળ પડીને કોણ જાણે કયા અલભ્ય લાભથી લાભાન્વિત થવાની આકાંક્ષા રાખો છો! તમોને કોઇએ અવળે માર્ગે ચઢાવી દીધા છે અને તેથી વિનાકારણ તમો આ છન્દમાં આવી પડ્યા છો." કાકૂએ પુનઃ પોતાના અવિશ્વાસનું દર્શન કરાવ્યું.

"અમો પોતે કોઈ લાભથી લાભાન્વિત થવાની આકાંક્ષાથી નથી આવ્યા, પરંતુ આપને એક અલભ્ય લાભથી લાભાન્વિત કરવાની પરોપકારબુદ્ધિથી પ્રેરાઇને જ અત્યારે અહીં આપની સાથે આવ્યા છીએ. પરંતુ હવે આપણે અહીં અતિશય સાવધતાપૂર્વક વર્ત્તવાનું છે; કારણ કે, આપણી આ સ્થાનમાંની સ્થિતિનો ભેદ જો અહીંના નિવાસીઓના જાણવામાં આવશે, તો તેથી કદાચિત્ આપણા શિરપર તેઓ કોઈ અનિવાર્ય આપત્તિને લાવવાની ચેષ્ટા કરશે." પુષ્પધન્વાએ કાકૂના ઉદ્દગારનું માર્મિક ઉત્તર આપવાસાથે તેને સાવધ રહેવાની સૂચના પણ આપી દીધી.

"જે સ્થાનમાં ક્ષણે ક્ષણે આપત્તિમાં આવી પડવાનો ભય છે, તે સ્થાનમાં અતિશય સાવધતા રાખવાને બદલે પરમેશ્વરમાં વિશ્વાસ રાખવો, એજ અધિક શ્રેયસ્કર છે." નન્દકે પોતાનો નિર્ભયતાયુક્ત અભિપ્રાય દર્શાવ્યો.

"નન્દક, તારું કથન પણ કેટલેક અંશે સત્ય છે અને તારા એ કથન અનુસાર પરમાત્મામાં વિશ્વાસ રાખીને હું આ સ્તંભશ્રેણીના આશ્રયથી પેલા પ્રકાશિત ઉન્મુક્ત દ્વાર સમક્ષ પહોંચી તે કક્ષમાંના આંતરિક દૃશ્યને જોવાની ઇચ્છા ધરાવું છું. એટલામાટે તું મારી પાછળ આવ અને કાકૂ શેઠ, આપ પણ નન્દકની પાછળ પાછળ મંદ ગતિથી ચાલ્યા આવો." પુષ્પધન્વાએ નન્દક તથા કાકૂને સંબોધીને મંદ સ્વરથી કહ્યું.

એ પછી પુષ્પધન્વા દ્વારમાંથી બહાર નીકળીને તે પ્રકાશિત દ્વારના સર્વથી વિશેષ સમીપસ્થ સ્તમ્ભશ્રેણીના આરંભના એક સ્તંભની પાછળ જઇને ઊભો રહી ગયો; અને તેની પાછળ નન્દક તથા કાકૂ પણ જઇને ઊભા રહ્યા. એ પછી તેઓ અનુક્રમે બીજા, ત્રીજા, ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા સ્તંભને ઓળંગીને તે પ્રકાશિત દ્વારના સમીપવર્તી સ્તંભની પાછળ પહોંચી ગયા. આવા ક્રમથી આગળ વધવામાં તેમનો કેવળ એટલોજ ઉદ્દેશ સમાયલો હતો કે, તે દીપકથી પ્રકાશિત કક્ષમાંના નિવાસીઓ તેમને જોઈ ન શકે. અસ્તુઃ અંતે તેઓ જે સ્તંભની પાછળ

આવીને ઊભા રહ્યા હતા, તે સ્તંભ તે પ્રકાશિત કક્ષદ્વારની સમાન રેષામાં જ હતો અને તે કક્ષદ્વાર તથા તે સ્તંભના મધ્યમાં લગભગ આઠ ગજ જેટલો અંતરાય હતો. ઉપર્યુક્ત બાહ્ય ભાગમાં બળતા દીપકનો પ્રકાશ સ્તંભના જે ભાગપર પડતો હતો, તે ભાગથી સર્વથા વિપરીત પાર્શ્વમાં તે સ્તંભની પ્રતિચ્છાયાનો આશ્રય લક્ષને એ ત્રણે પુરુષો લપાઇને ઊભા હતા. તે સ્તંભનો ઘેરાવો આઠ દશ ગજનો હતો અને તેનો નિમ્ન ભાગ તેના ઉપરિ ભાગ કરતાં અધિક પ્રશસ્ત હતો, એટલે તેની પાછળ સંતાઇને ઊભા રહેવામાં તેમને કોઈ પણ પ્રકારની અસરળતા થાય તેમ નહોતું. એ સ્થાનમાં સ્થિર થયા પછી તરત જ તે ત્રણેએ તે પ્રકાશિત કક્ષમાં દૃષ્ટિપાત કર્યો અને ત્યાં જે દૃશ્ય તેમના જોવામાં આવ્યું તેથી તેમના આશ્ચર્યનો અવધિ થયો અને તે સાથે તેમના મનમાં કાંઇક કુતૂહલ પણ થવા લાગ્યું. તે કક્ષમાં એક દીપકનો નહિ, કિન્તુ અનેક દીપકોના પ્રકાશનો વિસ્તાર થયેલો હતો અને તે પ્રકાશમાં ભિન્ન ભિન્ન રંગોનો સમાવેશ થયેલો હતો; કારણ કે, તે દીપકોને વિવિધ રંગના કાચનાં પારદર્શક આવરણોથી આવૃત્ત કરવામાં આવ્યાં હતાં. તે દીપકોના પ્રકાશમાં તે કક્ષમાંની સુસજ્જિતતા તથા વિલાસમયતાનું સ્પષ્ટ દર્શન થતું હતું. અત્યારે તે કક્ષમાંના અમુક એક ભાગમાં બેસીને વાર્ત્તાલાપ કરતાં કેટલાંક મનુષ્યોનો કંઠરવ સંભળાતો હતો અને તેથી ત્યાંની માનવવસતિનું સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું.

પુષ્પધન્વાએ કાકૂને સંબોધીને બહુ જ ક્ષીણ સ્વરથી કહ્યું કે: "આ આપનાં ભૂતો તથા પિશાચોનો કંઠધ્વનિ સંભળાય છે!"

"એ ભૂત કે પિશાચ ન હોય, તોપણ એટલું તો નિર્વિવાદ છે કે એ કક્ષમાંના મનુષ્યોની સંખ્યા આપણા કરતાં બહુ જ વિશેષ છે અને તેથી જો તેઓ આપણને અહીં જોઈ લેશે, તો અવશ્ય આપણને કોઈ ભયાનક આપત્તિમાં ફસાવી દેશે." કાકૂએ વળી પણ પોતાની ભીરુતાનો પરિચય કરાવ્યો.

પુષ્પધન્વા તથા કાકૂના એ સંભાષણને સાંભળીને નન્દકે જણાવ્યું કે: "આ કક્ષમાં જે મનુષ્યો વાર્ત્તાલાપ કરી રહ્યાં છે, તે સર્વ પુરુષ નથી, કિન્તુ સ્ત્રીઓ જ છે; એ આપે ખાસ કરીને જાણી રાખવાનું છે. શું એમના કલકંઠથી આપ એમની જાતિને ઓળખી નથી શકતા ?"

"જો આ કક્ષમાં કેવળ સ્ત્રીઓ જ હોય, તો એ જ કક્ષમાં અથવા તો પાસેના કોઈ અન્ય કક્ષમાં પુરુષો પણ અવશ્ય હોવા જ જોઇએ." કાકૂએ વળી પણ ભયનો ભાસ કરાવ્યો.

તેના એ ઉદ્ગારને સાંભળીને પુષ્પધન્વા કહેવા લાગ્યો કે: "મહાખેદનો વિષય તો એ જ છે કે, આ સ્થાનમાં આવીને ઊભા રહેવાનું સાહસ કરવા છતાં પણ સમીપવર્ત્તી કક્ષમાંના સમસ્ત દૃશ્યનું આપણે સ્પષ્ટ અવલોકન કરી નથી શકતા. એ કક્ષના દ્વારની બાજૂમાં જ એક અન્ય ઓરડાનું દ્વાર છે, તે દ્વાર ઉઘાડું છે અને તેના અંતર્ભાગમાં ઘોર અન્ધકાર વિસ્તરેલો દેખાય છે. મારી કલ્પના એવી છે કે, આ સમીપસ્થ પ્રકાશિત કક્ષ તથા તે અન્ધકારાવૃત્ત કક્ષના મધ્યભાગમાં એ બન્ને કક્ષોને ભિન્ન કરનારી કેવળ એક જ દીવાલ છે અને જો તે દીવાલ અથવા ભીંતમાં એકાદ છિદ્ર હોય, તો તે છિદ્રમાંથી અંધકારાવૃત્ત ઓરડામાં ઊભા

રહીને આ પ્રકાશમય કક્ષમાંના સર્વ દૃશ્યને આપણે સ્પષ્ટતાથી જોઇ શકીએ, એવો સંપૂર્ણ સંભવ છે."

"આપની આ કલ્પના જો કે યથાર્થ છે; પરંતુ અહીંથી તે અન્ધકારાવૃત્ત ઓરડામાં જતાં અથવા ત્યાં ગયા પછી કદાચિત્ આપણા શિરપર સંકટ આવી પડવાની પણ અધિક શક્યતા છે, એનો પણ આપણે અવશ્ય વિચાર કરવાનો છે." કાકૂએ વળી પણ કાંકૂ કરવા માંડ્યું.

"સંકટ આવવાની શક્યતા છે પણ ખરી અને નથી પણ ખરી!" પુષ્પધન્વાએ સંદિગ્ધ ભાષણનો આરંભ કર્યો! "સર્વથી પ્રથમ આ સ્તંભ તથા પેલા અંધકારમય કક્ષના મધ્યવર્તી દશથી બાર ગજના માર્ગને કાપવામાં આપણે આપણી સમસ્ત સાવધતા તથા સતર્કતાનો વ્યય કરવાનો છે. હું આગળ ચાલું છું અને તમો મારી પાછળ પાછળ ચાલ્યા આવો; પરંતુ સંભાળજો, કોઇ પણ પ્રકારના શબ્દને ઉત્પન્ન થવા દેશો નહિ."

આ પ્રમાણે કહીને પુષ્પધન્વા બહુજ મંદ ચરણથી, પરંતુ ચંચળતાથી તે સ્તંભની પાછળથી નીકળીને તે અંધકારાવૃત્ત કક્ષના દ્વારમાં પહોંચી ગયો અને તે દ્વારમાં તેણે પ્રવેશ પણ કર્યો. નન્દક તથા કાકૂએ પણ તેનું તેજ પ્રમાણે અનુસરણ કર્યું. અત્યંત દુ:સાહસમય કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ થયેલી જોઇને તે ત્રણેના મનમાં એક પ્રકારનો આનન્દ થયો. પેલા પ્રકાશમય કક્ષના બાહ્ય ભાગમાં બળતા મોટા દીપકના પ્રકાશનો પ્રતિબિમ્બ એ અન્ધકારમય કક્ષના દ્વારમાં પ્રવેશ કરીને કક્ષના એક અંશમાં કાંઈક અંધુક પ્રકાશને વિસ્તારી રહ્યો હતો. એ અંધુક પ્રકાશની સહાયતાથી પુષ્પધન્વા, નન્દક તથા કાકૂએ જોયું, તો તે ઓરડો સ્વચ્છ હતો અને તેમાં તેલ, દીવેટ તથા દીપક આદિ કેટલીક વસ્તુઓ પડેલી હતી, એમ તેમના જોવામાં આવ્યું. પુષ્પધન્વાના અનુમાન પ્રમાણે ખરેખરજ તે કક્ષ તથા પ્રકાશિત કક્ષના મધ્યમાં તેમને વિભક્ત કરનારી કેવળ એક ભીંત જ હતી. તે દીવાલના મધ્યભાગમાં એક બારી હતી અને તેમાં એક જાળીદાર પાષાણને ચણીને તે બારીને બંધ કરી લેવામાં આવી હતી, એ જોઇને તો વળી તેમના આનન્દનો અવધિ જ થઈ ગયો; કારણ કે, એ જાળીદાર પાષાણમાંથી અંધકારમય કક્ષમાંના મનુષ્યો પ્રકાશમય કક્ષમાંના મનુષ્યોને સ્પષ્ટતાથી જોઈ શકતા હતા; એટલું જ નહિ, પણ તેમના વાર્તાલાપને પણ અક્ષરશઃ સાંભળી શકે તેમ હતું. બહુજ સતર્કતાથી આગળ વધીને પુષ્પધન્વા, નન્દક તથા કાકૂએ આગળ વધીને તે બારી આગળ સ્થિર થઈ તે જાળીમાંથી પોતાની દૃષ્ટિને પ્રકાશશમય કક્ષમાં સ્થિર કરી દીધી.

એ પ્રકાશમય કક્ષમાં જે દૃશ્યો તેમના જોવામાં આવ્યાં, તેથી કાકૂ તથા પુષ્પધન્વા કુતૂહલાક્રાન્ત થયા અને પુષ્પધન્વા તો આશ્ચર્યચકિત પણ થયો. તે પ્રકાશમયી કક્ષા ત્રીસ હસ્ત લાંબી અને વીસ હસ્ત પહોળી હતી અને તેની છત તથા દીવાલો અખંડ હોવા સાથે રક્ત રંગવડે રંગેલી હતી. એ કક્ષાની તલભૂમિ તથા છત વચ્ચેનો અંતરાય લગભગ બાર ગજનો હતો. સમસ્ત કક્ષના ફર્શપર તે કક્ષના જેટલી જ લંબાઈ પહોળાઇનો એક બહુમૂલ્ય મૃદુ ગાલીચો પાથરેલો હતો અને છતમાં કેટલાક દીપકો લટકતા જોવામાં આવતા હતા કે જેમાંના કેટ-

લાક દીપકોને ઉપર જણાવ્યા પ્રમાણે અત્યારે પ્રકટાવવામાં આવ્યા હતા. ચારે તરફની દીવાલોપર નાના પ્રકારનાં ચિત્રો તથા વિવિધ જાતિની પ્રતિમાઓ ટાંગેલી તથા રાખેલી હતી. પાથરેલા ગાલીચાના મધ્યભાગમાં સુવર્ણજડિત એક વિશાળ પાટ પડેલો હતો અને તેનાપર સુવર્ણસૂત્રોથી ભરેલી મખમલની શય્યા તથા તેવાં જ સુંદર નાંના મોટાં કેટલાંક ઓશીકાં રાખવામાં આવ્યાં હતાં. એ શય્યામાં એક મોટા તકિયાને અઢેલીને અત્યારે એક પ્રૌઢ પુરુષ બેઠેલો જોવામાં આવતો હતો. તેના શરીરનો વર્ણ જો કે વિશેષ ગૌર ન હોતો, છતાં શરીરે તે હૃષ્ટપુષ્ટ હોવાથી કાંઇક આકર્ષક દેખાતો હતો અને તેણે કાષાય વસ્ત્રો પરિધાન કરેલાં હોવાથી તે કોઈ સંસારત્યાગી સંન્યાસી કિંવા શ્રમણ હોવો જોઇએ, એવી કલ્પના કરી શકાતી હતી. જે શય્યામાં તે બેઠો હતો, તેની પાસે જ બીજા પણ ત્રણ ચાર આસનો ગોઠવેલાં હતાં અને તે આસનોના મધ્યભાગમાં તે આસનો કરતાં કાંઇક વધારે ઊંચો પણ શય્યા કરતાં અડધી લંબાઈ પહોળાઇનો એક પાટ હતો કે જેના પાયા તથા ઉપરિભાગપર ચાંદીનાં પતરાં મઢી લેવામાં આવ્યાં હતાં. એ અન્ય આસનોપર અત્યારે અતીવરૂપલાવણ્યશાલિની અને વિવિધ વસ્ત્રાલંકારસજ્જિતા ત્રણ યુવતિઓ બેઠી હતી અને તેઓ પોતા પાસેના પાટપર પડેલી નાના પ્રકારની બહુમૂલ્ય મદિરાથી ભરેલી સુરાહીઓમાંની મદિરાને લઘુ સુવર્ણપાત્રમાં ભરીને શય્યામાં બેઠેલા તે પ્રૌઢ પુરુષને આપતી હતી અને તે અતિશય આનંદથી સુરાપાન કરતો હતો. બીજી બે રમણીઓ તેની ચરણસેવા કરતી તેની શય્યામાં જ બેઠી હતી અને બે દાસીઓ વીજનવડે વાયુ ઢોળતી બે બાજૂએ ઊભી હતી. અર્થાત્ સંન્યાસીના વેષમાં આવા ઇન્દ્ર સમાન વિલાસી પુરુષને આવા ભયંકર સ્થાનમાં જોઇને, જો કોઇને પણ આશ્ચર્ય થાય, તો તે સ્વાભાવિક જ હતું.

એ વિલાસી સંન્યાસીને જો કે પુષ્પધન્વા તથા કાકૂએ એ પૂર્વે અનેક વાર જોયો હતો અને તેઓ તેના પરિચયમાં પણ આવ્યા હતા, તોપણ તેને તેમણે આવી પરિસ્થિતિમાં કદાપિ જોયેલો ન હોવાથી જ તેમના મનમાં આશ્ચર્ય થતું હતું. નન્દક તો તેને આવી પરિસ્થિતિમાં પણ અનેક વાર જોઈ ચૂકેલો હોવાથી તેના હૃદયને આશ્ચર્ય કિંવા કુતૂહલનો લેશમાત્ર પણ સ્પર્શ થઈ શકયો નહિ. કાકૂના હૃદયમાં તો આશ્ચર્ય તથા તિરસ્કારનો એટલી સીમા પર્યન્ત આવિર્ભાવ થયો કે, તે આશ્ચર્ય તથા તિરસ્કારનાયોગે તે એ ભયંકર સ્થાનને તથા પોતાની વર્તમાન પરિસ્થિતિને પણ સર્વથા ભૂલી ગયો. તે શય્યામાં બેઠેલો વિલાસી સંન્યાસી અન્ય કોઈ નહિ, પણ આપણો એક સમયનો પરિચિત બૌદ્ધ શ્રમણ અથવા પરિવ્રાજક બુદ્ધભદ્ર પોતે જ હતો. જે સમયે આપણી આ સાહસિક ત્રિપુટીએ તેને જોયો, તે વેળાએ સુરાપાન કરતો તે વિલાસી શ્રમણ પોતાને મદિરા પાનારી પ્રમદાઓને સંબોધીને કહી રહ્યો હતો કે:—

"રાત્રિના તૃતીય પ્રહરનો આરંભ થઈ ચૂકયો છે અને તેથી હવે એક પ્રહરના અવધિમાં જ આપણે આપણા ઇચ્છિત કાર્યની પરિસમાપ્તિ કરી નાખવાની છે; કારણ કે, ચતુર્થ પ્રહરના આરંભમાં તો મારે અહીંથી પ્રયાણ કરીને 'રાજવિહાર'માં પહોંચવું જ જોઇએ અને ત્યાં મધ્યરાત્રિ પછી નગરમાં શી શી નવીન ઘટનાઓ બનેલી છે, તે સર્વ જાણવું જ જોઇએ. ખરેખર આજની નિશા તે એક

મહાપરિવર્તનકારિણી નિશા છે અને આવી નિશાનો મારા જીવનકાળમાં અદ્યાપિ મને કદાપિ સાક્ષાત્કાર થયો નથી તેમ જ ભવિષ્યમાં કોઈ વાર આવી નિશાનો સાક્ષાત્કાર થશે કે કેમ, એની પણ શંકા જ છે!"

"આજની નિશાને આપ આટલું બધું મહત્ત્વ આપીને મહાપરિવર્તનકારિણી નિશાના નામથી ઓળખાવો છો, તો આજની નિશાએ એવાં તે વિશ્વમાં શાં પરિવર્તનો કરી નાખ્યાં છે, તે કૃપા કરીને જણાવશો? કારણ કે, અમો સ્ત્રીઓનાં અંતઃકરણો કોઈ પણ નવીન પરિવર્તનકારિણી ઘટનાની વાર્તાને સાંભળવામાટે અતિશય આતુર રહ્યાં કરે છે, એ તો આપ સારી રીતે જાણો જ છો." તે ત્રણ તરુણીઓમાંની એક તરુણીએ વિનયશીલતાથી કહ્યું.

"અને આ ભૂમિગર્ભમાં અમારો નિવાસ થયા પછી માનવજાતિનો સંસર્ગ તથા સૂર્યનારાયણના દર્શન આદિ ઘટનાઓ અમારામાટે મહાદુર્લભ થઇ પડેલી હોવાથી પૃથ્વીતલપરની એવી નવીન ઘટનાઓની કથા સાંભળવાની અમારા મનમાં અધિક બળવતી આકાંક્ષા થાય, એ સર્વથા સ્વાભાવિક છે અને આશા છે કે, અમારી તે આકાંક્ષાને આપ અવશ્ય તૃપ્ત કરશો જ." દ્વિતીય યુવતિએ પણ પોતાની તેવી જ ઇચ્છા દર્શાવી.

"હા, પ્રભો, બાહ્ય વિશ્વમાં થયેલાં પરિવર્તનોની કથા તો અવશ્ય આપે અમોને સંભળાવવી જ જોઇએ." તૃતીય યૂવતીએ પણ પોતાની બે સહચરીઓના મતને પુષ્ટિ આપનારી વાસનાને જ વ્યક્ત કરી.

તે યુવતિઓના આગ્રહને વશ થઇને મદિરાના પાનથી મદોન્મત્ત થયેલો તે ભ્રષ્ટ પરિવ્રાજક બુદ્ધભદ્ર પોતાના કઠોર સ્વરથી કહેવા લાગ્યો કે: "સ્માર્ત્તધર્મનો સંસ્થાપક અને બૌદ્ધ ધર્મનો ઉચ્છેદક પેલો શંકરાચાર્ય આ વલ્લભીનગર તથા વલ્લભી રાજ્યમાંથી બૌદ્ધ ધર્મનો ઉચ્છેદ કરવામાટે રાજા શીલાદિત્યના આમંત્રણથી અહીં આવેલો છે, એ વાર્ત્તા તો અત્યાર પૂર્વે મેં તમો સર્વને જણાવેલી છે. અર્થાત્ શંકરાચાર્યના વ્યાખ્યાનમાં ન જવામાટેની બૌદ્ધધર્મીઓને કઠિન આજ્ઞા આપવા છતાં મારી આજ્ઞાનો અનાદર કરીને કેટલાક ધનાઢ્ય બૌદ્ધ ગૃહસ્થો તેના વ્યાખ્યાનમાં ગયા હતા અને તેમણે બૌદ્ધધર્મને ત્યાગી સ્માર્ત્તધર્મનો સ્વીકાર કર્યો હતો, એ વાર્ત્તા મારા ગુપ્તચરો દ્વારા મારા જાણવામાં આવતાં સ્માર્ત્તધર્મમાં ગયેલા તે સર્વ દુષ્ટોનો આજની આ નિશામાં જ વધ કરી નાખવામાટેનો મેં પ્રબંધ કરી દીધો છે અને એ કાંઈ જેવું તેવું પરિવર્ત્તન નથી. પરંતુ મને જે અધિક આશ્ચર્યકારક ઘટના જણાઈ તે એ હતી કે. કાકૂ શેઠની કન્યા અનંગભદ્રાનો શંકરાચાર્યમાં પૂજ્ય ભાવ હોવાથી તે શંકરાચાર્યના વ્યાખ્યાનમાં ન જઈ શકે એટલામાટે કાકૂ શેઠને કહીને તેને તેના પોતાના જ આવાસમાં બંદિની તરીકે રાખવાની મે વ્યવસ્થા કરાવી હતી, છતાં આજે પ્રભાતમાં પેલા ધનાઢ્ય અને વિદ્વાન્ પુષ્પધન્વાના રથમા બેસીને તેની દાસીઓ સાથે તે શંકરાચાર્યના દર્શનમાટે 'વસન્તવિહાર'માં પણ ગઈ હતી અને ત્યાંથી રાજમહિષી તથા રાજનન્દિની સાથે શંકરાચાર્યનું વ્યાખ્યાન સાંભળવાને 'કૈલાસમંડપ'માં પણ ઉપસ્થિત હતી. એ ઉન્મત્ત બાળા અનંગભદ્રાએ બે દિવસ પૂર્વે જ મારું અપમાન કર્યું હતું અને શંકરાચાર્યના વ્યાખ્યાનમાં જઇને તેણે બીજો અપરાધ કર્યો એટલે

તેના મદનું મર્દન કરી નાખવામાટેની અને તેના અપરાધની ભયાનક શિક્ષા આપવા માટેની પ્રબળ ઇચ્છાનો મારા હૃદયમાં ઉદય થવાથી તત્કાળ મેં તેના હરણમાટેની યોગ્ય વ્યવસ્થા કરી નાખી, અને મારી તે યોજના પાર પણ પડી ગઈ છે, એ તો તમો જાણો જ છો; કારણ કે, અત્યારે અનંગભદ્રા આ સ્થાનમાં આપણા અધિકારમાં જ છે અને તેના જીવન કે મરણનો હવે મારી ઇચ્છાપર જ આધાર છે."

બુદ્ધભદ્રનાં આ વાક્યો સાંભળતાં જ કાકૂના મનમાં ક્રોધનો આવિર્ભાવ થયો અને ક્રોધના આવેશમાં તે કાંઇક બોલવા જતો હતો એટલામાં પુષ્પધન્વાએ તેના મુખપર પોતાનો હસ્ત રાખીને તેને બોલતો અટકાવ્યો અને ચાલતા દૃશ્યને શાંતિથી જોવામાટેનો બહુજ ધીમા સ્વરથી ઉપદેશ આપ્યો. એટલામાં બુદ્ધભદ્રને પ્રથમ યુવતિએ કહ્યું કે:—

"અમારા સૌભાગ્યના એક માત્ર આધાર પવિત્ર પરિવ્રાજક! આજે સ્વામી શંકરાચાર્યના વ્યાખ્યાનપ્રસંગે તો 'કૈલાસમંડપ'માં સહસ્રાવધિ સ્ત્રીપુરુષોનો સમુદાય એકત્ર થયો હશે; તે છતાં આપ અનંગભદ્રાનું હરણ કેવી રીતે કરાવી શક્યા હશો, એ રહસ્યની અમારાથી કિંચિન્માત્ર પણ કલ્પના કરી શકાતી નથી એટલે જો એ રહસ્યનો અમારા સમક્ષ સ્ફોટ કરશો, તો અમારાપર આપનો અત્યંત આભાર થશે."

"ખરેખર તમો સર્વને બળાત્કારે પકડી મંગાવતાં મને જેટલો પરિશ્રમ વેઠવો પડ્યો ન હોતો, તેટલો પરિશ્રમ આજે એકલી અનંગભદ્રાને અહીં લાવવાના કાર્યમાં મારે વેઠવો પડ્યો છે." બુદ્ધભદ્રે આડંબરદર્શક સ્વરથી પોતાની વીરતાની કથા સંભળાવવા માંડી; "જ્યારે અનંગભદ્રાની 'કૈલાસમંડપ'માંની ઉપસ્થિતિની વાર્ત્તા મારા જાણવામાં આવી અને તેને ત્યાંથી ઉડાવવાનો મારો દૃઢ નિશ્ચય થયો એટલે મારા ત્રણ અત્યંત ચપળ તથા ચાણક્ય બુદ્ધિના ગુપ્તચરોને યોગ્ય સૂચનાઓ આપીને એ કાર્યમાટે યોજી દીધા; માત્ર એટલુંજ નહિ, પણ તેઓ તેમના કાર્યની સમાપ્તિ કેવી દક્ષતાથી કરે છે, એ જોવામાટે હું પોતે પણ વેષ બદલીને ત્યાંનો ત્યાં જ ભ્રમણ કરતો રહ્યો હતો. પુષ્પધન્વાનો સારથિ સ્વામિભક્ત તથા એકનિષ્ઠ હોવાથી ધનના લોભથી તેને સ્વામિદ્રોહના કાર્યમાં પ્રવૃત્ત કરી શકાય તેમ ન હોતું; પરંતુ તે મદિરાનો ભક્ત હોવાથી બીજી જ રીતે તેને પોતાના માર્ગમાંથી અમુક સમયને માટે દૂર કરવાનો ઉપાય મારા ગુપ્તચરોએ શોધી કાઢ્યો. શંકરાચાર્યના વ્યાખ્યાનની સંધ્યાકાળપર્યન્ત સમાપ્તિ થવાની ન હોતી, એ વાર્ત્તાને તો તેઓ જાણતા જ હતા એટલે તેઓ તે સારથિ પાસે ગયા અને કેટલીકવાર સુધી આમ તેમની આડી અવળી વાતો કરીને તેમણે તે સારથિ સાથે મૈત્રીસંબંધ કરી લીધો અને ત્યાર પછી મદિરાપાનના વિષયને ચર્ચીને મદિરાપાનમાટેની પોતાની ઇચ્છાને પ્રદર્શિત કરી. મદિરાનું નામ સાંભળતાં જ સારથિના મુખમાંથી પાણી છૂટવા લાગ્યું અને તે પણ મદિરાપાનમાટે આતુર થયેલો દેખાયો. અંતે એક મનુષ્યે રથને સંભાળવામાટે ત્યાં રહેવું અને ત્રણ જણે પાસેના એક સ્થાનમાં જઇને મદિરાપાન કરવું, એ પ્રમાણેનો તેમણે ઠરાવ કર્યો. મારો એક ગુપ્તચર ત્યાં રથને સંભાળવામાટે ઉભો રહ્યો અને બે ગુપ્તચરો સારથિને એક એકાંત સ્થાનમાં લઈ ગયા. ત્યાં

મદિરા સાથે એક એવું ઔષધ તેમણે સારથિને પાયું કે જેથી તે ગાઢ નિદ્રામાં પડી ગયો અને પોતાની સર્વ ચિંતાઓને ભૂલી ગયો. ત્યાર પછી તેનાં વસ્ત્રો ઉતારીને મારા એક ગુપ્તચરે પહેરી લીધાં અને સંધ્યાકાલિક અંધકારના વિસ્તારનો જ્યારે આરંભ થયો ત્યારે તે રથ આગળ આવીને ઉભો રહ્યો; કારણ કે, પોતાના એક સાથીને તો તે સારથિની દેખરેખમાટે તે એકાંત સ્થાનમાં જ મૂકી આવ્યો હતો. જ્યારે અનંગભદ્રા પુષ્પધન્વાની દાસીઓ સાથે 'કૈલાસમંડપ'માંથી રથમાં બેસવામાટે બહાર આવી તે વેળાએ અંધકાર થઈ ગયો હતો એટલે ઉતાવળમાં જ તેઓ રથમાં બેસી ગઈ અને પડદા છોડી નાખવામાં આવ્યા. ત્યાર પછી મારો ગુપ્તચર રથને આ ગુપ્ત સ્થાનના બાહ્ય દ્વારમાં લઈ આવ્યો અને ત્યાં કેટલાક શસ્ત્રધર મનુષ્યોને મેં તૈયાર રાખેલા હોવાથી અનંગભદ્રાને તેની દાસીઓ અથવા પુષ્પધન્વાની દાસીઓ સહિત અહીં લાવવામાં આવી. રથને વલ્લભીનગરના બાહ્ય ભાગમાં લઈ જઇને ઉભો રાખવામાં આવ્યો છે અને સારથિને એક બીજા રથમાં બેસાડીને ત્યાં લાવી તેના રથમાં સૂવડાવી દેવામાં આવ્યો છે; એટલે અનંગભદ્રાનું હરણ કેવી રીતે થયું છે અને કોણે કર્યું છે, એ ભેદ કોઇના પણ જાણવામાં આવી શકે તેમ નથી. જ્યારે મારો ગુપ્તચર રથને હાંકી ગયો, ત્યારે જ હું ત્યાંથી દૂર ખસ્યો હતો અને ત્યાર પછી ધર્મદ્રોહીઓના વધમાટેનો યોગ્ય પ્રબંધ કરવામાં મારો કેટલોક સમય ચાલ્યો જવાથી અહીં આવતાં મને કાંઈક વિલંબ થયો હતો. અસ્તુ: હવે હું તમોને પૂછું છું કે, અનંગભદ્રા તથા પુષ્પધન્વાની દાસીઓએ અહીં આવ્યા પછી તેમનો સમય કેવી રીતે વીતાડ્યો છે અને તેઓ અત્યારે કેવી સ્થિતિમાં છે?"

"જ્યારે તે ચાર યુવતિઓને પ્રથમ અહીં લાવવામાં આવી, ત્યારે તો તેમનાં નેત્રોમાંથી અશ્રુની ધારાનું વહન થતું હતું, પરંતુ ત્યાર પછી અમારા આશ્વાસનથી તેઓ શાંત થઈ હતી અને અમારી સાથે બેસીને તેમણે ભોજન પણ લીધું હતું; કારણ કે, તેઓ આખા દિવસની અપવાસિનીજ હતી." પ્રથમ યુવતિએ જણાવ્યું.

"ત્યાર પછી તેમને બળાત્કારે અથવા પ્રપંચથી અહીં લાવનાર કોણ હોવો જોઇએ એ જાણવાની અનંગભદ્રાએ અતિશય આતુરતા દર્શાવતાં મેં તેને આપનું નામ જણાવ્યું અને તે નામ સાંભળતાંની સાથે જ તેનાં નેત્રોમાંથી ક્રોપાગ્નિની જ્વાળાઓ નીકળવા લાગી." દ્વિતીય તરુણીએ એક નવીન વાર્ત્તા સંભળાવી.

"અને અત્યારે તે આપ શ્રીમાનના સાક્ષાત્કારમાટે અતિશય આતુર તથા અધીર થયેલી હોય, એમ જણાય છે." તૃતીય તારુણીએ પૂર્ણાહુતિ કરી.

"ઠીક છે; હવે અત્યારે તેના એ ક્રોધરૂપ રોગને દૂર કરવાનો યોગ્ય ઉપચાર કરવામાં આવશે અને અનંગભદ્રા મારી પર્યંકશાયિની થશે; હું મારા ગુપ્ત કક્ષમાં જઇને હમણાં જ આવું છું અને તમો જઇને અનંગભદ્રા તથા પુષ્પધન્વાની દાસીઓને અહીં લાવીને ઉપસ્થિત કરો." આ પ્રમાણેની આજ્ઞા આપીને બુદ્ધભદ્ર ત્યાંથી પોતાના ગુપ્ત કક્ષમાં જવામાટે ચાલ્યો ગયો.

બુદ્ધભદ્રના જવા પછી પ્રથમ તરુણી પોતાની અન્ય બે સખીઓને ઉદ્દેશીને બોલી કે:–"આ પીટચા બ્રહ્મરાક્ષસના આ નરકાગારમાંથી કોણ જાણે આપણો

છુટકો ક્યારે થશે અને આ બળાત્કારે કરવા પડતા વ્યભિચારની ગર્ત્તામાંથી આપણે ક્યારે બહાર નીકળીશું! આ નરપિશાચના આવા અત્યાચારોને પરમેશ્વર કેમ સાંખી શકતો હશે. એ મારાથી સમજી શકાતું નથી."

"બહેન, ખરું પૂછતી હોય, તો મને તો આ નરકવાસનો એટલો બધો કંટાળો આવી ગયો છે કે, હવે તો વારંવાર મારા મનમાં આત્મહત્યા કરીને મરી જવાની જ ઇચ્છા થયા કરે છે!" દ્વિતીય રમણીએ પોતાના આંતરિક અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો.

"મરણના ભયથી અને યંત્રણાની ભીતિથી આપણે એ પાપાત્માને ઔપચારિક બાહ્ય પ્રેમના દંભથી શાંત રાખવાની ચેષ્ટાઓ તો કરીએ છીએ, પરંતુ આપણાં અંતઃકરણોમાં શોકાગ્નિની કેવી ભયંકર જ્વાળાઓ ભભકી રહી છે, તે તો કેવળ એક પરમાત્મા જ જાણે છે. આજે વળી આ ચાર પવિત્ર અબળાઓની આપણા જેવીજ દુર્દશા થવાની છે, એથી વળી મારા મનમાં વિશેષ ખેદ થાય છે." તૃતીય લલનાએ પોતાના વિચારોને પ્રકટ કરી બતાવ્યા.

"ચાલો ત્યારે અભાગિની અનંગભદ્રા તથા તેની સાથેની દાસીઓને અહીં લાવીને યમરાજના સહોદર સમક્ષ ઉપસ્થિત કરીએ અને એક નવીન અપરાધની ભાગિની થઇએ." પ્રથમ પ્રમદાએ નિઃશ્વાસ નાખીને એ શબ્દો ઉચ્ચાર્યા.

"હા, ત્યારે ચાલો." અન્ય બન્ને યુવતિઓએ પણ નિરુપાયવશતાથી આધીનતાનો સ્વીકાર કરી લીધો.

એ પછી તત્કાળ એ ત્રણે યુવતિઓ પણ ત્યાંથી તે સ્થાનના કોઈ એક અન્ય ભાગમાં જવાને ચાલતી થઈ ગઈ અને જે અબળાઓ બુદ્ધભદ્રની ચરણસેવા કરતી હતી તથા તેને વીજનવડે વાયુ ઢોળતી હતી તેઓ મુખથી કાંઈ પણ ન બોલતાં પરસ્પર મુખ તથા હસ્ત આદિના અમુક સંકેતો કરીને કાંઇક સાંકેતિક વાર્તાલાપ કરવા લાગી અને તેથી પુષ્પધન્વાએ એવું અનુમાન કર્યું કે, કાં તો તેઓ સ્વાભાવિક જ મૂક હોવી જોઇએ અથવા તો પછીથી કોઈ કારણવશાત્ બળાત્કારે કોઇએ તેમની વાચાશક્તિનો નાશ કરેલો હોવો જોઇએ.

પુષ્પધન્વાએ નન્દકને કહ્યું કે: "હવે કદાચિત્ આપણે આપણા કર્ત્તવ્યનું પાલન કરવામાટે વ્યક્ત થવું પડશે અને તેટલામાટે તું પાછો ઉપર જઇને જો આપણા સહાયક સૈનિકો આવ્યા હોય, તો સત્વર તેમનામાંથી પાંચથી છ સૈનિકોને અહીં લઈ આવ. જો તેઓ ન આવ્યા હોય, તો તું એકલો તરત જ પાછો આવજે; ત્યાં અકારણ વિલંબ કરીશ નહિ."

નન્દક બહુ જ સંભાળથી તે ઓરડામાં આવ્યો હતો તેવી જ રીતે કોઈ પણ પ્રકારનો ધ્વનિ ન થવા દેતાં ત્યાંથી નીકળી ગયો અને માર્ગ તેનો જાણીતો હોવાથી મશાલને સળગાવ્યા વિના જ ઉપરના ભાગમાં જઈ પહોંચ્યો. તે હજી પાછો આવ્યો નહોતો તે પૂર્વે જ ઉપર્યુક્ત ત્રણ યુવતિઓ અનંગભદ્રા, ચારુહાસિની તથા બીજી બે દાસીઓને તે પ્રકાશિત કક્ષમાં લઈ આવી અને ત્યારપછી અલ્પ સમયમાં જ એક કાપાલિકના ભયંકર વેષમાં પાપાત્મા બુદ્ધભદ્ર પણ ત્યાં આવી લાગ્યો. બુદ્ધભદ્રે પોતાના આસનપર સ્થિર થતાંની સાથે જ પોતાના કઠોર તથા કર્કશ સ્વરને ગંભીરતાથી અધિક કર્કશ કરીને અનંગભદ્રાને પ્રશ્ન કર્યો કે:—

"અનંગભદ્રા, મારી આજ્ઞાથી તારા પિતા કાકૂ શેઠે તને તારા આવાસમાં જ પ્રતિબંધમાં રાખવા છતાં અને શંકરાચાર્યના વ્યાખ્યાનમાં જવાની ના પાડવા છતાં તું 'વસન્તવિહાર' તથા 'કૈલાસમંડપ'માં કેવી રીતે જઈ શકી, એ જાણવાની મારી ઇચ્છા છે; માટે યોગ્ય ઉત્તર આપ."

"તારા પ્રપંચથી મારા પિતાએ મને આપેલા બંદિવાસની વાર્ત્તા પુરુષપુંગવ પુષ્પધન્વાના જાણવામાં આવતાં તેઓ નિશાના કાળમાં પોતાની અગાસીમાંથી એક પાટિયું મારી અગાસીની પાળપર રાખીને મારા શયનગૃહમાં આવ્યા અને ભગવાન્ શંકરાચાર્યના દર્શનથી મારાં નેત્રોને તથા તે શ્રીમાન્‌ના વ્યાખ્યાનથી મારાં શ્રવણોને પવિત્ર કરવાની જો મારી આકાંક્ષા હોય તો તે આકાંક્ષાને પૂર્ણ કરવાની યોગ્ય વ્યવસ્થા કરી આપવાનો તેમણે પોતાનો વિચાર દર્શાવ્યો. તેમની સહાયતાથી હું તેમના આગારમાં ગઈ અને તેમના પ્રબંધથી જ મને ભગવાન્ શંકરાચાર્યના દર્શનનો તથા તેમની સુધાવાણીના શ્રવણનો અલભ્ય લાભ મળ્યો. સંધ્યાકાળે હું મહાશય પુષ્પધન્વાની આ દાસીઓ સાથે રથમાં બેસીને 'કૈલાસમંડપ'માંથી પુષ્પધન્વાના આગારમાં જવાને નીકળી અને તારા પ્રપંચથી આ નરકાગારમાં આવી પડી." આ પ્રમાણેનું અક્ષરે અક્ષર સત્ય ઉત્તર આપીને અનંગભદ્રાએ અધિકારદર્શક સ્વરથી બુદ્ધભદ્રને પૂછ્યું કે: "બોલ, બુદ્ધભદ્ર' તેં આવો પૈશાચિક પ્રપંચ કરીને અમો ચાર અબળાઓને ભૂમિગર્ભમાંના આ ભયંકર સ્થાનમાં શામાટે પકડી મંગાવી છે? તારી જે ભાવના હોય તે જણાવી દે એટલે અમારી ભાવિ અવસ્થા અમારા જાણવામાં આવી જાય અને અમારી મુક્તિનો ઉપાય અમારાથી યોજી શકાય!"

અનંગભદ્રાના આ અધિકારદર્શક તથા વિનયહીન શબ્દોના શ્રવણથી મદિરાથી ઉન્મત્ત થયેલા બુદ્ધભદ્રના હૃદયમાં ક્રોધની વૃદ્ધિ થવા લાગી અને તેથી તે પોતાની આંતરિક અશ્લીલ ભાવનાઓને વ્યક્ત કરતો ગર્જનાસહિત કહેવા લાગ્યો કે: "અનંગભદ્રા, આજે દીર્ઘકાળથી તને મેળવવાની આકાંક્ષાનો મારા વિલાસપ્રિય અંતઃકરણમાં ઉદય થયો હતો; પરંતુ મારી તે આકાંક્ષાને તૃપ્ત કરવાનો મને યોગ્ય અવસર ન મળવાથી જ અત્યાર સુધી હું મારી તે આકાંક્ષાને મનમાં દાબીને બેસી રહ્યો હતો. આજે તારો પિતા કાકૂ મારા 'રાજવિહાર'ના ગુપ્ત ભવનમાં બેઠો છે અને જ્યાં સુધી શંકરાચાર્ય વલ્લભીનગરની સીમામાં હશે, ત્યાં સુધી તે બહાર નીકળવાનો નથી; આ પ્રસંગનો લાભ લઇને રાહુ મારો વિશ્વાસપાત્ર સેવક હોવાથી આજ રાત્રે હું તારા શયનમંદિરમાં આવવાનો હતો, પરંતુ એટલામાં મારા ગુપ્તચરોદ્વારા તારા 'વસન્તવિહાર'માં તથા 'કૈલાસમંડપ'માં જવાના સમાચાર મને મળવાથી તને આ સ્થાનમાં લાવીને તને ભ્રષ્ટ કરવાનો મેં યોગ્ય પ્રબંધ કર્યો છે. એથી જેમ મારી મનઃકામના તૃપ્ત થવાનો સંભવ છે, તે જ પ્રમાણે તારી કાયાનું પણ કલ્યાણ થઈ જવાનો સંભવ છે; કારણ કે, ગુરુદેવને તનમનધન સર્વસ્વ અર્પણ કરવાથી ધીમતી શિષ્યાનું કલ્યાણ થઈ જાય છે અને તે નિર્વાણપદને પ્રાપ્ત થાય છે, એ તું વિદુષી હોવાથી સારી રીતે જાણે છે, એટલે એ તત્ત્વનું નવીનતાથી તને શિક્ષણ આપવું પડે તેમ નથી. પરંતુ મને અત્યારે ખેદ માત્ર એટલો જ થાય છે કે, તારા આ યૌવનરૂપ

જે અનાઘ્રાત કુસુમને સુંઘવાનો પ્રથમ મારો અધિકાર હતો, તે મારો અધિકાર દુષ્ટ પુષ્પધન્વાએ લઈ લીધો છે અને તેથી અત્યારે તારું આઘ્રાત યૌવનકુસુમ મારા હસ્તમાં આવ્યું છે. પરંતુ ચિંતા નહિ, પુષ્પધન્વાના આયુષ્યના દિવસો આજે ગણાઈ ચૂકયા છે અને બૌદ્ધધર્મ તથા બૌદ્ધભિક્ષુ બુદ્ધભદ્ર સાથે તેણે આરંભેલા વૈરભાવનો, તેના વધમાટેનો મેં યોગ્ય પ્રબંધ કરી દીધેલો હોવાથી, આજે જ પ્રતિશોધ થઈ જવાનો છે. કહે, ત્યારે તું તારી ઇચ્છાથી જ મારી આકાંક્ષાને વશ થઇશ કે મારે બળાત્કારનો પ્રયોગ કરવો પડશે?"

"દુષ્ટ દસ્યુ, અધમ નરપિશાચ અને ઘોર પાપાત્મા બુદ્ધભદ્ર, તું સમસ્ત સંસારને તારા પોતા સમાન જુએ છે, એ તારો મહાભયંકર પ્રમાદ થાય છે; પુષ્પધન્વા તારા જેવો એક પાપાત્મા નહિ, પણ પરમ પુણ્યાત્મા અને ધર્મશીલ પુરુષ છે; આ વર્ત્તમાન યુગનો જનક વિદેહી છે, એ તું જાણતો નથી અને તેથી જ તું તેના શિરપર વ્યભિચારના દોષનો મિથ્યા આરોપ કરે છે. અત્યાર સુધી તેનો અને મારો જો કે બંધુભગિનીનો જ સંબંધ છે; પણ તેં જ્યારે આજે અમારા સંબંધ વિશે આવા અપવિત્ર ઉદ્દગાર કાઢયા છે, તો હવે જો હું પરણીશ, તો મારા પતિ તરીકે તે પુષ્પધન્વાનો જ સ્વીકાર કરીશ; અન્ય પુરુષ આજથી મારા બંધુ તથા પિતા સમાન છે. જો તે આ સંસારમાં અસ્તિત્વ નહિ ધરાવતો હોય, તો આજન્મ કુમારિકા રહીને તેના નામસ્મરણમાં જ હું મારા જીવનને વીતાડીશ. તારી આકાંક્ષાના સંબંધમાં હું તને સ્પષ્ટ શબ્દોમાં ઉત્તર આપું છું કે, આ અનંગભદ્રાના આ દેહમાં જ્યાં સુધી પ્રાણ છે, ત્યાં સુધી તો તારી આ દેહને ભ્રષ્ટ કરવામાટેની દુષ્ટ વાસના સફળ થવાની નથી; હું મારા દેહનો આનંદથી ત્યાગ કરીશ અને મરણને સ્વીકારીશ, પરંતુ તારી પાપમયી આજ્ઞાને કદાપિ નહિ સ્વીકારું તે નહિ જ સ્વીકારું. બોલ, હજી તારે કાંઇ વધારે બોલવાનું છે? તારે અત્યાચાર કરવો હોય તો કરી લે અને નહિ તો અમને અહીંથી વિદાય કરી દે." અનંગભદ્રાએ અત્યંત વીરતાથી આ વાકયો ઉચ્ચાર્યાં.

"અનંગભદ્રા, અત્યારે તું કયાં છે અને આ વાકયો કોના સમક્ષ ઉચ્ચારે છે, એનું તને ભાન છે ખરું કે?" બુદ્ધભદ્રે નેત્રોને વિસ્ફારિત કરીને આ પ્રશ્ન પૂછયો.

"હું અત્યારે નરકાગારમાં છું અને તે નરકાગારના પાપિષ્ઠ અધિકારી સમક્ષ આ વાકયો ઉચ્ચારું છું, એનું મને યથાર્થ જ્ઞાન છે." અનંગભદ્રાએ નિર્ભયતાથી ઉત્તર આપ્યું.

"શું ત્યારે તારા હૃદયમાં મારા કોપાગ્નિની જ્વાળામાં બળી જવાના ભયનો સંચાર નથી?" બુદ્ધભદ્રે દ્વિતીય પ્રશ્ન પૂછયો.

"હૃદય સ્વતંત્ર છે, તેનાપર કોઇનો પણ અધિકાર નથી." અનંગભદ્રાએ પૂર્વ પ્રમાણે જ નિર્ભીકતાથી ઉત્તર આપ્યું.

"તારા હૃદયમાં મારા અધિકારને તારે સ્થાન આપવું જ જોઇએ." બુદ્ધભદ્રે પોતાના અધિકારનો ભાસ કરાવ્યો.

"બુદ્ધભદ્ર, તું એક ધર્મગુરુ છે, તો તારે અધર્મને ત્યાગીને ધર્મને કાંઇક તો માન આપવું જ જોઇએ." અનંગભદ્રાએ ઉપદેશ આપ્યો.

"આત્મસંતોષ એજ અમારો ધર્મ છે!" બુદ્ધભદ્ર બોલ્યો.

"આ તારો આત્મસંતોષ નહિ, પણ તારી ઇંદ્રિયલોલુપતા છે, તારો ઘોર અધર્મ છે!" અનંગભદ્રાએ તેના કથનનું ખંડન કર્યું.

"તારે મારા પ્રેમનો સ્વીકાર કરવો જ પડશે; મારી શય્યામાં વિહાર કરવો જ પડશે!" બુદ્ધભદ્રે આજ્ઞાના સ્વરૂપમાં આ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

"કદાપિ નહિ! આ જન્મમાં આ અનંગભદ્રા તારા જેવા પિશાચના પ્રેમનો સ્વીકાર કરે એ સર્વથા અસંભવનીય છે, ત્રિકાલમાં પણ આ ઘટના થવી અશક્ય છે! નરાધમ, અત્યારે જો કે આ શરીર તારા વશમાં છે, પરંતુ મારી મનોવૃત્તિઓ તારા વશમાં નથી અને તે કદાપિ તારા વશમાં થવાની પણ નથી. હું તને ધિક્કારું છું અને તારા જેવા પિશાચોને તો હું ઠોકરે મારું છું!" અનંગભદ્રાએ પોતાની વીરતામાં દૃઢ રહીને કહ્યું.

"તો નિર્દયતાથી તારા આ સુંદર શરીરનું દેવીને બલિદાન અપાશે." બુદ્ધભદ્રે અંતિમ ભયનું દર્શન કરાવ્યું.

"ચિન્તા નહિ; જે શરીરનો અંતે એક દિવસ નાશ થવાનો જ છે, તે શરીરનો સત્વર નાશ થાશે, તો આ દુ:ખદાયક સંસારનાં સર્વ બંધનો વ્હેલાં જ કપાશે!" અનંગભદ્રાએ મરણને સ્વીકારવામાટે પોતાની તત્પરતા બતાવીને કહ્યું.

"મરણને સ્વીકારવાની વાર્તા જેટલી સરળ છે, તેટલું સરળ મરણને સ્વીકારવાનું કાર્ય નથી, એ તું અદ્યાપિ જાણતી નથી અને તેથી જ આવા અવિચારમય શબ્દોને તું તારા મુખથી ઉચ્ચારે છે. હું કદાચિત્ નિરુપાય થઇને તારા આ સુંદર શરીરનું દેવીને બલિદાન આપીશ, તોપણ તારા યૌવન તથા સૌન્દર્યનો એકવાર તો બળાત્કારે પણ ઉપભોગ કરીશ અને કરીશ જ; કારણ કે, મારી એ આકાંક્ષા જો તૃપ્ત ન થાય, તો મરણ પછી મારા માટે નિર્વાણનો માર્ગ પણ બંધ થઈ જાય! એવો મારા મનમાં સંશય રહ્યા કરે છે. તું હઠીલી છે અને તેથી સીધી રીતે મારી આજ્ઞાને નથી જ માનવાની, એ નિશ્ચિત હોવાથી મારે અત્યારે જે બળાત્કારનું અવલંબન કરવું પડે છે, તેની ઉત્તરદાત્રી તું જ છે." આ પ્રમાણે બોલીને બુદ્ધભદ્રે જે ત્રણ યુવતિઓ તેના હસ્તે ભ્રષ્ટ થઈ ચૂકી હતી તે યુવતિઓને આજ્ઞા આપી કે: "મારી સુખભાગિની સુંદરીઓ, આ અભિમાનિની અનંગભદ્રાને પકડીને મારી આ સુખશય્યામાં લાવો અને મારી ઇચ્છા તૃપ્ત થયા પછી એનો સદાને માટે નાશ કરવાનો હોવાથી આપણા પેલા બે દેવી ભક્તોને તેમનાં શસ્ત્રો સાથે અહીં આવવામાટેની મારી આજ્ઞા સંભળાવો."

ચારુહાસિની અત્યાર સુધી તો મૌનનું અવલંબન કરીને ઉભી હતી, પરંતુ દુષ્ટ બુદ્ધભદ્રનાં આ અંતિમ વાક્યોનું શ્રવણ કર્યા પછી તેનાથી મૌનનું અવલંબન કરી ન શકાયું અને તેથી તે એક સિંહી સમાન ગર્જના કરતી કહેવા લાગી કે: "આ તારી પાપસંગિનીઓની સંખ્યા ત્રણની છે, તો અમારી સંખ્યા ચારની છે, એટલે આ કુલટાઓથી તો અમારી સ્વામિનીને હસ્તસ્પર્શ કરી શકાય તેમ નથી; તારા સશસ્ત્ર દેવી ભક્તો આવશે, ત્યારે જોઈ લેવાશે."

બુદ્ધભદ્ર અનંગભદ્રા તથા ચારુહાસિનીને કેટલીકવાર સુધી સ્થિર દૃષ્ટિથી જોઈ રહ્યો અને ત્યાર પછી પુન: તે યુવતિત્રિપુટીને ઉદ્દેશીને તેણે કહ્યું કે: "જોઈ શું રહી છો; પકડો આ અનંગભદ્રાને અને લાવો મારી શય્યામાં!"

"અમારાથી આ અધર્મ કરી શકાય તેમ નથી." પ્રથમ યુવતિએ આજે પ્રથમવારજ બુદ્ધભદ્રની આજ્ઞાનો અનાદર કરતાં એ શબ્દો ઉચ્ચાર્યા.

"અને અમારાથી પણ આ કુકર્મ આચરી શકાય તેમ નથી." અન્ય બે યુવતિઓએ પણ પોતાની સખીનુંજ અનુસરણ કર્યું.

બુદ્ધભદ્ર પોતાની આજ્ઞાનો આવી રીતે અનાદર થતો જોઇને કોપના આવેશથી લાલ પીળો થઈ ગયો અને પોતાની શય્યામાંથી વ્યાઘ્ર પ્રમાણે ઉછળીને અનંગભદ્રા પાસે આવી તેનો હસ્ત ઝાલીને તેને શય્યાપ્રતિ ખેંચવા લાગ્યો; પરંતુ ચારુહાસિનીએ એક લત્તાપ્રહાર સાથે તેને પૃથ્વીપર પછાડી નાખ્યો અને તે ઊઠવાના પ્રયત્ન કરે એટલામાં તો પુષ્પધન્વા તથા કાકૂ અંધકારાવૃત્ત કક્ષમાંથી નીકળીને ત્યાં આવી પહોંચ્યા. પુષ્પધન્વાએ ચારુહાસિનીને સંબોધીને કહ્યું કે: "ચારુહાસિની, તારા કર્ત્તવ્યનું તેં યથાર્થ પાલન કર્યું છે અને તેમાટે હું તને ધન્યવાદ આપું છું. હવે તું અહીંથી દૂર ખસી જા અને અનંગભદ્રાને સંભાળ. આ પિશાચ બુદ્ધભદ્રના વિનાશનો ભાર હવે અમારા શિરપર આવ્યો છે."

"અત્યારસુધીમાં આ દુષ્ટાત્મા બુદ્ધભદ્રે આ ભયંકર સ્થાનમાં અનેક નિર્દોષ તથા નિષ્કલંક અબળાઓના કાળને બોલાવ્યો છે; પણ આજે હવે એનાં પાપોનો ઘડો છલાછલ ભરાયલો હોવાથી એના કાળે એને પોતાનેજ બોલાવ્યો છે અને તેથીજ આ સહાયકોના સમુદાયને પરમાત્માએ અત્યારે અચાનક આ દુર્ભેદ્ય સ્થાનમાં મોકલાવ્યો છે!" કાકૂએ પણ બુદ્ધભદ્રના શિરપર ધિક્કારની વૃષ્ટિ વર્ષાવીને આ તિરસ્કારદર્શક વાક્યો ઉચ્ચાર્યાં.

"એ તો હવેજ તમારા જોવામાં આવશે કે, મારા કાળે મને બોલાવ્યો છે કે તમારો પોતાનો કાળજ તમને હાથ ઝાલીને આ તમારા મરણની ગર્ત્તામાં ખેંચી લાવ્યો છે!" આ શબ્દો ઉચ્ચારીને બુદ્ધભદ્રે ઊઠવાનો પ્રયત્ન કર્યો પણ સમયસૂચકતાનો ઉપયોગ કરી પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢીને પુષ્પધન્વા તેની છાતીપર પગ મૂકી તેનાપર તલ્વાર તાણીને ઊભો રહ્યો અને તેથી સર્વથા નિરુપાય થતાં બુદ્ધભદ્રે પોતાના મુખમાંથી એક મહાભયંકર ચીત્કાર કર્યો.

તેના એ ચીત્કારનો ધ્વનિ ત્યાંથી ચોથા ઓરડામાં બેઠેલા તેના અંગરક્ષક દેવીભક્તોના સાંભળવામાં આવ્યો અને તેથી તત્કાળ તેઓ પોતાની નગ્ન તલ્વારોને હસ્તમાં ધારણ કરીને એ પ્રકાશમય કક્ષમાં આવી પહોંચ્યા. બુદ્ધભદ્રની દીન અવસ્થા તથા એ કક્ષમાં બે અજ્ઞાત પુરુષોને આવેલા જોઇને તેઓ પરિસ્થિતિના સ્વરૂપને જાણી ગયા અને એ બે અજ્ઞાત પુરુષોનેજ ત્યાંની શાંતિના ભંગના હેતુ ધારીને તેમણે પુષ્પધન્વા તથા કાકૂપર આક્રમણ કરીને તેમના શિરચ્છેદનો પ્રયત્ન કર્યો. કાકૂએ આ વેળાએ પોતાના પ્રાણનાશના પ્રસંગને આવેલો જોઇને વીરતાનું અવલંબન કર્યું અને તે બે દેવીભક્તોમાંના એક દેવીભક્તનો તો પોતાની તલ્વારથી તે ક્ષણેજ શિરચ્છેદ કરી નાખ્યો.

એક દેવીભક્તને રોળાયલો જોઇને બીજો દેવીભક્ત જરાક અચકાયો અને તેના એ ગભરાટનો લાભ લઇને પુષ્પધન્વાએ તેના હાથમાંની તલ્વારને છીનવી

લઇને તેને ભૂમિપર પછાડી નખ્યો. તે તલ્વારને ચારુહાસિની પોતાના હસ્તમાં ધારણ કરીને ચંડકા પ્રમાણે તે દેવીભક્તની છાતીપર ચરણ સ્થાપીને ઊભી રહી. એજ ક્ષણે કક્ષના બાહ્ય ભાગમાં મનુષ્યોનો પદધ્વનિ સંભળાયો અને એક નિમેષ જેટલો સમય પણ ભાગ્યેજ વીત્યો હશે એટલામાં તો આઠ સૈનિકો, મહારાજા પોતે અને નન્દક તે પ્રકાશિત કક્ષમાં આવી પહોંચ્યા. પ્રથમ બુદ્ધભદ્ર તથા તેના જીવતા સહાયક દેવીભક્તને ચતુર્ભુજ કરવામાં આવ્યા, અને ત્યાર પછી તે ભયંકર ભૂગ્યાગારમાંની નિવાસિની અબળાઓને પણ ચતુર્ભુજ કરવાની રાજા શીલાદિત્યે પોતાના સૈનિકોને આજ્ઞા આપી; પરંતુ તે અબળાઓએ પોતાનો સત્ય વૃત્તાન્ત જણાવતાં તેમને મુક્ત અવસ્થામાં જ રહેવા દેવામાં આવી અને ત્યાર પછી મહારાજા શીલાદિત્ય, પુષ્પધન્વા તથા કાફૂ ચાર સૈનિકોને અનંગભદ્રા તથા ચારુહાસિનીના સંરક્ષણમાટે રાખીને તથા ચાર સૈનિકોને પોતા સાથે લઇને તે સ્થાનમાંના અન્યાન્ય કક્ષોમાંની ભયંકરતાનું નિરીક્ષણ કરવામાટે નીકળ્યા.

તેમણે ભિન્ન ભિન્ન દશ ઓરડાનું નિરીક્ષણ કર્યું અને ત્યાં જે નાનાવિધ અમાનુષી ભયંકરતાઓ તેમના જોવામાં આવી, તે ખરેખર અવર્ણનીય તથા રોમાંચ ખડાં કરી દેનારી જ હતી. એક ઓરડામાં કાલિકા દેવીની એક ભીષણ પ્રતિમા સમક્ષ એક યુવતિ સ્ત્રીને ઊંધે મસ્તકે લટકાવવામાં આવી હતી અને તેની ખોપરીમાં છિદ્ર કરેલું હોવાથી તેમાંનું રક્ત કાલિકાના ખપ્પરમાં પડ્યા કરતું હતું; જો કે તે સ્ત્રીના પ્રાણ અદ્યાપિ ગયા ન હોતા, પરંતુ તેને ત્યાંથી નીચે ઊતારતાંની સાથે જ તેના શરીરમાંનું લગભગ સર્વ રક્ત નીકળી ગયેલું હોવાથી તેના પ્રાણ તેના દેહને ત્યાગીને પ્રયાણ કરી ગયા. બીજા ઓરડામાં નાના પ્રકારની મદિરાઓની સુરાહીઓ, નાના પ્રકારના ધાતુભસ્મ, કામોદ્દીપક ઔષધિઓ તથા ગંધદ્રવ્ય આદિ વિલાસનાં સાધનોનો જ સંગ્રહ કરાયલો હતો; ત્રીજા ઓરડામાં બકરાં, ઘેટાં, હરિણ અને એવાં જ અન્યાન્ય પશુઓને તેમનો વધ કરી તેમનાં માંસનું ભક્ષણ કરવામાટે રાખવામાં આવ્યાં હતાં અને એક પાંજરામાં એજ હેતુમાટે કેટલાંક પક્ષીઓને પણ પૂરી રાખવામાં આવ્યાં હતાં. ચોથો ઓરડો ત્યાંના રક્ષક દેવીભક્તોના નિવાસમાટેનો હતો અને તેમની પાસેનો પાંચમો ઓરડો ત્યાં જે યુવતિઓને બળાત્કારે પકડી અથવા હરી લાવવામાં આવતી હતી તેમના નિવાસમાટેનો ઓરડો હોય, એવી ત્યાંની શય્યાઓ તથા તે શય્યાપર પડેલાં સ્ત્રીઓનાં વસ્ત્રોને જોવાથી કલ્પના કરી શકાતી હતી. છઠ્ઠો ઓરડો તે એક બહુ જ વિશાળ ઓરડો હતો અને તેમાં એક નાનકડું તળાવ બનાવેલું હતું કે જે તળાવમાં નીચેની જમીનમાંથી પાણી આવ્યા કરતું હતું અને નન્દકના કહેવાથી જાણવામાં આવ્યું કે, એ તળાવનો યુવતીઓ સાથેની જલક્રીડાના સ્થાન તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો. સાતમો ઓરડો વસ્ત્રાગાર તરીકે વપરાતો હોય એમ જણાયું; કારણ કે, ત્યાં સ્ત્રી તથા પુરુષોના પરિધાનયોગ્ય નાના પ્રકારનાં વસ્ત્રો જૂદી જૂદી ખીંટીઓપર ભેરવેલાં હતાં અને સૂક્ષ્મતાથી અવલોકન કરતાં વેષપરિવર્તનનાં પણ ત્યાં અનેક સાધનો જોવામાં આવ્યાં. આઠમા ઓરડામાં નાના પ્રકારનાં અસંખ્ય શસ્ત્રાસ્ત્રો ભરેલાં હતાં અને તેમનો મનુષ્ય

તથા પશુઓના વધકાર્યમાટે ઉપયોગ કરાતો હોવો જોઇએ, એવી સહજમાં જ કલ્પના કરી શકાતી હતી. નવમા ઓરડામાં નાના પ્રકારનાં ધાન્યની કોઠીઓ ભરી રાખવામાં આવી હતી અને દશમા ઓરડામાં કોઈ પણ વસ્તુ જો કે જોવામાં આવતી નહોતી, પરંતુ ત્યાં બે ઊંચા ઓટલા કરેલા હોવાથી અને ત્યાંની ભૂમિ રક્તથી ખરડાયલી હોવાથી નન્દકના મુખથી જણાયું કે, જેનાપર બુદ્ધભદ્રનો બહુ જ કઠિન કોપ થતો હતો, તે સ્ત્રી અથવા પુરુષને એ ઓરડામાં લાવીને તેના મસ્તકને આ પાષાણના ઓટલાપર પછાડી તેનું મરણ નિપજાવવામાં આવતું હતું. ત્યાંની આ પ્રકારની સર્વ રચનાને જોઇને તેઓ પાછા પ્રકાશમય કક્ષમાં આવ્યા અને ત્યાંથી બુદ્ધભદ્ર તથા તેની વિષયવાસનાનો ભોગ થઇ પડેલી અનાથ અબળાઓ તેમજ અનંગભદ્રા, ચારુહાસિની તથા બીજી બે દાસીઓને લઇને તેઓ બાહ્ય ભાગમાં જવામાટે નીકળ્યા. તેઓ જ્યારે ઉપરના ખુલ્લા આંગણામાં આવ્યા, તે વેળાએ ઉષ:કાળનો અંત થવા આવ્યો હતો અને પ્રભાત થવામાં બહુ જ થોડો વિલંબ હતો. ત્યાંથી બુદ્ધભદ્ર તથા તેના રક્ષક દેવીભક્તને બે સૈનિકોના અધિકારમાં સોંપીને મહારાજા શીલાદિત્યે કારાગૃહમાં મોકલવાની વ્યવસ્થા કરી અને અનાથ યુવતિઓને સંભાળવાનો ભાર પુષ્પધન્વાના શિરપર નાખ્યો. અનંગભદ્રાને તેના પિતા કાકૂએ પોતાની રક્ષારૂપ છાયામાં લઇ લીધી. પુષ્પધન્વાએ ચારુહાસિનીને પોતા સાથે પોતાના અશ્વપર બેસાડી લીધી અને અનંગભદ્રા તેના પિતાના અશ્વપર તેની સાથે બેઠી. બીજી બે દાસીઓ તથા અભાગિની સ્ત્રીઓને એક સૈનિકની રક્ષામાં સોંપીને તેમને પુષ્પધન્વાના આગારમાં પહોંચાડવામાટેની રાજાએ આજ્ઞા આપી દીધી. આવી રીતે સર્વ વ્યવસ્થા થઈ રહ્યા પછી મહારાજા શીલાદિત્ય, પુષ્પધન્વા, કાકૂ, નન્દક અને મહારાજાના ચાર પાંચ અંગરક્ષક સૈનિકો ત્યાંથી નગરભણી જવાને નીકળ્યા. ચાલતાં ચાલતાં મહારાજા શીલાદિત્યે કાકૂ શેઠને ઉદ્દેશીને કહ્યું કે:–

"લક્ષ્મીપુત્ર કાકૂ શેઠ, જે બૌદ્ધ શ્રમણ બુદ્ધભદ્રના ઉપદેશથી તમો પરમ પવિત્ર સ્માર્ત ધર્મના શત્રુ થયા છો અને ઉત્તમતા તથા અધમતાના વિવેકને સર્વથા ભૂલી ગયા છો, તે તમારા આચાર્યવર્યના 'અહિંસા પરમો ધર્મ'નું આજે તમોએ કેવું ભયંકર અવલોકન કર્યું છે, એનું કૃપા કરીને કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ. તમારી સદ્‌ગુણવતી અને સુશીલા પુત્રીપર સંકટ આવવાના સમાચાર જ્યારે આ મહાશય પુષ્પધન્વાદ્વારા મારા જાણવામાં આવ્યા, એટલે મારે પોતે જ અહીં આવવું પડ્યું; કારણ કે, ધર્મદ્વેષના યોગે ભલે તમો કદાચિત્ મારા પ્રતિ સારો ભાવ ન રાખતા હો, પરંતુ તમો મારા એક પ્રતિષ્ઠિત પ્રજાજન હોવાથી તમારી પ્રતિષ્ઠાનું રક્ષણ મારે પોતાની પ્રતિષ્ઠા જાણીને કરવું જ જોઇએ, એ મારો ધર્મ હોવાથી મેં તમારા પ્રતિ લેશ માત્ર પણ અભાવ રાખ્યો નથી. આવા વિષયોમાં ધર્મનો સંબંધ નહિ, પણ રાજા અને પ્રજાનો સંબંધ જ મુખ્ય હોય છે અને તે સંબંધનો જ મેં પ્રથમ વિચાર કર્યો છે. હજી પણ જો વિચાર કરશો અને સ્માર્તધર્મવિષયક દ્વેષભાવને ત્યાગી દેશો, તો તેમાં તમારું જ કલ્યાણ છે."

"કૃપાળુ અને ધર્માવતાર મહારાજન્, આજથી આ કાકૂ બૌદ્ધધર્મનો

પરમ શત્રુ અને સ્માર્ત્તધર્મનો પરમ પુરસ્કારક છે, એમ જ આપ શ્રીઆને માની લેવાનું છે. આવતી કાલે જ હું ભગવાન્ શંકરાચાર્યનાં પવિત્ર ચરણોમાં મસ્તક નમાવી મારા અપરાધોની ક્ષમા માગીને વિધિપૂર્વક સ્માર્ત્તધર્મનો સ્વીકાર કરીશ અને મારા કલ્યાણને સાધી લઇશ." કાકૂએ અત્યંત વિનીત ભાવથી આ વાકયો ઉચ્ચાર્યાં.

પિતાનાં આ વાકયોના શ્રવણથી અનંગભદ્રાના આંતરિક આનંદનો અવધિ થયો. અરુણોદય થતાંમાં તો એ સર્વ સમુદાય વલ્લભીનગરમાં આવી પહોંચ્યો.



## પ્રકરણ ૫ મું
## બૌદ્ધ ધર્મનો ઉચ્છેદ

ગત પ્રકરણના અંતમાં જણાવ્યા પ્રમાણે પ્રભાતમાં જે વેળાયે મહારાજ સસમ શીલાદિત્ય, પુષ્પધન્વા, કાકૂ, નન્દક તથા અનંગભદ્રા અને ચારુહાસિની ઇત્યાદિ વ્યક્તિઓએ વલ્લભીપુરમાં પ્રવેશ કર્યો, તે વેળાયે વલ્લભી નગરમાં એક પ્રકારનો મહાભયંકર હાહાકાર વ્યાપી ગયો હતો અને કેટલાંક ગૃહોમાંથી વનિતાઓના વિલાપ તથા આક્રોશનો હૃદયભેદક ધ્વનિ પણ સંભળાતો હતો. પૃચ્છા કરતાં મહારાજ શીલાદિત્યના જાણવામાં આવ્યું કે, ભગવાન્ શંકરાચાર્યની સુધાવાણીથી મુગ્ધ થઇને ગઈ કાલે જે કેટલાક બૌદ્ધ ધર્મીય સદ્ગૃહસ્થોએ બૌદ્ધ ધર્મને ત્યાગીને સ્માર્ત્ત ધર્મનો સ્વીકાર કર્યો હતો, તેમનામાંના પાંચ ગૃહસ્થોનો મધ્યરાત્રિ પછી તેમની શય્યામાં જ નિર્દયતાથી વધ કરી નાખવામાં આવ્યો હતો. એ સર્વ નરહત્યાકાંડ નરપિશાચ બુદ્ધભદ્રના પ્રબંધથી જ થયો હતો અને એ વાર્ત્તા પુષ્પધન્વા તથા કાકૂના જાણવામાં આવી ગયેલી હોવાથી તેમણે એ ભેદનો વૃત્તાંત મહારાજને જણાવી દીધો અને તેથી ન્યાયદેવતાના પરમોપાસક રાજા શીલાદિત્યે વલ્લભીપુરમાંનાં સર્વ બૌદ્ધ ભિક્ષુ તથા બૌદ્ધ ભિક્ષુકાઓને પકડીને કારાગૃહમાં રાખવાની તથા જ્યારે તેમની ન્યાયમંદિરમાં આવશ્યકતા હોય તે વેળાએ ન્યાયમંદિરમાં લાવવામાટેની પોતાના સૈનિકોને કઠિન આજ્ઞા આપી દીધી; કારણ કે, બુદ્ધભદ્રના રાક્ષસીય અત્યાચારોના ભેદને જાણ્યા પછી બૌદ્ધધર્મ તથા બૌદ્ધ ભિક્ષુઓ વિરુદ્ધ વલ્લભીપુરના લોકો એટલા બધા ઉશ્કેરાઈ ગયા હતા કે જો આવા પ્રકારની વ્યવસ્થા તત્કાળ કરવામાં ન આવે, તો તેનું પરિણામ વિદ્રોહમાં જ આવવાનો સંભવ હતો. મહારાજની આ તાત્કાલિક યોગ્ય વ્યવસ્થાથી પ્રજાજનોનાં મન સંતુષ્ટ થયાં અને તેઓ અપરાધી બુદ્ધભદ્ર તથા તેનાં સહાયકોના દંડવિધાનની આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગ્યા. જે દિવસે ભગવાન્ શંકરાચાર્યના વ્યાખ્યાનથી બૌદ્ધધર્મીયોનાં મન કાંઇક ડગ્યાં હતાં, તે જ દિવસે બૌદ્ધ શ્રમણ બુદ્ધભદ્રના આવા અશ્રુતપૂર્વ અનાચારો તથા અત્યાચારોના ભેદનો સ્ફોટ થયો અને તેનું પરિણામ એ થયું કે, એકસમયાવચ્છેદે સહસ્રાવધિ લોકો બૌદ્ધ ધર્મને ત્યાગીને સ્માર્ત્ત ધર્મને સ્વીકારવામાટે તત્પર થઈ ગયા. વલ્લભીનગરમાં સર્વત્ર ભગવાન્ શંકરાચાર્ય અને શંકરાચાર્યના શુભ

નામનો જ જયઘોષ શ્રવણગોચર થવા લાગ્યો. લોકો ભગવાન્ શંકરાચાર્યને મુક્તકંઠે ઈશ્વરના અવતાર તરીકે સ્વીકારવા લાગ્યા અને પુનઃ તેમની સુધાવાણીને સાંભળવામાટે અધીર થતા દેખાયા. પરંતુ આજે તેમને ભગવાન્ શંકરાચાર્યની સુધાવાણીના શ્રવણનો લાભ મળવો અશક્ય હતો; કારણ કે, વલ્લભીનગરમાં ગત નિશામાં થયેલા અધમ કૃત્યોના સમાચાર પ્રભાતમાં જ્યારે 'વસન્તવિહાર'માં વિરાજતા ભગવાન્ શંકરાચાર્યના સાંભળવામાં આવ્યા એટલે રાજાને તેમણે એવા આશયનો સંદેશ કહાવી દીધો કે: "આજે આપને કેટલાક ઘોર અપરાધીઓના અપરાધોનો વિચાર કરવાનો હોવાથી મારા વ્યાખ્યાનમાટેની વ્યવસ્થા કરશો નહિ; પોતાના એક ન્યાયદાતા તરીકેના કર્ત્તવ્યનું નિષ્પક્ષપાત તથા શુદ્ધતાથી પાલન કરજો અને જો આવશ્યકતા હોય, તો મને ન્યાયમંદિરમાં બોલાવજો." મહારાજા શીલાદિત્યની પણ એ જ ઇચ્છા હોવાથી તેણે તત્કાળ ભગવાન્ શંકરાચાર્યની એ આજ્ઞાનો અંગીકાર કરી લીધો અને અપરાધીઓના અપરાધના વિચારમાટે મધ્યાહ્ન પછીનો સમય નિયત કરવામાં આવ્યો. ભગવાન્ શંકરાચાર્યને તે વેળાએ ન્યાયમન્દિરમાં પધારવામાટેનો મહારાજાએ દૂતદ્વારા સંદેશ કહાવ્યો અને ભગવાન્ શંકરાચાર્યે પોતાના શિષ્યસમુદાય સહિત ન્યાયમન્દિરમાં ઉપસ્થિત થવામાટે નગરભણી આવવાને 'વસન્તવિહાર'માંથી પ્રયાણ કર્યું.

* * * * * *

ન્યાયમન્દિરમાં ન્યાયાસનને આજે મહારાજા શીલાદિત્ય પોતે જ દીપાવવાના હોવાથી તથા ભગવાન્ શંકરાચાર્ય પણ ત્યાં પધારવાના હોવાથી પ્રજાજનોનો ત્યાં એટલો તો વિશાળ સમુદાય એકત્ર થયો હતો કે, ન્યાયમંદિરના દ્વારમાં પ્રવેશ કરવાનું પણ અશક્ય થઈ પડ્યું હતું અને આંતરિક ભાગમાં સર્વ લોકોનો સમાવેશ ન થઈ શકવાથી સહસ્રાવધિજનો ન્યાયમન્દિરના વિશાળ આંગણામાં તથા માર્ગમાં પણ ન્યાયદેવતાના નિર્ણયની વાર્ત્તાને સાંભળવામાટેની આતુરતાથી ઊભા હતા. એટલામાં શ્રી શંકરાચાર્ય તથા તેમના શિષ્યમંડળ સહિત મહારાજા શીલાદિત્ય પગે ચાલતા જ ત્યાં આવી લાગ્યા અને લોકોએ તેમને માનપૂર્વક ચાલવાનો માર્ગ કરી આપવાથી તેમણે કોઇ પણ પ્રકારની બાધાવિના ન્યાયમંદિરના વિશાળ દ્વારમાં પ્રવેશ કર્યો. ન્યાયમંદિરની આંતરિક રચનાને જોતાં ન્યાયદેવતાના વિશ્વવ્યાપક અતુલ પ્રભાવ તથા સામર્થ્યની તત્કાળ કલ્પના કરી શકાતી હતી અને તેના યોગે સર્વના મનમાં એ સ્થાનવિશે એક પ્રકારનો અગમ્ય પૂજ્યભાવ ઉત્પન્ન થતો હતો. ન્યાયમંદિરની જે ભીંતની લગોલગ એક વિશાળ ઉચ્ચ સ્થંડિલપર વિચારપતિ અથવા ન્યાયમૂર્ત્તિનું આસન ગોઠવેલું હતું, તે ભીંતપર એક તુલાનું એક વિશાળ ચિત્ર આલેખેલું હતું અને તે એવા અર્થને સૂચવતું હતું કે, 'જેવી રીતે તુલા કોઇનો પક્ષપાત કરતી નથી, તેવી જ રીતે ન્યાયદેવતા પણ પક્ષપાતના પાપથી અલિપ્ત છે અને તેથી આ ન્યાયમન્દિરમાં ન્યાય તુલામાં તોળીને જ અપાય છે.' તુલાના એ ચિત્રની ઉપર 'सत्यमेव जयते नानृतम्' એ પ્રમાણેનું સંસ્કૃત વાક્ય લખેલું હતું. ન્યાયાસનની દક્ષિણ ભીંતપર એક સરિતાના ઘાટપર જાણે બકરી અને વાઘ એક સાથે પાણી પીતાં ઊભેલાં છે; બકરીના મનમાં વાઘનો ભય નથી અને વાઘના મનમાં બકરીને

મારવાની હામ નથી, એવા પ્રકારનું અતિશય વિશાળ ચિત્ર આલેખેલું હતું અને તે ચિત્ર વલ્લભીનગરના રાજ્યમાં ધનાઢ્ય તથા દરિદ્ર અથવા સબળ તથા નિર્બળને મળતા સમાન ન્યાય તથા પ્રજાની નિર્ભયતા અને નિરુપદ્રવિતાનું સ્મરણ કરાવતું હતું. વામ હસ્તની દીવાલપર મધ્યાહ્ન સૂર્ય તથા તેના પ્રકાશનું અત્યંત સુંદર ચિત્ર આલેખેલું હતું અને તે વલ્લભીરાજવંશની સૂર્યવંશીયતા તથા તેના પ્રખર પ્રતાપ આદિને સૂચવતું હતું. ન્યાયાસનના સમીપવર્ત્તી ભાગમાં ન્યાયાધિકારીઓ તથા પ્રતિષ્ઠિત નાગરિકો આદિના બેસવામાટેનાં આસનો ગોઠવેલાં હતાં, તે આસનોની જમણી બાજૂએ વાદી તથા તે વાદી તેમજ પ્રતિવાદીનાં સાક્ષીઓને ઊભા રહેવા માટેનું પિંજરવેષ્ટિત એક સ્થંડિલ સમાન ઉચ્ચ સ્થાન કરવામાં આવ્યું હતું અને ડાબી બાજૂએ પ્રતિવાદી અથવા અપરાધીમાટે તેવું જ બીજું પાંજરું કરેલું હતું. ન્યાયાધિકારીઓના આસનની પાછળના ભાગમાં ઠેઠ સામેની દીવાલ સૂધી નિઃસરણીના આકારનાં એક એકથી ચઢતાં એટલે કે ઊંચાં સાધારણ સ્થાનો પ્રેક્ષકોમાટે કરેલાં હતાં અને ત્યાં બેસીને પ્રેક્ષકો અપરાધીઓને તેમના અપરાધની અપાતી યોગ્ય શિક્ષા તથા ન્યાયદેવતાની નિષ્પક્ષપાતતાનું અવલોકન કરી શકતા હતા. ઉપર સ્ત્રીઓમાટે એક મજલો પણ બાંધવામાં આવ્યો હતો અને ઘણીકવાર રાજમહિષી તથા રાજનન્દિની તેમ જ અન્યાન્ય પ્રતિષ્ઠિત પ્રમદાઓ ન્યાયકાર્યના નિરીક્ષણમાટે આવીને ત્યાં બેસતી હતી. આજે પુરુષ પ્રેક્ષકો પ્રમાણે જ પ્રમદા પ્રેક્ષિકાઓ પણ એટલી મોટી સંખ્યામાં આવી હતી કે, રાજમહિષી તથા રાજનન્દિનીને પણ સંકોચાઇને જ બેસવું પડ્યું હતું. અસ્તુ: ભગવાન્ શંકરાચાર્યમાટે ન્યાયાસનની પાસે જ એક અન્ય ઉચ્ચ આસન નખાવેલું હોવાથી તેઓ તે આસનપર બેઠા, મહારાજાએ ન્યાયાસનને દીપાવ્યું, મહારાજાના અંગરક્ષણમાટે સૈનિકો તેમની પાછળ ઊભા રહી ગયા, સર્વ લોકોને શાંતિ તથા મૌનનું અવલંબન કરવામાટેની એક કર્મચારીએ આજ્ઞા સંભળાવી દીધી અને ત્યારપછી ન્યાયના કાર્યનો આરંભ કરવામાં આવ્યો.

પ્રારંભમાં જ મહારાજાએ અપરાધીઓના પાંજરામાં શૃંખલાબદ્ધ અવસ્થામાં ઊભેલા ભિક્ષુ બુદ્ધભદ્રને સંબોધીને અતિશય ગંભીર વાણીથી કહેવા માંડ્યું કે: "ભિક્ષુ બુદ્ધભદ્ર, મારી દૃષ્ટિમાં તો તમો સંપૂર્ણ અપરાધી સિદ્ધ થઈ ચૂક્યા છો, છતાં મારી પ્રજાની દૃષ્ટિમાં કદાચિત્ તમો અપરાધી ન હો, એટલામાટે જ્યાં સુધી પ્રજાસમક્ષ તમારા ભયંકર અપરાધો નિર્વિવાદ સિદ્ધ ન થાય, ત્યાં સુધી તમને માનદર્શક સંબોધનથી બોલાવવા, એ મારું એક પ્રજાપાલક રાજા તરીકે સર્વથી પ્રથમ કર્ત્તવ્ય છે; કારણ કે, મારી બૌદ્ધ ધર્મીય પ્રજાના મનમાં પણ એવો સંશય ન આવવો જોઇએ કે, રાજા પોતે સ્માર્તધર્મીય હોવાથી જ તેણે બૌદ્ધધર્મગુરુપર આ અત્યાચાર કરેલો છે. તો પ્રથમ તમને મારો એ પ્રશ્ન છે કે, એક પરમત્યાગમય, ઉદાસીનતામય તથા અહિંસાધર્મના નેતા ધર્મગુરુ હોવા છતાં તમોએ સંસાર અને સાંસારિક સુખોમાં પરમ આસક્તિ રાખીને અગાધ ધનસંચય, વ્યભિચાર, મનુષ્યહત્યા અને ચૌર્ય આદિ દુષ્કર્મો કર્યાં છે; અને એ દુષ્કર્મોનાં પ્રત્યક્ષ પ્રમાણો ગઈ રાતે અમોને મળી ચૂક્યાં છે, એટલે તમો પોતાને ઘોર અપરાધી માનો છો ખરા કે નહિ? તેમ જ ગત રાત્રિના સમ-

યમાં સ્માર્તધર્મને સ્વીકારનારા જે પાંચ ધનાઢ્ય બૌદ્ધધર્મીય ગૃહસ્થોની હત્યા થયેલી છે, તે હત્યાકાંડના આદિહેતુ તમે જ હતા, એમાટેનાં પ્રબળ પ્રમાણો અમને મળી આવ્યાં છે, તો તમારા એ ઘોર અપરાધને પણ તમો મુક્તકંઠે સ્વીકારવાને તૈયાર છો કે કેમ? જો તમારા આ અપરાધોને મુક્તકંઠથી સ્વીકારી લેશો, તો તેથી ન્યાયદેવતાનો પરિશ્રમ કાંઇક ઓછો થશે અને જો હા ના કરશો, તો તમારા અપરાધોને સિદ્ધ કરનારાં પ્રમાણોને ન્યાયાસન સમક્ષ રજૂ કરવાં પડશે એટલે તમો અપરાધી સિદ્ધ થવાના છો, એ તો સર્વથા નિર્વિવાદ જ છે. આ ન્યાયાસનસમક્ષ જેટલો અસત્યવાદ કરીને ન્યાયના કાર્યમાં તમો જેટલી બાધા કરશો, તેટલું જ ન્યાયવિચારના અંતમાં તમારા દંડનું પરિમાણ અધિક થશે, એ તમારે સારી રીતે સ્મરણમાં રાખવાનું છે."

મહારાજા શીલાદિત્યના આ ભાષણનું અને તેમાં પણ ખાસ કરીને રાજાના અંતિમ શબ્દોનું શ્રવણ કરતાંની સાથે જ બંદિજન બુદ્ધભદ્રે એક પ્રકારનું મહા ભીષણ તથા વિકટ હાસ્ય કર્યું અને ત્યાર પછી કહેવા માંડ્યું કેઃ "રાજન્, જે મનુષ્ય કેવળ એક જ મનુષ્યના પ્રાણની હાનિ કરે છે અથવા કરાવે છે અને ન્યાયાસન સમક્ષ જો તેનો તે અપરાધ સિદ્ધ થાય છે, તો તે એક જ મનુષ્યના પ્રાણની હાનિના બદલામાં ન્યાયદેવતા તે અપરાધીને પ્રાણદંડ અથવા દેહાન્તદંડને પાત્ર ઠરાવે છે અને ચાંડાલના હસ્તથી તેનો શિરચ્છેદ કરાવે છે; તો જે મનુષ્યના શિરપર અનેક મનુષ્યોના વધનો તથા અન્ય પણ નાના પ્રકારના અપરાધોનો આરોપ કરાયલો હોય અને તે આરોપ સપ્રમાણ સિદ્ધ થવાનો સંભવ હોય; તો પછી તેનામાટે દેહાન્તદંડ ભોગવવાનું નિશ્ચિત હોવાથી દંડના પરિમાણની ન્યૂનતા કે અધિકતા થવાનો તેનામાટે સંભવ હોતો જ નથી. અર્થાત્ મારે સત્ય વાદ પણ કરવાનો નથી અને અસત્ય વાદ પણ કરવાનો નથી; જે જે ભોગવિલાસોને ભોગવવાની મારી આકાંક્ષા હતી, તે સમસ્ત આકાંક્ષાને મેં કોઈ પણ પ્રકારે પૂર્ણ કરી છે અને તેમાટે ન્યાયદેવતા જો મારા જીવનનો ભોગ લેવા ઇચ્છતી હોય, તો તે ભોગ આપવાને હું સર્વ પ્રકારે પ્રસન્ન છું."

"આજે તારો કાળ તારા પ્રાણને હરવામાટે તારાં નેત્રો સમક્ષ આવીને ઊભેલો છતાં તારા મનમાં પોતાનાં કરેલાં દુષ્કર્મોનો લેશ માત્ર પણ પશ્ચાત્તાપ નથી જ થતો કે શું?" રાજાએ કિંચિત્ આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

"મારાં જે કર્મોને આપ દુષ્કર્મ માનો છો, તે કર્મોને હું મારાં સ્વાભાવિક કર્મ માનતો હોવાથી મારા મનમાં જો તેમાટેનો લેશ માત્ર પણ પશ્ચાત્તાપ ન થાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે." બુદ્ધભદ્રે ગંભીરતાથી ઉત્તર આપ્યું.

"આવાં દુષ્કર્મોને તું તારાં સ્વાભાવિક કર્મ માને છે? શું વ્યભિચાર, ચૌર્ય, અત્યાચાર અને મનુષ્યહત્યા આદિ દુષ્કર્મો એક મનુષ્યનાં અને તેમાં પણ ખાસ કરીને એક બૌદ્ધધર્મગુરુનાં સ્વાભાવિક કર્મ છે?" મહારાજાએ આગળ કરતાં પણ અધિક આશ્ચર્યથી આ પ્રશ્ન પૂછ્યો.

"આ સર્વ દુષ્કર્મ એનાં સ્વાભાવિક કર્મ કેવી રીતે છે, એ રહસ્યની કથા જો આજ્ઞા હોય, તો હું ધર્માવતારને સંભળાવવામાટે તૈયાર છું." 'રાજવિહાર'માંના જે અન્ય કેટલાક બૌદ્ધ ભિક્ષુઓને પકડીને લાવવામાં આવ્યા હતા,

તેમનામાંના લગભગ એંસીથી નેવૂ વર્ષના વયના એક અત્યંત વૃદ્ધ ભિક્ષુકે આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા અને તેને તેની ઇચ્છાનુસાર બોલવાની આજ્ઞા મળવાથી તે બુદ્ધભદ્રની પૂર્વકથાને આવી રીતે વર્ણવવા લાગ્યો: "ગૌબ્રાહ્મણપ્રતિપાલ, ન્યાયપરાયણ અને ધર્માવતાર રાજન્! ગૌડ દેશની રાજધાનીમાં એક અતુલ-રૂપવતી કામકુંડલા નામની વેશ્યા વસતી હતી. તે વેશ્યા નૃત્ય તથા સંગીત આદિ લલિતકળાઓમાં અતિશય પ્રવીણ હોવાથી એ કળાઓના પ્રતાપે તેને નિરંતર ધનની પ્રાપ્તિ થયા કરતી હોવાથી વેશ્યાવૃત્તિદ્વારા ધનોપાર્જનની તેને આવશ્યકતા રહી નહોતી. તેના ગૃહની પાસે એક તરુણ, હૃષ્ટપુષ્ટ તથા રૂપ-સંપન્ન શૌનિક–કસાઈ–રહેતો હતો અને તેનામાં કામકુંડલાનું મન મુગ્ધ થતાં તેણે તેને પોતાનો પ્રિયતમ કરીને પોતાના ગૃહમાં જ રાખ્યો હતો. કામકુંડલા નૃત્ય અને સંગીતથી જે ધન મેળવતી હતી, તે ધનનો તથા કામકુંડલાના યૌવનનો ઉપભોગ તો તે શૌનિક જ કરતો હતો. એ વેશ્યા તથા શૌનિકના પ્રેમવૃક્ષમાં બે ફળો આવ્યાં; તેમાંનો એક પુત્ર હતો અને એક પુત્રી હતી. પુત્ર તથા પુત્રીના વયમાં માત્ર ત્રણ વર્ષનો જ અંતર હતો. જે વેળાયે તે પુત્ર સાત વર્ષના વયનો તથા પુત્રી ચાર વર્ષના વયની થઈ તે વેળાયે અચાનક તૃતીય બાળકને જન્મ આપતી વેળાયે તે બાળકનું માતાના ગર્ભમાં જ મરણ થવાથી કામકુંડલાનો દેહાંત થઈ ગયો અને સર્વ સંપત્તિ પોતાના હસ્તમાં કરી લઈ કામકુંડલાની એક રૂપ-વતી દાસી સાથે પ્રેમમાં પડેલા તે નિર્દય શૌનિકે પોતાનાં બન્ને નિરાધાર સંતા-નોને ગૃહમાંથી કાઢી મૂક્યાં અને તેથી તેઓ ભિક્ષાવૃત્તિ કરીને પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યાં. તે સમયમાં મારી અવસ્થા પચાસ વર્ષની થવા આવી હતી અને હું ભ્રમણ કરતો ગૌડ દેશની રાજધાનીમાં જઈ પહોંચ્યો હતો. એક દિવસ નગરના બાહ્ય ભાગમાં આવેલા જે બૌદ્ધ વિહારમાં હું વસતો હતો, તે બૌદ્ધ વિહારના ઓટલાપર તે બન્ને બંધુ ભગિની સૂતાં હતાં અને ઉષ:કાળમાં હું સ્નાન કરવામાટે નદીતીરે જવાને વિહારમાંથી બહાર નીકળ્યો તે વેળાયે તેઓ મારા જોવામાં આવ્યાં. તેમને જગાડીને પૂછતાં તેમણે પોતાનો સર્વ વૃત્તાંત મને જણાવ્યો અને તેથી દયા આવતાં મેં તેમને મારા આશ્રયમાં લઈ લીધાં. ત્યાંથી મારે વલ્લભીનગરમાં આવીને આ 'રાજવિહાર'માં સ્થિર થવાનું હોવાથી હું તેમને મારી સાથે લેતો આવ્યો અને 'રાજવિહાર'ની ભિક્ષુકાઓદ્વારા તેમનું યોગ્ય લાલનપાલન થવા લાગ્યું. એ સાથે મેં તેમને ધર્મગ્રંથોનું શિક્ષણ પણ આપવા માંડ્યું અને તેથી જ્યારે તેઓ અનુક્રમે વીસ તથા સોળ વર્ષનાં થયાં, તે વેળાયે ધર્મના શિક્ષણમાં પણ નિષ્ણાત થઈ ગયાં. મારાં પોતાનાં આશ્રિતોને આવી રીતે ધર્મના જ્ઞાનમાં નિષ્ણાત થયેલાં જોઇને બન્નેને મેં બૌદ્ધ ધર્મની દીક્ષા આપી અને મારી વૃદ્ધાવસ્થા થયેલી હોવાથી વિહારનાં સર્વ અધિકારયુક્ત કાર્યોનો ભાર મેં મારા તે નૂતન દીક્ષિત શિષ્ય બુદ્ધભદ્રના શિરપર નાખી દીધો અને ભિક્ષુકાઓને સંભાળવાની લગામ નૂતન દીક્ષિતા શિષ્યા ધર્મભદ્રાના હાથમાં સોંપી દીધી. જો કે બૌદ્ધ વિહારોમાં નાના પ્રકારના અનાચારોનો અધિકાર તો પ્રથ-મથી જ ચાલ્યા કરતો હતો અને હું પોતે પણ તે અનાચારોથી સર્વથા મુક્ત ન-હોતો; તોપણ જ્યારથી એ બંધુ અને ભગિનીના હસ્તમાં 'રાજવિહાર'ના

સર્વ અધિકારો આવ્યા અને વલ્લભીનગરના બૌદ્ધધર્મીય ગૃહસ્થોનાં ગૃહમાં તેમનો અધિક પ્રવેશ થયો, ત્યારથી તે અનાચારોના વ્યવહારમાં ધીમે ધીમે વૃદ્ધિ થવા લાગી અને અંતે તે અનાચારોએ કેવા ભયંકર સ્વરૂપને ધારણ કરી લીધું હતું, એનાં પ્રમાણો ધર્માવતારનાં નેત્રો સમક્ષ વર્ત્તમાન હોવાથી એ વિશેના અધિક વિસ્તૃત વિવેચનની આવશ્યકતા હોય, એવી મારી ધારણા નથી. મેં જો કે બુદ્ધભદ્ર તથા તેની ભગિની ધર્મભદ્રાને તેમના અક્ષમ્ય અત્યાચારોથી પરાવૃત્ત કરવાના બહુ બહુ પ્રયત્નો કર્યા, પરંતુ મારા તે પ્રયત્નોનું કાંઈ પણ પરિણામ ન થયું અને તેમણે પોતાના તે અનાચારો તથા અત્યાચારોની માત્રાને દિવસાનુદિવસ વધારવા જ માંડી. બૌદ્ધવિહારોમાં રાજપ્રપંચ કરતાં પણ મહાભયંકર ધર્મપ્રપંચો ચાલતા હોવાથી અને મારાં ગાત્રો શિથિલ થયેલાં હોવાથી જો હું વધારે કઠોરતા દર્શાવીશ, તો તેઓ કદાચિત્ વિષપ્રયોગથી અથવા તો અન્ય કોઈ ઉપાયથી મારો ઘાત કરી નાખશે, એવી મારા હૃદયમાં ભીતિ રહ્યા કરતી હતી અને તેથી તેમને અધિક ઉપદેશ આપવાનું માંડી વાળીને જે થાય તે જોયા કરવાના વ્યવસાયને જ મેં સ્વીકારી લીધો. મારાથી વધારે બોલી શકાતું નહોતું, તેનું એક અન્ય કારણ એ પણ હતું કે, મદિરાપાન, કેટલીક ભિક્ષુકાઓ સાથેના અસદ્ વ્યવહાર તથા ધનસંચય આદિ કુકર્મોનો મારામાં પણ નિવાસ હતો અને તેથી જ્યારે પણ હું તેમને ઉપદેશ આપતો હતો ત્યારે તેઓ મારાં કુકર્મોની વાતને મારા મોઢામાં આપતાં હતાં અને તેથી મારું મુખ તત્કાળ સીવાઈ જતું હતું. ખરેખર જેનું પોતાનું ચારિત્ર્ય વિશુદ્ધ નથી હોતું, તેના ઉપદેશનો અન્યજનોનાં અંતઃકરણમાં કિંચિન્માત્ર પણ પ્રભાવ પડી શકતો નથી. બૌદ્ધધર્મનો બુદ્ધના વ્યક્તિત્વ સાથે જ લોપ થઈ ગયો છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી; કારણ કે, અત્યારે બૌદ્ધધર્મમાં વૈરાગ્ય તથા ઉદાસીનતાનો અંશ માત્ર પણ અવશિષ્ટ રહેલો દેખાતો નથી; અને સર્વત્ર બૌદ્ધધર્મમાં તે ઉદાસીનતા તથા વૈરાગ્યના સ્થાનમાં સંલગ્નતા તથા આસક્તિનો જ અધિકાર વ્યાપી ગયો છે, એટલે પછી તેથી શુભ પરિણામની આશા ક્યાંથી જ રાખી શકાય? ખરેખર જે ધર્મની દૃઢતાનો કેવળ અમુક એક વિશિષ્ટ વ્યક્તિના વ્યક્તિત્વપર જ આધાર રહેલો હોય છે, તે ધર્મ દીર્ઘકાળ પર્યન્ત પોતાની દૃઢતાને ટકાવી શકતો નથી અને અત્યારનો બૌદ્ધધર્મ તેનું એક પ્રત્યક્ષ ઉદાહરણ છે. વૈદિક ધર્મનો આધાર કેવળ તેનાં તત્ત્વોપર જ રહેલો હોવાથી વૈદિક ધર્મને અન્ય ધર્મોના ગમે તેવા અને ગમે તેટલા આઘાતો થવા છતાં પણ અદ્યાપિ તેની દૃઢતાનો દુર્ગ અવિચલ રહી શક્યો છે; માત્ર એટલું જ નહિ, પણ અત્યારની પરિસ્થિતિને જોતાં સ્પષ્ટતાથી મારા જોવામાં આવી શકે છે કે, અનાચારમય વર્ત્તમાન બૌદ્ધધર્મના આ ભારતભૂમિમાંથી શાશ્વત ઉચ્છેદનો અને વૈદિક ધર્મના શાશ્વત પ્રસારનો સમય બહુ જ નિકટમાં આવી લાગ્યો છે અને વૈદિક ધર્મના એ પુનઃ પ્રસારનો યશ આ ભગવાન્ શંકરાચાર્યના ભાગ્યમાં જ લખાયલો છે. મારી પોતાની પણ એ જ ઇચ્છા છે કે, ભારતવર્ષમાંથી આ ધાર્મિક ગુપ્ત અનાચારો તથા અત્યાચારોનો સત્વર લોપ થાઓ અને પરમ તાત્ત્વિક, પરમ નીતિમય તથા પરમ સદાચારમય વૈદિક ધર્મનો સર્વત્ર સત્વર પ્રસાર થઈ જાઓ!”

બૌદ્ધ ધર્મના એક વયોવૃદ્ધ ભિક્ષુ અથવા ધર્મગુરુના મુખમાંથી નીકળેલા આવા ઉદ્ગારો સાંભળીને જે બૌદ્ધધર્મીયોના મનમાં અદ્યાપિ બૌદ્ધધર્મવિષયક કાંઇક અભિમાન અવશિષ્ટ રહ્યું હતું, તે પણ ચાલ્યું ગયું અને તેથી તેમણે પણ બૌદ્ધ ધર્મને ત્યાગીને સ્માર્ત્ત ધર્મને સ્વીકારવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો. રાજા શીલાદિત્ય તે વૃદ્ધભિક્ષુના સત્ય ભાષણને સાંભળ્યા પછી ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "વૃદ્ધ ભિક્ષુ, આ બુદ્ધભદ્ર તથા તેની ભગિની ધર્મભદ્રાની ઉત્પત્તિની કથાનું તમારા મુખથી શ્રવણ કર્યા પછી એ દુષ્ટના હસ્તથી થયેલા અનાચાર તથા અત્યાચારોથી આશ્ચર્યચકિત થવાનું કારણ રહેતું જ નથી; કારણ કે, આહાર તેવો ઓડકાર, જેવું બીજ તેવું વૃક્ષ અને વૃક્ષ તેવું ફળ, જાત તેવી ભાત અને સંગ તેવો રંગ, એ સર્વ કિંવદંતીઓમાં રહેલા સત્યાંશોનું જો કોઈ મૂર્તિમત ઉદાહરણ હોય, તો તે બુદ્ધભદ્ર અને તેની ભગિની ધર્મભદ્રા છે, એમ કોઈ પણ કહી શકે તેમ છે. શૌનિક પિતાની ક્રૂરતા અને વેશ્યા માતાની વ્યભિચારિતાનો એ બંધુભગિનીમાં પૂર્ણ વિકાસ થયેલો છે અને બૌદ્ધવિહારમાં વસતાં અન્ય ભ્રષ્ટ ભિક્ષુકો તથા ભિક્ષુકાઓના સંગથી તેમના એ દુર્ગુણો સીમાનું પણ ઉલ્લંઘન કરી ગયા છે. જે ધર્મમાં વર્ણાશ્રમધર્મનો સર્વથા અભાવ હોવાથી શૂદ્ર, અતિશૂદ્ર, અસ્પર્શ્ય તથા આવા શૌનિક તથા વેશ્યાના સંયોગથી ઉત્પન્ન થયેલા મહાવર્ણસંકર તથા જાતિહીન અયોગ્ય પુરુષો ધર્મગુરુના આસનને દીપાવતા હોય, તે ધર્મમાં જો નાનાવિધ અધર્મ તથા કુકર્મોનો ભયાનક અધિકાર વ્યાપેલો દેખાય, તો તે સ્વાભાવિક જ છે. બાવળ વાવીને આમ્રફળના સ્વાદની આશા રાખવી સર્વથા વ્યર્થ છે, તે જ પ્રમાણે કુલશીલવિહીન પુરુષ કિંવા સ્ત્રી પાસેથી સદ્ધર્મ તથા સદાચારની આશા પણ સર્વથા નિરાશા સમાન છે, એ નિશ્ચિત છે. અસ્તુ:" એ પ્રમાણે બોલીને મહારાજાએ બુદ્ધભદ્રને પૂછ્યું કે: "બુદ્ધ ભગવાનના નામને કલંકિત કરનાર ચાંડાલ, તેં આજ સુધીમાં જે અનેક કુમારિકાઓનું હરણ કરાવ્યું છે, તે સર્વ કુમારિકાઓ ક્યાં છે; કારણ કે, જે વેળાયે તારા ભયંકર ગુપ્ત સ્થાનમાં અમો આવ્યા, તે વેળાયે તો કેવળ ત્રણ કુમારિકાઓ જ ત્યાં અમારા જોવામાં આવી હતી; તેમ જ કાલિકા દેવીની મૂર્ત્તિ સમક્ષ જે એક સ્ત્રીને જીવતી જ ઊંધે મસ્તકે તેના મસ્તકમાં છિદ્ર પાડીને લટકાવવામાં આવી હતી, તે શા કારણથી, એ સર્વ રહસ્યોને તારા પોતાના મુખથી જ જાણી લેવાની મારી ઇચ્છા છે; કારણ કે, તારા જીવનનો અંત થઈ ગયા પછી એ રહસ્ય અન્ય કોઈ મનુષ્યના મુખથી તેના યથાર્થ સ્વરૂપમાં અમારા જાણવામાં આવી શકે તેમ નથી."

એના ઉત્તરમાં બુદ્ધભદ્ર કોઈ પણ પ્રકારના સંકોચવિના નિર્લજ્જતાથી કહેવા લાગ્યો કે: "છેલ્લાં દશ વર્ષથી મેં દેવી કાલિકાને મનુષ્યબલિ આપવાના નિયમને સ્વીકારેલો હોવાથી એ કાલાવધિમાં મેં લગભગ સવાસોથી દોઢસો કુમારિકાઓનું હરણ કરાવ્યું છે. પ્રત્યેક માસની કૃષ્ણચતુર્દશીની મધ્યરાત્રિના સમયમાં દેવીને ગત રાત્રિએ આપે જોયું છે તે પ્રમાણે એક સ્ત્રીનું બલિદાન હું આપતો હતો અને કોઇવાર જો કોઈ કુમારિકા મારી ઇચ્છાને વશ નહોતી થતી, તો તેનું તે ક્ષણે જ દેવીને બલિદાન આપીને તેના જીવનનાટકની સમાપ્તિ કરી નાખ-

વામાં આવતી હતી. ગત રાત્રિએ પણ એવી જ એક હઠીલી અબળાનું દેવીને અસામયિક બલિદાન અપાયું હતું અને તેથી જ એ દૃશ્ય આપના જોવામાં આવી શક્યું હતું. જે ત્રણ કુમારિકાઓ જીવતી જ આપના હાથમાં આવી શકી છે, તેઓ અત્યંત રૂપવતી તથા મધુરભાષિણી હોવાથી અને તેમના આવ્યા પછી તેમના જેવી રૂપવતી અન્ય કુમારિકાઓ મારા હસ્તમાં ન આવવાથી મારા સ્વાર્થમાટે જ તેમનું અત્યાર સુધી દેવીને બલિદાન આપવામાં આવ્યું નહોતું. અનંગભદ્રા જો મારી ઇચ્છાને વશ થઈ હોત અને મારા ભેદનો પ્રકાશ થયો ન હોત, તો અનંગભદ્રાને જ્યાં સુધી તેનું સ્વાભાવિક મરણ આવીને તેને આ લોકમાંથી સદાને માટે ખેંચી ન જાય, ત્યાં સુધી જીવિત રાખવાનો અને તેના પ્રેમનો અખંડ ઉપભોગ કરવાનો મારો મનોભાવ હતો; પરંતુ તે તો વળી એવી હઠીલી નીકળી કે આપ આવ્યા તે વેળાયે હું તેના પ્રાણ લેવાના નિશ્ચયપર આવી ચૂકયો હતો અને જો આપના આવવામાં બે ચાર ક્ષણનો વિલંબ થયો હોત, તો અવશ્ય સજીવન અનંગભદ્રાને બદલે મૃત અનંગભદ્રા જ આપના હાથમાં આવી હોત. એક શૌનિકના રક્તમાંથી મારા આ દેહનો ઉદ્ભવ થયેલો હોવાથી નિર્દયતાનો તો મારા હૃદયમાં સ્વાભાવિક નિવાસ હતો જ અને ત્યારપછી અનીશ્વરવાદી બૌદ્ધધર્મના ભ્રષ્ટતાના ભંડારરૂપ બૌદ્ધવિહારમાં મારો પ્રવેશ થયો; માત્ર એટલું જ નહિ, પણ મારા ભાગ્યની પ્રબળતાથી 'રાજવિહાર'નો હું સ્વતંત્ર અધિકારી થયો, એટલે ઈશ્વર શી વસ્તુ છે અને તેનો ભય રાખવાની આવશ્યકતા છે કે નહિ, એનું કોઇવાર મને સ્વપ્ને પણ આવ્યું નહોતું. પરંતુ આજની ઘટનાથી ઈશ્વરના અસ્તિત્વનો મને પ્રત્યક્ષ અનુભવ થયો છે અને અનંગભદ્રાના ઉદ્ધારથી 'જેને રામ રાખે તેને કોણ ચાખે?' એ સાધારણ માન્યતાનો તેમ જ ઈશ્વર પાપીને તેનાં પાપોની યોગ્ય શિક્ષા તથા ધર્મિષ્ટને તેના સદાચારનો યોગ્ય પુરસ્કાર અવશ્ય આપે છે; ઈશ્વર ન્યાયપરાયણ છે અને ઈશ્વર ઘટઘટવ્યાપક છે, એ તત્ત્વને પણ હું શીખી ચૂકયો છું અને તેથી મારા અંતઃકરણમાં કાંઇક પશ્ચાત્તાપ પણ થવા માંડ્યો છે; પરંતુ એ પશ્ચાત્તાપ આતુરસંન્યાસ સમાન હોવાથી નિરર્થક છે; કારણ કે; એથી કાંઈ હવે ન્યાયદેવતા મને મારા ભયંકર અને અમાનુષી અત્યાચારોની ક્ષમા આપવાની નથી. આ કારણથી જ હું મારા આંતરિક ભાવોને વ્યક્ત પણ કરતો નથી અને ક્ષમાની યાચના પણ કરતો નથી. હું અને મારી ભગિની ક્ષમાને પાત્ર પણ નથી; પરંતુ આપે સર્વ બૌદ્ધ ભિક્ષુઓ તથા ભિક્ષુકાઓને ચતુર્ભુજ કરીને કારાગૃહમાં પૂરાવ્યાં છે, તો મારી આપનાં ચરણોમાં માત્ર એટલી જ પ્રાર્થના છે કે, તે સર્વના અપરાધો અમારા અપરાધો સાથે સરખાવતાં તુચ્છવત્ હોવાથી તેમને અમારા જેવી કઠિન શિક્ષા ન આપશો, કિન્તુ તેમને પશ્ચાત્તાપ કરીને તેમનાં અવશિષ્ટ જીવનોને સુધારવાનો પ્રસંગ મળે એવી વ્યવસ્થા કરી આપશો; પછી તો જેવી ન્યાયમૂર્ત્તિ ધર્માવતાર મહારાજાની ઇચ્છા."

મહારાજાએ બુદ્ધભદ્રના આ ભાષણનું શ્રવણ કર્યા પછી ભગવાન્ શંકરાચાર્યને સંબોધીને નમ્રતાથી કહ્યું કે: "ભગવન્, આ ભયંકર અપરાધીના મુખથી એના ભયંકર અપરાધોની કથા આપ શ્રીમાને સાદ્યન્ત સાંભળી છે તેમ જ અત્યારે બૌદ્ધધર્મના નામથી ઓળખાતા ચાર્વાકધર્મમાં કેવી ભયંકરતાઓનો

સમાવેશ થયેલો છે, એ તો આપ શ્રીમાન્ સારી રીતે જાણો જ છો, તો હવે મારે આ અપરાધીઓને શો દંડ આપવો અને બૌદ્ધધર્મજન્ય ભ્રષ્ટતાથી મારા રાજ્યને મુક્ત કરવામાટે શી વ્યવસ્થા કરવી, એ જો કૃપા કરીને જણાવશો, તો આપનો આ દીન દાસપર અતિશય આભાર થશે. પરિશ્રમની ક્ષમા આપશો, ભગવન્!"

"વિનયશાળી રાજન્, ન્યાયવિચારમાં તું અતિશય નિપુણ હોવાથી અને તારા ન્યાયકૌશલ્યની સમસ્ત ભારતવર્ષમાં ખ્યાતિ હોવાથી તારા હસ્તથી જે ન્યાય અપાશે, તે યોગ્ય ન્યાય જ અપાશે, એવો મારો દૃઢ વિશ્વાસ છે અને તેથી મારી તને એ જ આજ્ઞા છે કે, તારા વિચારને તું સ્વતંત્રતાથી વ્યક્ત કર; જો તેમાં મને કાંઈ પણ ન્યૂનતા દેખાશે, તો તે ન્યૂનતાને કાઢી નાખવાનો માર્ગ હું તને દર્શાવીશ." શંકરાચાર્ય સ્વામીએ ન્યાયના વિચારનો ભાર રાજાના શિરપર જ નાખી દીધો.

"જેવી ભગવાન્ની આજ્ઞા!" એ પ્રમાણે કહી રાજા શીલાદિત્ય ત્યાં ઉપસ્થિત થયેલા કેટલાક વિચારશીલ તથા બુદ્ધિમાન્ ભિન્નભિન્નધર્મીય નાગરિકોને સંબોધીને બોલવા લાગ્યો કે: "મારા પરમ ધીમન્ત તથા વિચારશીલ નાગરિકો, આજના ન્યાયના વિષયનો અમુક ધાર્મિક સંસ્થા તથા અમુક ધર્મના ધર્મગુરુઓ સાથે સંબંધ હોવાથી આજના ન્યાયનો નિર્ણય ભિન્નભિન્નધર્મીય પ્રતિષ્ઠિત નાગરિકોની અનુમતિ તથા સહાનુભૂતિથી જ થાય, તો વધારે સારું, એવો મારો વિચાર છે અને એટલામાટે આપ સર્વને મારો આગ્રહપૂર્વક એ અનુરોધ છે કે, જો મારા નિર્ણયમાં આપને કોઈ પણ પ્રકારની ન્યૂનતા જણાય, તો તે ન્યૂનતાને કાઢી નાખવાની સૂચના મને કોઈ પણ પ્રકારના સંકોચ વિના આપશો અને મારા સહાયક થશો. બુદ્ધભદ્ર તથા તેની ભગિની ધર્મભદ્રા તેમ જ તેમની પ્રેરણાથી મનુષ્યહત્યા જેવાં દુષ્કર્મોમાં નિરંતર પ્રવૃત્ત રહેનારા કેટલાક અન્યાન્ય અધમતમ બૌદ્ધ ભિક્ષુઓના સંબંધમાં હું એવા નિશ્ચયપર આવ્યો છું કે, તે સર્વને દેહાંતદંડ આપીને આ પૃથ્વીને તેમના ભારથી સદાને માટે મુક્ત કરી દેવી અને ત્યાર પછી ભારતવર્ષના જેટલા ભાગમાં આ વલ્લભીવંશની રાજસત્તાનો વિસ્તાર છે, તે સમસ્ત ભાગમાંનાં બૌદ્ધ ભિક્ષુઓ તથા બૌદ્ધ ભિક્ષુકાઓને પરસ્પર લગ્નના પવિત્ર સંબંધથી બદ્ધ થઇને ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરાવવો કે જેથી ભવિષ્યમાં તેઓ પશ્ચાત્તાપ કરીને પોતાનાં પૂર્વ પાપોનું ક્ષાલન કરી શકે અને પોતે ગૃહસ્થાશ્રમજન્ય સુખનો ઉપભોગ લેવા સાથે ઉત્તમ પ્રજાને ઉત્પન્ન કરીને પોતાના મનુષ્ય તરીકેના કર્ત્તવ્યનું યથાર્થ પાલન કરી શકે. આ વ્યવસ્થા થઈ રહ્યા પછી અત્યારે બૌદ્ધ વિહારોમાં જે અનેક દેવદેવીઓની પ્રતિમાઓને પૂજામાટે રાખવામાં આવી છે, તે સર્વ પ્રતિમાઓને તે તે દેવ અથવા દેવીનાં મંદિરોમાં મોકલી દેવી અને બુદ્ધ ભગવાન્ની જેટલી પ્રતિમાઓ હોય, તે સર્વ પ્રતિમાઓને સમાધિસ્થ કરી દેવી; કારણ કે, બુદ્ધ ભગવાને પ્રતિમાપૂજાનો ઉપદેશ કર્યો જ નથી અને તેથી પ્રતિમાપૂજા બૌદ્ધ ધર્મથી સર્વથા વિરુદ્ધ છે. બૌદ્ધવિહારોમાંથી જે ધન મળી આવે તે સર્વ ધન એકત્ર કરીને તે ધનના વ્યયનો અધિકાર કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોની એક સમિતિના હસ્તમાં અર્પવો અને બૌદ્ધવિહારોને વેદશાળા, છાત્રાલય, ગ્રંથાલય તથા ધર્મશાળા આદિ

ધાર્મિક સંસ્થાઓના સ્વરૂપમાં ફેરવી નાખવા. પરંતુ કેટલાક એવા લોકો પણ હશે કે, અત્યારના બૌદ્ધધર્મમાં આટઆટલી ભયંકરતાઓ હોવા છતાં પણ જેઓ બૌદ્ધધર્મના ઉચ્છેદને જોવાને પ્રસન્ન નહિ જ હોય; તો તેવા અંધશ્રદ્ધ અથવા અતિશ્રદ્ધ લોકોના સંતોષમાટે પ્રત્યેક નગર તથા ગ્રામમાં એક એક બૌદ્ધવિહાર તથા તેમાં એક એક બુદ્ધપ્રતિમાનું અસ્તિત્વ રહેવા દેવું અને તેવા પ્રત્યેક બૌદ્ધવિહારમાં પૂજા આદિ માટે એક એક વયોવૃદ્ધ ભિક્ષુની યોજના કરવી કે જેથી ભવિષ્યમાં એ બૌદ્ધવિહારોદ્વારા અનાચારનો અધિક વિસ્તાર ન થઈ શકે અને વિશેષ ભયનું કારણ અવશિષ્ટ ન રહે."

રાજા શીલાદિત્યના આ વિચારોને અનુમોદન આપતાં ભગવાન્ શંકરાચાર્યે બોલ્યા કે: "હું નથી ધારતો કે મહારાજાનો આ નિર્ણય કોઇને પણ અમાન્ય કરવા યોગ્ય જણાય તેવો છે. મહારાજાના આ નિર્ણયને મારું સંપૂર્ણ અનુમોદન છે."

"અમો પણ ધર્માવતારના આ નિર્ણયને કોઇ પણ પ્રકારના પ્રતિવાદ વિના ઐકવાક્યતાથી સ્વીકારીએ છીએ અને આવો યોગ્ય તથા નિષ્પક્ષપાત નિર્ણય કરવામાટે મહારાજાને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ." સર્વ પ્રતિષ્ઠિત ભિન્નભિન્નધર્મીય નાગરિકોએ પણ પોતાની પ્રસન્નતા દર્શાવી.

મહારાજાનો નિર્ણય સર્વમાન્ય થતાંની સાથે જ તે નિર્ણયને વ્યવહારમાં યોજવામાટેની મહારાજાએ પોતાના ભિન્ન ભિન્ન રાજકર્મચારીઓને યોગ્ય આજ્ઞાઓ આપી દીધી અને જ્યારે બુદ્ધભદ્ર તથા ધર્મભદ્રા અને તેમના નરઘાતક સાથીઓને વધમાટે ચાંડાલોના હસ્તમાં આપવાની તૈયારી થઈ તે વેળાએ પુષ્પધન્વાનો ગુપ્તચર નન્દક જનસમુદાયમાંથી અચાનક ન્યાયાસન સમક્ષ આવીને ઊભો રહ્યો અને હસ્તદ્વય જોડી મસ્તક નમાવીને મહારાજાને પ્રાર્થના કરતો કહેવા લાગ્યો કે: "ધર્માવતાર અન્નદાતા, આ પિશાચાત્મા બુદ્ધભદ્રે મારી ભગિનીનું બળાત્કારે હરણ કરાવી અત્યાચારથી તેની પવિત્રતાનો નાશ કરીને અંતે તે દીન બાળાનું નિર્દયતાથી દેવીને બલિદાન આપી દીધું છે અને એ હિંસાની પ્રતિહિંસામાટેની મેં દૃઢ પ્રતિજ્ઞા કરેલી છે; તો કૃપા કરીને એના વધનું કાર્ય ચાંડાલને ન સોંપતાં જો આ દાસને સોંપવાની ઉદારતા દર્શાવશો, તો આ દાસપર આપ શ્રીમાનનો શાશ્વત આભાર થશે. જો મારી આ પ્રતિજ્ઞાની પૂર્ત્તિ નહિ થાય, તો મરણ પછી પણ મારી સદ્ગતિ થવાની નથી."

બુદ્ધભદ્રના પૈશાચિક અત્યાચારોનો ભેદ કેવળ નન્દકના પ્રયત્નથી જ ખુલ્લો થયો હતો, એ વાર્ત્તા મહારાજાના જાણવામાં હોવાથી મહારાજાએ તત્કાળ તેની એ પ્રાર્થનાનો સ્વીકાર કરીને કહ્યું કે: "નન્દક, તેં આ દુષ્ટ નરપિશાચ બુદ્ધભદ્રના અત્યાચારોનો પ્રકાશ કરીને આ વલ્લભી રાજ્યની જે સેવા બજાવી છે, તે સેવાનો યોગ્ય પુરસ્કાર આપવાનું મારામાં સામર્થ્ય નથી; છતાં કોઈ પણ પ્રકારના કરભારથી રહિત તારો જે ગ્રામમાં નિવાસ છે તે ગ્રામનો અધિકાર, પાંચ સહસ્ર સુવર્ણમુદ્રા અને મારા વિશ્વાસભાજનની પદવી, એ અલ્પ પુરસ્કાર હું તને આપું છું, તેનો આશા છે કે તું સ્વીકાર કરીશ અને તે સાથે બુદ્ધભદ્રના વધથી તારી પ્રતિજ્ઞાપૂર્ત્તિનો પણ તને સ્વતંત્ર અધિકાર આપવામાં આવે છે."

"આજથી આ શરીરપર હવે મહારાજનો જ અધિકાર છે અને આ જીવન અન્નદાતાના કલ્યાણમાટે જ છે, એમ જ અન્નદાતાએ માનવાનું છે." નન્દકે પોતાની કૃતજ્ઞતાનું દર્શન કરાવ્યું.

રાજાની આજ્ઞાથી ન્યાયમંદિરમાંથી સર્વ અપરાધીઓને દૂર કરવામાં આવ્યા અને ત્યારપછી કાકૂએ મહારાજા શીલાદિત્યને નમ્રતાથી જણાવ્યું કે: "પ્રતાપાદિત્ય રાજન્, આજથી હું ભગવાન્ શંકરાચાર્યનો શિષ્ય તથા સ્માર્તધર્મનો અનુયાયી થઈ ચૂક્યો છું અને પુષ્પધન્વાએ અતુલ પરાક્રમ તથા અલૌકિક વીરતાથી મારી દુહિતા અનંગભદ્રાની પવિત્રતાની રક્ષા કરીને મારા કુળને કલંકિત થતું અટકાવ્યું છે, એ ઉપકારના બદલામાં પુષ્પધન્વાને મારી પ્રાણપ્રિય પુત્રી અનંગભદ્રાનો હસ્ત અર્પવાની મારી પરમ ઇચ્છા છે; પરંતુ પુષ્પધન્વા લગ્ન કરવા નથી ઇચ્છતા એમ મારા સાંભળવામાં આવેલું હોવાથી મારી ધર્માવતારનાં ચરણોમાં એ જ પ્રાર્થના છે કે, પુષ્પધન્વાને આપ શ્રીમાન્ તથા ભગવાન્ શંકરાચાર્ય એવી આજ્ઞા કરો કે, જેથી તેઓ મારી આ ઇચ્છાનો અનાદર ન કરે અને મારી કન્યાનો આનંદથી સ્વીકાર કરી લે; કારણ કે, મારી કન્યકાને એમના જેવો યોગ્ય વર ત્રિભુવનમાં પણ મળી શકવાનો નથી તેમ જ મારી સુતા પણ એમની ગૃહલક્ષ્મી થવાને સર્વ પ્રકારે યોગ્ય જ છે, એ મારે નવેસરથી કહી સંભળાવવું પડે, તેમ તો નથી જ; પુષ્પધન્વા પોતે પણ એ વાર્ત્તા સારી રીતે જાણે છે."

રાજા શીલાદિત્ય તથા ભગવાન્ શંકરાચાર્યે પુષ્પધન્વાને કાકૂની ઇચ્છાને સ્વીકારી લેવાનો આગ્રહ કર્યો અને તે આગ્રહને જોઇને પુષ્પધન્વા કહેવા લાગ્યો કે: "જો ભગવાન્ શંકરાચાર્ય તથા ધર્માવતાર મહારાજની આવી આજ્ઞા હોય, તો તે આજ્ઞાને મસ્તકે ચઢાવીને કુમારિકા અનંગભદ્રા સાથે શરીરસંબંધ કરવાને હું આ ક્ષણે જ તૈયાર છું; પરન્તુ જેવી રીતે લગ્નના વિષયમાં હું ઉદાસીન છું તે જ પ્રમાણે હું જાણું છું કે, કુમારિકા અનંગભદ્રા પણ લગ્નના વિષયમાં ઉદાસીન છે, એટલે તેની પોતાની અનુમતિ વિના આ લગ્નની વ્યવસ્થા કરી નાખવી, એ તો એક સાહસ જ કહી શકાય."

"અનંગભદ્રાની અનુમતિ લીધા પછી જ મેં આ પ્રસ્તાવ કર્યો છે એટલે એ વિશેની તમારે કશી પણ ચિન્તા રાખવાની નથી." કાકૂએ પુષ્પધન્વાના સંશયનું નિવારણ કર્યું.

"તો પછી આપના આ પ્રસ્તાવને હું આનંદથી સ્વીકારું છું." પુષ્પધન્વાએ નિરુપાય થઇને અનુમોદન આપ્યું.

એ પછી ન્યાયસભાનું વિસર્જન કરવામાં આવ્યું અને સર્વજનો પોતપોતાના સ્થાનપ્રતિ જવાને ન્યાયમન્દિરમાંથી પ્રયાણ કરી ગયા.

* * * * *

વલ્લભીનગરમાં વેદાન્ત ધર્મની વિશ્વવ્યાપકતા વિષયક ત્રણ વ્યાખ્યાનો કર્યાં પછી ભગવાન્ શંકરાચાર્ય વલ્લભીનગરમાંથી શૃંગગિરિ મઠમાં જવામાટે પોતાના શિષ્ય સમુદાય સહિત પ્રસ્થાન કરી ગયા; પરંતુ વલ્લભી નગરમાં વેદાંતવિજયવૈજયન્તી તો તેમના નામનું નિરંતર સ્મરણ કરાવતી અવિચલ જ રહી.

ત્યાર પછી આશ્વિન માસમાં વિજયાદશમીના શુભ દિવસે કાકૂએ પુષ્પધન્વા સાથે પોતાની પુત્રી અનંગભદ્રાનો બહુ જ ધામધૂમથી લગ્નસંબંધ કરી આપ્યો. વાણીઓ ગમે તેવો લોભિષ્ટ હોય, છતાં તે લગ્ન જેવા પ્રસંગોમાં દાતા કર્ણનો અવતાર ધારી લે છે, એમ જે કહેવામાં આવે છે, તેમાંના સત્યાંશનો લોભિષ્ટ કાકૂએ એ લગ્નસમારંભના સમયમાં દર્શાવેલી અલૌકિક ઉદારતાથી લોકોને સંપૂર્ણ સાક્ષાત્કાર થવા લાગ્યો. આઠ દિવસ સૂધી તો સમસ્ત વલ્લભીનગરની પ્રજાને તેણે તેની ઇચ્છાનુસાર ભોજન આપ્યાં અને મહારાજાની પોતાની પાકશાળામાં પણ એ આઠ દિવસના અવધિ પર્યન્ત ચૂલામાં અગ્નિ ન સળગવો જોઇએ, એટલે સૂધી તેણે પ્રબંધ કર્યો હતો, માત્ર એટલું જ નહિ, પણ પોતાની પુત્રીને તેણે જે વસ્ત્રાલંકારો તથા અન્યાન્ય વસ્તુઓ યૌતક (દાયજા) તરીકે આપી, તેમનું મૂલ્ય ત્રણથી ચાર લાખ રૂપિયાનું થવા જતું હતું અને જામાતાને જે બે લાખની પહેરામણી આપવામાં આવી તે તો જૂદી જ. તેની આટલી બધી ઉદારતાને જોઇને જે લોકો અત્યાર સૂધી તેને કંગાલ કાકૂના નામથી ઓળખતા હતા, તેઓ તેને કર્ણ કાકૂના નામથી ઓળખવા લાગ્યા અને તેની કીર્તિનો સર્વત્ર વિસ્તાર થઈ ગયો. અનંગભદ્રા તથા પુષ્પધન્વાની જોડીને સ્ત્રીઓ સીતા અને રામ, રાધા અને કૃષ્ણ, સુભદ્રા અને અર્જુન અથવા રતિ અને મન્મથ આદિ પૌરાણિક આદર્શ દંપતીઓ સાથે સરખાવવા લાગી અને તેમને અત્યન્ત ભાગ્યશાળી માનવા લાગી. પાણિગ્રહણની વેળાયે લગ્નમંડપમાં પધારેલા મહારાજા શીલાદિત્યના મુખમાંથી એવા ઉદ્ગારો નીકળી ગયા હતા કે: "પુષ્પધન્વામાં એટલાબધા સદ્ગુણોનો નિવાસ છે કે, જો એ વૈશ્યકુળમાં જન્મવાને બદલે ક્ષત્રિયકુળમાં જન્મ્યો હોત, તો એમને મારી પુત્રી આપીને એમને મારા જામાતા તરીકે ઓળખાવવામાં હું એક પ્રકારનું મારું ગૌરવ થયેલું જ માનત!" પુષ્પધન્વાના ગૌરવને વધારનારી આ કાંઈ જેવી તેવી ઘટના નહોતી. પુષ્પધન્વાને તેના એ લગ્નપ્રસંગે મહારાજા તરફથી પણ સારી પહેરામણી મળી હતી અને અન્ય ધનાઢ્ય નાગરિકોને ત્યાંથી ચાંલ્લા તરીકે લક્ષાવધિ રૂપિયા તેના ગૃહમાં આવ્યા હતા. પુષ્પધન્વાએ પણ એ પ્રસંગે ધનનો વ્યય કરવામાં લેશ માત્ર પણ સંકોચ કર્યો નહોતો; કિન્તુ કાકૂ કરતાં એ વિષયમાં તેણે બમણી ઉદારતાનો પરિચય કરાવ્યો હતો અને તેથી તેની પૂર્વકીર્ત્તિમાં બહુ જ વૃદ્ધિ થઈ હતી. વલ્લભીનગરમાં સર્વત્ર આનંદ અને આનંદનો જ અધિકાર વ્યાપેલો હોવાથી જાણે શોકને ત્યાંથી દેશાન્તરદંડ મળી ગયો હોયની! એવો જ ભાસ થયા કરતો હતો. પોતાની ઉદાસીન સખી અનંગભદ્રાને લગ્નના બંધનમાં બંધાયલી જોઇને મંદારિકા તથા કાદંબિનીના આનંદનો તો વળી અવધિ જ થઈ ગયો હતો અને તેઓ એકાંતનો પ્રસંગ મળતાં અનંગભદ્રાને પ્રેમના ઉપાલંભો આપવાને એક પગે તૈયાર થઈ રહી હતી. અંતે તેમનો તે ઇચ્છિત અવસર પણ આવી લાગ્યો અને આપણે હવે તે વિનોદમય તથા અપૂર્વ આનંદમય અવસરનું જ અવલોકન કરવાનું છે.

—❋❋❋❋❋❋❋❋❋—

# પ્રકરણ ૯ હું

## સંન્યાસમાટે સંસાર!

પુષ્પધન્વાની નવોઢા નારી અનંગભદ્રાનો પુષ્પધન્વાના શયનમન્દિરમાં પ્રથમ પ્રવેશ થવાનો હોવાથી વિશાળ શયનમંદિરને નાનાપ્રકારનાં પુષ્પ તથા લતાઓથી એવા તો મનોહર સ્વરૂપમાં શૃંગારવામાં આવ્યું હતું કે, જાણે ત્યાં વસંતકાલિક એક પ્રફુલ્લ ઉદ્યાન જ શોભી રહ્યું હોયની! એવો જ જોનારને ભ્રમ થઈ જતો હતો. શયનમંદિરના છત્રમાં સુવર્ણની શૃંખલાના આધારે લટકતા દીપકોને સુમનથી શૃંગારવામાં આવ્યા હતા, દીવાલોપર કુસુમની માળાઓને નાનાવિધ ચિત્રોના આકારથી ગોઠવવામાં આવી હતી, ફર્શપર પણ ગાલીચાને બદલે પુષ્પો જ પાથરી દેવામાં આવ્યાં હતાં, શયનગૃહના મધ્ય ભાગમાંના હીંડોળાને પણ પુષ્પોના આવરણથી આવૃત્ત કરવામાં આવ્યો હતો અને શય્યા પણ પુષ્પોની જ સજાવેલી હતી. એ ઉપરાંત શય્યાથી અલ્પ અંતરપર એક તોયયંત્ર (ફુવ્વારા)ની પણ વ્યવસ્થા કરવામાં આવી હતી તેમાંથી ઉડતા જળની ધારા જે હોજમાં પડતી હતી તેમાં પણ એટલાં બધાં પુષ્પો ભરવામાં આવ્યાં હતાં કે તેમાં જળની વિપુલતા થતાં પુષ્પો તેનાપર તરી આવ્યાં અને તે એટલાં બધાં કે જળ તો જોવામાં પણ આવતું ન હોતું; અર્થાત્ મયદાનવના રચેલા પાંડવોના ઇન્દ્રપ્રસ્થમાંના મહાલયમાં જેવી રીતે જળના સ્થાનમાં સ્થળનો અને સ્થળના સ્થાનમાં જળનો ભાસ થતો હતો, તેજ પ્રમાણે એ હોજમાં ભરેલા જળને બદલે જાણે પુષ્પોનો રાશિ જ ભરેલો હોય ની! એવો જોનારની દૃષ્ટિને ભ્રમ થયા કરતો હતો. પુષ્પોના સ્વાભાવિક સુગંધનો તો ત્યાં અધિકાર હતો જ; પરંતુ એ સુગંધ જાણે ઓછો હોયની, એવી ધારણાથી ત્યાં બહુમૂલ્ય અત્તરોનું મુક્તહસ્તે સિંચન કરવામાં આવ્યું હતું અને તેથી એ કક્ષમાં આવનારનું મન તત્કાળ અતિશય પ્રસન્ન થઈ જાય, એ સ્વાભાવિક જ હતું. અત્યારે ત્યાં જે ચાર દાસીઓ હીંડોળાની આસ પાસ હીંડોળાને હીંચવવામાટે ઊભી હતી, તેમણે પણ પોતાનાં બહુમૂલ્ય વસ્ત્રોની ઉપર પુષ્પોની એક ચોકડીદાર ચાદર ઓઢેલી હોવાથી જાણે પુષ્પની પુત્તલિકાઓ ઊભી હોય ની! એવો જ ભાસ થતો હતો. રાત્રિનો લગભગ એક પ્રહર વીતી ગયો તે વેળાએ શયનમંદિરની પાસેના શૃંગારસદનમાંથી કેટલીક દાસીઓના મધુર કંઠમાંથી નીકળતા સંગીતની નિમ્નલિખિત પ્રથમ પંક્તિ તે ચાર દાસીઓના સાંભળવામાં આવી:—

"યુવતિ નવેલી રે રતિપતિપૂજન કરવા ચાલી—"

સંગીતની આ પંક્તિ સાંભળતાં જ પ્રથમ દાસીએ બીજી ત્રણ દાસીઓને સંબોધીને કહ્યું કે: "સખીઓ, આપણાં નવીન સ્વામિની શયનમંદિરમાં પધારવાની તૈયારીમાં હોય, એમ જણાય છે; માટે વીણા તથા મૃદંગને તૈયાર રાખો."

"વીણા તથા મૃદંગ મેળવેલાં તૈયાર છે; માત્ર તેમના પધારવાની જ વાર છે." બીજી દાસીએ પ્રથમ દાસીને ઉત્તર આપ્યું.

એ ક્ષણે જ નાનારંગીય ઉત્તમ બહુમૂલ્ય દુકૂલ તથા પુષ્પવેષ્ટિત અલંકારો અને પુષ્પનો ઘાઘરો, પુષ્પની ચોળી તથા પુષ્પની સાડીથી મંડિત થયેલી અનં-

ગભદ્રા, મંદારિકા, કાદંબિની, ચારુહાસિની તથા સુધાહાસિની આદિ દાસીઓના સમુદાયમાં નક્ષત્રોના મધ્યમાં ચંદ્ર સમાન શોભતી હંસગતિથી શયનમંદિરમાં આવી લાગી અને હીંડોળાપર બેસી ગઈ. તત્કાળ એક દાસીએ વીણા વગાડવાનો તથા બીજી દાસીએ મૃદંગ વગાડવાનો આરંભ કરી દીધો અને તે વાદ્યોના સ્વર સાથે પોતાના કોકિલસમાન કંઠસ્વરનું સંમેલન કરીને મંદાકિની આદિ અન્ય દાસીઓ આ પ્રમાણેનું સંગીત ગાવા લાગીઃ–

"યુવતિ નવેલીરે રતિપતિપૂજન કરવા ચાલી;
રંગી દુકૂલ નાના રંગે, કરતી સ્પર્ધા વસંત સંગે,
કંઠે ધરી બકુલની માળ. યુવતિ.

કાંતના રતિરાસથી, વસંત સુખકર થાય;
જેમ રજની ચંદ્ર યોગે, પ્રફુલ્લ અતિ દેખાય,
રજની ચંદ્ર રમે છે રંગે, સખિ! રમજે સ્વામી સંગે,
મન કરી શાન્ત, કર ધરી કાન્ત." યુવતિ.

અનંગભદ્રા નવોઢા હતી, પણ મુગ્ધા ન હોતી; કારણ કે, તેની વિદ્વત્તાએ તેની મુગ્ધતાને ક્યારનીયે તેના હૃદયમાંથી કાઢી મૂકી હતી એટલે તે પોતાની સખીઓના આ શૃંગારસંગીતનું શ્રવણ કરીને મંદારિકા તથા કાદમ્બિનીને સંબોધીને બોલી કેઃ "મારી પ્રિય સખીઓ, તમો મને મનને શાંત કરીને કાન્તને કરમાં ધરવાનો ઉપદેશ તો આપો છો, પરંતુ અહીં જ્યાં કાન્તનો જ અભાવ છે, તો મારે કરમાં ધરવા કોને વારુ?" એ પછી તેણે ચારુહાસિનીને પૂછ્યું કેઃ "કેમ ચારુહાસિની, તારા સ્વામી અદ્યાપિ કેમ નથી પધાર્યા? શું તેઓ એ ઘટનાથી અજ્ઞ છે કે, આતુર નયનોથી અહીં તેમની પ્રતીક્ષા કરાતી હશે? ખરેખર તારા સ્વામી અરસિક હોય, એમ જ જણાય છે."

"કૃપાળુ સ્વામિની, અપરાધ આપના કાન્તનો છે અને આ દીન દાસીને ગાળો શામાટે અપાય છે, તે મારાથી સમજી શકાતું નથી. મહાશય પુષ્પધન્વા સ્વામી તો આપના છે; અમારા તો અન્નદાતા છે; છતાં તેમને મારા સ્વામી તરીકે ઓળખાવો છો, તો શું અત્યારથી જ મને પોતાની સપત્ની કરી લેવાનો આપનો મનોભાવ છે? જો તેવો જ આપનો મનોભાવ હોય, તો કહો આપના સ્વામીને કે તેઓ આવતી કાલે મારી સાથે લગ્ન કરીને મારા સ્વામી થાય અને મને પુષ્પધન્વા મહાશયની સ્વામિની કહીને આપ કોઈ પણ પ્રકારના સંકોચ વિના બોલાવી શકો." ચારુહાસિનીએ આરંભમાં જ અતિશય ચારુ વિનોદ કર્યો.

"આપણા સ્વામી માંડ માંડ કરીને ભગવાન્ શંકરાચાર્ય તથા મહારાજાધિરાજના આગ્રહથી નિરુપાય થઇને પરણ્યા છે અને અનંગભદ્રા બાઈ સાહેબનાં ભાગ્ય ચમક્યાં છે; એટલામાં તું વળી એમની સપત્ની થવાને ક્યાંથી તૈયાર થઈ ગઈ? સર્વ વસ્તુઓમાં ભાગીદારી પાલવે છે, પણ પ્રેમમાં ભાગીદારી પાલવી શકતી નથી, એ તું નથી જાણતી કે શું?" સુધાહાસિનીએ ચારુહાસિનીને કહ્યું.

"યથાર્થ છે, યથાર્થ છે!" સર્વ દાસીઓએ ઘોષ કર્યો.

"ચાલો ત્યારે હું મારા પ્રસ્તાવને પાછો ખેંચી લઉં છું; કારણ કે જો મારી પરણવાની જ ઇચ્છા થશે, તો મારામાટે એક વર મેં એવો શોધી રાખ્યો છે કે, જે રૂપમાં કામદેવની પણ પ્રતિસ્પર્ધા કરી શકે તેવો છે." ચારુહાસિનીએ આ ઉદ્ગારસાથે પોતાના વિનોદની સમાપ્તિ કરી નાખી.

આ વેળાએ પુષ્પધન્વા પણ અન્ય કાર્યોથી મુક્ત થઇને શયનમન્દિરના દ્વારમાં આવી પહોંચ્યો હતો, પરંતુ સખીઓના આ વિનોદને સાંભળવાના હેતુથી તે દ્વારના બાહ્ય ભાગમાં જ છુપાઇને ઊભો રહ્યો હતો. ચારુહાસિનીના વાક્યની સમાપ્તિ થતાં મંદારિકાએ અનંગભદ્રાને ઉદ્દેશીને બોલવા માંડ્યું કે: "સખી અનંગભદ્રા, પ્રથમ તો જ્યારે પણ અમો તારી આગળ લગ્નના નામનો ઉચ્ચાર કરતાં હતાં એટલે તું તરત છણકો કરીને અમારી પાસેથી ઊઠી જતી હતી, અનાસક્તિ તથા વૈરાગ્યનાં જ જ્યારે ને ત્યારે ગીતડાં ગાયાં કરતી હતી અને જાણે મોટી ગાર્ગી સમાન સંસારત્યાગિની હોય તેવો આડંબર દર્શાવ્યા કરતી હતી; તે આજે પરણીને પતિના આ શયનમંદિરમાં કેમ આવી, એ કહીશ ખરી કે? અરે માત્ર એટલું જ નહિ, પણ આજની પ્રથમ નિશામાં જ પતિદર્શનમાટે તું આટલી બધી આતુર થઈ રહી છે, એ જ તારી વૈરાગ્યશીલતા અને એ જ તારી અનાસક્તિ કે?"

"મંદારિકા, મને આ તારાં પાપ જ નડ્યાં છે; જો તે દિવસ તેં મારા સમક્ષ મહાશય પુષ્પધન્વાના અલૌકિક રૂપ તથા ગુણ આદિનું એક કવીશ્વરસમાન છટાયુક્ત વર્ણન કર્યું ન હોત અને ત્યારપછી મારા બંદિવાસના સમાચાર આપીને તેમને મારા શયનગૃહમાં ન મોકલ્યા હોત, તો આજે હું તેમની પત્નીના સ્વરૂપમાં કદાપિ તારા જોવામાં આવત નહિ. પરંતુ મારાં એટલાં પણ સદ્ભાગ્ય કે, મને મારી ઇચ્છા પ્રમાણેના મારા કરતાં પણ અધિક યોગ્યતાવાન્ પતિની પ્રાપ્તિ થઈ છે અને એટલામાટે હું તારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું; કારણ કે, પુષ્પધન્વા જેવા પતિદેવની છાયામાં રહેવાથી મારી વૈરાગ્યભાવના તથા અનાસક્તિ અખંડ રહી શકશે, એવો મારો દૃઢ નિશ્ચય છે અને એટલામાટે જ મેં એમને મારા શિરચ્છત્ર પતિ તરીકે સ્વીકાર્યા છે." અનંગભદ્રાએ મંદારિકાના વિનોદનું કાંઇક સંદિગ્ધભાવદર્શક ઉત્તર આપ્યું.

"ગૃહસ્થાશ્રમમાં વૈરાગ્યની શકયતા અને શૃંગારરસ સાથે શાંતરસનો સંયોગ! જો અગ્નિમાં શીતલતાના નિવાસની ઘટના સત્ય હોય, તો જ આ વાર્તાને સત્ય માની શકાય." કાદમ્બિનીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"એ તો પ્રભાતમાં પાછાં મળીશું એટલે વૈરાગ્યનો ભેદ પોતાની મેળે જ આપણા જાણવામાં આવી જશે; કરકંકણમાટે દર્પણની આવશ્યકતા હોતી જ નથી; કારણ કે, પ્રભાતમાં તો આપણને એમ બોલવાનો જ અવસર પ્રાપ્ત થશે કે:—

'વૃથા છે ભાગ્યનો આ ખેદ બહુ સદ્ભાગ્યવાળાને,
સુગંધી શાની છે સૂંઘો જરા નિજના દુશાલાને;
પડ્યા દંતક્ષતો ક્યાં છે, જુઓ નિજ ગૌર ગાલોને;
પડે છે બાંધવા કોને, કહો, સો વાર વાળોને.'"

આ વિનોદ કદાચિત્ હજી પણ આગળ લંબાયો હોત, પણ મંદારિકાના એ ઉદ્ગારોની પૂર્ણાહુતિ થતાંની સાથે જ પુષ્પધન્વાએ શયનમન્દિરમાં પ્રવેશ કર્યો અને તેનો પ્રવેશ થતાંની સાથે જ સખીઓના મધુર શૃંગારવિનોદનો એટલેથી જ અંત આવી ગયો. પુષ્પધન્વા પણ અત્યારે પુષ્પધન્વા (કામદેવ)ના વેષમાં જ સજ્જ થયેલો હતો અને તે વસંતદેવી અનંગભદ્રાની પાસે હીંડોળાપર બેસવા જતો હતો એટલામાં અનંગભદ્રાએ તેને અટકાવીને કહ્યું કેઃ—

"પ્રાણેશ, આપે આજના પ્રથમ પ્રેમના પ્રસંગમાં જ મારો એક મહાભારત અપરાધ કર્યો છે, એટલે તે અપરાધની યોગ્ય શિક્ષા આપ નહિ ભોગવી લ્યો, ત્યાં સુધી આપને આ હીંડોળાપર બેસવાના અધિકારની પ્રાપ્તિ થવાની નથી."

"એવો તે મારો શો અપરાધ થયો છે, સુન્દરી?" પુષ્પધન્વાએ નમ્રતાથી પૂછ્યું.

"મારાં નયનો આપના મુખદર્શનમાટે અતિશય આતુર હોવા છતાં મને આટલી બધી વાટ શામાટે જોવડાવી? શ્રીમાનની સવારી ક્યાં ગઈ હતી કે મહાલયમાં આટલી મોડી રાતે આવી?" અનંગભદ્રાએ અપરાધનું માર્મિક દર્શન કરાવ્યું.

"ખરેખર હું મોડો આવ્યો, એ મારા અપરાધને હું પ્રાંજલતાથી સ્વીકારું છું અને એ અપરાધની તમો જે શિક્ષા આપો, તે ભોગવવાને હું તૈયાર છું." પુષ્પધન્વાએ આધીનતા દર્શાવી.

"તો એ અપરાધની શિક્ષા એ જ છે કે;—" એમ કહીને અનંગભદ્રાએ જણાવ્યું કેઃ—

"પડશે ગળામાં, હાથમાં ને બે પગોમાં સાંકળી;
તે પછી કારાગારમાં જીવન સકળ જાશે ગળી;
સંભારશો પ્રાણેશ્વરી આ હતી માથાની મળી;
કે જે ન પોતાના વચનથી ડગી કે ન જરા ચળી;
જો જો દશા પળ માત્રમાં કેવી ભયંકર થાય છે;
જે બાહુ ડોલે મુક્ત આ, તે સાંકળે જકડાય છે!"

એના ઉત્તરમાં પુષ્પધન્વા પણ તેવી જ મધુર ભાષામાં કહેવા લાગ્યો કેઃ—

"મગાવો શૃંખલા સત્વર મને બંધનવડે બાંધો;
વસાવો બંદિવાસે તોય તેનો કૈં નથી વાંધો;
ધુરાના ભારને ધરવા અમે આગળ ધર્યો કાંધો;
કરો વિચ્છિન્ન તેને કે ગમે તો સૂત્રથી સાંધો;
અમે તો ક્યારની કાન્તે! અમારી હાર માની છે;
પુરુષપર જીત પ્રમદાની થતી આવી સદાની છે!"

પુષ્પધન્વાનાં આ મૃદુ મંજુલ વાક્યોનું શ્રવણ કરતાં જ અનંગભદ્રાનું હૃદય દ્રવી ગયું અને તે એક આર્યા નારીને શોભાવનારા ભાવોને દર્શાવતી બોલીઃ—

"નમિયે અમે પતિચરણમાં તે પતિચરણની શૃંખલા;
પાણિગ્રહણ જે નાથનું તે કરધરણની શૃંખલા;

આ બાહુ પતિકંઠે પડે, કંઠાભરણની શૃંખલા;
શુદ્ધ સતીની પ્રીતિ તે જીવનમરણની શૃંખલા;
એ શૃંખલાથી બાંધી રાખું બન્દિજન આકારમાં;
ને આમ પૂરું પ્રાણને આ હૃદયકારાગારમાં!”

આ શબ્દો ઉચ્ચારીને અનંગભદ્રાએ પુષ્પધન્વાનો હસ્ત ઝાલી લીધો અને તેને હીંડોળાપર બેસાડી પોતે તેના શરીરપર પુષ્પોનો પ્રહાર કરવા લાગી. પુષ્પધન્વાના સંકેતથી ચારુહાસિનીએ સર્વ દાસીઓને ત્યાંથી નીકળી જવાનો સંકેત કરી દીધો અને નિમેષમાત્રમાં જ શયનમંદિરમાં અનંગભદ્રા તથા પુષ્પધન્વા વિના તૃતીય કોઇપણ વ્યક્તિ રહી નહિ. ચારુહાસિનીએ બહારથી શયનમંદિરનાં દ્વાર બંધ કરી દીધાં અને તે પોતે ત્યાંજ સ્વામી તથા સ્વામિનીને આવશ્યકતા પડે તો તેમના આવાહનનું ઉત્તર આપવાના ઉદ્દેશથી આસન પાથરીને દ્વારની પાસે બેસી રહી. એકાંતનો લાભ મળ્યા પછી પુષ્પધન્વાએ ગંભીર સ્વરથી અનંગભદ્રાને પૂછ્યું કેઃ–

“અનંગભદ્રા, હું એક સર્વથા ઉદાસીન વૃત્તિનો તથા સંસારના વ્યવહારથી સર્વથા અલિપ્ત રહેવાની દૃઢ ઇચ્છાવાળો પુરુષ છું, એ તું સારી રીતે જાણતી હતી; છતાં પણ તેં મારી સાથે લગ્ન કરીને મને પોતાના પતિ તરીકે સ્વીકારવાનું સાહસ કર્યું, તે શા કારણથી વારુ ?”

એના ઉત્તરમાં અનંગભદ્રાએ પણ તેવાજ ગંભીર સ્વરથી જણાવ્યું કેઃ “પરમપવિત્રચરિત્રશીલ મહાશય પુષ્પધન્વન્, જ્યારે આપ પ્રથમ મારા શયનગૃહમાં પધાર્યા હતા અને આ લગ્નના સંબંધમાં આપણો કેટલોક સંવાદ ચાલ્યો હતો, તે વેળાએ આપે કહ્યું હતું કેઃ ‘જો કોઈ તરુણીની કેવળ નિવૃત્તિના આનન્દોપભોગમાટે જ મારી સાથે પરણવાની ઇચ્છા થશે, તો હું અવશ્ય તેની ઇચ્છાનો સ્વીકાર કરીશ અને તેના રસવાહક સમાગમથી મારી શુષ્કતાને દૂર કરી મારા અંતઃકરણમાં સંપૂર્ણ સ્નિગ્ધતાને ભરીશ.’ એના ઉત્તરમાં મેં આપને એમ જણાવ્યું હતું કેઃ ‘જો આપની એ ઇચ્છા પ્રબળ હશે, તો અવશ્ય એવી કોઈ યુવતિ પણ આપને મળી રહેશે; કારણ કે, ‘નાનારત્ના વસુન્ધરા’ એ ન્યાયમાં પણ સંપૂર્ણ તથ્ય સમાયલું છે.’ આ વિષયનું તો આપને સ્મરણ હોવુંજ જોઇએ, એવી મારી દૃઢ ધારણા છે.”

“આપણા તે દિવસના એ પરસ્પર સંવાદનું મને અક્ષરશઃ સ્મરણ છે; પરંતુ તે સંવાદનો અને આ પ્રત્યક્ષ કૃતિનો પરસ્પર શો અંગાંગીય સંબંધ છે, એની કલ્પના અત્યારે મારાથી કરી શકાતી નથી.” પુષ્પધન્વાએ અનંગભદ્રાના હૃદયની શુદ્ધતાને જાણી લેવામાટે પોતાની અજ્ઞતાનું ઔપચારિક દર્શન કરાવ્યું.

“એ તો આપ જાણોજ છો કે, સંસારના સર્વસાધારણ વિકારમય વ્યવહારમાં જેવી રીતે આપની આસક્તિ નથી તેવીજ રીતે મારી પણ અનાસક્તિ છે;” અનંગભદ્રાએ તે દિવસના સંવાદ અને આજની પ્રત્યક્ષ લગ્નકૃતિના પરસ્પર અંગાંગીય સંબંધને દર્શાવવાનો પ્રયત્ન કરીને કહેવા માંડ્યું! “પરંતુ મારાં માતાપિતા મારી એ અનાસક્તિનો વિચાર કરીને મને આજન્મ કુમારિકા રહેવા દે,

એ ઘટના સર્વથા અશક્યવત્ હોવાથી મારા મનમાં વારંવાર એવી ભીતિ થયા કરતી હતી કે જો મારાં માતાપિતા બળાત્કારે મને પરણાવશે, તો મારી ઇચ્છા ન હોવા છતાં પણ મારે સંસારના સર્વસાધારણ વ્યવહારનો સ્વીકાર કરવો પડશે અને તેથી મારા વૈરાગ્યનો દુર્ગ અવશ્ય ભેદાઈ જશે. એવામાં મારો પરમાત્મા આપને મારા શયનગૃહમાં ખેંચી લાવ્યો, હું આપના વચનમાં વિશ્વાસ રાખીને આપના મહાલયમાં આવી અને આપની વૈરાગ્યવૃત્તિનો આપે મને પૂર્ણ સાક્ષાત્કાર કરાવ્યો; એટલે તે ક્ષણથી જ મારા હૃદયમાં એવી વાસનાનો ઉદ્ભવ થયો હતો કે, જો આપની સાથે કોઈ પણ ઉપાયે મારો લગ્નસંબંધ થઈ જાય, તો મારાં માતાપિતાની આકાંક્ષા પણ પૂર્ણ થાય અને આપણી ઉભયની વૃત્તિઓ સમાન હોવાથી આપણાં જીવન પણ આનન્દમાં વીતી જાય. પરમાત્માની પણ એવી જ ઇચ્છા હોવાથી બુદ્ધભદ્રના જાળમાં હું સપડાઈ અને આપના પ્રયત્નથી બુદ્ધભદ્રનાં પૈશાચિક કર્મોનો ભેદ મારા પિતાશ્રીના જાણવામાં આવતાં તેમનો આપના પ્રતિ બહુ જ સારો ભાવ થઇ ગયો અને તેથી તેમણે જ લગ્નવિધિથી આપના હસ્તને સ્વીકારવાનો મને અતિશય આગ્રહ કર્યો. પ્રથમ ઔપચારિક અનિચ્છા દર્શાવ્યા પછી મેં મારા પિતાના એ આગ્રહનો સ્વીકાર કરી લીધો અને તેનું પરિણામ એ થયું કે, આજે આપણે આ શયનગૃહમાં એક દંપતી તરીકે વાર્તાલાપ કરતાં બેઠાં છીએ. મારી સર્વ પરિસ્થિતિનો સૂક્ષ્મ વિચાર કર્યા પછી મારો એવો જ નિશ્ચય થયો કે, આપની સાથેના લગ્નસંબંધમાં જ મારા આત્માનું કલ્યાણ સમાયલું છે; કારણ કે, આ લગ્નથી મારાં માતાપિતાની ઇચ્છા પૂર્ણ થવાનો સંભવ હતો અને આપણા ઉભયના ઉદ્દેશોની સફળતા પણ થવાની હતી. વિરક્ત તથા મુમુક્ષુ સાધક અને સાધિકા જે વિષયલાલસાના ભયથી લગ્નના બંધનવડે બંધાવાનું સાહસ નથી કરતાં, તે વિષયલાલસાથી ભયભીત થવાનું આપણને કાંઈ પણ કારણ છે જ નહિ; કારણ કે, આપણા વિચારોની એકવાક્યતા છે અને જ્યાં વિચારોની એકવાક્યતા હોય છે, ત્યાં એવા ભયનું પ્રયોજન હોતું જ નથી. નિરંજન નિરાકાર પરબ્રહ્મની કૃપાથી આપણે આ ભયંકર દિવ્યમાંથી નિર્વિઘ્ન પાર પડી જઇશું. પુષ્પધન્વન્, મારા કથનના મર્મને આપ સમજી શકો છો ખરા કે ?"

"તેં આવી કોઈ ભાવનાથી જ મારી સાથે લગ્ન સંબંધ કરેલો હોવો જોઇએ, એવી પ્રથમ મારી માન્યતા હતી; પરંતુ અત્યારે તારી સખીઓ સાથે એક પૂર્ણવિકારમયી યુવતિ પ્રમાણે શૃંગારવિનોદ કરતી તું મારા જોવામાં આવી, ત્યારે મારા મનમાં કાંઇક સંશય થવા લાગ્યો અને તેથી જ મારે તારા હૃદયની ભાવનાને જાણવાનો આ પ્રયત્ન કરવો પડ્યો છે." પુષ્પધન્વાએ કહ્યું.

"જ્યારે લોકોને દેખાડવામાટે, આપણે એકબીજા સાથે લગ્નના બંધનથી બંધાયાં છીએ, તો લોકોને તો આપણે આપણી સાંસારિકતાનો ભાસ કરાવવો જ જોઇએ; કારણ કે, નહિ તો જનસમાજમાં આપણી નિંદા થવાનો સંભવ રહ્યા કરે છે." અનંગભદ્રાએ પોતાના શૃંગારવિનોદના રહસ્યનો સ્ફોટ કરી બતાવ્યો.

અનંગભદ્રાના આ ઉત્તરથી પુષ્પધન્વાના મનનું સમાધાન થયું; તે કેટલીક વાર સુધી વિચારમાં લીન રહ્યો અને ત્યાર પછી હૃદયની દૃઢતાથી કહેવા

લાગ્યો કે: "અનંગભદ્રા, તારું કથન સત્ય છે; જો આપણી આ સંસારમાં રહેવાની જ ઇચ્છા હોય, તો અવશ્ય કોઈ પણ એક ભૂમિકા આ સંસારનાટકમાં આપણે ભજવવી જ જોઇએ, એવો એક નિયમ હોવાથી આમ કર્યાં વિના આપણો છૂટકો થાય તેમ છે જ નહિ. હવે માત્ર આપણે જે જોવાનું છે તે એટલું જ કે, આ નવીન ભૂમિકાને ભજવવાથી આપણે આપણી ધારણામાં કૃતકાર્ય થઈ શકીએ છીએ કે નહિ ?"

અનંગભદ્રા સુમધુર મંદ હાસ્ય કરતી પુષ્પધન્વાને ધન્યવાદ આપીને કહેવા લાગી કે: "પુષ્પધન્વન્, આજથી આપનો અને મારો સ્વાર્થ એક થયો છે અને તેથી લગ્નમાં જે સદ્‌ગુણોનો સમાવેશ થયેલો છે, તે સર્વ સદ્‌ગુણોનો આપણે સ્વીકાર કરીશું અને એમાં જે જે દુર્ગુણો કિંવા દોષો રહેલા છે, તેમનાથી આપણે સદા સર્વદા અલિપ્ત જ રહીશું. પરમાત્માની કૃપાથી આપણું આ સાહસ આપણા-માટે મંગલમય થાઓ !"

"તથાસ્તુ!" એમ કહીને પુષ્પધન્વાએ કહ્યું કે: "ત્યારે અત્યારે અને આ ક્ષણે જ આપણે મનસા, વાચા અને કર્મણા પવિત્ર રહેવામાટેની પ્રતિજ્ઞા કરવી જોઇએ. તે પ્રતિજ્ઞા એ છે કે, એકાંતમાં મારે તારા શરીરને કિંવા તારે મારા શરીરને સ્પર્શ માત્ર પણ કરવો નહિ; કદાપિ આપણે એક જ શય્યામાં શયન કરવું નહિ, જે વેળાએ હું નિદ્રાધીન થયેલો હોઉં, તે વેળાએ તારે જાગ્રત્ રહેવું અને જ્યારે તું નિદ્રાધીન હોય, ત્યારે મારે મારો સમય જાગરણમાં વીતાડવો; જે વેળાએ આપણે બન્ને જાગ્રદવસ્થામાં અને એકાંતમાં હોઇએ, તે વેળાએ ધર્મગ્રંથોનું વાંચન અને ભગવાન્ શંકરાચાર્યના ઉપદેશોનું જેના યોગે મનન થવાનો સંભવ હોય તેવો સંવાદ, એ વિના અન્ય કોઇ પણ પ્રકારનો સંસાર-વિષયક વાર્ત્તાલાપ આપણે કરવો નહિ. અર્થાત્ આ પ્રતિજ્ઞાનું દૃઢતાથી પાલન કરીને આપણે લોકદૃષ્ટિથી ગૃહસ્થાશ્રમનું અને આંતરિક દૃષ્ટિથી સંન્યસ્તાશ્રમનું પાલન કરતાં રહેવું."

"હું મારાં મન, વચન તથા કર્મથી આ પ્રતિજ્ઞાને દૃઢતાથી પાળવામાટે ઈશ્વર તથા ધર્મની સાક્ષીથી બંધાઉં છું." અનંગભદ્રાએ પ્રતિજ્ઞા કરી.

તેમનું આ આંતરિક રહસ્ય કોઇના પણ જાણવામાં આવી શક્યું નહિ. દિવસાનુદિવસ યૌવનની પરિણતિ સાથે અનંગભદ્રાના શારીરિક સૌન્દર્યની પણ અભિવૃદ્ધિ થવા લાગી. તેના નિષ્કલંક તથા દેવીસમાન પવિત્ર અને પ્રતિભા-સંપન્ન મુખમંડળને જોઇને સર્વ સ્ત્રીપુરુષો તેના સમક્ષ નમ્ર થઈ જતાં હતાં. હૃદયમાં કોઈ પણ પ્રકારના વિકારનો અધિકાર ન થવા દઇને યથાનિયમ ધર્મ-મય જીવનને અનુભવતા પુષ્પધન્વાનું સ્વરૂપ પણ દિવસાનુદિવસ અધિકા-ધિક સુંદર દેખાવા લાગ્યું. પુષ્પધન્વા તથા અનંગભદ્રાનો પરસ્પર દાંપત્ય પ્રેમ અકૃત્રિમ તથા અમર્યાદ હોવો જોઇએ, એવી જ સર્વજનોની દૃઢ માન્યતા થતી જતી હતી અને તેમના આવા પરસ્પર દૃઢ પ્રેમની વાર્ત્તા સાંભળીને અનંગભદ્રાની માતા રૂપસી તથા તેની સખીઓ મંદારિકા અને કાદંબિની-ના આનન્દ તથા હર્ષનો અવધિ જ થતો હતો. વસ્તુતઃ પુષ્પધન્વા તથા

અનંગભદ્રા એકબીજાના અલ્પ વિરહથી પણ અતિશય વ્યાકુલ થઈ જતાં હતાં અને ગમે તેવા અગત્યના કાર્યમાટે પણ જો એક દિવસ અનંગભદ્રાથી દૂર રહેવાનો પ્રસંગ આવે, તો અનંગભદ્રાનો તેટલો વિયોગ પણ પુષ્પધન્વાને યુગના વિયોગ સમાન ભાસતો હતો અને તેના પ્રાણ કંઠમાં આવી જતા હતા. તેમના સદોદિત હાસ્યવિનોદમય વ્યવહાર, પરસ્પર મધુર સંભાષણ અને તેમની ઐકાંતિક અનુકંપા તથા સહાનુભૂતિને જોઇને તેમની આંતરિક વિરક્તિવિષયક શંકાની કોઇના મનમાં એક મંદ રેષા માત્ર પણ અંકિત થઈ શકી નહિ. કાકૂ તથા રૂપસી નિઃસંતાન હોવાથી અને રૂપસીને હવે સંતાન થવાની આશા નહિવત્ હોવાથી જો અનંગભદ્રા ઈશ્વરની કૃપાથી પુત્રવતી થાય, તો તેના તે પુત્રને જ પોતાની સર્વ સંપત્તિના ઉત્તરાધિકારી તરીકે સ્થાપવાની તેમની ઇચ્છા હતી; પરંતુ તેઓ એ રહસ્યને જાણતાં નહોતાં કે તેમની એ ઇચ્છા આ અવતારમાં તો સફળ થવાનો સંભવ હતો જ નહિ.

* * * * *

વલ્લભીનગરમાંથી બૌદ્ધધર્મના ઉચ્છેદ સાથે બૌદ્ધ ભિક્ષુઓના અનાચારો તથા અત્યાચારોનો પણ ઉચ્છેદ થવાથી અને ભગવાન્ શંકરાચાર્યના હસ્તે ધર્મની પ્રતિષ્ઠા તથા શાંતિના સામ્રાજ્યની સ્થાપના થયેલી હોવાથી તેમ જ વલ્લભીનરેશનો સમસ્ત ભારતવર્ષમાં અદ્યાપિ કોઈ પણ પ્રબળ શત્રુ ન હોવાથી વલ્લભીપુરનો વૈભવ ઉન્નતિના શિખરે વિરાજેલો દેખાતો હતો. પરન્તુ પૌર્ણિમાની નિશામાં ચન્દ્રની ષોડશ કળાનો સંપૂર્ણ વિકાસ થયા પછી બીજે દિવસે જ તેની કળાના ક્ષયનો આરંભ થાય છે; ગ્રીષ્મઋતુમાં સૂર્યની પ્રખરતા જ્યારે અતિશય વધી જાય છે એટલે પછી વર્ષાઋતુનું આગમન થાય છે અને તે વેળાએ બહુધા સૂર્યને મેઘાચ્છાદિત અવસ્થામાં જ રહેવું પડે છે; દિવસ પછી તત્કાળ નિશાના અધિકારનો વિસ્તાર થાય છે અને હર્ષની જ્યારે પરિસીમા થાય છે, ત્યારે તેનું અવસાન અશ્રુધારામાં જ આવે છે; એ આ વિશ્વના પરિવર્ત્તનશીલ નિયમ અનુસાર એક વિલક્ષણ ઘટનાના યોગે વલ્લભીપુરના વૈભવની એ પરિસીમામાંથી અચાનક વલ્લભીપુરના વિનાશવૃક્ષના અંકુરનો ઉદ્ભવ થયો અને તે અંકુરે પ્રચંડ વૃક્ષનું સ્વરૂપ ધારણ કરીને અતુલ વૈભવશાલિની અને અમરાવતીતુલ્ય વલ્લભીનગરીનો કેવી રીતે નાશ કરી નાખ્યો. એ શોકપર્યવસાયિની ઘટનાનું જ હવે આપણે પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાના તૃતીય ખંડમાં નિરીક્ષણ કરવાનું છે; કારણ કે,

"ભાવિ હોય તે થાય છે, શુભ કે અશુભ સદાય;
અખંડ છે આ વિશ્વમાં, અસ્તોદયનો ન્યાય!"



# તૃતીય ખણ્ડ–વલ્લભીપુરનો વિનાશ!

## પ્રકરણ ૧ લું

## અવધૂતનો અભિશાપ!

ઋતુરાજ વસન્તના આગમનને એક પક્ષનો સમય થયો હતો. આજે ચૈત્ર અથવા મધુ માસની પૌર્ણિમા હતી અને એ દિવસ વાસન્તી અથવા વસન્તોત્સવનો હોવાથી વલ્લભીનગરનાં આબાલવૃદ્ધ સર્વ સ્ત્રીપુરુષો પરમ આનન્દમાં નિમગ્ન થયેલાં હતાં. ચૈત્રમાસના નવરાત્રી–ઉત્સવની સમાપ્તિ પછી વાસન્તીને દિવસે ઈશ્વરી વિશ્વમાતા પાર્વતીની પ્રતિમાને અત્યંત માન તથા આડંબરપૂર્વક સમુદ્ર-તીરે લઈ જવાની વલ્લભીપુરમાં પરાપૂર્વથી એક રૂઢિ પ્રચલિત હતી અને તદનુ-સાર આજે પણ ઈશ્વરીની પ્રતિમાને સમુદ્રતીરે લઈ જવામાટેની સર્વ તૈયારીઓ થઈ ચૂકી હતી. રાજમહાલયના વિશાળ પ્રાંગણમાં આવીને એકત્ર થયેલા અશ્વા-રોહી સૈનિકોના અગ્રભાગમાં રાજા શીલાદિત્ય પોતે પોતાના અશ્વપર આરૂઢ થઇને ઊભેલો જોવામાં આવતો હતો. અત્યારે રાજાએ પોતાનાં બહુમૂલ્ય રાજવંશીય વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. તેનાં કર્ણોમાં હીરકજડિત કુંડલો તથા ઉભય કરોમાં નાનાવિધરત્નમંડિત કંકણો શોભી રહ્યાં હતાં. તેનો રત્નજડિત મુકુટ તેના કેશોના ઉપરિભાગમાં જ અદ્ધર રહેલો હતો અને તે પડી ન જાય એટલામાટે સુવર્ણની કર્ણોના પશ્ચાદ્ભાગમાં થઇને કંઠ પર્યન્ત લંબાયલી શૃંખલાવડે તેને અટકાવી રાખ-વામાં આવ્યો હતો. એક બહુમૂલ્ય કિંબહુના અમૂલ્ય માણિક્યમાલા તેના કંઠ-પ્રદેશને શોભાવી રહી હતી અને દક્ષિણ સ્કંધપરથી કટિના વામભાગ પર્યન્ત લંબાયલી રત્નજડિત હમેલમાં લટકતી રત્નજડિત સુવર્ણકોષમાંની કૃપાણી–તલ્વાર–તેના ક્ષાત્રતેજનો પ્રસાર કર્યા કરતી હતી. તેનો અશ્વ પણ એવાં જ બહુમૂલ્ય સાધનોવડે શૃંગારાયલો હતો. પ્રસ્થાનનો સમય થતાં જ નાના પ્રકારનાં વાદ્યોનો ધ્વનિ થવા લાગ્યો; રાજપતાકાધારકો ચાલ્યા અને તેમની પાછળ મહારાજા શીલાદિત્ય તથા તેના અનુગામી સૈનિકો પણ રાજમહાલયના પ્રાંગણદ્વારમાંથી રાજમાર્ગમાં આવીને પોતાની ઇષ્ટ દિશામાં મંદગતિથી ગમન કરવા લાગ્યા.

વલ્લભીપુરથી સમુદ્રનો તીરપ્રાંત બહુધા દોઢથી પોણાબે ગાઉના અંતર-પર આવેલો હતો અને ત્યાં પહોંચવા માટેનો માર્ગ અતિશય વિશાળ હોવા સાથે નયનોને પણ અત્યંત રમણીય ભાસે, તેવો સુંદર હતો. એ માર્ગની બન્ને બાજૂએ બહુ જ સુંદર તથા મનોહર વિશાળ ઉપવનો તથા વાટિકાઓ શોભી રહ્યાં હતાં અને અત્યારે તે ઉપવન તથા વાટિકાઓમાંનાં નાનાવિધ વૃક્ષોમાં ફળોના અંકુરોનો ઉદ્ભવ થયેલો હોવાથી તેમની શોભા અવર્ણનીય દેખાતી હતી. વસંતઘોષી કોકિલ પક્ષીઓ આમ્રવૃક્ષની વિશાળ શાખાઓપર બેસીને મંજુલ ગાન કરી રહ્યા હતા અને આમ્ર, તમાલ, ચંપક, અશોક તથા એવાં જ અન્યાન્ય વૃક્ષો પોતાની છાયાનો પથિકોને આશ્રય આપીને તેમના સૂર્યતાપજન્ય દુ:ખનું નિવારણ કરતાં હતાં. હર્ષવડે ઉછળતાં હૃદયોથી પરંતુ નિયમિત ગતિથી લોકસ-મુદાય સમુદ્રના તીરપ્રાંતની દિશામાં ચાલ્યો જતો હતો. ઈશ્વરી ગૌરીની પ્રતિ-

માને એક સુવર્ણશિબિકામાં રાખવામાં આવી હતી અને તે શિબિકાને ચાર શિબિકાવાહકોએ ઉપાડેલી હતી. ગૌરીની પ્રતિમાને ઉત્તમ પીત વસ્ત્રો પરિધાન કરાવવામાં આવ્યાં હતાં. નાના પ્રકારનાં રત્નો, મુક્તાફલો તથા સુવર્ણાલંકારવડે તે પ્રતિમાને શૃંગારવામાં આવી હતી. ઈશ્વરીની એ શિબિકાના અગ્રભાગમાં પુષ્પધન્વા તથા કાકૂ તેમ જ અન્ય કેટલાક પ્રતિષ્ઠિત નાગરિકો ચાલતા હતા અને શિબિકાના પશ્ચાદ્‌ભાગમાં તથા આસપાસ કુમારિકાઓનો સમુદાય ચાલતો દૃષ્ટિગોચર થતો હતો. એ સર્વ આર્યકુમારિકાઓએ ઉત્તમોત્તમ વસ્ત્રાલંકારોથી પોતાનાં શરીરોને શૃંગારેલાં હોવાથી તથા પોતાના અંબોડાને નાનાવિધ પુષ્પોની વેણીઓવડે શૃંગારેલા હોવાથી જાણે અત્યારે દેવકન્યાઓ જ વલ્લભીનગરમાં વસંતોત્સવના આનંદને ભોગવવામાટે આવી હોયની ! એવો જ તેમને જોવાથી ભાસ થતો હતો. કેટલીક કુમારિકાઓએ પોતાના હસ્તમાં રજતદંડોને ધારણ કર્યાં હતા, કેટલીક કુમારિકાઓ રજત તથા સુવર્ણના હાથાવાળાં વીજનોને હસ્તમાં ધારીને ગૌરીને વાયુ ઢોળતી હતી તથા કેટલીક કુમારિકાઓ રજત તથા સુવર્ણના દંડથી મંડિત ચામરોને ઢાળીને ઈશ્વરી સમક્ષ આવતી મક્ષિકાઓને દૂર કરતી હતી. એ સર્વ કુમારિકાઓ પોતાના વીણાવિનિન્દિત મધુર સ્વરથી ગૌરીની સ્તુતિનાં સ્તોત્રો પણ ગાતી જતી હતી. તે સર્વ જનસમુદાય સમુદ્રતીર પ્રાંતથી અલ્પ અંતરપર પાષાણના બાંધેલા એક ઉંચા ઓટલા પાસે આવી પહોંચ્યો અને ત્યાં ઈશ્વરીના દર્શનનો રાજા તથા પ્રજા સર્વ કોઈ સરળતાથી લાભ લઈ શકે એટલામાટે ઈશ્વરીની પ્રતિમાને તે ઓટલાપર માનપૂર્વક પધરાવવામાં આવી અને ત્યારપછી સર્વ ભાવિક સ્ત્રીપુરુષો દેવીના દર્શનનો ભાવપૂર્વક અલભ્ય લાભ લેવા લાગ્યાં. જ્યારે સર્વ પુરુષો સમુદ્રના તીરપ્રાંતમાં પ્રથમથી જ તૈયાર રાખવામાં આવેલી તરણીઓમાં બેસવાને અને ઈશ્વરીની પ્રતિમાને સમુદ્રસ્નાન કરાવવાને ત્યાંથી વિદાય થયા એટલે પછી ત્યાં કન્યકાઓએ સ્વચ્છંદતાથી ગરબે રમવાનો અને ગરબા ગાવાનો આરંભ કરી દીધો. બહુધા અર્ધ પ્રહર કરતાં અધિક સમય તેમણે ગરબે રમવામાં વીતાવ્યો અને ત્યાર પછી તેઓ નાનાપ્રકારના ખેલોમાં તથા વિનોદાત્મક વાર્ત્તાલાપમાં પોતાનો આનન્દમય સમય વીતાડવા લાગી. એવી રીતે એક પ્રહર વીત્યા પછી પુરુષો દેવીને સમુદ્રસ્નાન કરાવીને પાછા આવ્યા અને તે સાથે જ નગરભણી પાછા વળવાની તૈયારીઓ થવા લાગી. જે વેળાયે એ સર્વ સમુદાય નગરમાં આવવાને સમુદ્રના તીર પ્રાંતમાંથી પાછો ફર્યો, તે વેળાયે નિશાદેવીએ જો કે પોતાના અંધકારનો વિશ્વમાં પ્રસાર કરવા માંડ્યો હતો, પરંતુ ષોડશકલામંડિત ચન્દ્રદેવનો આકાશમાં ઉદય થયેલો હોવાથી નિશાદેવીને અંધકારને પ્રસારવાના કાર્યમાં જોઇએ તેવો વિજય મળી શક્યો નહોતો. ચંદ્રનો પ્રકાશ હોવા છતાં પણ અધિક સાવધતા તેમ જ શોભામાટે મહારાજાએ પ્રથમથી જ માર્ગમાંનાં ઉપવનોમાંનાં સર્વ વૃક્ષોની શાખાઓમાં દીપકો પ્રકટાવવાની વ્યવસ્થા કરેલી હોવાથી વળતી વેળાનું માર્ગદૃશ્ય બહુ જ વિલક્ષણ તથા આકર્ષક થઈ પડ્યું હતું. જ્યારે લોકોનો એ પ્રચંડ સમુદાય વલ્લભીનગરના દ્વારસમક્ષ આવ્યો તે વેળાયે લોકોને અગ્નિક્રીડાનું દર્શન કરાવવામાં આવ્યું અને એ અગ્નિક્રીડા સાથે જ આજના વસંતોત્સવ અથવા ગૌરી-ઉત્સવની પૂર્ણાહુતિ થઈ ગઈ.

ઉત્સવની સમાપ્તિ થતાં મહારાજા, તેના સૈનિકો, પ્રતિષ્ઠિત નાગરિકો તથા કુમારિકાઓએ નગરમાં પ્રવેશ કર્યો અને દેવીની પ્રતિમાને તેના મંદિરમાં પહોંચાડવાનો પ્રબંધ કરાયો; ત્યાં સુધી કાંઈ પણ જાણવાયોગ્ય બનાવ બન્યો નહોતો અથવા તો કોઇને કશો અકસ્માત્ પણ થયો નહોતો. પરંતુ ભિન્ન ભિન્ન સમુદાયોમાં વિભક્ત થયેલા લોકોનો એક અંતિમ વિશાળ સમુદાય નગરના દ્વારમાં પ્રવેશ કરવાની અણીપર હતો તે વેળાએ અચાનક ઉપસ્થિત થયેલી એક વિલક્ષણ ઘટનાએ તે સમુદાયમાંના લોકોના આનંદનો ભંગ કરી નાખ્યો. અચાનક એક દીર્ઘકાય, વિવર્ણ અને ભીષણાકાર પુરુષ તેમના માર્ગમાં આવીને ઊભો રહ્યો. તેની જટા, તેનો ભસ્મલિપ્ત દેહ, તેના કટિભાગમાં કૃષ્ણમૃગાજિન અને તેના હસ્તમાંના વિચિત્ર આકારના ત્રિશૂલને જોઇને સર્વ જનોએ કલ્પના કરી લીધી કે, અવશ્ય તે કોઈ શિવોપાસક અવધૂત જ હોવો જોઇએ. તે અવધૂત પોતાની વાણીમાં સભ્યતાને લેશ માત્ર પણ સ્થાન આપ્યા વિના એ જનસમુદાયને ઉદ્દેશીને જાણે પોતાના જન્મસિદ્ધ અધિકારથી જ માગતો હોયની! તેવી રીતે કઠોર ભાષામાં ભોજનની માગણી કરતો કહેવા લાગ્યો કે:—

"મને પ્રથમ મારી ઇચ્છાનુસાર ભોજન આપીને મારી ક્ષુધાને શાંત કરો અને ત્યારપછી મારા નિવાસમાટે યોગ્ય સ્થાનની પણ વ્યવસ્થા કરી આપો; કારણ કે, મારો સર્વ પ્રકારે યોગ્ય સત્કાર કરવાને તમો ધર્મથી બંધાયલા છો!"

તેની આ બિભીષિકામયી તથા અસભ્યતા યુક્ત યાચનાને સાંભળતાં જ સર્વ લોકોના હૃદયમાં તેનાવિશે એક પ્રકારના તિરસ્કારનો આવિર્ભાવ થવાથી તેમના મનમાં તેનો સત્કાર કરવાનો જે અલ્પસ્વલ્પ ભાવ હતો તે પણ જતો રહ્યો અને તેથી તેની યાચનાપ્રતિ લેશ માત્ર પણ લક્ષ ન આપતાં અને તેને ભોજન માટે આમંત્રણ આપવાનો પરિશ્રમ ન લેતાં કેવળ મૌનનું અવલંબન કરીને જ તેઓ ઊભા રહ્યા. તેમના આવા વિલક્ષણ મૌનને જોઇને તે અવધૂતના અંતઃકરણમાં કોપની જ્વાળાનો ઉદ્ભવ થયો અને તે કોપનાં ભયંકર ચિન્હો તેના મુખમંડળમાં પ્રત્યક્ષ દેખાવા લાગ્યાં. ક્રોધિષ્ટતામાં તે પ્રતિદુર્વાસા હોવાથી હવે તે સહિષ્ણુતાને દર્શાવી શક્યો નહિ અને તેથી વલ્લભીપુર, રાજા શીલાદિત્ય તથા તેની પ્રજાના શિરપર અપશબ્દોની વૃષ્ટિ વર્ષાવતો ગર્જના કરીને કહેવા લાગ્યો કે:—

"આ વલ્લભીનગરી એક ગૌબ્રાહ્મણ પ્રતિપાલ ક્ષત્રિય રાજાની રાજધાની નથી, કિન્તુ કોઈ નિર્દય નરમાંસભક્ષક રાક્ષસ રાજાની જ રાજધાની છે; રાજા શીલાદિત્ય શીલનો આદિત્ય નથી, કિન્તુ અશીલનો જ ભંડાર છે અને આ નગરમાંના લોકો અનીશ્વરવાદી તથા પાખંડી જ છે! હે માનવરૂપધારી પિશાચો, મને તો એમ જ જણાય છે કે, તમો સર્વ વર્ણસંકર તથા ચાંડાલ જ છો; નહિ તો એક અવધૂતની યાચનાપ્રતિ આટલી બધી ઉદાસીનતા બતાવવાનું સાહસ તમારાથી કરી શકાય જ નહિ!"

મહારાજા સપ્તમ શીલાદિત્યની પ્રજાના મનમાં વલ્લભી રાજવંશ, વલ્લભીનગર, વલ્લભી રાજ્ય, સ્વધર્મ તેમ જ પોતાવિશે એક પ્રકારના પ્રચંડ અભિમાનનો નિવાસ હોવાથી તે અવધૂતના મુખથી વલ્લભીરાજવંશ, વલ્લભીનગર, વલ્લભીરાજ્ય તેમ જ સ્વધર્મની અને તે સાથે પોતાની અત્યંત હીન શબ્દોમાં નિર્ભર્ત્સના

થતી સાંભળીને તેઓ હવે પોતાના ક્રોધને શમાવી શક્યા નહિ અને તેથી જે કેટલાક સુશિક્ષિત તથા વિદ્વાન્ પુરુષો તે સમુદાયમાં હતા, તેમણે તે અવધૂત સાથે વાદવિવાદનો આરંભ કરી દીધો. એક વિદ્વાને સમુદાયના અગ્ર ભાગમાં આવી તે અવધૂતને કોપાન્વિત મુદ્રાથી પૂછ્યું કે:—

"મહારાજ, આપ એક અવધૂત છો કે કેમ?"

"શું ત્યારે મારા અવધૂત હોવામાં તને કાંઈ સંશય જેવું જણાય છે?" અવધૂતે તેવી જ તપ્ત મુદ્રાથી પ્રતિપ્રશ્ન પૂછ્યો.

"શાસ્ત્રોમાં અવધૂતની વ્યાખ્યા આ પ્રમાણે કરવામાં આવી છે:—

'अक्षरत्वाद्वरेण्यत्वाद्धूतसंसारबन्धनात् ।
तत्त्वमस्यर्थसिद्धत्वादवधूतोऽभिधीयते' ॥

એટલે કે, 'એક અવધૂતમાં અક્ષરતા, વરેણ્યતા, સંસાર બંધનની અલિપ્તતા તથા 'तत्त्वमसि' મહાવાક્યની સિદ્ધિ આદિનો નિવાસ હોવાથી જ તે અવધૂત નામથી ઓળખાય છે.' જો અવધૂતની આ વ્યાખ્યાને આપ સત્ય તરીકે સ્વીકારતા હો, તો આમાંનું એક પણ લક્ષણ આપનામાં નથી, એમ વિચાર કરતાં આપ પોતે જ જાણી શકો તેમ છે અને તેથી જ અમો આપનો ઉચિત સત્કાર નથી કરતા." તે વિદ્વાન્ ગૃહસ્થે પોતાની વિદ્વત્તાના બળથી તેને અવધૂતની કોટિમાંથી જ કાઢી નાખવાની ચેષ્ટા કરી.

તે અવધૂત પોતાપર કરાયલા આ આક્ષેપનું ઉત્તર આપે, તે પૂર્વે તો કેટલાક અવિચારી અને ઉચ્છૃંખલ તરુણોએ તેની નાનાવિધ ચેષ્ટાઓ કરવાનો આરંભ કરી દીધો અને તેને બોલવાનો અવસર જ ન આપ્યો. એકે કહ્યું કે: "આવા જોગટા તો જટા વધારીને ઘણાય ભટકતા ફરે છે; લ્યો, મોટો અવધૂતનો દીકરો થઇને બીવડાવવાને આવ્યો છે તે!" એટલે તેને અનુમોદન આપતો એક બીજો તરુણ કહેવા લાગ્યો કે: "માગવાની રીત તો જુઓ, માગવાની રીત! જાણે એના બાપની મૂકેલી થાપણ લેવાને કેમ ન આવ્યો હોય! અક્કરમીને ઊના જમણા તે આનું નામ!" ત્રીજાએ ટાપસી પૂરીને જણાવ્યું કે: "ભૂખબરાની વાત તમે સાંભળી છે કે નહિ? રાજાના બળને પહોંચાય, પણ ભૂખડી બારસના બળને ન પહોંચાય, સમજ્યા?" ચોથાએ પૂર્ણાહુતિ કરી કે: "મોટો અવધૂત થયો છે તો કેમ કાંઈ ચમત્કાર નથી બતાવતો કે જેથી એના અવધૂતપણાની આપણને ખબર તો પડે! જો એ સાચો અવધૂત યોગી હોય, તો આમ ભીખ માગવા અને હડ હડ થવા અહીં આવે જ નહિ અને જો આવે, તો આવો ક્રોધ દર્શાવે જ નહિ. આ તો કોઈ ઊતરેલો ચોટ્ટો દેખાય છે ચોટ્ટો, મારો ધક્કો એટલે માર્ગ મોકળો થાય!"

પોતામાટે ભોજન તથા નિવાસસ્થાન આદિની તત્કાળ વ્યવસ્થા કરી આપવાને બદલે તે લોકોને આવી રીતે વાદવિવાદ તથા અયોગ્ય ચેષ્ટા આદિના વ્યવસાયમાં ઊતરી ગયેલા જોઇને જે ગર્વનું તે અવધૂતે પોતાના હૃદયમાં પુત્રવત્ પાલન કર્યું હતું, તે તેનો ગર્વ જ્વાળાનું સ્વરૂપ ધારીને જાણે તેનાં નેત્રરૂપ દ્વારોમાંથી બહાર નીકળવાની ચેષ્ટા કરતો હોયની, એવો તેનાં રક્તવર્ણ નેત્રોને જોતાં સ્પષ્ટ ભાસ થવા લાગ્યો. તેનો ક્રોધ સીમાનું ઉલ્લંઘન કરી ગયો. તે હૃદ્ગ્રીવ

થઇને ઊભો રહ્યો, એ વેળાએ તેની લોમશ ભ્રૂલતાએ તેનાં નેત્રોને બહુધા આચ્છાદિત કરી દીધાં હતાં અને તેનું મુખમંડળ ભયાનક ભ્રૂભંગવડે મલિન થયેલું દેખાતું હતું. તે અત્યન્ત ભીષણ તથા કર્કશ સ્વરથી તે લોકસમુદાયને ઉદ્દેશીને અભિશાપ આપતો કહેવા લાગ્યો કે:–

"હે વલ્લભીના દુરાત્માઓ, સાંભળો; જો તમો મને સર્વથા એક અસહાય અને અસમર્થ વ્યક્તિ જ ધારતા હો, તો જાણી લ્યો કે, શાશ્વત પરમાત્મા મારાથી ભિન્ન નથી અને હું તે સર્વસત્તાધીશ પરમાત્માથી ભિન્ન નથી. તમારાં નેત્રોમાંથી અવલોકનશક્તિનો સર્વથા લોપ થયેલો હોવાથી તમો આ વસ્તુસ્થિતિને અત્યારે જોઈ શકતા નથી. તમો માયાજનક ભ્રાંતિમાં પડી ગયા છો અને અજ્ઞાન કિંવા અવિદ્યાએ તમારાં જ્ઞાનચક્ષુને અંધ કરી નાખેલાં હોવાથી તમો ઘટઘટવ્યાપક પરમાત્માનો મારામાં સાક્ષાત્કાર કરી નથી શકતા! સાંભળો, દુષ્ટો, તે સર્વત્ર વ્યાપક પરમાત્માના આ શબ્દોને સાંભળો!!"

આટલાં વાક્યો ઉચ્ચાર્યા પછી તે અવધૂતે પોતાના ત્રિશૂલને ઉન્નત કર્યું અને પોતાના હસ્તમાંના પવિત્ર જળથી ભરેલા કમંડલુને દુર્ગની દીવાલ સાથે અથડાવીને તેના ચૂરેચૂરા કરી નાખ્યા. આ ક્રિયા કરી રહ્યા પછી અતિશય ગંભીરતા તથા ભીષણતાને ધારણ કરીને પૂર્વવત્ કઠોર કંઠસ્વરથી તે કહેવા લાગ્યો કે:–

"આ પૂર્વ દિશાનો નાદ છે, આ ઉત્તર દિશાનો નાદ છે અને વલ્લભીનગરને અભિશાપ આપતો આ ચતુર્દિશાના દિક્પાલોનો નાદ છે, એમ જ તમારે દૃઢતાપૂર્વક માનવાનું છે. એ નાદ ભીષણતાથી એમ જણાવે છે કે, બહુ જ અલ્પકાળમાં આજના આ વસન્તોત્સવમાં લીન થઇને પોતાના કર્ત્તવ્ય અથવા ધર્મને ભૂલી ગયેલાં સર્વજનોનો–રાજા, નાગરિકો, કુમારિકાઓ, નવોઢા નારીઓ તથા પ્રૌઢા, વૃદ્ધા તેમ જ સૌભાગ્યવતી અને વિધવા સ્ત્રીઓ–નો વિનાશ થશે; આ વલ્લભીનગરનાં ગગનચુંબિત દેવાલયો તથા મહાલયો ધરાશાયી થઈ જશે અને વલ્લભીપુરનો તેના સમસ્ત વૈભવ સહિત વિનાશ થવાથી ભારતવર્ષના ઇતિહાસમાં કેવળ વલ્લભીના નામ વિના વલ્લભીનગરનું અન્ય કોઈ પણ દૃશ્ય ચિહ્ન અવશિષ્ટ રહી શકશે નહિ!!!"

આ અભિશાપ આપ્યા પછી તે અવધૂત વિશેષ કાંઈ પણ બોલ્યો નહિ; કિન્તુ પોતાનાં ચરણોમાં ચોંટેલી ધૂલિકાને ખંખેરીને ત્યાંથી ચાલતો થયો અને નિમેષ માત્રમાં જ અદૃશ્ય થઈ ગયો.*

---

* અવધૂતના અભિશાપની આ ઘટના 'The Indian Antiquery' નામક અંગ્રેજી માસિકના એક જૂના અંકમાં વલ્લભીનગરના નાશવિષયક "India in the Seventh Century" શીર્ષક લેખ પ્રકટ થયો હતો, તેમાંથી લેવામાં આવી છે; પરંતુ '**રાસમાળા**'માં એ આભશાપ આપનાર સાધુ વિશેની જે એક દંતકથા આપવામાં આવી છે તે આનાથી કાંઇક ભિન્ન છે અને તેનો સારાંશ આ પ્રમાણે છે:–

"ધુન્ડીમલ્લ નામનો એક સાધુ પોતાના એક શિષ્યસહિત વલ્લભીપુરમાં આવ્યો હતો અને તેણે પોતાના શિષ્યને નગરમાં ભિક્ષા લેવાને મોકલ્યો, પરંતુ ભિક્ષા ન મળવાથી તે જંગલમાં જઇને કાષ્ઠનો ભારો બાંધી આવ્યો, બજારમાં તે કાષ્ઠોને વેચી તેના પૈસાનો લોટ લીધો, પરંતુ તે લોટના રોટલા પણ કોઇએ

એવી રીતે ભયંકર અભિશાપ આપીને જ્યારે તે અવધૂત ચાલ્યો ગયો, એટલે પછી કેટલાક ધર્મભીરુ જનો કહેવા લાગ્યા કે,-"આ અભ્યાગત અવધૂતનો આપણે આટલી સીમાપર્યન્ત તિરસ્કાર કર્યો, એ સારું ન જ કર્યું; કારણ કે, ઈશ્વર કયા રૂપમાં અને કયારે આપણા સમક્ષ આવીને ઊભો રહે છે, એ આપણાથી જાણી શકાતું નથી. પરમેશ્વર કરો અને એ અવધૂતના અભિશાપનું કાંઈ પણ અનિષ્ટ પરિણામ ન થાઓ!"

પરંતુ તેમના એ વાદનો પ્રતિવાદ કરતા કેટલાક અન્યજનો કહેવા લાગ્યા કે, "એ તો સતી શાપ આપે નહિ અને શંખિનીનો શાપ સફળ થાય નહિ; જે આદર્શ યોગીશ્વર હોય છે, તે આવી રીતે અભિશાપ આપતા જ નથી એટલે આ અવધૂત કોઈ વેષધારી અવધૂત છે, એમ સિદ્ધ થાય છે અને તેથી એના આ અભિશાપથી ભયભીત થવાનું કાંઈ પણ કારણ છે જ નહિ."

એ પછી સર્વજનો પોતપોતાના ગૃહપ્રતિ જવાને ત્યાંથી ચાલતા થઈ ગયા. લગભગ એક માસ પર્યન્ત અવધૂતના અભિશાપના વિઘાતક પરિણામને દર્શાવનારું કોઈ પણ ચિન્હ દૃષ્ટિગોચર ન થવાથી વલ્લભીનગરના અતિ વ્યવસાયી જનો તે અભિશાપની ઘટનાને સર્વથા ભૂલી ગયા અને પોતાના વ્યવસાયમાં, સંસારસુખમાં તથા આનંદવિલાસમાં નિશ્ચિન્તતાથી નિમગ્ન રહેવા લાગ્યા. પરન્તુ એક માસ પછી વલ્લભીપુરમાં અચાનક એવી એક ઘટના બની કે તે ઘટનાનું બાહ્ય સ્વરૂપ એટલું બધું ભીષણ ન હોવા છતાં પણ તે ઘટનાના યોગે જ વૈકુણ્ઠ સમાન અતુલ વૈભવશાલિની વલ્લભીનગરીના વિનાશવૃક્ષના બીજનું આરોપણ થઈ ગયું અને કેટલીકવાર એક અતિશય સાધારણ ઘટનાનું અથવા સામાન્ય પ્રમાદનું કેવું ભયંકર પરિણામ આવી જાય છે, એ તત્ત્વનો વલ્લભીનગરની પ્રજાને સંપૂર્ણ સાક્ષાત્કાર થયો. નળ તથા યુધિષ્ઠિરને જો દ્યૂતના વિઘાતક પરિણામનું જ્ઞાન હોત, તો તેઓ દ્યૂત રમવાનું સાહસ કરત જ નહિ; પરન્તુ તેમણે અજ્ઞાનવશ તે સાહસ કર્યું

---

તેને ઘડી ન આપવા; છેવટે એક કુંભારણે લોટના રોટલા ઘડી આપવાની ઉદારતા દર્શાવી. આવી રીતે કેટલાક દિવસ સુધી ચાલ્યા કર્યું અને રોજ કાષ્ઠનો ભાર ઉચકવાથી શિષ્યના માથાના વાળ ઘસાવા માંડ્યા અને ટાલ દેખાવા લાગી. સાધુએ તેનું કારણ પૂછતાં શિષ્યે સર્વ વૃત્તાન્ત ગુરુને કહી સંભળાવ્યો અને તેથી તે દિવસ શિષ્યને ન મોકલતાં સાધુ પોતે જ નગરમાં ભિક્ષા માગવા ગયો; પણ તેની પણ શિષ્યના જેવી જ દશા થઈ. સાધુને ક્રોધ ચઢવાથી પેલી કુંભારણને તેણે નગરમાંથી બહાર નીકળી જવાનું જણાવીને પોતાના કમંડલુને ઉંધું કરીને વલ્લભીનગરને એવો અભિશાપ આપ્યો કે, 'વલ્લભીનગર, તું ઉંધું વળી જા અને તારો સર્વ વૈભવ ધૂળમાં મળી જાઓ!' તેના આ અભિશાપથી વલ્લભીનો નાશ થયો."

પરંતુ કચ્છ દેશમાંની પ્રાચીન ભદ્રાવતી નગરીના નાશવિશે પણ આવી જ દંતકથા પ્રચલિત છે અને તે અભિશાપદાતા સાધુનું નામ ધુન્ધણીમલ્લ કહેવામાં આવે છે. આના કરતાં 'The Indian Antiquery' માસિકમાંની ઉપર્યુક્ત કથા મને કાંઇક વિશેષ ઉત્તમ ભાસવાથી મેં તે કથા જ લીધી છે; કારણ કે, અમુક ઉત્સવના આનંદમાં કદાચિત્ વલ્લભીના લોકો પોતાના અતિથિસત્કારરૂપ કર્તવ્યને ભૂલી ગયા હોય, તો તે સ્વાભાવિક જ છે.

અને તેથી તેમને તેનાં દુષ્પરિણામો ભોગવવાં પડ્યાં; એટલા માટે જ કહેવામાં આવે છે કે, અવશ્ય ભાવિના ભાવનો કોઇથી પણ પ્રતિકાર કરી શકાતો નથી. અર્થાત્ જે લેખ વલ્લભીપુરના વિનાશના સંબંધમાં વિધાતાની લેખિનીથી લખાયલો હતો, તે લેખને મિથ્યા કરવાનું સામર્થ્ય કોઇમાં પણ હતું નહિ અને તેથી જ હવે પછીના પ્રકરણમાં વર્ણવાયલી વિઘાતક ઘટનાનો અચાનક જન્મ થયો હતો.



## પ્રકરણ ૨જું

## કલુષા કેશમાર્જની

આજે ત્રણ ચાર દિવસથી અનંગભદ્રા અમુક કારણથી પોતાના પિતૃગૃહમાં આવી હતી અને તેનો નિવાસ ત્યાં જ હતો. પતિનો પ્રાસાદ અને પિતાનો પ્રાસાદ એક જ નગરમાં અને તેપણ વળી પરસ્પર સંલગ્ન હોવાથી આમ તો જો કે તે નિત્ય દિવસમાં એક બે વાર પોતાનાં માતાપિતા પાસે આવતી હતી, પણ થોડીવાર બેસીને પાછી ચાલી જતી હતી. આ વેળાએ તેને અમુક ધાર્મિક કાર્યમાટે તેનાં માતાપિતાએ પોતા પાસે જ રાખી હતી અને તેથી ચાર દિવસથી તે પોતાના ગૃહમાં ગઈ નહોતી. અનંગભદ્રા પરણીને પતિગૃહવાસિની થવા છતાં પણ તેનાં માતાપિતાએ તેના પ્રથમના નિવાસસ્થાનને તે જ્યારે પણ આવે ત્યારે તેના નિવાસમાટે ભિન્ન જ રાખ્યું હતું; માત્ર એટલું જ નહિ, પણ તેમાં આગળ કરતાં પણ ભોગવિલાસનાં અધિક સાધનો ભરવામાં આવ્યાં હતાં. પુષ્પધન્વા દિવસમાં બેવાર અનંગભદ્રા પાસે આવતો હતો અને કોઈ કોઇવાર ભોજન પણ ત્યાં જ લેતો હતો.

અસ્તુ: શરદૃઋતુનો આરંભ કેટલાક દિવસથી થયેલો હોવાથી અને અત્યારે પ્રભાતનો સમય હોવાથી શીતલ પવનનો સ્પર્શ શરીરને શીતલ કરી નાખતો હતો. અનંગભદ્રા ઉષ્ણ જળથી સ્નાન કરીને હમણાં જ સ્નાનગૃહમાંથી પોતાના શૃંગારગૃહમાં આવી હતી અને ત્યાં પોતાનાં શૃંગારસાધનોને સુવર્ણથી મઢેલા એક વિશાળ દર્પણ આગળ રાખી કેશમાર્જનનો હમણાં જ તેણે આરંભ કર્યો હતો. સદ્યસ્નાતા હોવાથી અદ્યાપિ તેણે કેવળ એક શ્વેત વસ્ત્ર જ પરિધાન કર્યું હતું. છતાં તેના સ્વાભાવિક સૌન્દર્યની છટા રંભાના રૂપ સાથે સ્પર્ધા કરવાને સમર્થ હતી, એમ કહેતાં અમને કોઈ પણ પ્રકારનો સંકોચ થતો નથી; કારણ કે, નૈસર્ગિક સૌન્દર્યને દીપાવવામાટે કૃત્રિમ શૃંગારની આવશ્યકતા હોતી જ નથી. તેને જો કોઈ પણ વસ્તુની આવશ્યકતા પડે, તો તે લાવી આપવામાટે તેની દાસી અથવા પ્રિય સખી મન્દારિકા તેની આજ્ઞાની પ્રતીક્ષા કરતી તેની પાસે જ ઊભી હતી. અનંગભદ્રાએ અદ્યાપિ કેશમાર્જન અથવા વાળોને ઓળવાના કાર્યની સમાપ્તિ કરી નહોતી, એટલામાં તો દાસી કાદમ્બિનીએ આવીને સમાચાર આપ્યા કે;—રાજનન્દિની મન્દોદરી દેવી પધાર્યાં છે અને તેઓ તમારાં દર્શનની અભિલાષા રાખે છે; તો શી આજ્ઞા છે, સ્વામિની?"

"અલી કાદમ્બિની, આ વિવેકની ચેષ્ટા વળી નવીસવી તું ક્યાંથી શીખી આવી? બીજાંના દેખતાં ભલે આટલો વિવેક દર્શાવવો તે યોગ્ય છે; પણ એકાં-

તમાં પણ 'આપ' અને 'સ્વામિની' જેવા શબ્દોનો પ્રયોગ મને તો કર્ણકઠોર જ જણાય છે. અસ્તુ: રાજનન્દિનીને મારા શયનમન્દિરમાં માનપૂર્વક બેસાડ એટલે હમણાં જ હું કેશમાર્જન કરી વસ્ત્રાલંકાર ધારીને ત્યાં આવું છું. મેં એક જ વસ્ત્ર પરિધાન કરેલું હોવાથી મારાથી તેમના સત્કારમાટે સ્હામા આવી શકાયું નથી, એમાટે મારીવતી તેમની પાસેથી ક્ષમા માગી લેજે." અનંગભદ્રાએ અયોગ્ય વિવેકનો નિષેધ કરીને યોગ્ય આજ્ઞા આપી દીધી.

"જેવી સખીની આજ્ઞા." એમ કહીને કાદમ્બિની ત્યાંથી ચાલી ગઈ અને અનંગભદ્રા ઊતાવળથી માથું ઓળવા લાગી.

પરંતુ હજી તો તે પોતાના નિતંબદેશ પર્યન્ત લંબાયલા દીર્ઘ કેશોને પોતાની બહુમૂલ્યવતી નાનાવિધહીરકરત્નજડિત અતિ સુંદર કેશમાર્જની (કાંસકી) વડે ઓળતી ઊભી હતી એટલામાં તો રાજનન્દિની મન્દોદરીએ તેના શૃંગારસદનના દ્વારમાં પ્રવેશ કર્યો અને દર્પણમાં તેના પ્રતિબિમ્બને જોઇને અનંગભદ્રા આશ્ચર્યચકિત થઈ ગઈ. તેણે તરત વસ્ત્રને પોતાના મસ્તકપર ઓઢી લીધું અને રાજનન્દિનીનો યોગ્ય સત્કાર કરી તેને એક આસનપર બેસાડી. રાજનન્દિની મન્દોદરી પણ એક રૂપવતી સુન્દરી હતી અને અત્યારે વળી તેણે નાનાપ્રકારનાં સુંદર વસ્ત્રાલંકારો ધારણ કરેલાં હોવાથી તે અધિક સુંદરી દેખાતી હતી, છતાં પણ એટલું તો કહેવું જ જોઇએ કે, અનંગભદ્રાના સૌન્દર્ય સમક્ષ તેની સૌન્દર્યછટા અથવા પ્રભા કાંઇક મંદ પડી જતી હતી. મન્દોદરીએ અનંગભદ્રાની વસ્ત્રને માથાપર ઓઢી લેવાની ચેષ્ટાને જોઇને કહ્યું કે:—

"સખી અનંગભદ્રા, હું કાંઈ પુરુષ નથી કે જેથી મારાથી લજ્જિત થવાનું કિંવા મનમાં સંકોચને ધારણ કરવાનું તમને કાંઈ પણ કારણ હોય. સમાન વયની સખીઓ પ્રાકૃતિક અવસ્થામાં સાથે મળીને સ્નાન કરતી વેળાએ પણ પરસ્પર લજ્જાને ધારતી નથી, તો આવા પ્રસંગમાં તો તમારે લજ્જાને લેશ માત્ર પણ હૃદયમાં સ્થાન આપવું ન જોઇએ. તમો આનંદથી વસ્ત્રાલંકારોને ધારણ કરો; હું ત્યાંસુધી તમારી સાથે વાર્ત્તાલાપ કરતી અહીં જ બેસીશ."

"ગમે તેમ પણ આપ રાજનન્દિની હોવાથી આપની મર્યાદા તો અમારે રાખવી જ જોઇએ. આપની ઇચ્છા હોય, તો આપ આનંદથી અહીં જ વિરાજો; પરંતુ અવિનયની ક્ષમા આપશો, એવી આશા છે." અનંગભદ્રાએ ઉચિત વિવેક દર્શાવ્યો.

અનંગભદ્રાએ કેશોને ઓળવાના અપૂર્ણ કાર્યનો પુનઃ આરંભ કર્યો અને રાજનન્દિની મન્દોદરીની દૃષ્ટિ તેની હીરકમણિમાણિક્યજડિત અમૂલ્ય અને અપૂર્વ સુન્દર કેશમાર્જનીપર પડી. તે કાંસકીને જોતાં જ રાજકન્યા આશ્ચર્યમુગ્ધ થઈ ગઈ અને તેથી જ્યારે અનંગભદ્રા અંબોડો વાળીને ઉત્તમ વસ્ત્રોને ધારણ કરવા લાગી એટલે મન્દોદરીએ મન્દારિકાને કહ્યું કે: "અલી મન્દારિકા, સખી અનંગભદ્રાની કાંસકી તો જરા બતાવ; કારણ કે, એ કાંસકી બહુ જ ઉત્તમ હોય એમ જણાય છે; અહા! એમાં જડેલાં નાનાવિધ રત્નો કેવાં પ્રકાશિત તથા આકર્ષક દેખાય છે!"

"મન્દારિકા, રાજકુમારીને કાંસકી બતાવ." અનંગભદ્રાએ મન્દારિકાના પૂછ્યા પૂર્વેજ કાંસકી બતાવવાની આજ્ઞા આપી દીધી.

મન્દારિકાએ તે કાંસકી તેના સ્થાનપરથી ઉપાડીને રાજપુત્રીના વરદ હસ્તમાં આપી અને જ્યારે મન્દોદરીએ સૂક્ષ્મ દૃષ્ટિથી તેનું અવલોકન કર્યું, એટલે તેની આશ્ચર્યમુગ્ધતા આગળ કરતાં પણ વધેલી દેખાવા લાગી. આ સમયે અનંગભદ્રાએ મૂલ્યવાન્ મુક્તાફળોની ઝાલરવાળો રેશમનો જરીથી ભરેલો ઘાઘરો અને તેવી જ સુંદર મૂલ્યવતી કાંચળી પહેરી લીધાં હતાં અને હીરામોતીના ગુચ્છોવાળી સાડીના એક પાલવને માથાપર ઓઢી લઇને તે બાકીના ભાગની પાટલી વાળતી હતી એટલામાં રાજસુતાએ તેને પ્રશ્ન કર્યો કે:--

"સખી અનંગભદ્રા, તમારી આ આવી સુંદર કેશમાર્જની અત્યાર સુધીમાં તમે મને કોઇવાર પણ ન બતાવી, એનું શું કારણ વારુ ?"

"ઇચ્છાવસુસમાન મહારાજાધિરાજ શીલાદિત્ય મહારાજનાં રાજનન્દિનીને આવી એક તુચ્છ વસ્તુનું વિશિષ્ટતાથી પ્રદર્શન કરાવવું, એ મારા અભિપ્રાય પ્રમાણે તો એક હાસ્યાસ્પદ ચેષ્ટા છે અને તેથી જો મેં એવી ચેષ્ટા ન કરી હોય તો તે સ્વાભાવિક જ છે; કારણ કે આપના અલંકારભંડારની તથા શૃંગારસાધનોના કોષની અમારા અલંકારો તથા શૃંગારસાધનોથી કદાપિ સ્પર્ધા કરી શકાય તેમ નથી. એક રાજનન્દિની તે રાજનન્દિની અને એક વૈશ્યપુત્રી તે વૈશ્યપુત્રી; વૈશ્યપુત્રીથી કદાપિ રાજદુહિતાની સમાનતા કરી શકાય જ નહિ." અનંગભદ્રાએ અતિશય નમ્રતાથી કેશમાર્જની અત્યાર સુધી તેને ન દેખાડવાનું યોગ્ય કારણ દર્શાવ્યું અને તે સાથે પોતાની લઘુતાનું પણ ઉચિત શબ્દોમાં દર્શન કરાવ્યું.

"આ સ્વર્ગીય વસ્તુને તમો એક તુચ્છ અને સાધારણ વસ્તુ માનો છો કે સખી? કે પછી આ વાક્યો વિરોધાભાસ નામક અલંકારથી ઉચ્ચારો છો? જો એમ જ હોય, તો તો મારે તમારા કથનનો સર્વથા વિરુદ્ધ અર્થ જ સ્વીકારવો જોઇએ; એટલે કે, આ એક તુચ્છ વસ્તુને મારે એક અશ્રુતપૂર્વ અને અલૌકિક વસ્તુ જ માનવી જોઇએ. અસ્તુ: આ વિવાદને અત્યારે મહત્ત્વ આપવાની આવશ્યકતા નથી; તમોએ વસ્ત્રાલંકારોને ધારણ કરી લીધાં છે, એટલે હવે શાંતિથી મારી પાસે બેસો અને મને જણાવો કે, આ કાંસકીના દાંતાના ઉપરના ભાગમાં જે આ નાનાવિધ મણિમાણિક્ય આદિ જડેલાં છે, તે સર્વ કરતાં મધ્યભાગસ્થ આ અત્યંત પ્રકાશયુક્ત તથા અત્યંત સ્વચ્છ હીરક તથા એની આસપાસના આ ચાર ચતુરંગી ગોમેદ તો મને અલભ્ય પદાર્થ જેવા જ જણાય છે, એ મારી ધારણા સત્ય છે કે નહિ વારુ?"

"આપની ધારણા સર્વથા સત્ય છે;" અનંગભદ્રાએ રાજનન્દિનીના આસન પાસેના અન્ય આસનપર બેસીને તેના પ્રશ્નનું ઉત્તર આપવા માંડ્યું. "આ જે મધ્યમાં વિરાજતો હીરક છે, તેનું નામ કૌસ્તુભપ્રતિમા છે; કારણ કે, સમુદ્રમંથનના સમયમાં સમુદ્રમાંથી જે કૌસ્તુભ નામક મણિ નીકળ્યો હતો, તેના જેવો અન્ય મણિ ત્રિભુવનમાં નથી તે જ પ્રમાણે કૌસ્તુભપ્રતિમા નામક આ હીરક સમાન અન્ય કોઈ હીરક અત્યારે આ સંસારમાં અસ્તિત્વ ધરાવતો નથી, એવી મારા પિતાશ્રીની માન્યતા છે. તેમ જ આ શ્વેત, પીત, રક્ત તથા નીલ વર્ણ આદિ ભિન્ન ભિન્ન રંગના જે ચાર ગોમેદો છે, તે હિમાલય પર્વત તથા સિન્ધુ નદમાં ઉત્પન્ન થયેલા છે અને એ ચાર ગોમેદનું મૂલ્ય ચાર લક્ષ રૂપિયા છે.

આવા ગોમેદ જો કે સર્વથા અલભ્ય તો નથી જ, છતાં અત્યંત દુર્લભ છે, એ તો નિ:સંશય છે અને તેથી જ એમનું આટલું બધું મૂલ્ય આપવું પડ્યું છે. પરંતુ આ સર્વ કરતાં પણ અધિક સૌન્દર્ય તો આ કાંસકીના બનાવનાર કારીગરના કૌશલ્યનું જ છે કે, જેણે આવી સુન્દરતાથી આ સર્વ હીરક, ગોમેદ તથા મણિ આદિને આ કાંસકીમાં જડ્યા છે અને આટલા સૂક્ષ્મ દાંતાઓમાં પણ હીરાની કરચોને એવી તો કુશળતાથી જડી લીધી છે કે જાણે આ આખા દાંતા હીરાના જ હોયની! એવો જ જોનારને ભ્રમ થઈ જાય છે. પચીશ હજાર રૂપિયા તો આ કાંસકીના બનાવનાર કારીગરને જ તેની કારીગરીના બદલામાં આપવામાં આવ્યા છે અને મારા પિતાશ્રી કહેતા હતા કે, આ કાંસકીને તૈયાર કરતાં તે કારીગરને અઢી વર્ષ જેટલા સમયનો ભોગ આપવો પડ્યો છે. મારા પિતાનો મારામાં પુત્ર કરતાં પણ અધિક સ્નેહ હોવાથી પોતાના તે અતુલ વાત્સલ્યના સ્મરણાર્થ આ કાંસકી તેમણે મને આપી છે અને તેથી એ કાંસકી મને મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે."

"ખરેખર આ કાંસકી તમો વર્ણવો છો તેવી જ અલૌકિક છે અને આ કાંસકીને જોઇને આવી જ એક કાંસકી બનાવરાવવાની મારી દૃઢ ઇચ્છા થઈ છે. હું આજે જ મારા પિતાશ્રીને મારી એ ઇચ્છા જણાવીશ અને મારા પિતાની પણ હું જ એક માત્ર પુત્રી હોવાથી મને આશા છે કે, મારા પિતાશ્રી મારી એ ઇચ્છાને અવશ્ય સફળ કરશે જ. પરંતુ સખી અનંગભદ્રા, આજનો દિવસ તમારી આ કાંસકી મારાં માતાપિતાને બતાવવામાટે તમે મને આપી શકશો ખરાં કે?" રાજકુમારી મન્દોદરીએ કેશમાર્જનીની અલૌકિકતાને સ્વીકારીને એક દિવસને માટે તેની વિનયથી માગણી કરી.

રાજનન્દિનીની આ માગણીથી અનંગભદ્રા પ્રથમ તો કાંઇક વિચારમાં પડી ગઈ અને ત્યારપછી શાંત મુદ્રા તથા હસિત મુખથી કહેવા લાગી કે: "રાજપુત્રી, આપ મારા પિતાશ્રીના સ્વભાવથી તો વિજ્ઞ છો, એટલે અત્યારે તે વિશે વધારે કાંઈ પણ બોલવાની આવશ્યકતા નથી. આ કાંસકીને મારા પોતાના ગૃહમાં લઈ જવાની પણ તેમણે મને આજ્ઞા આપી નથી અને તેથી મારા પિતાને પૂછ્યા વિના એક દિવસને માટે પણ આ કાંસકી હું આપને નથી આપી શકતી, એમાટે આશા છે કે, આપ મને ક્ષમા આપશો. અત્યારે મારા પિતાશ્રી ગૃહમાં નથી; તેઓ જ્યારે આવશે, તે વેળાએ તેમની આજ્ઞા લઇને મન્દારિકાદ્વારા હું આ કાંસકી આપના મહાલયમાં પહોંચતી કરાવીશ, એ વિશે નિશ્ચિન્ત રહેશો."

અનંગભદ્રાની આ ચોખ્ખી 'ના'થી રાજકુમારીના મનમાં જો કે માઠું તો લાગ્યું જ: તોપણ પોતાના તે ભાવને મનમાં જ દાબી રાખીને સ્મિતમંડિત મુખથી તેણે કહ્યું કે: "જો એમ જ હોય, તો તમારે એ વિશે તમારા પિતાશ્રીને કાંઈ પણ કહેવાની અગત્ય નથી; હું મારા પિતાશ્રીને કહીશ એટલે તેઓ પોતે જ તમારા પિતાશ્રી પાસેથી આ કાંસકી મગાવી લેશે. મહારાજાના વચનનો તમારા પિતાથી અનાદર કરી શકાય તેમ નથી એટલે તમારે હવે અકારણ પરિશ્રમ લેવો જ નહિ, એવી મારી તમને નમ્ર સૂચના છે."

"મારા પિતાશ્રી આ કાંસકી આપને એક દિવસને માટે તો શું, પણ જો સદાને માટે આપી દે, તો તેમાટે મારી ના નથી; કારણ કે, આ કાંસકીમાં મારો જે આટલો બધો પ્રેમ છે તે એ મારા પિતાશ્રીની આપેલી એક વસ્તુ છે એટલામાટેજ; આ વસ્તુની અલૌકિકતાના કારણથી મારો આ વસ્તુમાં અનુરાગ છે, એમ આપે કદાપિ ધારવું જ નહિ. મારો જ્યાં આ સંસારમાં જ અધિક અનુરાગ નથી, તો પછી આવી વસ્તુઓમાં તો મારો અનુરાગ ક્યાંથી જ હોઈ શકે વારુ?" અનંગભદ્રાએ પોતાની અનાસક્તિનું દર્શન કરાવ્યું.

"તમારો સંસારમાં અનુરાગ નથી એટલામાટે જ પુષ્પધન્વા જેવા રૂપરૂપના રાશિ, વિદ્વાન્ તથા વિલાસી પુરુષ સાથે પરણીને તેમનાં ગૃહલક્ષ્મી થયાં છો, ખરું કે નહિ? વાહરે, સંન્યાસિની, તમારા સંન્યાસની તે શી પ્રશંસા કરવી!" રાજકુમારીએ અનંગભદ્રાનો મધુર વિનોદ કર્યો.

આનું કોઈ પણ પ્રકારનું ઉત્તર આપવું એ ઇષ્ટ ન ભાસવાથી અનંગભદ્રાએ વિષયાંતર કરીને મંદારિકાને કહ્યું કે: "સખી મંદારિકા, હું અને આપણાં રાજનન્દિની મારા શયનગૃહમાં બેસીએ છીએ, તો ત્યાં સત્વર ફળ, દુગ્ધ તથા તાંબૂલ આદિ સત્કારસામગ્રીને લાવવાની અન્ય દાસીઓને આજ્ઞા આપી દે."

આ પ્રમાણે મંદારિકાને આજ્ઞા આપ્યા પછી અનંગભદ્રા રાજનન્દિનીને લઇને પોતાના શયનમન્દિરમાં આવી અને ત્યાં રાજકુમારીનો ફલ; કેશર, કસ્તુરી તથા શર્કરામિશ્રિત દુગ્ધ; તાંબૂલ તથા એલા આદિથી યોગ્ય સત્કાર કરવામાં આવ્યો. મધ્યાન્હથી કિંચિત્ પૂર્વે રાજકુમારી મન્દોદરી અનંગભદ્રાની આજ્ઞા લઇને રાજપ્રાસાદમાં જવામાટે વિદાય થઈ અને ત્યાર પછી અનંગભદ્રા પોતાનો રથ જોડાવીને અચલેશ્વર મહાદેવનાં દર્શન કરવાને પોતાની સખીઓ મન્દારિકા તથા કાદમ્બિની સાથે ત્યાંથી પ્રયાણ કરી ગઈ.

* * * * *

મન્દોદરીએ રાજમહાલયમાં આવીને કાકૂએ તેની પુત્રી અનંગભદ્રામાટે કરાવેલી અલૌકિક કેશમાર્જનીનો સમસ્ત વૃત્તાંત પોતાનાં ,માતાપિતાને એટલે કે મહારાજા શીલાદિત્ય તથા મહારાણી પુષ્પાવતીને કહી સંભળાવ્યો અને ત્યાર પછી જણાવ્યું કે: "જ્યાં સૂધી મને એ અથવા એવીજ બીજી કાંસકી મેળવી આપવામાં નહિ આવે, ત્યાં સૂધી હું સાધારણ કાંસકીથી કદાપિ કેશોને ઓળવાની નથી. કદાચિત્ મને એક જટાધારિણીના અવતારને ભોગવવાનો પ્રસંગ પ્રાપ્ત થશે, તોપણ હવે આ મન્દોદરીના કુન્તલોને સાધારણ કેશમાર્જનીનો સ્પર્શ નથી થવાનો તે નથી જ થવાનો! એક વૈશ્ય વ્યાપારીની કન્યા આવી અલૌકિક કેશમાર્જનીથી પોતાના કેશોનું માર્જન કરે, અને મારા જેવી રાજકુમારી એક સાધારણ કાંસકીથી પોતાના કેશોને ઓળે, એ આપણા રાજકુળમાટે એક લજ્જાસ્પદ ઘટના નથી કે શું? માત્ર હું જટાધારિણી જ રહીશ, એટલું જ નહિ, પણ જો એ અથવા એવી જ અન્ય કેશમાર્જની મને નહિ મળે, તો હું મારો સમસ્ત જન્મ અવિવાહિત અવસ્થામાં જ વીતાડીશ!"

સર્વ પ્રકારના હઠોમાં બાલહઠ, સ્ત્રીહઠ, રાજહઠ અને યોગિહઠ એ ચાર હઠોને શાસ્ત્રકારોએ પ્રધાન હઠ તરીકે ઓળખાવેલા છે. એમાંના એક જ હઠથી

કેટલીકવાર મહાવિઘાતક પરિણામ આવી જવાનો સંભવ હોય છે, તો પછી જ્યાં એમાંના બે અથવા તેથી વધારે હઠોનું મિશ્રણ થયેલું હોય, ત્યાં તેનું પરિણામ કેવું અને કેટલું ભયંકર આવવું જોઇએ, એની કલ્પના કોઈ પણ કરી શકે તેમ છે. રાજકુમારી મન્દોદરીના હઠમાં બાલહઠ, સ્ત્રીહઠ તથા રાજહઠ એ ત્રણ હઠોનો એકસમયાવચ્છેદે સમાવેશ થયેલો હોવાથી તેના એ હઠના નિવારણની આશા વ્યર્થ હતી અને તેથી નિરુપાય થઇને રાજા શીલાદિત્યે પોતાની પુત્રતુલ્ય પુત્રીને સંતોષવામાટે તત્કાળ કાકૂને પોતા પાસે બોલાવ્યો અને તેને માનપૂર્વક એક આસનપર બેસાડીને તેનો યોગ્ય સત્કાર કર્યા પછી તેને ઉદ્દેશીને કહ્યું કેઃ—

"કાકૂ શેઠ, આજે આપને અહીં આવવાનો પરિશ્રમ એટલામાટે આપવામાં આવ્યો છે કે, આપે આપની આત્મજા અનંગભદ્રા માટે જે એક અલૌકિક હીરકગોમેદજડિત કેશમાર્જની કરાવી છે, તે કેશમાર્જનીને જોયા પછી મારી રાજકુમારીએ એવી પ્રતિજ્ઞા કરી છે કે, 'જ્યાંસુધી એ અથવા એના જેવી જ બીજી કેશમાર્જની મને લાવી આપવામાં નહિ આવે, ત્યાં સુધી હું મારા કેશોને સાધારણ કાંસકીથી ઓળવાની નથી અને પરણવાની પણ નથી!' બાલહઠ તથા સ્ત્રીહઠને તો આપ જાણો જ છો એટલે મારી એવી ઇચ્છા છે કે, કાં તો બેથી ચાર દિવસમાં એવી જ નવી કાંસકી મારી રાજકુમારીમાટે આપ તૈયાર કરાવી આપો અને કાં તો આપની કાંસકી મને આપી દ્યો. તેનું જે કાંઈ પણ મૂલ્ય થાય, તે હું આ પળે અને આ સ્થળે જ આપને આપી દેવામાટે તૈયાર છું."

કાકૂના મુખમંડળમાં મલિનતાની છાયા છવાઈ ગઈ અને તે વિચારના ગહન સમુદ્રમાં નિમજ્જન કરવા લાગ્યો. કેટલીકવાર સુધી એવી રીતે વિચારમગ્ન રહ્યા પછી તે વિનયપૂર્ણ વાણીથી મહારાજાને અનુલક્ષીને કહેવા લાગ્યો કેઃ "ધર્માવતાર રાજન્, એવી નવી કાંસકી બે ચાર દિવસમાં તો શું પણ બારથી ચોવીસ વર્ષના કાલાવધિમાં પણ તૈયાર થાય, એવો સંભવ નથી; કારણ કે, તેમાં જે કૌસ્તુભપ્રતિમા નામક હીરક તથા ચાર ભિન્ન રંગીય દુર્લભ ગોમેદો જડવામાં આવ્યા છે, તે સહજ પ્રાપ્ત થઈ શકે તેમ નથી. કૌસ્તુભપ્રતિમા સમાન બીજો હીરક અત્યારે આ આર્યાવર્તમાંના કોઈ સમ્રાટ્ સમાન નરેશના રત્નકોષમાં પણ હશે કે નહિ, એની જ શંકા છે; તો પછી એવા હીરકને મેળવવાની આશા કેવી રીતે રાખી શકાય વારુ? તેમજ જે કાંસકી અત્યારે મારી પાસે છે તે મેં અનેક ભગીરથ પ્રયત્નો કરીને મારી પુત્રથી પણ અધિક પ્રિય પુત્રી અનંગભદ્રામાટે બનાવરાવેલી હોવાથી તે કાંસકી પણ મારાથી મહારાજાનાં ચરણોમાં સમર્પી શકાય તેમ નથી; કારણ કે, જો એ કાંસકી હું મારી પુત્રી પાસેથી પાછી લઈ લઉં, તો એવી બીજી કાંસકી મળી શકવાનો સંભવ ન હોવાથી તેના હૃદયનો ભંગ થઈ જાય અને તેના હૃદયને ભગ્ન થયેલું જોવાની મારી ઇચ્છા નથી. કાંસકીની કીમતનો પ્રશ્ન છે જ નહિ; જો આપી શકાય તેવી વસ્તુ હોય, તો તે આ ક્ષણે જ મહારાજાનાં ચરણોમાં સમર્પવાને હું તૈયાર છું. માત્ર એ કાંસકી જ એક એવી વસ્તુ છે કે, જે મારાથી આપી શકાતી નથી, અને આશા છે કે, ધર્માવતાર 'ના' પાડવાના આ સાહસમાટે આ દીન દાસને અવશ્ય ક્ષમા આપશે જ."

મહારાજા શીલાદિત્યે કાકૂના મુખમાંથી આવી રીતે સ્પષ્ટ નકારાત્મક ઉત્તર

સાંભળવાની આશા રાખી નહોતી; છતાં જ્યારે આવું નિરાશાજનક ઉત્તર તેના સાંભળવામાં આવ્યું, એટલે તેના મનમાં કાંઇક આશ્ચર્ય સાથે એક રાજા તરીકેના આત્માભિમાનનો પણ ઉદ્ભવ થયો. તેના તે અંતઃસ્થ ભાવોનું તેના શરીરમાં પણ પરિણામ થતાં તેના મુખમંડળમાં કિંચિત્ શ્યામતા આવી ગઈ અને તેનાં નેત્રોમાં પણ કાંઇક વિકૃતિનો અધિકાર દૃષ્ટિગોચર થવા લાગ્યો. તથાપિ બળાત્કારે પોતાના એ આંતરિક વિક્ષોભને દબાવીને તે ઔપચારિક કિંવા કૃત્રિમ વિવેક દર્શાવીને કાકૂને કહેવા લાગ્યો કેઃ–"કાકૂ શેઠ, આપ કોટિપતિ હોવા છતાં પણ એક વ્યાપારી છો અને વ્યાપારીનો એવો એક નિયમ અથવા સ્વભાવ જ હોય છે કે, જો પોતામાટે તૈયાર કરેલા રોટલાની પણ વધારે કીમત આવતી હોય, તો તેટલા લાભમાટે તે પોતાના તે રોટલાને પણ વેચી નાખે છે; અર્થાત્ જો એ કાંસકી સારો નફો ખાઇને વેચવાની આપની ઇચ્છા હોય, તો આપને જેટલો વ્યય થયો હોય તેના કરતાં એક લાખ રૂપિયા નફા તરીકેના વધારે આપવાને પણ હું પ્રસન્ન છું; પણ એ કાંસકી તો મારે લેવી જ છે. એ કાંસકી આપવાથી એવી રીતે આપને લાભ પણ થશે અને તે સાથે મારી કૃપાના પણ આપ અધિકારી થઇ શકશો; અને મારી ઇચ્છાનો અનાદર કરી કાંસકી આપવાની ઉદારતા ન દર્શાવવાથી એ ઉભય વસ્તુઓને આપ સદાને માટે ખોઈ બેસશો, એનો વિચાર અવશ્ય આપ કરશો જ, એવો મારો નિશ્ચય છે; કારણ કે, આપ એક વ્યવહારદક્ષ અને વિચારશીલ પુરુષ છો, એ હું સારી રીતે જાણું છું."

રાજાના મસ્તિષ્કમાં જેમ પોતાની રાજસત્તાના ગર્વરૂપ વાયુનો સંચાર હતો તેજ પ્રમાણે કાકૂના મસ્તિષ્કમાં ધનસંપત્તિના મદરૂપ પવનનો અધિકાર હતો એટલે રાજાના અંતિમ શબ્દોમાંના બિભીષિકાના અંશને જોઇને કાકૂના હૃદયમાં પણ આત્માભિમાનનો અધિકાર પ્રબળ થયો અને તેથી તે ઉપાલંભના સ્વરૂપમાં અતિશય માર્મિકતાથી બોલ્યો કેઃ "ધર્માવતાર, એક લાખ રૂપિયાનો નફો તો શું, પણ જો દશ લક્ષ સુવર્ણમુદ્રા જેટલો લાભ મળતો હોય, તો પણ એ કાંસકીને વેચી નાખવાને હું તૈયાર નથી. સ્વલ્પ લાભમાટે પોતાના તૈયાર રોટલાને વેચી નાખનારા વ્યાપારીઓમાંનો હું નથી, એ મહારાજાએ ભૂલી જવું જોઇતું નથી; કારણ કે, વલ્લભી રાજ્ય જેવાં એક લક્ષ રાજ્યોને તેમની સર્વ સંપત્તિ સહિત ખરીદી લેવા જેટલું દ્રવ્ય તો મારા એક જ ધનકોષમાં અષ્ટૌપ્રહર રહ્યા કરે છે અને એવા તો અનેક ધનકોષોનો હું સ્વામી છું. આજે આપ શ્રીમાન્ એમ કહો છો કે, એ કાંસકી ન આપવાથી ધનના લાભ અને રાજાની કૃપાને તમે સદાને માટે ખોઈ બેસશો અને કાલે એમ કહેવામાં આવે કે, જો તમારી પત્ની અને પુત્રીને તમારી ઇચ્છાથી રાજાના અંતઃપુરમાં નહિ મોકલી આપો, તો રાજાનો તમારાપર કોપ ઊતરશે અને તે તમારાં ઘરબાર તથા ધનમાલ આદિને લૂટી લેશે, તો શું એ ધમકાવણીથી ડરીને અમારે પત્ની તથા પુત્રી આદિને પણ રાજાના અંતઃપુરમાં મોકલી દેવાં? ન્યાયપરાયણ રાજન્, આપ ન્યાયના અવતાર હોવાથી જ આ દાસ આપ સમક્ષ આટલું બધું બોલવાનું સાહસ કરી શકે છે; તો અવશ્ય ન્યાય તથા અન્યાયનો વિચાર કરશો અને આ હઠને ત્યાગી દેશો, એવી આપ શ્રીમાનનાં ચરણોમાં મારી અત્યન્ત નમ્રતાયુક્ત અભ્યર્થના છે."

"કાકૂ શેઠ, મર્યાદાનું ઉલ્લંઘન ન કરો અને આપની જિહ્વાને રોકી રાખો. કોઇની પત્ની તથા પુત્રીની માગણી કરવી અને એક જડ વસ્તુની માગણી કરવી, એમાં અવની તથા આકાશ જેટલો અંતરાય છે; કારણ કે, તે ધર્મ તથા નીતિનો વિષય છે અને આ એક સાધારણ વ્યવહારનો વિષય છે. હવે હું આપને આજ્ઞા કરું છું કે, જો અત્યારથી એક પ્રહરના કાલાવધિમાં એ કાંસકી નહિ મોકલો, તો બળાત્કારે એ કાંસકી આપની પાસેથી લેવામાં આવશે અને તેની કીમત તરીકે એક ફૂટી બદામ પણ આપને મળશે નહિ. જો આપની ઇચ્છાથી જ કાંસકી મોકલશો, તો તેનું યોગ્ય મૂલ્ય તત્કાળ આપવામાં આવશે. હું આપની આ ઉચ્છૃંખલતાની આપને કશી પણ શિક્ષા નથી આપતો અને કાંસકીનું મૂલ્ય પણ આપું છું, એ જ મારી ન્યાયશીલતા છે. બસ આટલામાં જ સમજી જાઓ અને વિવાદની વૃદ્ધિ ન કરો.'' રાજાએ પોતાના રાજમદનું દર્શન કરાવીને કાકૂને અંતિમ આજ્ઞા સંભળાવી દીધી.

ગમે તેવો તોપણ કાકૂ એક વાણીઓ-ડાહી માનો દીકરો-હોવાથી પ્રસંગના રંગને ઓળખી ગયો અને તેથી તત્કાળ પોતાના બોલવાની દિશાને ફેરવી નાખીને આધીનતા તથા નમ્રતા દર્શાવતો કહેવા લાગ્યો કે: "અન્નદાતા, અત્યાર સુધી મારી એવી ધારણા ન હોતી કે, મારી એ તુચ્છ કાંસકીની મહારાજાધિરાજને આટલી બધી આવશ્યકતા હશે. અસ્તુ: અમારા દેહ અને પ્રાણ પણ જ્યારે આપ શ્રીમાનના જ છે, તો પછી એ કાંસકીની તો વિસાત જ શી છે? રાજનન્દિની મન્દોદરી મારી દુહિતા અનંગભદ્રાની એક પ્રાણપ્રિય સખી છે અને તેથી હું પણ તેને મારી કન્યા સમાન જ માનું છું. અર્થાત્ એ કાંસકી મારી પુત્રી અનંગભદ્રા પાસે હોય તોપણ શું અને રાજકન્યા મન્દોદરી પાસે હોય તોપણ શું? એ સર્વ એક જ છે. હું આ ક્ષણે જ તે કાંસકી મોકલી આપું છું; પરંતુ તેના મૂલ્ય તરીકે માત્ર હું એટલું જ માગું છું કે, મારા આજના અવિવેકની મને આપ ઉદારતાથી ક્ષમા આપશો અને મારા વિશે હૃદયમાં કોઈ પણ પ્રકારનો રોષ ન રાખશો."

"કાકૂ શેઠ, હું આપને વચન આપું છું કે, હું આપના વિશે કોઈ પણ પ્રકારનો રોષ રાખીશ નહિ અને આપપર પૂર્વ પ્રમાણે જ કૃપા રાખતો રહીશ. મારા આ વચનને આપે અભયવચન જ માનવાનું છે." રાજા શીલાદિત્યે પોતાની ક્ષત્રિયોચિત નિષ્કપટતા તથા ઉદારતાનો પરિચય કરાવ્યો.

"મહારાજા શીલાદિત્યદેવ શતાયુ થાઓ, મહારાજાનું રાજ્ય અમર તપો અને મહારાજાની વિજયવૈજયન્તીની છાયામાં નિરંતર અમારો નિવાસ રહ્યા કરો!" એ પ્રમાણેના રાજભક્તિદર્શક ઉદ્ગારો કાઢીને કાકૂ મહારાજાની આજ્ઞા લઇને પોતાના આગારમાં આવ્યો. તે ક્ષણે જ કાકૂએ અનંગભદ્રા પાસેથી તે અલૌકિક કેશમાર્જનીને લઇને દાસી મન્દારિકાદ્વારા મહારાજા શીલાદિત્યના અંતઃપુરમાં મોકલી દીધી; પરંતુ જે વેળાએ તેણે તે કાંસકી મન્દારિકાના હસ્તમાં આપી તે વેળાએ તેનાં નેત્રોમાં અશ્રુ આવી ગયાં અને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. મન્દારિકાના ગયા પછી કાદંબિનીને મોકલીને તેણે પોતાના જામાતા પુષ્પધન્વાને પોતાની પાસે બોલાવ્યો અને તેને પોતાના ગુપ્ત કક્ષમાં લઈ જઇને પ્રથમ તો

રાજા સાથેના આજના પ્રસંગનો તથા રાજાએ બળાત્કારે તેની પાસેથી તે અલૌકિક કેશમાર્જની કેવી રીતે લીધી હતી એનો ઇત્થંભૂત વૃત્તાન્ત કહી સંભળાવ્યો. કાકૂનો આ વૃત્તાન્ત સાંભળવાથી પુષ્પધન્વાના મુખમંડળમાં કોપની છટા દેખાવા લાગી; પરંતુ તેને શાંત રહેવાનું જણાવીને ગંભીર સ્વરથી કાકૂ કહેવા લાગ્યો કેઃ–

"પૂજ્ય પુષ્પધન્વન્, અત્યારે હવે ક્રોધને દર્શાવવાનો પ્રસંગ નથી; કિન્તુ રાજાના આ અત્યાચારનો પ્રતિશોધ કેવી રીતે કરવો, એનો શાંતિથી વિચાર કરવાનો જ અવસર છે. મારી એવી માન્યતા છે કે, ધર્માવતાર તથા ન્યાયમૂર્ત્તિ જેવાં ઉપનામોથી ઓળખાતા રાજા શીલાદિત્યના હૃદયમાં અધર્મ તથા અન્યાયનો અધિકાર થયેલો હોવાથી હવે આપણે આ રાજ્યમાં નિર્ભય નથી અને તેથી કઈ વેળાએ આપણા શિરપર કઈ આપત્તિ આવીને તૂટી પડશે, એનો કશો પણ નિશ્ચય આપણાથી કરી શકાય તેમ નથી. મને ઈશ્વરે પુત્રસંતાન આપ્યું નથી અને તેથી પુત્ર માનું કે પુત્રી માનું તો તે કેવળ એક અનંગભદ્રા જ છે અને પુત્રી આપીને પુત્ર લઈ શકાય છે, એ લોકમાન્યતાને જો આપણે સત્ય તરીકે સ્વીકારીએ, તો જામાતાને પુત્ર માનવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. અર્થાત્ મારી સંપત્તિના ઉત્તરાધિકારી તમે જ છો, એટલે તમને અત્યારે જ મારી સર્વ સંપત્તિનો અધિકાર હું આપી દેવા ઇચ્છું છું અને મારી તમને એ આજ્ઞા છે કે, આવતી કાલે પ્રભાતમાં આ વલ્લભીનગરને ત્યાગીને હું ચાલ્યો જાઉં, ત્યાર પછી ધીમે ધીમે છ માસના કાલાવધિમાં મારી અને તમારી સર્વ જંગમ સંપત્તિને અહીંથી, ગુપ્ત રીતે જીર્ણદુર્ગમાં એક સાધારણ સદન બંધાવીને, ત્યાં મોકલી દેજો અને તે ગૃહમાં એક મોટું ભોંયરું કરાવીને રત્નો, સુવર્ણમુદ્રાઓ, સુવર્ણપુરુષ તથા સુવર્ણશ્વાન આદિ તે ભોંયરામાં એવી રીતે રાખજો કે એ રહસ્ય કોઇના પણ જાણવામાં ન આવી શકે. જો કે જીર્ણદુર્ગનો પ્રદેશ પણ વલ્લભીરાજાના અધિકારમાં છે; તથાપિ ત્યાં આપણે અહીં કરતાં અધિક નિર્ભય રહી શકીશું, એવી મારી ધારણા છે; કારણ કે, વસન્તોત્સવને દિવસે એક અભ્યાગત અવધૂતે વલ્લભીનગર તથા રાજા શીલાદિત્યને જે અભિશાપ આપ્યો છે, તે કદાચિત્ અલ્પ કાળમાં જ ફળીભૂત થશે અને આ વલ્લભીપુરનો વિનાશ થઈ જશે, એમ વારંવાર મારી મનોદેવતા મને કહ્યા કરે છે. રાજાની બુદ્ધિમાં જે ભ્રષ્ટતાનો અધિકાર થવા માંડ્યો છે, તે પણ એ અભિશાપનું જ પરિણામ હોવું જોઇએ, એમ હું માનું છું અને તેથી જો વલ્લભીપુરનો વિનાશ થાય, તો આપણે જીર્ણદુર્ગમાં હોવાથી આપણાં જીવન તથા આપણી સંપત્તિ તે વિનાશના પંજામાં ન સપડાય; એટલામાટે જ હું સ્થાનપરિવર્તનના નિશ્ચયપર આવ્યો છું. બોલો, ત્યારે મારી આ આજ્ઞાનું તમારાથી અક્ષરશઃ પાલન કરી શકાશે ? જો ન કરી શકાય તેમ હોય, તો હું અન્ય વ્યવસ્થા કરી લઉં."

પુષ્પધન્વાએ પોતાના પૂજ્ય શ્વસુરની આજ્ઞાને મસ્તકે ચઢાવીને કહ્યું કેઃ "આપ જ્યારે મને પોતાનો પુત્ર માનો છો, તો હું પણ આપને પિતાતુલ્ય જ માનું છું; કારણ કે, જન્મદાતા પિતા, વિદ્યાદાતા ગુરુ, અને શ્વસુર એ ત્રણેને પિતાતુલ્ય માનવાની શાસ્ત્રોની પણ આજ્ઞા છે. જીર્ણદુર્ગમાં મારા કેટલાક સંબંધીઓ તથા મિત્રોનો નિવાસ હોવાથી આપણી અહીંની સંપત્તિને આપની આજ્ઞા અનુસાર ગુપ્ત રીતે ત્યાં પહોંચાડી દેવામાં કોઇ પણ પ્રકારની અડચણ આવે

તેમ નથી; એટલે એ વિશેની આપ લેશ માત્ર પણ ચિન્તા રાખશો નહિ. પરંતુ જો અવિનય ન થાય, તો એ જાણવાની મારી ઇચ્છા છે કે, આવતી કાલે પ્રભાતમાં આપ કયાં જવામાટે અને શા કાર્યમાટે અહીંથી પ્રયાણ કરી જવાના છો અને ત્યાંથી આપ પાછા અહીં કયારે આવવાના છો ?"

એના ઉત્તરમાં કાકૂએ પોતાના પ્રયાણના હેતુને દર્શાવતાં કહેવા માંડ્યું કે: "જ્યારે ઋષિ વિશ્વામિત્રના યજ્ઞકાર્યમાં દુષ્ટ રાક્ષસોએ બાધા કરવા માંડી હતી, ત્યારે વિશ્વામિત્રે ભગવાન્ શ્રી રામચન્દ્રને પોતાના સહાયક તરીકે લાવીને તેમના હસ્તથી રાક્ષસોનો નાશ કરાવ્યો હતો; જ્યારે જાલંધરનો અત્યાચાર દેવોને પણ અસહ્ય થઈ પડ્યો હતો, તે વેળાએ શ્રી વિષ્ણુભગવાન્ દ્વારા દેવોએ તેની સતી સ્ત્રી વૃન્દાના સતીત્વનો કપટથી નાશ કરાવીને જાલંધરનું મરણ નિપજાવ્યું હતું; અને તે જ પ્રમાણે કાર્ત્તવીર્ય સહસ્રાર્જુન તથા તેના પુત્રના અત્યાચારના પરિણામે ઋષિ જમદગ્નિની થયેલી હિંસાની પ્રતિહિંસામાટે જમદગ્નિની પત્ની રેણુકાએ પોતાના પુત્ર પરશુરામ ભગવાનના પરશુવડે આ પૃથ્વીને એકવીશવાર નિઃક્ષત્રીયા કરાવી હતી. આ સર્વ પૌરાણિક કથાઓ આપણને એ જ સૂચવે છે કે, વૈરનો પ્રતિશોધ અથવા હિસાની પ્રતિહિંસા એ મનુષ્ય તેમ જ દેવોનો જન્મજાત સ્વાભાવિક ધર્મ જ છે અને એ ધર્મના પાલનમાટે જ મારે અહીંથી આવતી કાલના પ્રભાતમાં પ્રસ્થાન કરવાનું છે. જો આ વલ્લભીપુરના મદાન્ધ રાજા શીલાદિત્ય તથા તેના વૈભવને સંહારનાર કોઇ પણ પ્રબળ સહાયક મને મળી આવશે, તો તેને અહીં લાવીને એક વર્ષના કાલાવધિમાં જ હું રાજા શીલાદિત્યનો સંહાર કરાવીશ અને જો તેવો કોઇ સહાયક મને નહિ જ મળે, તો હું દેશદેશાન્તરમાં રખડી રઝળીને જ મારું અવશિષ્ટ જીવન સમાપ્ત કરીશ. જો એક વર્ષના અવધિમાં હું પાછો ન આવું, તો તમો મને મરી ગયેલો જ માની લેજો અને મારી ઉચિત ઉત્તરક્રિયા પણ કરી નાખજો."

આ અંતિમ શબ્દો ઉચ્ચારતાં કાકૂનાં નેત્રોમાંથી જાણે અગ્નિના કણો વર્ષતા હોયની ! એવો જ પુષ્પધન્વાને ભાસ થવા લાગ્યો અને તેથી તેનો આન્તરિક કોપ કેટલી સીમા પર્યન્ત પહોંચી ગયો હતો એની પુષ્પધન્વા સહજ કલ્પના કરી શકયો. કાકૂના આ પ્રતિહિંસા વિષયક વિચારો કેવા અને કેટલા અયોગ્ય તથા હાનિકારક હતા, એ પુષ્પધન્વા પોતાના મનમાં જો કે સારી રીતે જાણતો હતો; છતાં પણ કાકૂના ડંખીલા સ્વભાવનો તે પૂર્ણ જ્ઞાતા હોવાથી તેણે તેને કોઇ પણ પ્રકારનો ઉપદેશ ન આપ્યો; કારણ કે, તે ઉપદેશનું કાંઇ પણ પરિણામ થવાની આશા હતી જ નહિ. પરિસ્થિતિ આવા પ્રકારની હોવાથી પુષ્પધન્વાએ તેની ઇચ્છાને અનુસરીને કહ્યું કે:–

"આપે જે કાંઇ પણ નિશ્ચય કર્યો હશે, તે વિચાર કરીને જ કર્યો હશે, એટલે એ વિશે અનુકૂલ કિંવા પ્રતિકૂલ અભિપ્રાય દર્શાવવો, એ મારું કર્ત્તવ્ય નથી; કેવળ આપની આજ્ઞાનું પાલન એ જ મારું કર્ત્તવ્ય છે અને તે કર્ત્તવ્યનું યથાર્થ પાલન કરવાને હું તૈયાર છું."

"ચિરાયુ થાઓ, વત્સ !" એ પ્રમાણેનો આશીર્વાદ આપીને કાકૂએ એક બીજી ભલામણ આપતાં કહ્યું કે: "અનંગભદ્રા જો કે મારી તનયા છે, પણ તમારી

અર્ધાંગના છે એટલે તેના રક્ષણમાટેની ભલામણ આપવી નિરર્થક છે; પરંતુ અનંગભદ્રાની માતાનું, મારી આદર્શ ગૃહલક્ષ્મી રૂપસીનું એટલે કે, તમારી માતૃસ્થાનીયા સાસૂનું બહુ જ માન જાળવજો, તેને કોઇ પણ રીતે ઓછું આવવા દેશો નહિ અને સારી રીતે સંભાળજો. આથી વધારે મારે બીજું કાંઇ પણ કહેવાનું નથી."

"દંતને જિહ્વાની ભલામણ આપવાની કશી પણ અગત્ય હોતી જ નથી." પુષ્પધન્વાએ આશ્વાસન આપ્યું; અને એ સાથે જ વાર્ત્તાલાપનો અંત આવવાથી કાકૂની આજ્ઞા લઇને તે પોતાના આગારમાં ચાલ્યો ગયો.

નિશાના સમયમાં કાકૂએ પોતાના પ્રયાણની કથા પોતાની પત્ની રૂપસીને કહી સંભળાવી અને રૂપસીએ નાના પ્રકારના ઉપદેશો આપીને કાકૂને પ્રતિહિંસાના નિશ્ચયથી પરાવૃત્ત કરવાના પોતાથી બને તેટલા પ્રયત્નો કર્યા; પરંતુ તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ જ નીવડ્યા અને કાકૂ પોતાના નિશ્ચયમાં હિમાચલ સમાન દૃઢ તથા અચલ રહ્યો. મધ્યરાત્રિ પછી કાકૂએ પ્રવાસમાટેની તૈયારીઓ કરવા માંડી. પ્રથમ તો તેણે ચામડાની એક કોથળીના તળિયામાં કૃષ્ણચિત્રકવલ્લી ચોડી દીધી અને તેની ઉપર કપડાનું એક અસ્તર ચોડીને તે કોથળીમાં ત્રણસેં સુવર્ણ મુદ્રાઓ ભરી લીધી. એ ઉપરાંત કેટલાંક ઉત્તમોત્તમ રત્નોને તેણે પોતાના કટિભાગમાં બાંધી લીધાં અને પોતે પહેર્યાં હતાં તે ઉપરાંત બીજાં આઠ દશ વસ્ત્રો તથા ઓઢવામાટે બે શાલો લઇ લીધી. ઉષ:કાળ થતાં જ તેનો ઉષ્ટ્રવાહક લગભગ ત્રણથી ચાર હજારની કીમતના એક અત્યંત શીઘ્રગામી ઊંટને કાઠું માંડીને લઇ આવ્યો. ચામડાની કોથળીને વસ્ત્રોની પોટલીમાં લપેટીને ઊંટપરના ખુર્જિનમાં રાખવામાં આવી અને તે સાથે દોરી લોટો તથા બે ત્રણ બીજાં વાસણો પણ રખાયાં અને ત્યાર પછી કેવળ દહિં ખાઇને કાકૂ તે ઊંટપરના કાઠાના પાછળના ખાનામાં ચઢી બેઠો. ઉષ્ટ્રવાહક આગલા ખાનામાં બેઠો અને તે સાથે જ ઊંટ ઊભો થઇને ત્યાંથી ચાલવા લાગ્યો. કાકૂ આમ તો અનેકવાર વ્યાપાર તથા બીજાં કેટલાંક કાર્યોમાટે આઠ દિવસ, પંદર દિવસ કે માસ બે માસને માટે અન્ય નગરોમાં જતો હતો, પરંતુ તેના આજના પ્રવાસનો હેતુ ભયંકર હોવાથી અને તે ક્યાં જવાનો હતો અને ક્યારે આવશે એનો કશો પણ નિશ્ચય ન હોવાથી તેના પ્રયાણની વેળાએ રૂપસી તથા અનંગભદ્રાનાં નયનોમાંથી અશ્રુની ભયંકર વૃષ્ટિ વર્ષવા લાગી; પરંતુ કાકૂએ તે પ્રતિ કાંઈ પણ ધ્યાન ન આપ્યું. પુષ્પધન્વા એ વેળાએ અશ્વારૂઢ થઇને ત્યાં આવ્યો હતો; કારણ કે, તે કાકૂને બે ત્રણ ગાઉ સુધી વળાવવાને તેની સાથે જવાનો હતો. પુષ્પધન્વા એક પ્રહર પછી શ્વસુરને વળાવીને પાછો આવ્યો અને તેણે પોતાની સાસૂ તથા પત્નીને જણાવ્યું કે:–"અહીંથી તો પ્રથમ મારા શ્વસુરનો મારવાડમાં જવાનો વિચાર છે અને ત્યાંથી જ્યાં જવાનું થશે, ત્યાંના સમાચાર તેઓ કોઈ દૂતદ્વારા મોકલાવશે, એમ તેમણે મને કહેલું છે." વલ્લભીનગરમાં તો એવી જ વાર્ત્તાને વિસ્તારવામાં આવી કે, "કાકૂ શેઠ એક અગત્યના વ્યાપારવિષયક કાર્યમાટે દૂરના દેશમાં ગયેલા છે અને તેથી તેમને આવતાં વર્ષ પણ થાય કે પછી બે વર્ષ પણ વીતી જાય." આ કારણથી કાકૂના વલ્લભીનગરના ત્યાગનો સત્ય હેતુ કોઇના પણ જાણવામાં આવી શક્યો નહિ. પુષ્પ-

ધન્વાએ પોતાના શ્વસુરની આજ્ઞા અનુસાર પોતાની તથા તેની સર્વ જંગમ સંપત્તિને અતિશય ગુપ્ત રીતિથી જીર્ણદુર્ગમાં મોકલી દેવાનો પ્રબંધ કરવા માંડ્યો અને અલ્પ સમયમાં જ એ કાર્યનો આરંભ પણ કરી દીધો.



## પ્રકરણ ૩ જું

### અલ્મન્સૂરનો હાકિમ

આપણી પ્રસ્તુત ઐતિહાસિક કથાના કાળમાં ભારતવર્ષના કેટલાક પ્રદેશોમાં જેવી રીતે બૌદ્ધ ધર્મના ચન્દ્રનો અસ્ત થતાં બ્રાહ્મણ ધર્મ અથવા સ્માર્ત્ત ધર્મના સૂર્યનો ઉદય થવા માંડ્યો હતો; તેવી જ રીતે ભારતવર્ષના સર્વ હિન્દુ ધર્મો તથા સર્વ આર્ય જાતિઓના વિરોધી ઇસ્લામ ધર્મીય અરબોની રાજસત્તાની સિન્ધુદેશમાં સ્થિરતા થયા પછી ભારતવર્ષના નભોમંડળમાં અરબોનો અધિકારરૂપ સૂર્ય પણ ધીમે ધીમે પોતાની પ્રખરતાને વધારવા લાગ્યો હતો અને તેની પ્રખરતા મુલ્તાન સુધી પહોંચી હતી. ભારતવર્ષના અન્ય પ્રદેશોમાં અદ્યાપિ અરબોનો પ્રવેશ થયો નહોતો. તે સમયમાં બગદાદમાં ખલીફ મન્સૂર હતો અને સિન્ધુદેશમાં તેના નામસ્મરણાર્થ અલ્મન્સૂર નામક એક સુંદર નગરી વસાવીને તેને જ અરબોએ રાજધાની કરેલી હોવાથી ખલીફનો મોકલેલો રાજપ્રતિનિધિ અથવા હાકિમ અલ્મન્સૂર નામક રાજધાનીમાં જ વસતો હતો. આપણી પ્રસ્તુત કથાના સમયમાં સિન્ધુ દેશનો જે હાકિમ હતો, તેનું નામ અમરુબિન્ જમાલ હતું, પરંતુ લોકો તેને હાકિમ અમરુના નામથી જ ઓળખતા હતા. એ વેળાએ હાકિમ અમરુની અવસ્થા પાંત્રીશથી ચાળીશ વર્ષની હતી અને તે એક દીર્ઘકાય, બલિષ્ટ તથા શ્યામવર્ણ એક બહાદુર અને જવાંમર્દ અરબ હતો. તેની સુંદર દાઢી તથા વાંકડી મૂછોથી શોભતી મુખાકૃતિ એવી તો પ્રભાવશાલિની હતી કે તેને જોતાંની સાથે જ જોનારના હૃદયમાં તેનો અદ્ભુત પ્રભાવ પડી જતો હતો. ગત પ્રકરણમાં વર્ણવેલી કાકૂના વલ્લભીનગરના ત્યાગની ઘટનાને લગભગ પાંચ મહિનાનો કાળ વીતી ગયો હતો અને શરદૃઋતુનો આરંભ થઇ ગયેલો હોવાથી સિન્ધુદેશમાં શૈત્યનો એટલો બધો અધિકાર હતો કે નિશા તથા પ્રભાતના સમયમાં ચાર ચાર અંગીઠીઓને નિકટમાં સળગતી રાખવા છતાં અને શરીરપર ઊનનાં જાડાં વસ્ત્રોને ધારણ કરવા છતાં પણ જોઇએ તેટલા પ્રમાણમાં શૈત્યનું નિવારણ ભાગ્યેજ થઈ શકતું હતું. શૈત્યની આવી પ્રખરતાના કારણથી ત્યાં સર્વ કાર્યો દિવસના દ્વિતીય પ્રહરના આરંભથી ચતુર્થ પ્રહરના આરંભ સુધીના સમયમાંજ પતાવી દેવામાં આવતાં હતાં અને નિશાના સમયમાં કોઇ પણ પોતાના ગૃહમાંથી બહાર નીકળવાનું સાહસ કરી શકતું ન હોતું, એટલો બધો શરદૃઋતુનો ત્રાસ વ્યાપેલો હતો.

પ્રભાતનો સમય હતો; શીતલ પવનની લહરીઓ આવ્યા કરતી હતી અને સૂર્યના ઉદયને અર્ધ પ્રહર જેટલો સમય થવા છતાં પણ તેની ઉષ્ણતાનું અદ્યાપિ વિશેષ પરિણામ થઈ શક્યું નહોતું. એવા સમયમાં અલ્મન્સૂરનો હાકિમ અમરુ બિન્

જમાલ પોતાના મહાલયના એક આલીશાન દીવાનમાં પોતાની મનોહર મસ્નદપર બેઠો હતો. મસ્નદની પાસેજ ચાંદીની એક મેજ રાખેલી હતી અને તેની આસપાસ બે સળગતી અંગીઠીઓ રાખવામાં આવી હતી. હાકિમ અમરુએ પોતાના સમસ્ત શરીરને ઉષ્ણ વસ્ત્રોથી આચ્છાદિત કરેલું હોવાથી કેવળ તેના શરીરનો મુખ વિના અન્ય કોઈ પણ ભાગ દૃષ્ટિગોચર થઈ શકતો નહોતો. મેજ્પર તલ્ખ શરાબ—તીવ્ર મદિરા—ની બે સુરાહીઓ તથા શરાબ પીવામાટેના સોનાના જામ પડેલા હતા. એક અંગીઠીપર એક પાત્રમાં કાવાને ઊકળતો રાખવામાં આવ્યો હતો અને તેમાંથી કાચની નાની પ્યાલીઓ ભરીને બે બાંદીઓ તે પ્યાલીઓને વારા ફરતી હાકિમના હાથમાં આપ્યા કરતી હતી. એવી રીતે દશથી બાર પ્યાલીઓ ભરીને કાવો પીવા છતાં જ્યારે હાકિમના શરીરમાં જોઇએ તેટલી ઉષ્ણતાનો આવિર્ભાવ ન થયો એટલે તેણે પોતાની બાંદીઓને જામે શરાબ ભરવાનો ઈશારો કર્યો અને શરાબના ત્રણ જામને પેટમાં પધરાવ્યા પછી કાંઈક ઉષ્ણતા થતાં ઓઢવાના દુશાલાને તેણે દૂર કરી દીધો. એ ક્ષણે જ એક ખાજાસરા દીવાનમાં આવ્યો અને હાકિમને કોર્નિશ્ કરીને અદબથી કહેવા લાગ્યો કેઃ—

"સિતૂનેદીનોઇમાં, મયઁ સદકે, મયઁ કુરબાં! દરેદૌલતપર એક કાફિર સૌદાગર આવ્યો છે; તે આલા હુજૂરને નજ્ર કરવામાટે કેટલાંક જ્વાહિરાત લાવ્યો છે અને આલા હજ્રતની કદમબોસીની ખાહિશ રાખે છે; તો ખાદિમને શો છે ફર્માન, મારા માલિકે મેહરબાન?"

"બાખુશી તેને અહીં લઇ આવ." હાકિમે હુકમ આપ્યો.

ખાજાસરા કોર્નિશ કરીને ત્યાંથી રવાના થયો અને થોડીવારમાં જ પોતાની સાથે એક પ્રૌઢ વયના હિન્દુ સૌદાગરને અથવા ખાજાસરાના પોતાના શબ્દોમાં કહીએ તો કાફિર સૌદાગરને લઇને ત્યાં પાછો આવી પહોંચ્યો. એ કાફિર સૌદાગર બીજો કોઈ નહિ, પણ આપણો પૂર્ણ પરિચિત કાકૂ પોતે જ હતો. કાકૂએ પણ અત્યારે અસહ્ય શૈત્યના કારણથી ઊનનાં વસ્ત્રો જ ધારણ કર્યાં હતાં. ખાજાસરાએ તેને હાકિમ સમક્ષ કોર્નિશ કેવી રીતે કરવી, એ શીખવેલું હોવાથી કાકૂએ પ્રથમ તો હાકિમને કોર્નિશ કરી અને ત્યાર પછી લગભગ બે લાખ રૂપિયાની કીમતનાં આઠ ઉત્તમ રત્નો નજરાણાં તરીકે હાકિમનાં ચરણોમાં મૂકી દીધાં. હાકિમ અમરુ તે રત્નોને જોઇને અતિશય પ્રસન્ન થયો અને તેને માનપૂર્વક એક આસનપર બેસવાનું કહીને તેણે બહુ જ ગંભીરતાથી પૂછ્યું કેઃ—

"શરીફ સૌદાગર, આપ ક્યાંના નિવાસી છો, અમારી સલ્તનતમાં શા કારણથી આવ્યા છો અને ખાસ કરીને મારી મુલાકાતે આવવાની તકલીફ શામાટે લેવી પડી છે, તે જો જણાવશો, તો આપનો મહજ્ એહસાન થશે."

"નામદાર, આ વિશાળ ભારતવર્ષના સૌરાષ્ટ્ર નામક અત્યંત સમૃદ્ધિશાલી દેશની વલ્લભીપુર નામક સ્વર્ગની સ્પર્ધા કરનારી રાજધાનીનો હું એક નિવાસી છું, હું જાતિનો વૈશ્ય છું, અત્યંત ધનાઢ્ય વ્યાપારી છું અને સમસ્ત સૌરાષ્ટ્રના વ્યાપારીઓનો અગ્રેસર છું. વલ્લભીપુરના મદાન્ધ રાજા શીલાદિત્યે મારી સાથે એ. અસદ્વ્યવહાર કર્યો છે અને તેથી તેના નાશની મેં ભયંકર પ્રતિજ્ઞા કરી છે. મારી તે પ્રતિજ્ઞાની પૂર્ત્તિમાટે જ હું આપ શ્રીમાનના રાજ્યમાં આવ્યો છું અને

જો આપ દયા કરીને મારા સહાયક થાઓ તોજ મારી તે પ્રતિજ્ઞાની પૂર્તિ થવાનો સંભવ છે.”

“આપ અમોને આપના મદદગાર કેવી રીતે બનાવવા માગો છો?” હાકિમે બાંદીએ લાવી રાખેલા હુક્કાની નળીને પોતાના મુખમાં લેવાની તૈયારી કરતાં એ સવાલ પૂછ્યો.

“મારી એવી ઇચ્છા છે કે, આપ પોતાના સૈન્યને લઇને સમુદ્રમાર્ગેથી મારી સાથે સૌરાષ્ટ્રમાં આવો અને વલ્લભીપુરનો વિધ્વંસ કરી રાજા શીલાદિત્યને મારી ત્યાંની અતુલ સંપત્તિને હરીને અહીં લઈ આવો. ત્યાંથી આપને જે અતુલ ધન મળવાનો સંભવ છે, તે ઉપરાંત આપના પરિશ્રમના બદલામાં એક કરોડ સુવર્ણમુદ્રા હું પોતે પણ આપવાને તૈયાર છું; કારણ કે, અહીંથી સૈન્ય સહિત પ્રયાણ કરતી વેળાએ ધનની જરૂર તો પડવાની જ. જો મારી પ્રાર્થનાને સ્વીકારવાને આપ તૈયાર હો, તો પચાસ લાખ સુવર્ણમુદ્રા હું આવતી કાલેજ આપને મળે તેવી વ્યવસ્થા કરી આપીશ અને બાકીની પચાસ લાખ આપ સૌરાષ્ટ્રના તીરપ્રાંતમાં નૌકામાંથી ઊતરશો, તે વેળાએ આપના હવાલે કરવામાં આવશે.” કાકૂએ પોતાના આવવાનું કારણ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધું અને ત્યાર પછી તે હાકિમના ઉત્તરની આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગ્યો.

ઇતિહાસના જ્ઞાતાઓથી એ વાર્ત્તા તો અજ્ઞાત નથી જ કે, ભારતવર્ષમાં મુસલ્માનોએ પ્રથમ પ્રવેશ કર્યો હતો, તે વેળાએ ધનની પ્રાપ્તિ એ તેમનો પ્રધાન ઉદ્દેશ હતો અને સત્તાની સ્થાપના એ તેમનો ગૌણ ઉદ્દેશ હતો. અર્થાત્ ધનના લાભ સાથે સરખાવતાં તેમને અન્ય સર્વ વસ્તુઓનો લાભ સર્વથા તુચ્છવત્ ભાસતો હતો અને તેથી ધનભંડારને મેળવવાના માર્ગોને તેઓ નિરંતર શોધ્યા જ કરતા હતા. આ કારણથી જ્યારે હાકિમ અમરુએ કાકૂના મુખથી વલ્લભીપુરના અગાધ વૈભવની કથા સાંભળી અને પ્રારંભમાં જ એક કરોડ સુવર્ણમુદ્રા મળવાની વાર્ત્તાએ તેના કર્ણરંધ્રોમાં પ્રવેશ કર્યો, એટલે તેનું મન તરત પીગળી ગયું. તેણે પોતાના મનમાં સાધકબાધક પરિસ્થિતિઓનો કેટલોક વિચાર કર્યો અને ત્યારપછી ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી તે કાકૂને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ—

“અજનવી સૌદાગર, હું આપને બરાબર ઓળખતો નથી; છતાં જ્યારે આપ પચાસ લાખ અશરફીઓ અહીં જ આપવાને તૈયાર છો, તો એથી આપની જામિનગીરી પણ અમને મળી જાય છે અને આપના વચનમાં વધારે અવિશ્વાસ રાખવાનું કારણ રહેતું નથી. તોપણ કદાચિત્ આપના રાજાએ આવી રીતે લોભ બતાવી પોતાની સરહદમાં બોલાવીને અમારા નાશનો જ પ્રપંચ રચ્યો હોય, તો? આવી શંકા અમારા મનમાં થાય એ સ્વાભાવિક જ છે અને તેથી જ્યાં સુધી વલ્લભીપુરના રાજા શીલાદિત્ય સાથેના જંગનો અંત ન આવે, ત્યાં સુધી આપને અમે અમારી છાવણીમાં નજરકેદી તરીકે રાખીશું અને જો કાંઇ પણ દગાફટકા જેવું દેખાશે, તો તે ક્ષણેજ આપ જહન્નમવાસિલ થઇ જશો. જો આ શર્ત આપને કબૂલ હોય, તો આપની બીજી શર્તો અમને કબૂલ છે અને પચાસ લાખ અશરફીઓ આવતી કાલે અમને મળી જશે, તો પરમ દિવસે જ અહીંથી ચાલ-

વાની તૈયારીઓ કરવામાં આવશે અને એક હફતામાં તો આપણે નીરનકોટથી જહાજોમાં બેસીને રવાના પણ થઈ શકીશું.''

"નામદાર હાકિમની આ શર્ત આ દાસને કબૂલ છે અને પચાસ લાખ સુવર્ણમુદ્રાઓ આવતી કાલે મધ્યાહ્ન પછી ખલીફના ખજાનામાં દાખલ થઈ જશે, એ નક્કી છે. ત્યારે હવે દાસને જવાની આજ્ઞા છે?" કાફૂએ હાકિમની શર્તનો સ્વીકાર કરીને જવાની ઇચ્છા દર્શાવી.

"આપે અહીં આપનો ઊતારો ક્યાં રાખ્યો છે?" હાકિમે અમુક વિશિષ્ઠ ઉદ્દેશથી પૂછ્યું.

"ગરીબપરવર, અહીં મારા પરિચયનો એક પણ મનુષ્ય ન હોવાથી હાલ તો મારે મારો ઉતારો એક ધર્મશાળામાં જ રાખવો પડ્યો છે; પરંતુ ધર્મશાળા સારી હોવાથી અને તેનો રક્ષક પણ ભલો માણસ હોવાથી ત્યાં મને બધી જાતનો આરામ છે." કાફૂએ જવાબ આપ્યો.

"ધર્મશાળા સારી છે, એ પણ અમારી એક પ્રકારની પ્રતિષ્ઠાનું કારણ છે; પણ હવે આપ અમારા મેહમાન હોવાથી મારી એવી મરજી છે કે, જો આપ અમારી મેહમાંસરામાં આવીને રહો, તો વધારે સારું. ત્યાં આપની એક શાહી મેહમાન તરીકે બધી ખાતિરબર્દાશ્ત કરવામાં આવશે." હાકિમે અત્યારથી કાફૂને નજરકેદમાં રાખવાનો આડકતરો પ્રયત્ન આરંભ્યો.

"જો નામદારની એવી જ મરજી છે, તો આજનો દિવસ ધર્મશાળામાં વીતાવ્યા પછી આવતી કાલથી હું શાહી મેહમાંસરામાં આવીને રહીશ અને આપની મેહમાનદારીનો આનંદથી સ્વીકાર કરીશ." કાફૂએ તેની ઇચ્છાનો સ્વીકાર કર્યો.

હાકિમના ઇશારાથી બાંદીઓએ લીલા તથા સૂકા મેવાની કેટલીક રકાબીઓ લાવીને કાફૂ જ્યાં બેઠો હતો ત્યાં એક મેજ રાખીને તેનાપર ગોઠવી દીધી અને હાકિમને ખુશ રાખવામાટે કાફૂએ તેમાંથી થોડોક મેવો ખાધા પછી હાકિમની આજ્ઞા લઇને ત્યાંથી ધર્મશાળામાં જવામાટે પ્રયાણ કર્યું. ત્યાં પહોંચ્યા પછી ભોજનકાર્યથી નિવૃત્ત થઇને પોતાના ઓરડાનાં દ્વારોને તેણે અંદરથી બંધ કરી લીધાં અને જે ચામડાની કોથળીને કૃષ્ણચિત્રકવલ્લી સહિત સાથે લીધી હતી તેમાંથી સુવર્ણ મુદ્રાઓને કાઢી કાઢીને એક એક લાખ સુવર્ણ મુદ્રાનો એક એક ઢગલો કરીને નિશાકાળ થતાં સૂધીમાં તે બાર ઢગલા કરી શક્યો; રાતે જમ્યા પછી વળી તેણે એ જ કાર્ય આરંભી દીધું અને બીજા દિવસના મધ્યાહ્ન સૂધીમાં સુવર્ણ મુદ્રાના પચાસ ઢગલા તે ઓરડામાં ખડકાઈ ગયા, તોપણ કોથળી તો ભરેલી ને ભરેલી જ રહી. ઓરડો અતિશય વિશાળ હોવા છતાં પણ સુવર્ણ-મુદ્રાઓથી એટલો બધો ભરાઈ ગયો હતો કે, તેમાં સૂવા કે ઉભા રહેવા જેટલી જગ્યા પણ ખાલી રહી શકી ન હોતી. મધ્યાહ્ન પછી હાકિમને તેણે કહેવડાવ્યું કે: "સુવર્ણમુદ્રાઓ તૈયાર છે, પણ મારી પાસે માણસો ન હોવાથી જો મંગાવી લેવાની વ્યવસ્થા કરશો, તો આભાર થશે." હાકિમે તેમાટેની વ્યવસ્થા કરી દીધી અને જ્યારે સુવર્ણમુદ્રાના તેના મહાલયમાં ઢગલા થવા માંડ્યા એટલે તે એટલો બધો આશ્ચર્યમૂઢ થઈ ગયો કે કાફૂને બીજો કારૂન જ માનવા લાગ્યો.

કાફૂ પોતાના વચન પ્રમાણે ત્યાર પછી શાહી મેહમાંસરામાં આવીને રહ્યો અને ત્યાં તેની એક રાજા કરતાં પણ વધારે ખાતિરબર્દાશ્ત થવા લાગી. તેની સેવામાં સર્વ હિન્દુ સેવકો તથા તેના ખાનપાનની વ્યવસ્થામાટે ચાર બ્રાહ્મણોને રાખવામાં આવ્યા હતા અને તેથી કાફૂનો સમય આનન્દમાં વીતતો હતો. ચાર પાંચ દિવસમાં તો સર્વ તૈયારીઓ કરીને હાકિમ અમરુબિન્ જમાલે દશ હજાર સિપાહીઓના લશ્કર સાથે ત્યાંથી કૂચ કરવાનો ડંકો વગડાવી દીધો. મોટાં મોટાં પચાસ વહાણોને નીરનકોટ (વર્ત્તમાન હયદરાબાદ સિંધ)ના સિંધુ તટપર તૈયાર રાખવામાં આવ્યાં હતાં એટલે તેમાં બેસીને વહાણોને હંકારવામાં આવ્યાં અને ઘોડા બારી પાસે સમુદ્રમાં પ્રવેશ કરીને તે વહાણો સૌરાષ્ટ્રના સમુદ્રતીરની દિશામાં ચાલવા લાગ્યાં. કાફૂમાટે એક નૌકા જૂદી જ રાખવામાં આવી હતી અને તેમાં તેના ખાનપાનની વ્યવસ્થા કરવાને તથા તેની સેવામાં રહેવાને હિન્દુ સેવકો તથા બ્રાહ્મણોને જ સાથે લેવામાં આવ્યા હતા. લગભગ દશ દિવસના સમુદ્રપ્રવાસ પછી તે સર્વ વહાણો અત્યારે જે સ્થાન પુરી, સુદામાપુરી અથવા પોરબંદરના નામથી ઓળખાય છે, તે સ્થાનમાં આવીને નાંગર્યાં અને તે સ્થાન તે વેળાએ સર્વથા જનશૂન્ય અરણ્ય સમાન હોવાથી તેમના એ આગમનની કિંવા સૌરાષ્ટ્રપ્રવેશની તત્કાળ કોઇને કશી પણ ખબર પડી શકી નહિ. એક દિવસ ત્યાં વિશ્રાંતિમાં વીતાડીને વહાણોની સંભાળમાટે પચાસેક માણસોને ત્યાં રાખી અરબોના લશ્કરે બીજે દિવસે વલ્લભીપુરની દિશામાં પ્રયાણ કરવા માંડ્યું. એ સ્થાનથી વલ્લભીપુર પચાસથી સાઠ કોશના અંતરપર આવેલું હોવાથી જો નિત્યના આઠ કોશ જેટલો માર્ગ કપાય, તોપણ તેમને ત્યાં પહોંચતાં ઓછામાં ઓછા સાતથી આઠ દિવસ થાય, એવો સંભવ હતો; કારણ કે, તેમની પાસે અશ્વોની વિપુલતા ન હોતી; માત્ર લશ્કરના મોટા મોટા અફસરોએ પચાસ કે સાઠ અશ્વો નૌકામાં પોતામાટે લાવવાનો પ્રબન્ધ કર્યો હતો અને તેથી પાળા સૈનિકોથી એક દિવસમાં આઠ ગાઉ કરતાં વધારે ચાલી શકાય, એ સર્વથા અસંભવિત હતું. પ્રથમ દિવસે તો તેમને છ ગાઉ ચાલીને જ મુકામ કરવો પડ્યો; કારણ કે, તેઓ સૌરાષ્ટ્રના પ્રદેશથી અજ્ઞ હતા અને તેથી ત્યાંના પ્રદેશના કેટલાક જાણીતા માર્ગદર્શકોને સાથે લેવાનો તેમનો વિચાર હતો. કાફૂ પણ આ માર્ગનો જાણીતો ન હોતો. એક ગામથી થોડાક અંતરપર સૂર્યાસ્ત સમયે હાકિમના હુકમથી મુકામ કરવામાં આવ્યો અને સૈનિકોએ પોતાના અફસરો તથા હાકિમના તંબૂને થોડી વારમાં જ ઉભા કરી દીધા.

સૈનિકોએ તંબૂ ઊભા કર્યા પછી પોતાના અફસરોની આજ્ઞાથી ગામમાં જઇને લૂંટફાટ ચલાવી અને ત્યાંથી જે ધન તથા ધાન્યના ભંડાર હાથ લાગ્યા તે સર્વ તેઓ છાવણીમાં લઈ આવ્યા. રાત્રે ખાઇપીને તેઓ થાકેલા પાકેલા હોવાથી ગાઢ નિદ્રાને આધીન થયા. માત્ર હાકિમ અમરુ પોતાના તંબૂમાંની શય્યામાં અર્ધ નિશા થવા છતાં પણ જાગતો જ પડ્યો હતો અને તેના તંબૂની પાસેના પોતાના તંબૂમાં કાફૂ પણ જાગતો બેઠો હતો. આ વેળાએ હાકિમના તંબૂની બહાર ચોકીમાટે બેઠેલા બે ખાનસરાઓ વચ્ચે ચાલતો નિમ્ન લિખિત વાર્ત્તાલાપ કાફૂના સાંભળવામાં આવ્યો:—

"આપણા બહાદુર હાકિમ બહુ જ ભલા તથા ભોળા સ્વભાવના હોવાથી એક સર્વથા અજ્ઞાત અને કાફિર જાતિના મનુષ્યના વચનમાં વિશ્વાસ રાખીને જે રાજાને કાફિરો આ પૃથ્વીનો ઇન્દ્ર તથા સૂર્યનારાયણનો પુત્ર માને છે અને સૂર્યદેવતાએ જેની રક્ષામાટે પોતાના અશ્વને તેની નગરીમાં રાખ્યો છે, એમ કહેવાય છે; તેવા એક અત્યંત બળવાન્ અને પ્રતાપી રાજાની રાજધાનીપર ચઢી આવવાનું સાહસ કરી બેઠા છે. સારી સલાહ આપનાર કોઈ ચતુર વજીર આપણા હાકિમના દરબારમાં નથી તેનું જ આ પરિણામ છે.' એકખાજાસરાએ પોતાના સાથી બીજા ખાજાસરાને ઉદ્દેશીને કહ્યું.

"હબીબે મન્, તારું કહેવું યથાર્થ છે; પરંતુ આપણી જાત અને આપણી પદવી એટલી બધી કનિષ્ટ છે કે, આપણે જો આપણા હાકિમને આવી સલાહ આપવાની હિમ્મત કરીએ, તો આપણી સલાહ ન માનવામાં આવે, એ તો જાણે ઠીક; પણ કયાંક એ સલાહને ગુસ્તાખી માનીને હાકિમ આપણાં માથાં કપાવી નાખે, તો સમૂળગા જીવના જ ચાલ્યા જઇએ."

તેમના આવા પ્રકારના વાર્તાલાપને સાંભળતાં જ ચતુર વાણીયો ચેતી ગયો કે, 'આ નીચ ચાકરડાઓને કાંઈ ઓઇયાં કરવામાટે નથી મળ્યું, તેનું જ આ પરિણામ છે અને તેથી જો એમની મુઠ્ઠી ગર્મ કરવામાં નહિ આવે, તો એઓ કયારે અને કઈ વેળાએ કિનારે આવેલા વહાણને ડુબાવી દેશે, એનો કશો પણ નિશ્ચય નથી; કારણ કે, હાકિમોના મનની લગામ હમેશા આવા નીચ તુખમના નોકરોના હાથમાં રહેતી હોવાથી ઘણીકવાર હાકિમ કરતાં પણ એવા નીચ ગોલાનો જ વધારે ભય રાખવો પડે છે.' આવા વિચારથી તે સો સો સુવર્ણમુદ્રાની બે થોકડીઓ લઈને પોતાના તંબૂમાંથી બહાર આવ્યો અને તે બે થોકડીઓ તે બન્નેના હાથમાં આપીને તેમના કાનમાં માત્ર એટલું જ કહ્યું કે: "જો એવો જ વખત આવે, તો ફેરવી બાંધજો."

કાફૂની આ સમયસૂચકતાનું શુભ પરિણામ થયેલું સત્વર જ તેના જોવામાં આવ્યું; કારણ કે, ખાજાસરાઓનો ઉપર્યુક્ત વાર્ત્તાલાપ હાકિમ અમરુએ પણ સાંભળ્યો હતો અને તેથી તે કેટલોક વિચાર કર્યા પછી વલ્લભીપુરની દિશામાં આગળ ન વધતાં ત્યાંથી પાછા ફરવાના નિશ્ચયપર જ આવી લાગ્યો હતો. તેણે ખાજાસરાઓને અંદર બોલાવીને તેમની બુદ્ધિની પ્રશંસા કર્યા પછી કહ્યું કે: "તમે આજે મારી ભૂલનું મને ભાન કરાવ્યું છે, એમાટે હું તમારો એહસાનમંદ છું અને આજથી તમને મારા સલાહકાર નીમવા સાથે તમને તમારી આ સેવાના બદલામાં ઇનામ તરીકે સો સો અશરફીઓ મળે, એવો હુકમ ખજાનચીને હું આવતી કાલે આપીશ. આવતી કાલે આપણે અહીંથી વલ્લભીપુરની દિશામાં આગળ ન વધતાં સમુદ્રતીર તરફ જ પાછા ફરીશું અને ત્યાંથી જહાજમાં બેસીને આપણી સલ્તનતમાં જઈ પહોંચીશું."

"હાકિમના આ વિચારોને જાણીને પ્રથમ ખાજાસરાએ હાકિમનો ઘટતા શબ્દોમાં ઉપકાર માનીને કહ્યું કે: "હુજૂરની આ કદ્રદાનીની જેટલી પણ તારીફ કરવામાં આવે તેટલી ઓછી જ છે. પરંતુ હવે આપ અહીંથી પાછા ફરો, એ તો વ્યાજબી ન જ કહેવાય; કારણ કે, સાહસી પુરુષો કાં તો કોઈ કાર્યનો આરંભ

કરતા જ નથી અને કોઈ કાર્યનો આરંભ કરે છે, તો તેનો અંત કર્યા વિના તેને ત્યાગતા નથી. વલ્લભીપુરનો રાજા ગજરાજ હોય, તો આપ મદોન્મત્ત ગજરાજનાં ગંડસ્થળોને ભેદનાર વનરાજ કેસરી છો અને મહાપરાક્રમશાળી છો એટલે રણ-સંગ્રામમાં આપના પરાજયનો સંભવ છે જ નહિ. હવે જો આપણે પાછા ફરીએ, તો જગત્‌માં આપણી હાંસી થાય, આપણે વિશ્વાસઘાતક ઠરીએ અને લોકો આપણને રણભીરુ નામથી ઓળખે; માટે હવે તો આગળ વધવામાં જ આપણી પ્રતિષ્ઠા છે. પછી તો જેવો આલા હજ્‌રતનો વિચાર !"

"મારો પણ અક્ષરે અક્ષર એ જ અભિપ્રાય છે કે, હિમ્મતેમર્દાં તો મદદે ખુદા !" બીજા ખાજાસરાએ પણ હામાં હા મેળવી દીધી.

હાકિમ, તેમની ધારણા પ્રમાણે, પાછો પોતાના પૂર્વ વિચારમાં દૃઢ થયો અને તેથી બીજે દિવસે અરબ લશ્કરે ત્યાંથી આગળ વધવામાટે પ્રયાણ કર્યું. અરબોના જવા પછી તે ગ્રામના લોકોએ વલ્લભીપુરપર તૂટી પડવામાટે આગળ વધતી આ નવીન આપત્તિના સમાચાર મહારાજા શીલાદિત્યને પહોંચાડવામાટે એક દૂતને શીઘ્રગામી અશ્વપર બેસાડીને એક બીજા માર્ગે તે દિવસે જ રવાના કરી દીધો અને તેણે બીજે દિવસે વલ્લભીપુરમાં પહોંચીને મહારાજાને સર્વ સમાચાર સંભળાવી દીધા.



# પ્રકરણ ૪ થું

## કૃપાણતાંડવ અને શોણિતસરિતા

મહારાજા શીલાદિત્યને સૌરાષ્ટ્રમાં અરબોના આગમનના તથા તેમના વલ્લભીપુરના વિનાશમાટે વલ્લભીપુરની દિશામાં આગળ વધવાના સમાચાર મળતાં જ તેણે પોતાના પ્રધાન સચિવ, પ્રધાન સેનાધ્યક્ષ તથા પુષ્પધન્વાને રાજમહાલયમાંના પોતાના મંત્રણાગૃહમાં બોલાવ્યા અને તેમને સંબોધીને ગંભીરતાથી કહ્યું કે: "મારા રાજ્યરૂપ વિશાળ ભવનના દૃઢ સ્તંભો અને મારા દક્ષિણ બાહુઓ, અતિશય દીર્ઘકાળ પછી અત્યારે આપણા શિરપર એક સંકટ આવ્યું છે અને તે સંકટના નિવારણની મંત્રણામાટે જ મેં તમને અહીં બોલાવ્યા છે. તે સંકટ શું છે, તે મારા પોતાના મુખથી કહેવા કરતાં જે દૂત તે સંકટના સમાચાર લઇને અહીં આવ્યો છે, તેના પોતાના મુખથી જ તેનો વૃત્તાન્ત તમને સંભળાવવાની મારી અધિક ઇચ્છા છે; કારણ કે, તેથી તમારા હૃદયમાં તેનું અધિક પરિણામ થવાનો સંભવ છે." આમ કહીને મહારાજાએ એક અનુચરને તે દૂતને ત્યાં ઉપસ્થિત કરવામાટેની આજ્ઞા આપી અને જ્યારે તે દૂત ત્યાં આવી મહારાજાને નમન કરીને ઊભો રહ્યો એટલે મહારાજાએ તેને કહ્યું કે: "રાજભક્ત દૂત, જે સંકટના સમાચાર તેં મને સંભળાવ્યા છે, તે બીજીવાર આ સર્વ સભ્યજનો સમક્ષ સવિસ્તર કહી સંભળાવ."

મહારાજાની આજ્ઞાને મસ્તકે ધારણ કરીને તે દૂત શાંત મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે: "ધર્માવતાર રાજન્‌ તથા સભ્ય જનો, સિંધુદેશમાંથી

અરબોની સેના તેમની નૌકાઓને બરડા પર્વત પાસેના સમુદ્રતીરે નાંગરીને સૌરાષ્ટ્રના તીરપ્રાંતમાં ઉતરી છે અને તે સેના ત્યાંથી અહીં આવવામાટે પ્રયાણ કરી ચૂકી છે. સમુદ્રના તીરપ્રાંતમાંથી નીકળ્યા પછી તે સેનાએ પ્રથમ અમારા ગ્રામથી થોડા અંતરપર મુકામ કર્યો હતો અને સૈનિકોએ અમારા ગ્રામમાં આવીને ધન તથા ધાન્ય આદિની લૂટ ચલાવી હતી. તે સૈન્યમાં એક વૈશ્ય વ્યાપારી હોવાથી તેને જળ આદિ લાવી આપવામાટે અમારા ગ્રામના બે ત્રણ બ્રાહ્મણોને પકડીને લઈ જવામાં આવ્યા હતા અને તેમણે તે વૈશ્યને વલ્લભીપુરમાં અનેક વાર જોએલો હોવાથી તરત ઓળખી લીધો હતો. તે વૈશ્ય બીજો કોઈ નહિ પણ આ વલ્લભીપુરનો નગરશેઠ અને પ્રતિકુબેર કાકૂશેઠ અથવા કુંગાલ કાકૂ જ હતો અને મહારાજાએ તેની પાસેથી બળાત્કારે એક અલૌકિક કાંસકી લીધેલી હોવાથી તે વૈરના પ્રતિશોધમાટે તે પોતે જ સિંધુદેશમાં જઈ ત્યાંના અરબ હાકિમને એક કરોડ સુવર્ણમુદ્રા આપી અહીં લઈ આવ્યો છે, એવી કથા તે વૈશ્યના કેટલાક સિંધુદેશવાસી બ્રાહ્મણ પાકશાસ્ત્રી આદિ સેવકોના મુખથી અમારા તે બ્રાહ્મણોના જાણવામાં આવી હતી. અરબોની સેના અમારા ગ્રામને ત્યાગીને આગળ વધ્યા પછી ગ્રામના અગ્રેસરોએ મને એક શીઘ્રગામી અશ્વ આપી આ સમાચાર પહોંચાડવામાટે અહીં મોકલ્યો છે; કારણ કે, અરબો પાસે અશ્વોની સંખ્યા બહુ જ સ્વલ્પ હોવાથી અને તેમના કરતાં અમો આ પ્રદેશના ટુંકા માર્ગોને બહુ વધારે જાણતા હોવાથી તેઓ વલ્લભીપુરમાં પહોંચશે તેના કરતાં હું વલ્લભીપુરમાં સત્વર પહોંચી જઇશ અને તેથી શત્રુઓના પ્રતિકારની યોગ્ય તૈયારીઓ કરી શકાશે, એવી અમો સર્વની માન્યતા હતી અને અમારી તે માન્યતા સત્ય સિદ્ધ થઈ છે; કારણ કે, હું અહીં આવી પહોંચ્યો છું અને શત્રુઓ હજી ચાર દિવસ કે પાંચ દિવસના માર્ગપર પાછળ રહી ગયા છે. અમારા કર્ત્તવ્યનું અમે યથાર્થ પાલન કર્યું છે એટલે હવે પછી શી વ્યવસ્થા કરવાની આવશ્યકતા છે, એનો નિર્ણય તમારે કરવાનો છે."

દૂતના ભાષણની એવી રીતે સમાપ્તિ થવા પછી મહારાજાએ પ્રથમ પોતાના પ્રધાન સચિવને ઉદ્દેશીને પૂછ્યું કે: "મહાશય, ત્યારે આ શત્રુઓના પ્રતિકારમાટે હવે આપણે શી વ્યવસ્થા કરવી, એ વિચારપૂર્વક જણાવશો ?"

એના ઉત્તરમાં સચિવે નમ્રતાપૂર્વક જણાવ્યું કે: "ધર્માવતાર, આ વલ્લભી વંશના નામથી ઓળખાતા સૂર્યવંશપર જ્યાં સુધી ભગવાન્ સૂર્યનારાયણની કૃપાદૃષ્ટિ અવિચલ છે અને જ્યાં સુધી સૂર્યનારાયણનો અશ્વ આ નગરના સંરક્ષણમાટે આ નગરમાં વર્ત્તમાન છે, ત્યાં સુધી તો દેવો તથા દાનવોથી પણ આ નગરનો નાશ કરી શકાય તેમ નથી; તો પછી ક્ષુદ્ર અરબોમાં તો એવી શક્તિ ક્યાંથી જ હોય કે તેઓ આ અજેય વલ્લભીપુરના દુર્ગમાં પ્રવેશ કરીને એનો વિનાશ કરી શકે ? અર્થાત્ મારી તો એવી જ માન્યતા છે કે, એ આગંતુક શત્રુઓના પ્રતિકારમાટે કોઈ પણ પ્રકારની વિશિષ્ટ વ્યવસ્થા કરવાની આવશ્યકતા નથી. શત્રુના સંહારનું આવું સબળ દૈવી સાધન આપના અધિકારમાં છે, તો પછી અન્ય ઐહિક સાધનોની આવશ્યકતા જ શી છે વારુ ? જો શત્રુઓ વલ્લભીપુરમાં પ્રવેશવાની ચેષ્ટા કરશે, તો તેમનો એ દૈવી સાધનદ્વારા એક નિમેષમાત્રમાં જ

વિનાશ થઈ જશે, એટલે અકારણ ચિન્તાને હૃદયમાં સ્થાન આપવાનું કાંઈ પણ પ્રયોજન નથી.”

“આપનો શો અભિપ્રાય છે, સેનાધ્યક્ષ મહાશય?” સચિવના મનોભાવને જાણી લીધા પછી મહારાજાએ સેનાધ્યક્ષના વિચારને જાણવાનો પ્રયત્ન કર્યો.

સેનાધ્યક્ષ એક વીર ક્ષત્રિયનો વંશજ હોવાથી સચિવના અભિપ્રાયથી ભિન્ન અભિપ્રાયને દર્શાવતો કહેવા લાગ્યો કે:–“ધર્માવતાર મહારાજાધિરાજ, જો શત્રુઓ આ વલ્લભીપુરના દુર્ગમાં પ્રવેશવાની ચેષ્ટા કરે, તો કદાચિત્ સૂર્ય ભગવાનનો અશ્વ તેમનો વિનાશ કરી નાખે, એ વાર્ત્તાને સત્ય તરીકે સ્વીકારી લઇએ; તો-પણ આ સમસ્ત વલ્લભી રાજ્યનું રક્ષણ કરવાને સૂર્યનો અશ્વ સમર્થ નથી, એ તો નિર્વિવાદ છે. આપણે અત્યારે શત્રુઓના આઘાતથી કેવળ આ વલ્લભીપુરનું નહિ, કિન્તુ સમસ્ત સૌરાષ્ટ્ર તથા વલ્લભીવંશની સત્તાનો જ્યાં જ્યાં વિસ્તાર થયેલો છે, તે સમસ્ત ભૂમિ તથા ત્યાંની આપણી પ્રજાનું સંરક્ષણ કરવાનું છે અને આપણા એ કર્ત્તવ્યનું યુદ્ધમાં શત્રુઓનો પૂર્ણ પરાજય કર્યા વિના આપ-ણાથી યોગ્ય પાલન કરી શકાય તેમ છે જ નહિ. આપણે અહીં દુર્ગમાં સુરક્ષિત થઇને બેસી રહીએ અને વિધર્મીય શત્રુઓ આપણા સમસ્ત રાજ્યમાં યથેચ્છ અત્યાચારો કર્યા કરે અને પ્રજાને યથેષ્ટ ત્રાસ આપ્યા કરે, એ કોઇ પણ પ્રકારે યોગ્ય કહી શકાય ખરું કે? આ કારણથી મારો તો એવોજ અભિપ્રાય છે કે, પરમાત્માએ આપણા શિરપર આ સંકટ નથી મોકલ્યું, કિન્તુ વિશ્વને આપણા શૌર્યનું પ્રદર્શન કરાવવામાટેનો આપણને યોગ્ય અવસરજ આપ્યો છે, એમ માનીને આપણા સૈન્યને સજ્જ કરી નગરમાંથી પ્રયાણ કરી માર્ગમાંજ સ્હામા જઇને તેમનાપર તૂટી પડવું અને નિર્દયતાથી તેમનો સંહાર કરી નાખવો, એજ આપણામાટે ભૂષણાવહ છે. મારા અધિકારમાં જેટલું સૈન્ય છે, તેટલું આ ક્ષણેજ શત્રુઓના દર્પનું દલન કરવાને તૈયાર છે, માત્ર ધર્માવતારના શ્રીમુખમાંથી આજ્ઞા સાંભળવાનીજ વાર છે.”

“ત્યારે હવે વીરયુવક પુષ્પધન્વન્! તમારી અનુમતિ આ બે પક્ષોમાંના કયા પક્ષને પુષ્ટિ આપનારી છે?” મહારાજાએ પુષ્પધન્વાને તેના અભિપ્રાયને વ્યકત કરવાની સૂચના કરી.

“ધર્મમૂર્ત્તિ રાજન્, જે આપણા માન્યવર સેનાધ્યક્ષનો અભિપ્રાય છે, તેજ આ સેવકનો પણ અભિપ્રાય છે; કારણ કે, એ માર્ગને સ્વીકારવામાં જ આપણી પ્રતિષ્ઠા સમાયલી છે. આ સમસ્ત ઉત્પાતનો હેતુ મારો દુષ્ટ શ્વસુર કાકૂ હોવાથી મારા દેશ, મારા રાજા અને મારા દેશબાંધવોની પ્રતિષ્ઠાને જાળ-વવા માટે હું એ આરબ શત્રુઓ સાથે તો આ દેહમાં રક્તનો એક બિન્દુ પણ જ્યાં સુધી અવશિષ્ટ હશે, ત્યાં સુધી લડીશ અને તેમને સંહારીશ; પરન્તુ તે ઉપરાંત મારા દેશદ્રોહી, રાજદ્રોહી, ધર્મદ્રોહી અને પાપપ્રતિમા શ્વસુર કુંગાલ કાકૂના પ્રાણનું પણ રણચંડીને બલિદાન આપીશ અને જ્યારે એ કાર્યની મારા હસ્તથી સિદ્ધિ થશે, ત્યારે જ હું મારા જન્મની સાર્થકતા થયેલી માનીશ. અર્થાત્ યુદ્ધનો આરંભ કોઇપણ રીતે થવો જ જોઇએ.” પુષ્પધન્વાએ પોતાનો અભિપ્રાય કોઇપણ પ્રકારના સંકોચ વિના સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધો.

રાજા **શીલાદિત્યનો** પણ કાકૂને તેના દેશદ્રોહ તથા રાજદ્રોહની યોગ્ય શિક્ષા આપવાનો તથા શત્રુઓને સમરક્ષેત્રમાં પરાજિત કરીને પોતાના શૌર્યને વિખ્યાત કરવાનો અભિપ્રાય હોવાથી તેણે તત્કાળ સેનાધ્યક્ષ તથા **પુષ્પધન્વાના** અભિપ્રાયને સ્વીકારી લીધો અને તેમને સૈન્યને સુસજ્જિત કરવા માટેની આજ્ઞા આપી દીધી. સચિવ, સેનાધ્યક્ષ તથા **પુષ્પધન્વા** આદિ પોતપોતાના સ્થાને જવાને ત્યાંથી ચાલ્યા ગયા પછી રાજાએ તે દૂતને યોગ્ય ધન્યવાદ તથા ઉપહાર આપીને માનપૂર્વક વિદાય કર્યો અને ત્યારપછી રાણી પુષ્પાવતીને, તે સગર્ભા હોવાથી, તેના પિતૃગૃહપ્રતિ મોકલવાનો રાજાએ તે દિવસે જ પ્રબંધ કર્યો; કારણ કે, ગર્ભવતી મહિષીના હૃદયમાં કોઈ પણ પ્રકારની ચિન્તાનો આઘાત ન થવા દેવાની તેની પરમ ઇચ્છા હતી. પ્રસૂતિકાળમાં પોતાની માતાની શુશ્રૂષા કરવામાટે મન્દોદરીને પણ તેની સાથે મોકલવામાં આવી. રાણી તથા રાજકુમારીને વિદાય કર્યા પછી નિશ્ચિન્ત થવાથી રાજાએ પણ યુદ્ધની તૈયારીના કાર્યમાં ધ્યાન પરોવવા માંડ્યું.

હવે મહારાજા **શીલાદિત્યના** સૈન્યની વ્યવસ્થા કેવા પ્રકારની હતી અને તેમાં મુખ્યતઃ કઈ જાતિના લોકોનો સમાવેશ થયેલો હતો, એનું આપણે કાંઇક અવલોકન કરીશું. **વલ્લભીવંશની** રાજસત્તાનો તે સમયમાં **ભારતવર્ષના** જેટલા ભાગોમાં વિસ્તાર હતો, તે સર્વ ભાગોમાંના સૈનિકોને જો એકત્ર કરવામાં આવે, તો તો તેમની સંખ્યા સાઠથી પાંસઠ હજારની થવા જાય, તેમ હતું; પરંતુ એકલા **વલ્લભીનગરમાં** પણ નિરંતર દશથી બાર હજાર સશસ્ત્ર અશ્વારોહી સૈનિકોને તૈયાર રાખવામાં આવતા હતા અને તે ઉપરાંત જો આવશ્યકતા હોય, તો **શૈવધર્મની** '**પાશુપત**' નામક શાખાના સાધુઓને પણ સહાયક સૈનિકો તરીકે બોલાવવામાં આવતા હતા. **વિક્રમની** પ્રથમ અથવા દ્વિતીય શતાબ્દિમાં **નકુલીશ** નામક કોઈ પરમ શિવભક્તે શૈવધર્મની 'નકુલીશ' નામની એક નવીન શાખા કાઢી હતી અને તે શાખાને માનનારા લોકો **નકુલીશને** **શિવનો** અવતાર જ માનતા હતા. **નકુલીશના** ચાર શિષ્યો હતા અને તેમનાં નામો અનુક્રમે **કૌશિક**, **ગાર્ગ્ય**, **કારુષ** તથા **મૈત્રેય** હતાં. એ ચાર શિષ્યોએ સ્થાપેલી **શૈવ** ધર્મની ભિન્ન ભિન્ન શાખાઓનો સમસ્ત **ભારતવર્ષમાં** વિસ્તાર થયેલો હતો. એ સર્વ શાખાના સાધુઓ પોતાના સમસ્ત શરીરપર ભસ્મલેપન કરતા હતા, **શિવને** પૂજતા હતા, પોતાના પંથના દાટેલા સાધુના સમાધિપર **શિવલિંગની** સ્થાપના કરતા હતા અને શિવાલયપર પોતાનો અધિકાર રાખતા હતા. '**પાશુપત**' શાખાના સાધુઓ પોતાની શાખાના રક્ષણમાટે શસ્ત્રાસ્ત્ર ધારીને યુદ્ધ કરવાને નિરંતર તૈયાર રહેતા હતા અને જે રાજા તેમના ધર્મનો અનુયાયી હોય તેના સૈન્યમાં રહીને શૂરવીર સૈનિકોનું કાર્ય કરતા હતા. મહારાજા **શીલાદિત્ય** એ '**પાશુપત**' શાખાનો જ અનુયાયી હતો અને તેથી તે શૈવ સાધુઓ તેના સૈન્યમાં રહીને શત્રુ સાથેના વિગ્રહમાં અગ્ર ભાગ લેવાને ધર્મની આજ્ઞાથી બંધાયલા હતા. **વલ્લભીપુર** તથા તેની આસપાસનાં અન્ય ગ્રામોમાંના શિવાલયોમાં વસતા એ સાધુઓની સંખ્યા લગભગ ચાર હજારની હતી. એ સાધુઓ લગ્ન કરતા નહોતા તેમ જ વ્યભિચાર આદિથી અલિપ્ત રહીને અખંડ બ્રહ્મચર્યનું પાલન કરતા હતા

એટલે તેમનાં શરીરો બહુ જ બલિષ્ઠ તથા શક્તિશાલી રહેતાં હતાં. વલ્લભીપુરમાંના સૈનિકોને તૈયાર થવાની સૂચના આપીને સેનાધ્યક્ષે કેટલાક અશ્વારોહી દૂતોને મોકલીને એ સાધુઓને બનતી ઊતાવળે રાજધાનીમાં આવી પહોંચવામાટેના સંદેશા કહાવી દીધા અને એ સંદેશા મળ્યા પછી દ્વિતીય દિવસના મધ્યાહ્ન અથવા સંધ્યાકાળ પર્યન્ત તે સર્વ સાધુઓ વલ્લભીપુરમાં આવી પહોંચે, એવો સંભવ હતો. વલ્લભીપુરમાં જ્યારે શત્રુના પ્રતિકારમાટેની આ પ્રમાણેની તૈયારીઓ ચાલી રહી હતી, તે જ વેળાયે વલ્લભીપુરમાં રાજા શીલાદિત્યના બળને નષ્ટ કરવામાટેનો એક પ્રયત્ન કાકૂ દ્વારા પણ કરાયો હતો, પરંતુ એ ભેદ કોઇના પણ જાણવામાં આવી શકયો નહોતો.

રાજા શીલાદિત્યને સૂર્યના દૈવી અશ્વની સહાયતા હતી અને તેથી વલ્લભીપુરનો વિનાશ થવો સર્વથા અશકય હતો, એ વાર્ત્તાને જેમ અન્ય જનો જાણતા હતા, તેમ કાકૂ પણ સારી રીતે જાણતો હતો; પરંતુ જો અગ્નિકુંડના જળમાં ગૌરક્ત તથા શૂકરરક્ત નાખવામાં આવે, તો તેથી તે જળ ભ્રષ્ટ થઈ જતાં સૂર્યનો અશ્વ તત્કાળ ત્યાંથી પ્રયાણ કરી જશે અને તે પાછો કોઇ પણ ઉપાયે ત્યાં આવશે જ નહિ, એ ભેદ પણ કાકૂના જાણવામાં હતો. એટલામાટે એક આરબ સૈનિક પાસેથી તેણે એક પાત્રમાં ગૌરક્ત મંગાવી લીધું અને અરણ્યમાંના એક વાઘરીને નાણાંની સારી રકમ આપી એક શૂકરનો વધ કરાવીને તેનું રક્ત એક બીજા પાત્રમાં મંગાવ્યું. ત્યારપછી તે બન્ને રક્તોને એક લોટામાં ભરીને તેનું મોઢું તેણે બાંધી દીધું અને ત્યારપછી પોતાનો જે ઉષ્ટ્રવાહક તેની સાથે હતો તેને એક સહસ્ર સુવર્ણમુદ્રા આપવાનું કહીને રાત્રિના સમયમાં તે રક્તને વલ્લભીપુરના અગ્નિકુંડમાં કોઇના જાણવામાં ન આવે તેવી રીતે નાખી આવવામાટે વિદાય કર્યો હતો. તે ઉષ્ટ્રવાહક જે વેળાએ વલ્લભીપુરમાં શત્રુના પ્રતિકારની તૈયારીઓ ચાલી રહી હતી તે વેળાએ જ વલ્લભીપુરમાં આવ્યો હતો અને પોતાના કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ કરીને તરત ત્યાંથી પાછો ચાલ્યો ગયો હતો. અસ્તુઃ હવે આપણે પુષ્પધન્વા સાથે તેના અંતઃપુરમાં પ્રવેશ કરીને અનંગભદ્રા સાથે થયેલા તેના વાર્ત્તાલાપનું શ્રવણ કરીશું.

* * * * * *

પુષ્પધન્વાએ પોતાના મહાલયમાં આવી અનંગભદ્રાને શયનમંદિરમાં બોલાવીને પ્રથમ તો કાકૂના દેશદ્રોહ તથા રાજદ્રોહનો તેમ જ આરબોના સૌરાષ્ટ્રમાં આવવાનો સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યો અને ત્યાર પછી શત્રુઓના પરાભવમાટેની વલ્લભીપુરમાં જે તૈયારીઓ થવા માંડી હતી તે તૈયારીની વાર્ત્તા પણ તેને જણાવી. અંતે તેણે અનંગભદ્રાને સંબોધીને ગંભીરતાથી પૂછયું કે:—"ત્યારે અનંગભદ્રા, તારો હવે મારા પક્ષમાં રહેવાનો વિચાર છે કે તારા પિતાના પક્ષમાં જવાનો અને ભારતવર્ષના ઇતિહાસમાં એક દેશદ્રોહીની દુહિતા તથા સહાયકા તરીકે તારા કલંકિત નામને અમર રાખવાનો મનોભાવ છે, તે અત્યારે અને આ ક્ષણે જ કોઈ પણ પ્રકારના સંકોચ વિના મને જણાવી દે એટલે મારાથી અમુક એક નિર્ણયપર આવી શકાય; કારણ કે, મેં મહારાજા શીલાદિત્ય સમક્ષ આપણા દેશ તથા આપણા ધર્મના રક્ષણમાટે સૈન્યના અગ્રભાગમાં રહીને શત્રુઓ સાથે લડવાની

પ્રતિજ્ઞા કરેલી છે અને તે પ્રતિજ્ઞાનું આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો મારે પાલન કરવાનું જ છે. જો તારી તારા પિતાના પક્ષમાં રહેવાની ઇચ્છા હોય, તો અત્યારે અને આ ક્ષણે જ જ્યાં તારા પિતાની સમસ્ત જંગમ સંપત્તિ અત્યાર પૂર્વે જ પહોંચાડવામાં આવી છે, ત્યાં તને તથા તારાં માતુશ્રીને મોકલી આપવાની હું વ્યવસ્થા કરી આપું; કારણ કે, તને બળાત્કારે મારા પક્ષમાં રાખવાનો મારો વિચાર નથી. અધિક સમય આપણા હસ્તમાં ન હોવાથી તત્કાળ કોઈ પણ પ્રકારના નિર્ણયપર આવી જા; કાં તો મારી સાથે રહે અને કાં તો અહીંથી પ્રયાણ કરવાને તૈયાર થા!"

અનંગભદ્રા કેટલીક વાર સુધી તો વિચારમાં નિમગ્ન થઈ ગઈ અને ત્યાર પછી એક પ્રકારના નિશ્ચયપર આવીને ગંભીરતાથી કહેવા લાગી કે: "પુષ્પધન્વન્, આપણાં ઉભયનાં હૃદય વૈરાગ્યશીલ હોવાથી જો કે સંસારના સર્વસાધારણ વ્યવહારથી અલિપ્ત રહીને આપણે સંસારમાં સંન્યાસનું પાલન કરીએ છીએ; પરંતુ જગત્‌માં તો આપણે પતિપત્ની તરીકે જ ઓળખાઇએ છીએ, એટલે પત્ની પોતાના પતિની વિરોધિની થઇને પિતાના પક્ષમાં જાય, એ તો કોઈ પણ રીતે યોગ્ય ન જ કહેવાય. વળી મારા પિતાએ દેશદ્રોહ, ધર્મદ્રોહ તથા રાજદ્રોહના મહાભયંકર પાતકને પોતાના શિરપર ધારણ કરેલું હોવાથી એવા પાતકી પિતાના પક્ષનો તો એક પુણ્યશીલા પુત્રીથી કદાપિ સ્વીકાર ન જ કરી શકાય. આજથી મારા પિતા સાથેના મારા પુત્રી તરીકેના સંબંધનો અંત થાય છે; માત્ર એટલું જ નહિ, પણ તેમની સાથે શત્રુતા રાખવામાં જ મને મારું ગૌરવ જણાય છે."

"પરંતુ મેં તારા પિતાના પ્રાણ લેવાની પ્રતિજ્ઞા કરી છે!" પુષ્પધન્વાએ પોતાની અન્ય પ્રતિજ્ઞાનો સ્ફોટ કર્યો.

"તો હું આપની એ પ્રતિજ્ઞાના પાલનમાં મારાથી અપાશે તેટલી સહાયતા આપીશ અને મારી ધર્મપ્રિયતાને અચલતાથી આ વિશ્વમાં સ્થાપીશ!" અનંગભદ્રાએ પોતાના આનંદને વ્યક્ત કરી બતાવ્યો.

"મારી એ પ્રતિજ્ઞાના પાલનમાં તારાથી મને કોઈ પણ પ્રકારની સહાયતા કેવી રીતે આપી શકાશે?" પુષ્પધન્વાએ આતુરતાથી પૂછ્યું.

"હું પણ પુરુષના વેષને ધારીને શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈ રણાંગણમાં આપની સાથે આવીશ અને ત્યાં જો મારા પિતા મારા જોવામાં આવશે, તો તેમને મારા એક પરમ શત્રુ માનીને કોઈ પણ પ્રકારની અનુકંપા વિના તેમના શરીરપર હું મારા તીવ્ર શસ્ત્રને ચલાવીશ! જનની જન્મભૂમિ, સ્વધર્મ તથા રાજભક્તિ સાથે સરખાવતાં પિતા તથા પુત્રીના સંબંધની મહત્તા કશી પણ નથી અને એ તત્ત્વને હું સારી રીતે જાણું છું." અનંગભદ્રાએ પોતાનો અભિપ્રાય વીરતાપૂર્વક દર્શાવ્યો.

"પરંતુ તારા આવા પ્રકારના કર્તવ્યપાલનથી તારાં માતુશ્રીના અંતઃકરણમાં પ્રાણાંતક આઘાત થશે." પુષ્પધન્વાએ કહ્યું.

"મારાં માતુશ્રીને પ્રભાતમાં જ આપણે જીર્ણદુર્ગ પ્રતિ મોકલી દઇશું એટલે આ વાર્તા બહુ જ મોડી તેમના જાણવામાં આવશે!" અનંગભદ્રાએ એ વિઘ્નના નિવારણનો ઉપાય પણ દર્શાવી દીધો.

પુષ્પધન્વા અનંગભદ્રાના શિરપર ધન્યવાદની વૃષ્ટિ વર્ષાવતો કહેવા લાગ્યો.

કેઃ "અનંગભદ્રા, તારા આ કર્તવ્યપાલનથી ભારતવર્ષના ભાવિ ઇતિહાસમાં તારું નામ સદાને માટે સુવર્ણના અક્ષરોથી લખાયલું અવિચળ રહેશે; ભારતવર્ષના લોકો વૈશ્યવંશની એક દેવી તરીકે તારા પવિત્ર નામનો પ્રાતઃકાળમાં ઉચ્ચાર કરશે અને તારા આ ધર્મકૃત્યથી તારા પૂર્વજો પણ તરી જશે!"

એ પછીનો નિશાકાળ એ ધાર્મિક દંપતીએ નિદ્રાસેવન તથા વિશ્રાંતિમાં વીતાવ્યો, પ્રભાતમાં રૂપસીને જીર્ણદુર્ગ પ્રતિ મોકલી દેવામાં આવી અને ત્યાર પછી પુષ્પધન્વા તથા અનંગભદ્રાએ યુદ્ધમાં જવામાટેની યોગ્ય તૈયારીઓ કરવા માંડી.

* * * * *

આપણી નવલકથાનો સમય તે એક એવો સમય હતો કે જે સમયમાં રાજાઓ તથા સમ્રાટો પણ યુદ્ધભૂમિમાં જતા હતા અને સૈનિકોના ઉત્સાહને વધારવામાટે સૈન્યના અગ્રભાગમાં રહીને શસ્ત્રચાલન કરતા હતા. આ નિયમને અનુસરીને રાજા શીલાદિત્ય પોતે પણ આજે શત્રુના સંહારમાટે રણભૂમિમાં જવાને તૈયાર થયો હતો. વલ્લભીપુરના બાહ્ય ભાગમાં લગભગ દશ હજાર અશ્વારોહી સૈનિકો તથા ચાર હજાર સાધુ સૈનિકો પોતપોતાનાં શસ્ત્રાસ્ત્રોથી સજ્જ થઇને દિવસના તૃતીય પ્રહરના સમયે મહારાજા શીલાદિત્ય, સેનાધ્યક્ષ તથા પુષ્પધન્વાની પ્રતીક્ષા કરતા ઊભા હતા. મહારાજા શીલાદિત્યની કાર્યકીર્તિમાં અત્યાર સુધી આવો યુદ્ધપ્રસંગ આવેલો ન હોવાથી આજે પોતાના શૌર્યને દર્શાવવાનો તેમને આ પ્રથમ પ્રસંગ જ પ્રાપ્ત થયો હતો અને તેથી તેમનાં હૃદયોમાં ઉદ્ભવતી હર્ષોર્મિઓની આનંદછટા તેમનાં મુખમંડળમાં સ્પષ્ટ દૃષ્ટિગોચર થતી હતી. તૃતીય પ્રહરના અંતમાં બહુ જ અલ્પ અવકાશ હતો, તે વેળાયે નગરના દ્વારમાંથી વલ્લભીવંશની સૂર્ય પ્રતિમાંકિત વિજયપતાકા બહાર નીકળી અને તે પતાકા મહારાજાના આગમનને સૂચવનારી હોવાથી સૈનિકોએ ગગનભેદક ગર્જનાથી ત્રિવાર મહારાજા શીલાદિત્યના નામનો જયઘોષ કર્યો. મહારાજા શીલાદિત્ય, સેનાધ્યક્ષ, પુષ્પધન્વા તથા પુરુષવેષધારિણી અનંગભદ્રાનું તે સ્થાનમાં આગમન થતાં પુનઃ મહારાજાના નામનો ત્રિવાર જયઘોષ કરવામાં આવ્યો અને ત્યાંનું વાતાવરણ વીરતાનાં આન્દોલનોથી વ્યાપ્ત થઈ ગયું. મહારાજાએ પ્રયાણની આજ્ઞા આપતાં જ પ્રયાણસૂચક દુંદુભિનો નાદ થયો અને તે નાદનો સૈનિકોનાં શ્રવણોને સ્પર્શ થતાંની સાથે જ તેમણે નિયત દિશામાં પ્રયાણનો આરંભ કરી દીધો. સર્વથી અગ્રભાગમાં પદસંચારિણી સાધુસેના ચાલતી હતી; તેમની પાછળ પતાકાવાહકો, રણવાદ્યવાદકો અને ચારણ તથા ભાટ આદિ ચાલતા હતા; તેમની પાછળ મહારાજા શીલાદિત્ય, સેનાધ્યક્ષ, પુષ્પધન્વા તથા અનંગભદ્રા અશ્વારૂઢ થઇને ચાલતા દેખાતા હતા અને સર્વથી પાછળ અશ્વારોહી સૈનિકો મંદ ગતિથી પોતાના અશ્વોને ચલાવતા આગળ વધતા હતા. સૈન્યમાંની મહારાજાની પોતાની ઉપસ્થિતિને શત્રુઓ જાણી ન શકે એટલામાટે મહારાજાએ અંતર્ભાગમાં કવચ ચઢાવીને ઉપર સાધારણ સેનાધ્યક્ષ જેવાં વસ્ત્રો જ ધારણ કર્યાં હતાં અને એ જ કારણથી પોતાના ગજરાજને પણ તેણે સાથે લીધો નહોતો. સેનાધ્યક્ષ, પુષ્પધન્વા તથા અનંગભદ્રાએ પણ કવચ ધાર્યાં હતાં અને અનંગભદ્રાએ પોતાના સ્ત્રીત્વને ગુપ્ત રાખવામાટે પોતાના મુખપર શ્વેત વસ્ત્રની એક વર્ણિકાને ધારણ કરી લીધી હતી.* જે વેળાએ તેઓ પાંચ કોશનો પંથ કાપી

આવ્યા તે વેળાયે વિશ્વમાં નિશાદેવીનો અધિકાર વ્યાપી ગયો હતો અને એ પાંચ કોશપરની ભૂમિ યુદ્ધમાટે બહુ જ ઉત્તમ હોવાથી પ્રથમથી કરી રાખેલી વ્યવસ્થા પ્રમાણે ત્યાં જ શિબિર કરવામાં આવ્યું. તંબૂ આદિ નિવાસનાં સાધનો તથા ખાદ્ય પદાર્થો પ્રભાતમાં જ ત્યાં મોકલાયલાં હોવાથી જાણે ત્યાં એક ગ્રામ વસેલું હોયની! એવો જ ભાસ થવા લાગ્યો અને ભોજનના કાર્યથી મુક્ત થયા પછી કેટલાક સૈનિકોને વારાફરતી જાગ્રત રહેવાની વ્યવસ્થા કરી અન્ય સમસ્ત સેના વિશ્રાંતિનો ઉપભોગ લેવા લાગી; કારણ કે, જો શત્રુસેના વલ્લભીપુરની દિશામાં આગળ અને આગળ વધતી જ આવે, તો શીલાદિત્યની સેનાને એ સ્થાનમાંથી આગળ વધવાનું નહોતું; કિન્તુ એ સ્થાનમાં જ શત્રુસેના સાથે યુદ્ધ કરીને તેને આગળ વધતી અટકાવવી અને તેનો સંહાર કરવો, એવી જ યોજના કરવામાં આવી હતી. શત્રુસેનાની ગતિના સમાચાર લાવવામાટે શીઘ્રગામી અશ્વો આપીને કેટલાક ગુપ્તચરોને રવાના કરવામાં આવ્યા હતા અને કાકૂની ચર્યાના સમાચાર લાવવામાટે પુષ્પધન્વાએ ગુપ્ત રીતિથી પોતાના બે વિશ્વાસપાત્ર ગુપ્ત દૂતોને શત્રુસૈન્યમાં મોકલ્યા હતા. તે રાત્રિ શાંતિપૂર્વક સમાપ્ત થઈ અને બીજો દિવસ પણ પૂરો થવા આવ્યો ત્યાં સુધી શત્રુસૈન્યના કોઇ પણ પ્રકારના સમાચાર શીલાદિત્યના શિબિરમાં આવ્યા નહિ. પરંતુ બીજા દિવસના સૂર્યનો અસ્ત થતી વેળાયે તે સમાચાર લાવવામાટે મોકલેલા દશ દૂતોમાંના કેવળ ત્રણ દૂતો જ પાછા આવ્યા; એમાંના બે દૂત મહારાજાના હતા અને એક દૂત પુષ્પધન્વાનો હતો. મહારાજાના દૂતોએ આવીને જણાવ્યું કે: "આપણા આઠ ગુપ્તચરોમાંના કેવળ અમો બે જ જીવતા પાછા આવી શક્યા છીએ; કારણ કે, છ દૂતોને શત્રુઓએ સંશય આવવાથી પ્રતિબંધમાં રાખ્યા છે અને કદાચિત્ તેઓ તેમને મારી નાખશે, એવો અમારો નિશ્ચય છે. શત્રુઓ જેવી ગતિથી ચાલતા આવ્યા છે તેવી જ ગતિથી ચાલતા રહેશે તો આવતી કાલના સૂર્યનો ઉદય થતાં જ તેઓ આ સ્થાનમાં આવી પહોંચશે, એવી અમારી માન્યતા છે અને એટલામાટે આપણે હવે તૈયાર થઈ રહેવાનું છે."

પુષ્પધન્વાના દૂતે આવીને પુષ્પધન્વાને જણાવ્યું કે: "અન્નદાતા, આપની આજ્ઞા પ્રમાણે હું અને મારો સાથી આપના શ્વસુર પાસે ગયા હતા અને ત્યાં આપનો ભણાવેલો, 'પુષ્પધન્વા મહાશયે પૂછાવ્યું છે કે, અમારે આપને ક્યાં આવી મળવું?' એ પાઠ અમો બહુ જ ગંભીરતાથી ભણી ગયા હતા. આ પ્રશ્નના ઉત્તરમાં તેમણે જણાવ્યું છે કે: 'મહારાજાનું સૈન્ય અરબ સૈન્યની વાટ જોતું માર્ગની વચ્ચે માર્ગને રોકીને પડ્યું છે, એ સમાચાર અમને મળી ગયા છે; પરન્તુ યુદ્ધ તો થવાનું જ છે. હું મારા શિબિરમાં એવી વ્યવસ્થા કરી રાખીશ કે પુષ્પધન્વાને અહીં આવવામાં કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ નહિ થાય; 'હારૂન્ અલ્ રશીદ' આ શબ્દ ઉચ્ચારવાથી અમારા શિબિરમાં આવતાં આપને કોઇ પણ અટકાવશે નહિ અને મારા તંબૂમાં લઈ આવશે, એમ મારા જામાતાને જણાવજો.' આપના શ્વસુરની ભલામણથી તે પછી અમોને અરબોએ પોતાના સૈન્યમાંથી ક્ષેમકુશળ પાછા આવવા દીધા હતા, પરન્તુ મારા સાથીને માર્ગમાં એક સ્થળે સર્પદંશ થવાથી તેનો સ્વર્ગવાસ થયો છે અને તેથી હું જ અત્યારે એકલો આ સમાચાર સંભળાવવામાટે આપની સેવામાં ઉપસ્થિત થયો છું." પુષ્પધન્વાએ તેનું ગૌરવ

કરીને તેને યોગ્ય પુરસ્કાર આપ્યો અને ત્યાર પછી તે પોતે એક પ્રકારના ગહન વિચારસમુદ્રમાં ડૂબી ગયો. તેની સમસ્ત નિશા વિચારમાં જ વીતી ગઈ અને પ્રભાતમાં જ્યારે દુંદુભિ તથા રણવાદ્યોનો નાદ તેનાં શ્રવણોમાં આવીને અથડાયો,-ત્યારે જ તેની તે વિચારનિદ્રાનો ભંગ થયો. શત્રુસૈન્ય નિકટમાં હોવાનાં ચિન્હો દેખાવા માંડ્યાં હતાં અને તેથી યુદ્ધ માટે સજ્જ થવાની એ દુંદુભિનાદદ્વારા સૂચના અપાઈ હતી. પુષ્પધન્વા તત્કાળ સજ્જ થઈ અનંગભદ્રા સહિત મહારાજની સેવામાં ઉપસ્થિત થયો અને તે વેળાયે સમગ્ર સેના તૈયાર હોવાથી શિબિરને ત્યાંથી ખસેડવાની આવશ્યકતા ન પડે એટલામાટે સૈન્યને ત્યાંથી શત્રુસૈન્યના આગમનની દિશામાં આગળ વધવાની આજ્ઞા આપવામાં આવી.

શીલાદિત્ય મહારાજની સેનાએ અદ્યાપિ અર્ધ કોશ જેટલો જ માર્ગ કાપ્યો હતો એટલામાં તો આરબસેના સાથે તેનો ભેટો થઈ ગયો અને તે ક્ષણે જ યુદ્ધનો આરંભ કરવામાં આવ્યો. અગ્ર ભાગમાં ચાલતા પાશુપત સાધુ સૈનિકો મહારાજની આજ્ઞા મળતાંની સાથે જ પોતાના કૃપાણોને કોષમાંથી બહાર કાઢી ક્ષુધાતુર વ્યાઘ્ર પ્રમાણે શત્રુસૈન્યપર તૂટી પડ્યા અને 'હરહર મહાદેવ'ના ગગનભેદક ધ્વનિ સહિત આરબ સૈનિકોને બકરાંની પેઠે નિર્દયતાથી રેંસવા મંડી ગયા. આરબો પણ શૂરવીર તથા બળવાન્ હોવાથી તેમના એ આક્રમણથી ભયભીત થઇને પાછા ન હટ્યા, કિન્તુ 'અલ્લાહો અકબર!'ના ભયાનક નાદ સહિત કૃપાણોનું ઉત્તર કૃપાણોથી જ આપવા લાગ્યા. ઉભય પક્ષના યોદ્ધાઓની યુદ્ધ પદ્ધતિને જોતાં સ્પષ્ટ જણાઈ આવતું હતું કે, તેઓ પોતાના પ્રાણોપર ઉદાર થઇને જ રણક્ષેત્રમાં કૃપાણોવડે ઝૂઝતા હતા. ખરેખર જે શૂરવીરો મારવું કે મરવું, એ એક જ દૃઢ નિશ્ચય કરીને સમરાંગણમાં લઢવામાટે આવે છે, તેઓ પ્રાણાન્ત પર્યન્ત પાછી પાની નથી કરતા, એ નિયમનો એ વેળાયે સંપૂર્ણ સાક્ષાત્કાર થતો હતો. સાધુ સૈનિકોની સંખ્યા ચાર હજારની અને આરબ સૈનિકોની સંખ્યા દશ હજારની હોવાથી ધીમે ધીમે સાધુ સૈનિકોપર આરબોનો વિજય થવા માંડ્યો અને તેથી સેનાધ્યક્ષે પોતાના અશ્વારોહી સૈન્યના ત્રણ હજાર સૈનિકોને શત્રુ સૈન્યપર ધસી જવાની આજ્ઞા આપી દીધી. જ્યારે એ અશ્વારોહી સૈનિકોએ પોતાના કૃપાણ તથા ધનુષ્યબાણવડે શત્રુસૈન્યનો સંહાર કરવા માંડ્યો, તે વેળાયે જાણે દેવી રણચંડી પોતે જ અત્યંત ક્ષુધાતુર થવાથી માનવરક્તના પાનથી આકંઠ તૃપ્ત થવા માટે ત્યાં આવી હોયની! એવો જ ભાસ થવા લાગ્યો. કૃપાણોના ભીષણ તાંડવના પરિણામે ત્યાં શોણિતની સરિતા વહન કરવા લાગી અને તેમાં માનવમુંડો ઇતસ્તતઃ તરતાં દેખાવા લાગ્યાં. કેટલાક યોદ્ધાઓના કપાઈ ગયેલા હસ્તપાદાદિ અવયવો યુદ્ધમગ્ન અન્ય યોદ્ધાઓનાં ચરણોમાં અટવાતાં હતાં અને જ્યારે કોઇ યોદ્ધાનું શસ્ત્ર તૂટી જતું હતું અથવા હસ્તમાંથી પડી જતું હતું, તે વેળાયે તે એ છિન્ન હસ્તપાદાદિનો જ પ્રતિપક્ષીને સંહારવાના કાર્યમાં શસ્ત્ર સમાન ઉપયોગ કરતો હતો. આવા પ્રકારના મહાબીભત્સ તથા ભયાનક પૈશાચિક કાંડનો ત્યાં વિસ્તાર થયેલો દેખાતો હતો અને તેથી કેવળ 'મારો મારો' અને 'કાપો કાપો' વિના અન્ય કોઇ પણ પ્રકારના શબ્દો કર્ણગોચર થઈ શકતા નહોતા.

મધ્યાહ્ન પર્યન્ત આવા સ્વરૂપમાં યુદ્ધ ચાલતું રહ્યું; એટલે કે સાત્ર સૈનિકો જ

લડતા હતા અને ઉભય પક્ષના અગ્રણીઓ દૂર ઊભા રહીને એ ભીષણ નરહત્યા નામક નાટકનું નિરીક્ષણ કર્યા કરતા હતા. પરંતુ જ્યારે હાકિમ અમરુબિન્ જમાલે પ્રતિપક્ષી રાજાના અશ્વારોહી સૈનિકોના હસ્તથી પોતાના સૈનિકોને ભયંકર સંખ્યામાં કપાઈ જતા જોયા એટલે પછી તે નિશ્ચેષ્ટ થઇને બેસી શકયો નહિ. તેણે પોતાના સર્વ અફસરજંગોને અશ્વારૂઢ થવાનો હુકમ આપ્યો અને તે પોતે પણ બખ્તર પહેરીને પોતાના અશ્વપર આરૂઢ થઈ ગયો. જ્યારે શીલાદિત્ય રાજાએ હાકિમને પોતાને રણભૂમિમાં લડવામાટે આવેલો જોયો એટલે તેના મનમાં તે હાકિમના મદને ઉતારવાની અનિવાર્ય આકાંક્ષા થઈ આવવાથી તેણે પણ પોતાના સેનાધ્યક્ષ, પુષ્પધન્વા તથા અનંગભદ્રા આદિ અંગીય જનોને સાથે લઇને હત્યાભૂમિના મધ્યમાં આવીને શસ્ત્રચાલનનો ભીષણતાથી આરંભ કરી દીધો. પુષ્પધન્વા તથા અનંગભદ્રાએ આ યુદ્ધમાં એવા તો અલૌકિક શૌર્યનું પ્રદર્શન કરાવ્યું કે, તેમના તે અદ્ભુત પરાક્રમને જોઇને સર્વ વીરો તેમના શિરપર ધન્યવાદની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યા. શત્રુઓને સંહારતાં સંહારતાં તેઓ એટલાંબધાં આગળ વધી ગયાં કે ઠેઠ અરબ સૈનિકોના મધ્યમાં જઇને ઊભાં રહ્યાં. મહારાજા શીલાદિત્ય તથા સેનાધ્યક્ષ, હાકિમ અમરુપર્યન્ત પહોંચવાનો માર્ગ કરતા હતા એટલે પુષ્પધન્વા તથા તેની પત્નીના શત્રુના મધ્યમાં જઈ પડવાની ઘટનાને તેઓ જાણી શકયા નહિ. અહીં હવે સહાયતામાટે આર્ય સૈનિકો આસપાસમાં ન હોવાથી અને તેઓ ચારે તરફથી શત્રુસૈનિકોવડે ઘેરાયલાં હોવાથી તેમનાથી શત્રુસમક્ષ વધારે વાર ટકાવ કરી શકાય તેમ નહોતું; કારણ કે, શત્રુઓએ તેમના અશ્વોનાં શરીરોને પ્રથમ છિન્ન કરીને પછી તેમને પણ મારી નાખવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો અને પોતાના એ કાર્યનો તેમણે આરંભ પણ કરી દીધો હતો. અચાનક હાકિમ અમરુ ત્યાં આવી લાગ્યો અને તેણે એ ઉભય વીર મનુષ્યોની વીરતાનો દૂરથી સાક્ષાત્કાર કરેલો હોવાથી તેમને મહાભયંકર વ્યક્તિઓ માનીને પોતાના સિપાહોને તેમના વધમાટેની આજ્ઞા આપી દીધી. પરંતુ તેની એ આજ્ઞા સાંભળતાં જ પુષ્પધન્વાએ વિલક્ષણ અટ્ટાટ્ટહાસ કર્યો અને તેની આવી ચેષ્ટાને જોઇને અમરુ તેને પૂછવા લાગ્યો કે: "બહાદુર કાફિર, મૌતને માથાપર ભમતું જોવા છતાં પણ તું આવી રીતે હસે છે, તેનું શું કારણ છે વારુ? શું તારી આ ચેષ્ટા અપ્રાસંગિક નથી?"

"સરદાર, હું હસું છું એટલામાટે કે આપ પોતાના એક દુશ્મનને નહિ પણ પોતાના એક જાની દોસ્તને જ અત્યારે મારી નખાવવાને તૈયાર થયા છો!" પુષ્પધન્વાએ હાકિમને વિચારમાં નાખી દેનારું ઉત્તર આપ્યું.

"તું અમારો દોસ્ત અને તે પણ વળી જાની દોસ્ત?" હાકિમે આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

"જી હા; આપને અહીં લઈ આવનાર કાફૂ શેઠનો હું જમાઈ અને મારી સાથે જે બીજો તરુણ છે તે છે મારો ભાઈ! મેં અત્યારપૂર્વે મારા સસરાપાસે મારા જાસૂસને મોકલીને અમારે તેમને કયાં મળવું એ વિશે પૂછાવ્યું હતું અને તેમણે અમને આપની છાવણીમાં આવીને તેમને મળવામાટેની આજ્ઞા કહાવી છે; માત્ર એટલું જ નહિ, પણ જો કોઈ આપની છાવણીમાં આવતાં અમને અટકાવે અથવા અમારા પ્રાણ ભયમાં હોવાનું અમને જણાય, તો તે વેળાયે 'હારૂન્ અલ રશીદ'

એ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ સર્વ વિઘ્નો દૂર થઈ જશે, એમ પણ તેમણે સૂચવ્યું છે. રાત્રિના સમયમાં કદાચિત્ રાજા શીલાદિત્યની છાવણીમાંથી નીકળતાં કોઇના મનમાં કશો સંશય આવે, એટલામાટે અત્યારે લડતાં લડતાં આપના સૈન્યમાં પ્રવેશ કરીને મારા શ્વસુર પાસે પહોંચી જવાના વિચારથી જ હું જાણીજોઇને આપના હાથમાં સપડાયો છું. હવે અમને મારી નાખવા કે મારા શ્વસુર પાસે પહોંચાડવા, એ આપની ઇચ્છાને આધીન છે." પુષ્પધન્વાએ મોતના પંજામાંથી છટકવાનો પ્રયત્ન કરીને કાકૂના ઉત્તરનો યોગ્ય ઉપયોગ કરી બતાવ્યો.

પુષ્પધન્વાના ગુપ્તચરના કાકૂપાસેના આગમનની વાર્ત્તા હાકિમ જાણતો હોવાથી અને 'હારૂન્ અલ્ રશીદ' એ શબ્દ પણ તેનો પોતાનો જ હોવાથી પુષ્પધન્વાના વચનમાં તેનો તત્કાળ વિશ્વાસ બંધાઈ ગયો અને તેથી તેણે પોતાના બે સૈનિકોને આજ્ઞા આપી કે: "આ બહાદુર જવાનને કાંઈ પણ ઇજા ન થવા પામે એવી હિફાજતથી સૌદાગર કાકૂને જ્યાં રાખવામાં આવ્યો છે ત્યાં લઈ જાઓ અને ત્યારપછી તમો પાછા આવીને તમારા ફર્જને અદા કરવામાટે મયદાને જંગમાં હાજર થઈ જાઓ."

તે બે અરબ સૈનિકો પુષ્પધન્વા તથા અનંગભદ્રાને લઇને ત્યાંથી ચાલતા થયા અને ત્યારપછી હાકિમ પાછો પોતાના સૈનિકોને ઉત્તેજન આપવાના તથા તેમના ઉત્સાહને વધારવાના કાર્યમાં નિમગ્ન થયો; પરંતુ પ્રતિપક્ષી સૈન્યનો મારો અસહ્ય હોવાથી ક્ષણે ક્ષણે અરબોનો યુદ્ધોત્સાહ વધારે અને વધારે મંદ થતો જ દેખાવા લાગ્યો.

સંધ્યાકાળપર્યન્ત યુદ્ધ ચાલતું રહ્યું અને એ સમસ્ત દિવસના યુદ્ધમાં અરબ હાકિમના પાંચ હજાર સૈનિકોનો તથા શીલાદિત્યના બે હજાર સૈનિકોનો સંહાર થઈ ગયો. મહારાજા શીલાદિત્યની કદાચિત્ એના કરતાં બમણી કે ત્રણ ગણી સેના કપાઈ ગઈ હોત, તોપણ તેથી તેની અધિક હાનિ થવાનો સંભવ નહોતો; કારણ કે, એક તો પ્રથમથી જ અરબ હાકિમના સૈનિકોની સંખ્યા કરતાં તેના સૈનિકોની સંખ્યા વિશેષ હતી અને બીજું જો આવશ્યકતા પડે, તો અલ્પ કાળમાં જ એક લક્ષ કરતાં પણ અધિક સૈનિકોને તે એકત્ર કરી શકે તેમ હતું; પરંતુ દશ હજાર અરબોમાંના પાંચ હજાર અરબો કેવળ એક જ દિવસમાં કપાઈ જવાથી અરબ હાકિમના હોંજ ગગડી ગયા અને તેથી તેણે રાતોરાત ત્યાંથી પલાયન કરવાનો પોતાના મનમાં નિશ્ચય કરી લીધો. સંધ્યાકાળ થતાં ઉભય પક્ષની પરસ્પર અનુમતિથી મૃત સૈનિકોને અગ્નિદાહ તથા ભૂમિદાહ આપવામાટે તથા જીવિત સૈનિકોને ખાનપાન તથા વિશ્રાંતિનો અવકાશ આપવામાટે યુદ્ધને બંધ રાખવામાં આવ્યું. થોડીવાર સૂધી તો અરબોએ મૃત સૈનિકોને ભૂમિદાહ આપવાનો વ્યવસાય કર્યો, પણ નૈશ્ય અંધકારનો વિસ્તાર થતાં જ તે સર્વ પોતાની છાવણીમાં ચાલ્યા ગયા અને ત્યાં જઇને હાકિમને તેમણે સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે: "આવતી કાલે પ્રભાતમાં અમો યુદ્ધ કરવાના નથી; કારણ કે, અહીં આપણને કાંઈ પણ રીતે વિજય મળવાનો સંભવ છે જ નહિ." હાકિમ પોતે પણ એવા જ નિશ્ચયપર આવેલો હોવાથી તેણે પોતાના તંબૂમાં કેટલાક અફસરોને બોલાવીને એક ખાનગી દરબાર ભર્યો અને તે દરબારમાં કાકૂને પણ બોલાવવામાં આવ્યો. હાકિમે બહુ જ ગંભીરતાથી કાકૂને ઉદ્દેશીને કહ્યું કે:—

"આલીશાન સૌદાગર કાકૂ શેઠ, તમોએ તમારા વચન પ્રમાણે અમને એક કરોડ અશરફીઓ આપી દીધી છે અને તેમાટે અમો તમારા એહસાનમંદ છીએ. અમારા વચન પ્રમાણે અમે અહીં આવ્યા છીએ અને તમારા રાજા સાથે લડાઈ પણ કરી ચૂક્યા છીએ; પરંતુ આપણી બદનસીબીથી આપણે ફતહયાબ થઈ શક્યા નથી અને તેનું કારણ એ છે કે, એક તો અમો આ મુલ્કના જાણીતા નથી અને બીજું અમને અહીં કુમક મળવાનો સંભવ નથી. આજની લડાઇમાં અમારા પાંચ હજાર જવાંમર્દો માર્યા ગયા છે એટલે આવતી કાલે અમારાથી લડાઇમાં ટકાવ કરી શકાય તેમ ન હોવાથી આજે રાતોરાત જ અમોએ અહીંથી પાછા વળવાનો નિશ્ચય કર્યો છે; તો હવે તમારો ક્યાં જવાનો વિચાર છે તે જણાવો."

કાકૂએ કર્કશતા તથા ગંભીરતામિશ્રિત સ્વરથી હાકિમને ઉદ્દેશીને તેના એ નિશ્ચયને ચળાવવાના ઉદ્દેશથી કહેવા માંડ્યું કે: "હાકિમ સાહબ, આવી રીતે એક જ હારથી આટલી હદ સુધી હિમ્મત હારી બેસવું, એ તો એક જાતની પસ્ત હિંમતી જ કહેવાય. હું માનું છું કે, આવતી કાલે રાજા શીલાદિત્યના સૈન્ય સાથે લડીને ટકાવ કરવા જેટલી શક્તિ અત્યારે આપણા લશ્કરમાં નથી; પરંતુ એ કારણથી આપણા કાર્યને આપણે ત્યાગી દેવાનું નથી; કિન્તુ બળને બદલે હવે કળાથી જ કામ લેવાનું છે. મારી એવી સલાહ છે કે, અત્યારે જ અહીંથી છાવણી ઊઠાવીને આપણે જાણે પલાયન કરી ગયા હોઇએ, એવો દેખાવ કરો; કારણ કે, ક્ષત્રિય રાજાઓનો એવો ધર્મ છે કે, તેઓ પલાયન કરી જતા શત્રુનો પીછો પકડતા નથી એટલે રાજા શીલાદિત્ય પોતાના સૈન્યને લઇને આવતી કાલે પાછો વલ્લભીપુરમાં ચાલ્યો જશે અને આવતી કાલે રાત્રિના સમયમાં સૈનિકો પણ નિર્ભય થઇને નગરથી દૂરના પોતાના નિવાસસ્થાનમાં જઇને નિદ્રાદેવીની ઉપાસના કરવા માંડશે એટલે રાત્રિના અંધકારનો લાભ લઇને આપણે વલ્લભીનગરમાં પ્રવેશ કરીશું અને મને સંપૂર્ણ આશા છે કે, તે વેળાયે અવશ્ય વિજયશ્રી આપણા ગળામાં જ વરમાળા આરોપશે. વલ્લભીપુરનાં બે સિંહદ્વારોના દ્વારપાલોને એક એક લક્ષ સુવર્ણમુદ્રાઓનો લોભ બતાવીને મેં મારા ઉષ્ટ્રવાહકદ્વારા મારા પક્ષમાં કરી લીધા છે એટલે તેઓ આપણા અમુક સાંકેતિક શબ્દને સાંભળતાંની સાથે જ નગરનાં દ્વારોને ઊઘાડી નાખશે અને તેથી કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના આપણે નગરમાં પ્રવેશ કરી શકીશું. શું આ બાજી આપને ખેલવા જેવી નથી લાગતી? સાહસ વિના અક્ષય ધનભંડારની પ્રાપ્તિ થઈ શકતી નથી; એટલે જો અક્ષયધનસંપત્તિને મેળવવાની આપની આકાંક્ષા હોય, તો તો આ સાહસ આપે કરવું જ જોઇએ."

હાકિમ કાકૂના આ ભાષણથી પાછો લોભમાં લપટાઈ ગયો અને કાકૂના ઉપદેશ પ્રમાણે વર્ત્તવાને તૈયાર થયો. તત્કાળ તેણે ત્યાંથી છાવણી ઉપાડીને સૈનિકોને જે માર્ગથી તેઓ આવ્યા હતા, તે જ માર્ગમાં પાછા વળવાની આજ્ઞા આપી દીધી અને જાણી જોઇને પોતાના લશ્કરનો કેટલોક માલ ત્યાં જ રાખી જવાની પણ વ્યવસ્થા કરી. પ્રભાતમાં શત્રુસૈન્યના પલાયનની વાર્ત્તા રાજા શીલાદિત્યના જાણવામાં આવી અને તેથી તેણે આનંદસહિત સૈન્યને વલ્લભીપુરભણી પાછા

વળવાનું જણાવ્યું. માત્ર પુષ્પધન્વા તથા અનંગભદ્રાની અદૃશ્યતાએ રાજાના મનમાં ક્ષોભ ઉપજાવ્યો; કારણ કે, તેણે તેમને યુદ્ધમાં હણાયલાં જ માની લીધાં હતાં.

## પ્રકરણ ૫ મું

## કાકૂની કુટિલતા અને રાજાપ્રજાનો સંહાર!

"As hungry wolves, with raging appetite,
Scour the fields, nor fear the stormy night;
Their whelps at home expect the promised food,
And long to temper their dry chaps in blood:
So rushed we forth at once, resolved to die,
Resolved in death the last extremes to try.
We leave the narrow lanes behind, and dare
The unequal combat in the public square:
Night was our friend, our leader was despair.
What tongue can tell the slaughter of the night?
What eyes can weep the sorrows and affright?
An ancient and imperial city falls,
The streets are filled with frequent funerals:
Houses and holy temples float in blood,
And hostile nations make a common flood."

*A Roman Poet.*

મધ્યરાત્રિનો સમય વર્ત્તમાન હતો અને સમસ્ત વલ્લભીનગરી રમણીય નિશાદેવીના બાહુમાં બદ્ધ થઇને નિઃસ્તબ્ધતાને આધીન થયેલી દેખાતી હતી. વલ્લભીનગરના આસમન્તાત્ ભાગમાંના તડાગ તથા નિર્ઝર આદિ જળાશયો નિરભ્ર આકાશમાંના ચંદ્રદેવના સુધાંશુઓના સંયોગથી જાણે રજતાશયો હોયની! તેવા જ મનોહર દેખાતા હતા. વર્ષાકાળની વિપુલ મેઘવૃષ્ટિથી જલપૂર્ણ થયેલી નદીઓએ પોતાની ભયંકર તથા ગર્જનયુક્ત ગતિને ત્યાગીને પુનઃ મંદ ગતિને ધારી લીધી હતી અને તેથી તેઓ પોતાના 'કલનાદિની' નામની સાર્થકતા કરતી દૃષ્ટિગોચર થતી હતી. સર્વત્ર અવિભંગ તથા અખંડ શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હોવાથી જાણે પ્રકૃતિદેવી નિદ્રાવિશ્રામમાં લીન થયેલી હોયની! એવો જ ભાસ થયા કરતો હતો. પરંતુ વલ્લભી નગરનાં લોકોની એ સામયિક જીવનશાન્તિ સત્વર જ જે નિદ્રા જાગરણથી સર્વથા અપરિચિત હોય છે, તે દીર્ઘ અને અનંત નિદ્રાના સ્વરૂપમાં પરિવર્ત્તિત થવાની હતી, છતાં વલ્લભીનગરનાં નિદ્રાધીન જનોને એનું લેશ માત્ર પણ જ્ઞાન કે ભાન હતું જ નહિ. વલ્લભીનગરનાં નાગરિકો, રાજા પોતે અને સૈનિકો તથા અન્ય રાજકર્મચારીઓ કોઇ પણ પ્રકારના ભય વિના આવી મૃત્યુતુલ્ય નિદ્રાને આધીન થઈ ગયાં હતાં, એનું કારણ શું હોવું જોઇએ વારુ? કેટલાક વિચારશીલ

ઇતિહાસવેત્તાઓનો એવો અભિપ્રાય છે કે, મહાપ્રતાપી સેનાપતિ ભટ્ટારકના વંશના પ્રભાવશાળી રાજાઓના રાજ્દંડની છાયામાં સૌરાષ્ટ્રની પ્રજા અતિદીર્ઘ કાળથી શાંતિ અને શાંતિનો જ ઉપભોગ કરતી રહી હતી અને એ દીર્ઘકાલિક અખંડ શાંતિ તથા ઉજ્જ્વલ્યુપભોગના પરિણામે તેમનો એક પ્રકારનો એવો મિથ્યા વિશ્વાસ બંધાઈ ગયો હતો કે, 'વલ્લભીવંશ અજેય છે અને વલ્લભીપુરનો વિનાશ સર્વથા અશક્ય છે!' સર્વ લોકોની આવી માન્યતા તો પ્રથમથી જ હતી અને તે સાથે વળી આજના શીલાદિત્ય રાજાના વિજયની તથા શત્રુઓના પલાયનની ઘટના આવી મળી, એટલે એથી તેમના એ વિશ્વાસનો અતિરેક થઈ ગયો અને તેમના આનન્દનો અવધિ થવાથી સમસ્ત દિવસ તથા રાત્રિના આરંભનો કેટલોક ભાગ તેમણે નાના પ્રકારના આનંદોત્સવમાં, નૃત્ય અને સંગીતના ઉપભોગોમાં તથા ભોજનસમારંભોમાં વીતાડેલો હોવાથી જો અત્યારે તેઓ આવી ગાઢ નિદ્રાને આધીન થયાં હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. કેટલાકોનો વળી એવો અભિપ્રાય પણ છે કે, વલ્લભીપુરના લોકો દીર્ઘકાળથી શાંતિ તથા સુખને ભોગવનારા હોવા છતાં પણ જો કાકૂના કપટજાળના વિસ્તારની વાર્ત્તા તેમના જાણવામાં આવી હોત, તો તેઓ આટલી સીમા પર્યન્ત કદાપિ નિર્ભય રહેત નહિ; તેમ જ કેટલાકો એમ પણ જણાવે છે કે, અવધૂતના અભિશાપના વિનાશક પરિણામને ભોગવવાનો યોગ વલ્લભીપુર તથા ત્યાંના રાજા અને ત્યાંની પ્રજાના ભાગ્યમાં લખાયલો હોવાથી જ તેઓ આટલી સીમા પર્યન્ત નિશ્ચિન્ત થઈ ગયા હતા; અર્થાત્ એ સર્વ કેવળ અવધૂતના અભિશાપનું જ પરિણામ હતું. કારણ ગમે તે હોય, પણ એ અતિ વિશ્વાસ અને અતિનિદ્રાના પરિણામે વલ્લભીપુરના રાજા તથા વલ્લભીપુરની પ્રજાના વિનાશનો પ્રસંગ તો આવી લાગ્યો હતો, એ તો એક નિર્વિવાદ વાર્ત્તા છે અને તે આપણને સૂચવે છે કે, એવા પ્રકારનાં અતિવિશ્વાસ, અતિનિર્ભયતા તથા અતિનિદ્રા આદિને આધીન થવાથી કોઈ પણ વ્યક્તિ કિંવા સમષ્ટિને કોઇ પણ કાળમાં અને કોઇ પણ દેશમાં બહુધા આવા વિઘાતક તથા વિનાશક પરિણામને ભોગવવાનો જ પ્રસંગ પ્રાપ્ત થાય છે.

મધ્યરાત્રિ વીત્યા પછી તૃતીય પ્રહરના પ્રથમ અર્ધ ભાગની સમાપ્તિ થતાં પાંચ હજાર અરબ સૈનિકો વલ્લભીપુરના દુર્ગ સમક્ષ આવી લાગ્યા અને કાકૂના બતાવેલા સંકેતનો ઉપયોગ કરતાંની સાથે જ દુર્ગનાં દ્વારોને દ્વારપાલોએ ઉઘાડી નાખવાથી બે હજાર સૈનિકોએ નગરમાં પ્રવેશ કર્યો અને ત્રણ હજાર અરબ સૈનિકોએ નગરના બાહ્ય ભાગમાંના સૈન્યસ્થાનમાં જઇને મદિરા તથા નિદ્રાના મદથી મૃત્યુ સમાન નિદ્રામાં પડેલા સૈનિકોના સંહારનો આરંભ કરી દીધો કે જેથી તે સૈનિકો ત્યાંથી ઊઠીને નગરમાં આવી તેમના નગરવિનાશના કાર્યમાં કોઈ પણ પ્રકારની બાધા ન કરી શકે. સૈનિકોનો સંહાર કર્યા પછી તે અરબો પણ નગરમાં આવીને પોતાના સાથીઓ સાથે મળી ગયા. એ વેળાયે વલ્લભીપુરમાં અરબોએ નિર્દયતાથી ત્યાંના લોકોને મારવાનો અને તેમની ધનસંપત્તિને લૂટવાનો ક્યારનોય આરંભ કરી દીધો હતો. ધનના લોભી અને શીલાદિત્યના હાથે થયેલા પોતાના પરાજયથી છેડાયલા અરબોએ અત્યારે પશુધર્મનો સ્વીકાર કરેલો હોવાથી બાળક, યુવક, વૃદ્ધ કે સ્ત્રી જે કોઈ પણ હાથમાં આવે, તેનો

તેઓ નિર્દયતાથી વધ કરીને પોતાના માર્ગને નિષ્કંટક કરતા જતા હતા. વલ્લભી-પુરમાં હાહાકાર તથા આક્રોશ અને આર્ત્તનાદ જ સર્વત્ર સંભળાવા લાગ્યો અને અંતે કેટલાક દોડધામ કરતા લોકોના મુખથી આ વાર્ત્તા રાજાના મહાલયના રક્ષકોના જાણવામાં આવતાં તેમણે મહારાજાને નિદ્રામાંથી જાગ્રત કરીને આ આપત્તિના સમાચાર સંભળાવ્યા. પ્રથમ તો રાજા શીલાદિત્ય આ અચિન્ત્ય આપત્તિની કથાને સત્ય તરીકે સ્વીકારતાં અચકાયો, પણ રાજમહાલયની અગાસીમાંથી વલ્લભી-પુરના વિશાળ માર્ગોમાં પ્રજાપર થતા અરબોના અત્યાચારને તેણે ચન્દ્રના પ્રકાશમાં પોતાનાં નેત્રોથી જોયો એટલે પછી તેનાથી ધૈર્ય ધારી ન શકાયું. તત્કળ તેણે કવચ તથા શસ્ત્રાસ્ત્રોને ધારણ કરી લીધાં અને જે એક સો સૈનિકો તેના અંગરક્ષક તરીકે તેના મહાલયના એક ભાગમાં રહેતા હતા તેમને પોતાની સાથે લઇને અગ્નિકુંડપ્રતિ જવાને પ્રયાણ કર્યું. ત્યાં જઇને તેણે સૂર્યના અશ્વનું આવાહન કર્યું; પરંતુ અગ્નિકુંડનું જળ ભ્રષ્ટ થયેલું હોવાથી ત્યાંથી ચાલ્યો ગયેલો સૂર્યનો અશ્વ પાછો ન આવ્યો તે ન જ આવ્યો. રાજા જો કે નિરાશ તો થયો, પરંતુ હવે પોતાની પ્રતિષ્ઠાને જાળવવામાટે કેસરિયાં કરીને શત્રુઓપર તૂટી પડવા વિના બીજો કોઈ પણ ઉપાય ન હોવાથી પોતાના અંગરક્ષકોને સંબોધીને તે ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે:—

“મારા વીરશિરોમણિ અંગરક્ષકો અને ક્ષત્રિયવંશના શૃંગારો, વલ્લભીપુરમાં અત્યારે આ અરબોનો નિર્વિઘ્ન પ્રવેશ થઈ શક્યો છે, એ અવશ્ય આપણા કોઈ પણ વિશ્વાસપાત્ર કર્મચારીના વિશ્વાસઘાતનું જ પરિણામ હોવું જોઇએ, એવી મારી દૃઢ માન્યતા છે; પરંતુ અત્યારે હવે એ વિશેના વિચારમાં વીતાડવા જેટલો સમય આપણા હસ્તમાં નથી. અત્યારે હવે જીવનની આશાનો સર્વથા ત્યાગ કરીને અને પરલોકના શાશ્વત સુખની આશાને હૃદયમાં દૃઢ કરીને આપણે આપણા કર્ત્તવ્યનું યથોચિત પાલન કરવાનું છે. તમારા કૃપાણોને કોષમાંથી બહાર કાઢો અને મારા પક્ષમાં સ્થિર રહી યવન શત્રુઓના સંહારકાર્યનો ભીષણતાથી આરંભ કરી દ્યો; કારણ કે, હવે આપણું કોઈ પણ અંતિમ કર્ત્તવ્ય હોય, તો તે એ જ છે. જો અત્યારે આપણે ભીરુ થઇને આપણા આ નશ્વર દેહોને રક્ષવાનો નિંદ્ય પ્રયત્ન કરીશું, તો તેથી આપણા દેહો અમર તો નથી જ થવાના; પરંતુ જો વીરતાથી શત્રુઓને સંહારીને સ્વર્ગમાં જઇશું, તો ભારતવર્ષના ઇતિહાસમાં આપણાં નામો કીર્ત્તિરૂપે સદાને માટે અમર રહેવાનાં છે, એ તત્ત્વનું કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ. આવા પ્રસંગે પાછી પાની કરવાથી અપકીર્ત્તિ થાય છે અને સંભાવિત પુરુષમાટે અપકીર્ત્તિ મરણ કરતાં પણ અધિક ભયંકર મનાય છે, એ તો તમો સારી રીતે જાણો જ છો એટલે આ પ્રસંગે તમોને અધિક ઉપ-દેશ આપવાની હું આવશ્યકતા જોતો નથી. કલંકિત અને અપ્રતિષ્ઠાયુક્ત જીવનને ધારવા કરતાં નિષ્કલંક તથા પ્રતિષ્ઠાયુક્ત મરણ સહસ્રવાર ઉત્તમ છે, એવો શિષ્ટ જનોનો અભિપ્રાય છે અને અત્યારે આપણે તે નિષ્કલંક તથા પ્રતિષ્ઠાયુક્ત મર-ણને જ પ્રાપ્ત કરવાનું છે. મરણ એ મનુષ્યની પ્રકૃતિ છે; કારણ કે, મરણ નિશ્ચિત છે અને જીવન અનિશ્ચિત હોવાથી વિકૃતિરૂપ મનાય છે, તો અત્યારે હવે વિકૃ-તિને ત્યાગીને પ્રકૃતિનો અંગીકાર કરવો, એ જ આપણો પરમ ધર્મ છે. માટે મારા

નિર્ભય વીરો, ચાલો, વધો આગળ અને શત્રુઓને તમારા અમોઘ પરાક્રમનો અંતિમ પરિચય કરાવીને સ્વર્ગસુખના તથા મોક્ષના અધિકારી થાઓ !"

"અમો વલ્લભીવંશની અને અમારા અન્નદાતા મહારાજાધિરાજ શીલાદિત્યની પ્રતિષ્ઠામાટે અમારા પ્રાણોની આ યુદ્ધયજ્ઞમાં આહુતિ આપવાને તૈયાર છીએ !" વીર અંગરક્ષકોએ પોતાની વીરતાનો પરિચય કરાવ્યો.

"બોલો, હર હર મહાદેવ !" શીલાદિત્યે રણધ્વનિ કર્યો.

અગ્નિકુંડના તીરપ્રાંતમાંથી તેઓ શત્રુઓપર તૂટી પડવામાટે વિદાય થયા. અગ્નિકુંડપાસેનો નગરવિભાગ રાત્રિના સમયમાં બહુધા જનશૂન્ય રહેતો હોવાથી અને તેની આસપાસમાં ગૃહો પણ બહુધા ન હોવાથી અત્યાચારી અરબો તે વિભાગમાં અદ્યાપિ આવ્યા નહોતા અને તેથી કેટલોક માર્ગ કાપવા છતાં રાજા શીલાદિત્ય તથા તેના અંગરક્ષકોને અરબોનો ભેટો ન થયો. માત્ર અરબ સૈનિકોનાં શસ્ત્રોથી રેંસાતાં પ્રજાજનોના ચીત્કાર તથા આર્ત્તનાદ પ્રતિક્ષણે તેમના કર્ણોમાં આવીને અથડાતા હતા અને તેથી તેમના આંતરિક ત્વેષની પ્રતિક્ષણે વૃદ્ધિ થયા કરતી હતી. ત્યારપછી મનુષ્યવસતિનો વિભાગ આવ્યો અને ત્યાં લગભગ સોથી સવાસો અરબ સૈનિકો ધમાચકડી મચાવતા, લૂટફાટ કરતા અને નિઃશસ્ત્ર તથા દીન પ્રજાજનોને બકરા પ્રમાણે રેંસીને આનંદથી નાચતા તેમના જોવામાં આવ્યા. રાજા શીલાદિત્ય તથા તેના અંગરક્ષકો ક્ષુધાતુર કેસરી સમાન ક્રૂરતાથી તેમનાપર તૂટી પડ્યા અને જોતજોતાંમાં તે સર્વને યમરાજના ભક્ષ બનાવી દીધા. તેમનામાંનો એક પણ અરબ, રાજાના આ અચિન્ત્ય આક્રમણના સમાચાર પોતાના સાથીઓને પહોંચાડવામાટે ત્યાંથી જીવતો છટકી શક્યો નહિ. ત્યાંથી આગળ વધીને રાજા તથા તેના અંગરક્ષકોએ ઉભય હસ્તોવડે કૃપાણોને ચલાવીને અરબોના બીજા બસેં માણસોનો ઘાણ કાઢી નાખ્યો અને ત્યાર પછી જ પોતાના સૈનિકોના થતા એ સંહારની વાર્ત્તા અરબોના જાણવામાં આવી. આ બે ઝપાઝપીઓમાં રાજાના કેવળ ચાર કે પાંચ અંગરક્ષકો જ હણાયા હતા; કારણ કે, અરબોનાં શરીરોપર બખ્તર ન હોતાં અને રાજા તથા તેના અંગરક્ષકોના દેહ કવચોવડે સુરક્ષિત હતા અને તેથી તેમનાં શરીરોનો તત્કાળ નાશ થવો અશક્ય હતો. રાજા પોતે જ મરણિયો થઇને લડવામાટે બહાર નીકળી પડ્યો હતો, એ વાર્ત્તા અદ્યાપિ અરબોના જાણવામાં આવી નહોતી; કિન્તુ તેઓ તો એમ જ ધારતા હતા કે, રાજાના, નગરમાં વસતા, કેટલાક સૈનિકોએ એ સંહાર કરવા માંડ્યો હતો અને તેથી અરબ હાકિમે પોતાના સર્વ સૈનિકોને એક સ્થાનમાં એકત્ર થઇને પ્રથમ રાજાના એ ઉન્મત્ત સૈનિકોને સંહારવાની આજ્ઞા આપી દીધી. પરંતુ દૂતોદ્વારા તેની આ આજ્ઞાને સાંભળીને તેઓ એક સ્થાનમાં એકત્ર થાય, ત્યાર પહેલાં તો રાજા તથા તેના અંગરક્ષકોએ બીજા પણ ત્રણસેંથી ચારસેં અરબોને ધૂળ ચાટતા કરીને યમધાનીમાં રવાના કરી દીધા. જેમ જેમ તેઓ શત્રુઓને સંહારતા જતા હતા તેમ તેમ તેમની રક્તતૃષા વધતી જતી હતી અને તેથી જીવનને રક્ષવાની ઇચ્છાવાળા અરબોનો એ જીવનની આશાને ત્યાગીને લડનારા ક્ષત્રિયવીરો સમક્ષ ટકાવ થઈ શકતો નહોતો. અરબોના આ ભયંકર નાશને જોઇને હાકિમ તે ક્ષત્રિય સૈનિકોની સંખ્યાની કલ્પના કરી ન શક્યો.

છેવટે વલ્લભીનગરના મધ્યભાગમાંના વિશાળ ચોકમાં સર્વ આરબ સૈનિકો હાકિમની આજ્ઞા અનુસાર એકત્ર થઈ ગયા અને તેથી રાજા તથા તેના અંગરક્ષકોને પણ તેમના પર આક્રમણ કરવામાટે તે સ્થાનમાં આવવું પડ્યું. એ વેળાયે રાજાના ત્રીસ અંગરક્ષકો કામ આવી ગયેલા હોવાથી કેવળ સિત્તેર અંગરક્ષકો જ બાકી રહ્યા હતા અને ઇકોતેરમો રાજા શીલાદિત્ય પોતે હતો. તેમની આટલી અલ્પ સંખ્યાને જોઇને હાકિમ તથા આરબ સૈનિકોના આશ્ચર્યનો અવધિ થયો. તેમની સંખ્યા અદ્યાપિ ચાર હજારની હોવાથી તેમની કેટલેક અંશે થયેલી નિરાશા પાછી આશાના રૂપમાં પરિણત થવા લાગી અને તેથી તેઓ પોતાના એકત્ર બળથી રાજા શીલાદિત્ય તથા તેના અલ્પસંખ્ય અંગરક્ષકોપર વરૂ પ્રમાણે તૂટી પડ્યા. કૃપાણોનો પુનઃ એકવાર મહા ભયંકર તાંડવ થવા લાગ્યો, રાજા શીલાદિત્યે એ યુદ્ધમાં શત્રુઓને પોતાના અપૂર્વ શૌર્યનો પરિચય કરાવ્યો અને તેની અપૂર્વ વીરતાને જોઇને તેનો પરમ શત્રુ હાકિમ અમરુ પણ તેની બહાદુરીની તારીફ કરવા લાગ્યો. પરંતુ ચાર હજાર સૈનિકોના એકત્ર બળ સમક્ષ ઇકોતેર વીરોના છિન્નવિચ્છિન્ન બળનો કેટલીક વાર ટકાવ થઈ શકે વારુ ? એક પ્રહરના તુમુલ યુદ્ધમાં આરબોની બસેં માણસોની સંખ્યાને સદાને માટે ઓછી કરી નાખ્યા પછી અને પોતાના સર્વ અંગરક્ષકોના રોળાઈ ગયા પછી રાજા શીલાદિત્ય પણ એક શત્રુના કૃપાણનો ભોગ થયો અને વીરગતિને પામ્યો. હવે આરબોના માર્ગમાં અન્ય કોઇ પણ વિઘ્ન આવવાનો સંભવ ન હોવાથી તેઓ રાજમહાલયની દિશામાં આગળ વધ્યા અને ત્યાંના આઠ દશ દ્વારપાલો તથા સેવકોનો સંહાર કરીને તેમણે મહાલયના આંતરિક ભાગમાં પ્રવેશ કર્યો, પણ ત્યાં રાજા, રાણી, રાજનન્દિની કે સૈનિકો ઇત્યાદિ કોઇ પણ તેમના જોવામાં ન આવ્યું. હાકિમે તો એમ જ ધાર્યું કે, રાજા તેના કુટુમ્બ સહિત કોઈ ગુપ્ત માર્ગેથી પલાયન કરી ગયેલો હોવો જોઇએ. હાકિમે ચારે તરફ બંદોબસ્ત રાખીને રાજમહાલયમાં જ નિવાસ કર્યો અને નગરનાં દ્વારોને બંધ કરાવી ત્યાં આરબ પ્રહરીઓને બેસાડી દીધા. વિશ્રાંતિ લેવામાટે લૂટફાટ તથા પ્રજાસંહારના વ્યવસાયને પ્રભાતપર્યન્ત બંધ રાખવામાં આવ્યો. નિશા વીતી અને પુનઃ પ્રભાત થયો; પરંતુ એ પ્રભાત વલ્લભીનગરનાં દુર્ભાગી નિવાસીઓમાટે એક મહાભયંકર, દુઃખવર્ધક, નિરાશાજનક તથા અત્યંત ત્રાસદાયક પ્રભાત હતો, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. વૈકુંઠની સ્પર્ધા કરનારી વલ્લભીનગરીની પવિત્ર ભૂમિ દેવભૂમિ મટીને દાનવભૂમિના સ્વરૂપમાં, સ્વર્ગ મટીને સ્મશાનના સ્વરૂપમાં પરિણત થઈ ગયેલી દેખાતી હતી.

વલ્લભીનગરની જે પણ્યવીથિકાઓમાં પ્રભાતથી સાયંકાળ પર્યન્ત વ્યાપારીઓ તથા નાગરિકોના અખંડ વ્યવસાય ઉદ્યોગજન્ય આનંદમય કોલાહલનો અધિકાર રહ્યા કરતો હતો, તે પણ્યવીથિકાઓમાં અત્યારે ગત નિશાકાળમાં હણાયલાં અસંખ્ય મનુષ્યોનાં મૃત શરીરોના આહારથી તૃપ્ત થવામાટે આવેલા કાગડાના ભયંકર કોલાહલનો અધિકાર વ્યાપેલો દેખાતો હતો. ભાગ્યની પ્રબળતાથી જે પ્રજાજનો જીવતાં રહ્યાં હતાં, તેમનાં ગૃહોમાંથી પણ તેમનાં સંબંધિજનો તથા કૌટુમ્બિક જનોના ગત નિશાકાળમાં થયેલા મૃત્યુના યોગે વિલાપ તથા રોદનના હૃદયભેદક ધ્વનિઓ નીકળતા હતા. માર્ગમાં અનેક સ્થળે સુવર્ણમુદ્રાઓ, રજત-

મુદ્રાઓ, સુવર્ણના અલંકારો તથા રત્નનાં આભૂષણો વિખરાયલાં પડ્યાં હતાં અને કેટલાંક સ્થાનોમાં તો મનુષ્યરક્તના પ્રવાહો વહી નીકળ્યા હતા. કેટલાંક ગૃહોનાં દ્વારો તથા બારીઓને અરબોએ તેમાં બળાત્કારે પ્રવેશ કરવામાટે તોડી નાખેલાં હોવાથી સુંદર ગૃહો પણ વિદ્રૂપ દેખાતા હતાં અને કેટલાંક ગૃહોને તેમનાં બારી બારણાં તૂટી ન શકવાથી અરબોએ આગ લગાડેલી હોવાથી તે બળતાં ગૃહોમાંથી અગ્નિની ભયાનક જ્વાળાઓ નીકળ્યા કરતી હતી. પ્રભાતમાં હાકિમે પોતાનો એવો હુકમ બહાર પાડી દીધો કે, "જે લોકો પોતાની સર્વ સંપત્તિ આજના સંધ્યાકાળ સુધીમાં લાવીને હાકિમને હવાલે કરી દેશે, તેમને જીવતા રહેવા દેવામાં આવશે અને જેઓ આ હુકમની તામીલ નહિ કરે, તેમને આવતી કાલે પ્રભાતમાં જીવતા ને જીવતા જ બાળી નાખવામાં આવશે અને તેમની સ્ત્રીઓને ગુલામડીઓ તરીકે વેચી નાખવામાટે બગદાદના બાજારમાં પહોંચાડી દેવામાં આવશે!" હાકિમનો આ હુકમ સાંભળ્યા પછી લોકોના મનમાંથી મરણની ભીતિ કાંઇક ઓછી થતાં તેઓ બહાર નીકળ્યા અને તેમનામાંના કેટલાકોએ મહારાજા શીલાદિત્યના શબને ઓળખવાથી મહારાજા શીલાદિત્યના સ્વર્ગવાસની કથાનો નગરમાં સર્વત્ર વાયુ પ્રમાણે પ્રસાર થઈ ગયો. કાફૂ પણ પુષ્પધન્વા તથા અનંગભદ્રાને લઇને વલ્લભીનગરમાંના પોતાના પ્રાસાદમાં આવેલો હોવાથી રાજા શીલાદિત્યના મરણની વાર્ત્તા જ્યારે તેના સાંભળવામાં આવી, ત્યારે તેના આનંદનો અવધિ થયો અને નગરમાં વ્યાપેલા શોક તથા આર્ત્તનાદોને તે આનંદ તથા હર્ષધ્વનિ જ પ્રમાણવા લાગ્યો. સંધ્યાકાળ સુધીમાં તો હાકિમ અમરુ સમક્ષ સુવર્ણમુદ્રા, રજતમુદ્રા, નાના પ્રકારનાં રત્નો તથા અલંકાર આદિના રાશિઓ ખડકાઈ ગયા અને તેથી હવે આટલી સંપત્તિને સિંધુદેશમાં કેવી રીતે લઈ જવી, એનો જ હાકિમને વિચાર થઈ પડ્યો.

કાફૂને હાકિમે બહુ જ ધન્યવાદ આપ્યો અને રાજા શીલાદિત્યના, મહાલયમાં મંગાવી રાખેલા, શબને બતાવીને કહ્યું કે: "કાફૂશેઠ, તમારી ઇચ્છા પ્રમાણે તમારા આ પરમ શત્રુનો અમારા હાથે નાશ થયો છે અને તેથી તમારી જે આશા હતી તે પૂરી થઈ છે. અમારાં માણસોનો પણ જો કે અહીં સારી રીતે નાશ થયો છે, તોપણ અમને થયેલા આ અગાધ ધનસંપત્તિના લાભ સાથે સરખાવતાં અમો એ મનુષ્યહાનિને તુચ્છ માનીએ છીએ. મેં અહીંથી આઠ દિવસ પછી સિન્ધુ દેશમાં જવામાટે કૂચ કરવાનો નિશ્ચય કર્યો છે અને પગરસ્તે જવાનો મારો વિચાર હોવાથી મને કેટલાક ઘોડા તથા ઊંટોની આવશ્યકતા છે; કારણ કે, અમારા આરોહણમાટે જેટલા ઘોડા તથા ઊંટ જોઇશે તેટલા જ ઊંટ તથા ઘોડા આ સંપત્તિને તેમનાપર લાદીને ત્યાં લઈ જવામાટે પણ જોઇશે, એ તો આપ જાણો જ છો. આ બધો માલ કાંઈ માથાપર ઉપાડીને લઈ જઈ શકાય તેમ નથી."

કાફૂએ ત્રણ ચાર દિવસમાં હાકિમને ઊંટ તથા ઘોડાની જોઇતી સંખ્યાની વ્યવસ્થા કરી આપવાનું કહ્યું અને ત્યારપછી જણાવ્યું કે: "મારા પરમશત્રુ રાજા શીલાદિત્યના શબને એકવાર લત્તામહાર કરવાની મારી આકાંક્ષા છે અને મારી તે આકાંક્ષાને અત્યારે હું આપના દેખતાં જ પૂરી કરવા માગું છું. ત્યારપછી આ

શબને હું નગરના દ્વારમાં લટકાવીશ અને કાફૂએ વેરનો કેવો ભયંકર પ્રતિશોધ કર્યો છે, તે સર્વ લોકોને બતાવીશ !"

"નહિ, એ તમારી આકાંક્ષા કદાપિ પૂરી થવાની નથી !" હાકિમે કાંઇક રોષની છટાને દર્શાવીને કહેવા માંડ્યું: "કારણ કે, આ રાજા અમારો દુશ્મન હોવા છતાં પણ એક બહાદુર જવાંમર્દ હતો અને એટલામાટે અમારા દિલમાં એની બહાદુરીમાટે એક પ્રકારનું માન વસી રહ્યું છે. મરી ગયેલા દુશ્મનની લાશને કોઈ પણ જાતિનું અપમાન પહોંચાડવું, એવું અમારા મજહબનું ફર્માન નથી; કારણ કે, એક દિવસ મરવાનું તો સર્વના ભાગ્યમાં લખાયલું જ છે. હું તમારા એહસાનથી દબાયલો હોવાથી તમારી આ ગુસ્તાખીની તમને કાંઈ સજા નથી આપતો; પણ આવી ગુસ્તાખી જો બીજા કોઇએ કરી હોત, તો તેનો હું આ સ્થળે અને આ પળે જ શિરચ્છેદ કરાવી નાખત ! મારી આંખો આગળથી ચાલ્યા જાઓ અને મારા હુકમ પ્રમાણેનો બંદોબસ્ત કરી આપો; કારણ કે, તમારા જેવા એક નીચ મનુષ્ય સાથે હવે વધારે વાતચીત કરવાની મારી ઇચ્છા નથી." કાફૂ ત્યાંથી ચાલ્યો ગયો અને ત્યારપછી હાકિમે કેટલાક આર્ય નાગરિકોને બોલાવીને રાજાના મૃત દેહને તેમના હસ્તમાં સોંપી દીધો.

નાગરિકોએ પોતાના પ્રજાવત્સલ રાજા શીલાદિત્યના શબને માનપૂર્વક સ્મશાનભૂમિમાં લઈ જઇને ચંદનકાષ્ઠની ચિતાપર રાખી વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કર્યો અને પોતાનાં સંબંધિજનોનાં મરણથી થયેલા શોકને ભૂલી જઇને તેઓ એ પ્રાતઃસ્મરણીય રાજાના નિધનથી થયેલા અનિવાર્ય શોકને દર્શાવવામાટે અશ્રુની વૃષ્ટિ વર્ષાવવા લાગ્યા.

જે વેળાયે કાફૂએ હાકિમ સમક્ષ રાજા શીલાદિત્યના શબને લત્તાપ્રહાર કરવાની પોતાની નીચ ઇચ્છાને વ્યક્ત કરી હતી તે વેળાયે પુષ્પધન્વાનો સ્વામિનિષ્ઠ અનુચર નન્દક તેની સાથે હોવાથી તેણે ઘેર આવીને કાફૂની એ નીચતાની અને વિધર્મીય શત્રુની ઉદારભાવનાની કથા પુષ્પધન્વાને કહી સંભળાવી અને તે સાંભળીને પુષ્પધન્વાનાં નેત્રોમાંથી અગ્નિના કણો વર્ષવા લાગ્યા.

આઠ દિવસના કાળાવધિમાં અરબ સૈનિકોએ વલ્લભીપુરનાં ગૌરવસ્વરૂપ અનેક દેવમંદિરોને તોડી નાખવાનો અને તેમાંની ધનસંપત્તિને હસ્તગત કરવાનો વ્યવસાય અષ્ટૌપ્રહર ચાલૂ રાખ્યો હતો અને તેનું પરિણામ એ થયું કે, કેવળ અચલેશ્વરના મંદિર વિના બીજું એક પણ દેવમંદિર વલ્લભીપુરમાં અખંડ રહી શક્યું નહોતું. અચલેશ્વરના મંદિરને અખંડ રાખવામાટે પુષ્પધન્વાએ પાંચ મણ સુવર્ણ હાકિમને આપ્યું હતું અને તેથી જ તે મંદિર અખંડ રહી શક્યું હતું. અંતે આઠ દિવસનો કાળ વીત્યો અને તેટલા સમયમાં ઊંટ, ઘોડા તથા હાથીઓ ઇત્યાદિ વાહનોની યોગ્ય વ્યવસ્થા થઈ ગયેલી હોવાથી હાકિમ અમરૂએ વલ્લભીપુરની અગાધ સંપત્તિ સહિત ત્યાંથી પ્રયાણ કર્યું અને થોડાંક માણસોને નૌકાઓને સિંધુદેશમાં લાવવામાટે સમુદ્રતીરે જ્યાં નૌકાઓને નાંગરવામાં આવી હતી ત્યાં મોકલી આપ્યાં. કહેવામાં આવે છે કે, હાકિમે વલ્લભીપુરની સંપત્તિ સાથે કેટલીક સુંદર સ્ત્રીઓને પણ લીધી હતી, પરંતુ તે સર્વ સ્ત્રીઓએ આત્મહત્યાનો આશ્રય લઇને તેના બંધનથી પોતાના આત્માઓને મુક્ત કર્યા હતા; કારણ કે,

પોતાની પવિત્રતાના નાશ કરતાં નશ્વર શરીરોનો નાશ તેમને અધિક ઉત્તમ તથા ઇચ્છનીય ભાસ્યો હતો. ધન્ય છે, તે સતી આર્ય અબળાઓને! અધમ શિરોમણિ, કૃતઘ્નકુલભૂષણ, કૃપણપુંગવ, દુષ્ટાત્મા અને પિશાચપ્રતિમ કંગાલ કાકૂની કુટિલતાના પરિણામે વલ્લભીપુરના વૈભવનો આવી રીતે વિનાશ થયો; પરંતુ ત્યારપછી અલ્પ કાળમાં જ એ કાકૂના પાપમય જીવનનો દીપક કાળવાયુના કેવા પ્રકારના વિલક્ષણ આઘાતથી સદાને માટે બુઝાઈ ગયો, એનું પણ હવે આપણે અવલોકન કરવું જોઇએ.

---

# પ્રકરણ ૬ ઠું

## વામિલાની પ્રતિજ્ઞા અને કાકૂનો કાળ!

"એક સમયના 'કંગાલ' ઉપનામથી ઓળખાયલા પતિત, પિશાચાત્મા અને નરકકીટ કાકૂ! તું કાંઇક તારા ભાગ્યની પ્રબળતા તથા કાંઇક અધર્મશીલતાથી મહાન્ ચક્રવર્તી રાજાના ધનકોષમાં પણ જેટલી સંપત્તિ હોવાનો સંભવ નથી, તેટલી અગાધ તથા અક્ષય ધનસંપત્તિનો સ્વામી થયો અને વિશ્વમાં 'લક્ષ્મીપુત્ર'ના ઉપનામથી ઓળખાવા લાગ્યો; તોપણ તારા મૂળ કંગાલપણાનો લોપ ન થયો તે ન જ થયો. તારી પુત્રી અનંગભદ્રાના મુખથી મારા જાણવામાં આવ્યું છે કે, એક પરોપકારી યોગી પુરુષનો અગ્નિનારાયણને ભોગ આપીને તેં સુવર્ણપુરુષ તથા સુવર્ણશ્વાન જેવી અલભ્ય વસ્તુઓની પ્રાપ્તિ કરી હતી. એ અક્ષય સંપત્તિથી તારા હૃદયમાં સંતોષ ન થયો અને તેથી તને વલ્લભીનગરનો એક પ્રતિષ્ઠિત નાગરિક જાણીને એક પ્રવાસી વૈશ્ય સિદ્ધરસનું તુંબડું તારી પાસે મૂકી ગયો હતો તે પણ વિશ્વાસઘાત જેવું મહાઘોર પાતક કરીને તેં પચાવી પાડ્યું હતું અને ત્યાર પછી વામિલા નામની એક ચારણી સાથે કપટ કરીને તેની કલ્પવૃક્ષરૂપ કૃષ્ણચિત્રકવલ્લીની તેં ચોરી કરી હતી. આટઆટલી સંપત્તિનો તું સ્વામી થયો હતો, ઈશ્વરે તને પુત્રસંતતિ આપી નહોતી અને ગૃહમાં તું, તારી પત્ની તથા તારી પુત્રી એ ત્રણ જીવો જ ખાનાર હતા; તો પણ તેં કદાપિ ધર્મના કિંવા પરોપકારના કાર્યમાં ત્રાંબાની એક રાતી પાઇનો પણ વ્યય કર્યો હોય, એમ અદ્યાપિ કોઇના જાણવામાં આવી શક્યું નથી. પરમાત્માની પરમ કૃપાથી પ્રાપ્ત થયેલાં બુદ્ધિ, લક્ષ્મી, શક્તિ તથા સત્તાનો તારે એક સાધુ પુરુષ પ્રમાણે ધર્મ, દાન, અનાથોના રક્ષણ તથા અનાચારી જનોના દમન આદિ કાર્યોમાં સદુપયોગ કરવો જોઇતો'તો, તેને બદલે એ વસ્તુઓનો તેં એક ખલજન પ્રમાણે અધર્મ, અપહાર, દીનજનોના પીડન તથા અનાચારી જનોના અનાચારોને વધારવાનાં કાર્યમાં સર્વથા દુરુપયોગ જ કરેલો છે. અરે કેવળ એટલું કરીને બેસી રહ્યો હોત, તોપણ જાણે ઠીક હતું; પણ તારા અક્ષય ધનભંડાર સાથે જો સરખાવીએ, તો તારી જે અલૌકિક કેશમાર્જનીનું મૂલ્ય કાંઇ પણ આંકી શકાય તેમ નહોતું તે તુચ્છ કાંસકીનું સંપૂર્ણ મૂલ્ય આપવા આપણા ધર્માવતાર મહારાજા તૈયાર હોવા છતાં તેં કાંસકી આપવાની ઉદારતા તેં ન દર્શાવી અને તેથી મહારાજાએ તે કાંસકી તારી પાસેથી બળાત્કારે

લીધી એટલે તું વલ્લભીવંશના નામને ટાળી નાખવામાટે તૈયાર થઈ ગયો, એ તારી નીચતાને કયા પ્રકારની અને કઈ જાતિની નીચતા કહેવી, એ હું સમજી શકતો નથી. તું અહીંથી સિન્ધુદેશમાં જઇને વિદેશીય તથા વિધર્મીય અરબોને એક કોટિ સુવર્ણમુદ્રા આપીને અહીં લઈ આવ્યો અને જ્યારે તારો તે સહાયક ધર્મ-યુદ્ધમાં ન ફાવ્યો એટલે વલ્લભીનગરના આ દ્વારપાલોને ધનના લોભથી વિશ્વાસ-ઘાતના માર્ગમાં વાળીને નિશાના સમયમાં શત્રુઓનો વલ્લભીનગરમાં પ્રવેશ કરાવી, પ્રાતઃસ્મરણીય ધર્માવતાર મહારાજ શીલાદિત્યનો તથા તેમની સાથે આ વૈકુંઠતુલ્ય વલ્લભીનગરના વૈભવ તથા વલ્લભીની પ્રજાનો પણ નિર્દયતાથી નાશ કરાવ્યો, એ તારી કેટલી બધી અધમતા અને કેટલીબધી કુટિલતા! તું એકસમયાવચ્છેદે ધર્મદ્રોહ, દેશદ્રોહ, રાજદ્રોહ, બંધુદ્રોહ તથા અગાધ માનવહિંસા આદિ અપરાધોનો ભાગી થયો છે અને તેથી દયાની ભિક્ષા માગવાનો તારો સર્વ અધિકાર ચાલ્યો ગયો છે. વલ્લભીનગરના આ અવશિષ્ટ નાગરિકો તને કદાપિ ક્ષમા આપવાના નથી અને જો તેઓ ક્ષમા આપશે, તો હું એમ જ કહીશ કે તેઓ એક ઘોર અપ-રાધીને ક્ષમા આપીને પોતાની ક્ષમાશીલતાનો સર્વથા દુરુપયોગ જ કરે છે; કારણ કે આજે આ વલ્લભીનગરના અનેક ધનાઢ્ય જનો કપર્દિકાહીન થયા છે; અનેક વૃદ્ધ પુરુષો પુત્રહીન થયા છે; અનેક પુત્રો પિતૃચ્છાયાને સદાને માટે ખોઈ બેઠા છે; અનેક અર્ભકો તથા બાળકો માતાના સ્વર્ગતુલ્ય અંકમાં વિરાજવાના સુખને ગુમા-વીને પૃથ્વીની ધૂલિશય્યામાં આળોટવા લાગ્યાં છે; અનેક માતાઓ પુત્રના મરણ-રૂપ આઘાતથી પીડાય છે; અનેક યુવતીઓ અકાળ વિધવા થવાથી મર્મવેધક વિલાપ કરી રહી છે; અનેક અબળાઓએ પોતાના ધર્મ તથા પાતિવ્રત્યના રક્ષણ-માટે આત્મહત્યા કરી નાખી છે અને અનેક કુટુંબોનાં તો સર્વ મનુષ્યો શત્રુઓના કૃપાણોના ભોગ થવાથી તેમની ઉત્તરક્રિયા કરનાર પણ કોઈ રહ્યું નથી; આ સર્વ રાક્ષસીય અનર્થનું આદિકારણ તું પોતે જ છે અને તેથી તારા અસ્તિત્વને હવે અત્યંત નિર્દયતા તથા ક્રૂરતાથી આ સંસારમાંથી સદાનેમાટે મટાડી દેવું, એ આ વલ્લભીપુરના જીવિત નાગરિકોનું પરમકર્ત્તવ્ય છે; કારણ કે, જો એમ થશે, તો જ વલ્લભીપુરના સ્વર્ગીય મહારાજ શીલાદિત્ય તથા સ્વર્ગીય પ્રજાજનોના આત્માને શાશ્વત શાંતિ મળવાનો સંભવ છે. જો આ કર્ત્તવ્યની યથાર્થ પૂર્ત્તિ કરવામાં નહિ આવે, તો આપણે કર્ત્તવ્યહીન કહેવાઇશું અને મરણ પછી અવશ્ય અસદ્‌ગતિને જ પ્રાપ્ત થઇશું. બોલો ત્યારે હવે મારા દેશબાંધવો અને ધર્મબાંધવો, તમો સર્વનો શો અભિપ્રાય છે?"

અલ્મન્સૂરના હાકિમ અમરુ બિન્ જમાલના પ્રયાણ પછી પાંચમે દિવસે વલ્લભીપુરના નાગરિકોની અચલેશ્વરના મંદિરમાંના કૈલાસમંડપમાં કાકુના અપરાધોના વિચારમાટે પુષ્પધન્વાના પ્રયાસથી એક સર્વસાધારણ સભા ભર-વામાં આવી હતી અને એ વેળાયે રાજા અથવા અન્ય કોઈ પણ ન્યાયાધીશનો અભાવ હોવાથી સર્વ નાગરિકોની અનુમતિથી ન્યાયાધીશ અથવા તો સભાના અધ્યક્ષનો અધિકાર પુષ્પધન્વાને જ આપવામાં આવ્યો હતો. એ સભામાં કંગાલ કાકુના ભયંકર અપરાધોનો વિચાર તથા તેમાટેના યોગ્ય શાસનનો નિશ્ચય થવાનો હોવાથી સર્વ આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો ઉપસ્થિત થયાં હતાં. યુદ્ધમાં

લડતાં લડતાં પુષ્પધન્વા તથા અનંગભદ્રા શત્રુઓના સમુદાયમાં જઈ પડ્યાં હતાં અને ત્યાં સમયસૂચકતાનો પ્રયોગ કરીને પુષ્પધન્વા તથા અનંગભદ્રા કાકૂ પાસે પહોંચી ગયાં હતાં, એ તો પૂર્વે જણાવેલું જ છે; અર્થાત્ કાકૂ પાસે પહોંચ્યા પછી તેમના વિશે શંકા આવવાથી હાકિમ અમરુએ તેમની દેખરેખમાટે પોતાના કેટલાક સૈનિકોને ગુપ્ત રીતે યોજી દીધા હતા અને તેથી હાકિમની છાવણીમાંથી નીકળીને વલ્લભીનગરમાં આવવાનું કાર્ય તેમના માટે સર્વથા અશક્ય થઈ પડ્યું હતું. આરબોએ વલ્લભીપુરમાં પ્રવેશ કર્યા પછી બહુ વારે કાકૂ, પુષ્પધન્વા તથા અનંગભદ્રા વલ્લભીપુરમાં આવ્યાં હતાં અને પોતપોતાના ગૃહમાં ચાલ્યાં ગયાં હતાં. હવે મહારાજા શીલાદિત્ય તથા વલ્લભીપુરની કોઈ પણ રીતે રક્ષા થઈ શકે તેમ ન હોવાથી પુષ્પધન્વાએ પ્રસંગને વિચારીને જે થાય તે શાંતિથી જોતા બેસી રહેવાનું જ યોગ્ય ધાર્યું હતું અને પોતાના મનમાં કાકૂના વિનાશનો દૃઢ નિશ્ચય કરી રાખ્યો હતો. અર્થાત્ હાકિમ અમરુના ચાલ્યા જવા પછી કાકૂનો સહાયક ત્યાં કોઈ પણ હતો નહિ એટલે પુષ્પધન્વાએ અપરાધીને તેના અપરાધની યોગ્ય શિક્ષા આપવાનો યત્ન આરંભ્યો અને આજની વિચારસભા તે તેના એ પ્રયત્નનું જ શુભ પરિણામ હતું. પુષ્પધન્વાએ અધ્યક્ષના આસનને સ્વીકાર્યા પછી અત્યંત ઓજસ્વિની વાણીથી સભાજનોને કાકૂની નીચતાનો ઉપર્યુક્ત ઇતિહાસ કહી સંભળાવ્યો અને તે સાથે તેમનાં અંતઃકરણોને ઉત્તેજિત કરવાના ઉદ્દેશથી તેમના કર્ત્તવ્યનું પણ તેમને યોગ્ય દર્શન કરાવ્યું. પુષ્પધન્વાના એ ભાષણથી સર્વ સભાજનોનાં મનમાં કાકૂ પ્રતિ એવા તો તીવ્ર તિરસ્કાર અને કોપનો ઉદય થયો કે જાણે તેને જીવતો જ ગળી જઇએ, એવી જ પ્રત્યેકની ભાવના થઈ ગઈ. તેમણે ગર્જના કરીને કહ્યું કે:—

"એ નરપિશાચના અસ્તિત્વને આ ક્ષણે જ આ સંસારમાંથી નષ્ટ કરી નાખો; એના શરીરના રાઇ રાઇ જેટલા કકડા કરો અને એનાં અપવિત્ર રક્ત તથા માંસની કાગડા તથા ગીધોને ઉજાણી આપો!"

અહીં એ પણ જાણી રાખવાનું છે કે, એ સભામાં અપરાધી કાકૂને પણ શૃંખલાબદ્ધ કરીને એક બંદિજનના અવતારમાં લાવીને એક બાજુએ ઊભો રાખવામાં આવ્યો હતો અને અનંગભદ્રા પણ ત્યાં ઉપસ્થિત હતી. પુરુષોની આ ગર્જના સાંભળીને કેટલીક વીરનારીઓનાં હૃદય પણ ઉત્તેજિત થયાં અને તેથી કેટલીક વિધવા થયેલી યુવતીઓ પોતાના ત્વેષને દર્શાવતી કહેવા લાગી કે:—

"આ પીટચા ચંડાળ કાકૂએ અમારા લલાટોને સદાને માટે સિંદૂરતિલકથી વિહીન તથા અમારા કરોને હાથીદાંતની ચૂડીઓથી રહિત કર્યાં છે, તો આજે એનો વધ થતાં એના રક્તના તિલકથી અમો અમારા લલાટોને તથા એનાં અસ્થિઓની ચૂડીઓથી અમારા આ કરોને શોભાવીશું કે જેથી અમારા સ્વર્ગવાસી સ્વામીઓના આત્માને કાંઇક શાંતિ મળે અને અમારા વૈરનો પણ પ્રતિશોધ થઈ જાય!"

"ધન્ય છે, વીરવિધવાઓ, તમારી અલૌકિક પતિભક્તિને! ખરેખર હવે તો સૌભાગ્યનાં એ સાધનો જ તમારા વિશુદ્ધ લલાટ તથા પવિત્ર કરોને શોભાવનારાં છે! તમારી આ ભાવનાથી જ તમારા સ્વર્ગવાસી સ્વામીઓના આત્માને

શાંતિ મળી ચૂકી છે, એ તમારે દૃઢતાપૂર્વક માનવાનું છે. પરમાત્મા, તમોને વિશુદ્ધ વૈધવ્યવ્રતને પાળવાનું અને ધર્મના માર્ગમાં નિરંતર સંચરવાનું અવિચલ સામર્થ્ય આપો, એ જ મારો તમને અનન્યભાવપૂર્વક આશીર્વાદ છે!"

"તથાસ્તુ!" સર્વ વિધવાઓએ તેના આશીર્વાદને આદરપૂર્વક મસ્તકે ચઢાવીને એ વાક્ય ઉચ્ચાર્યું.

સભામાં બેચાર ક્ષણ પર્યન્ત ભીષણ મૌનનું સામ્રાજ્ય વ્યાપી ગયું; પરંતુ એ મૌન અસહ્ય થવાથી અંતે અપરાધી કાકૂએ પોતાના ઉદ્ધારનો કોઇ પણ માર્ગ ન જોઇને એ મૌનનો ભંગ કર્યો અને તિરસ્કારદર્શક મુદ્રાથી કહ્યું કે: "મને મારા અપરાધોની ગમે તેવી ભયંકર શિક્ષા આપવામાં આવે, એનો મારા મનમાં લેશ માત્ર પણ ખેદ કિંવા શોક નથી; કિન્તુ શોક માત્ર એનો જ થાય છે કે, મારા વિનાશમાટેની આ સર્વ યોજનાનો ઉત્પાદક મારો જમાતા છે અને મારી પોતાની પુત્રી પણ મારી વૈરિણી થઇને તેની જ પક્ષપાતિની થઈ બેઠી છે. જમાઈ અને જમ ઉભય સમાન કહેવાય છે, એનો આજે મને સંપૂર્ણ સાક્ષાત્કાર થયો છે; કારણ કે, આજે મારા જમાતાએ જ પ્રાણહારક યમરાજનું ભીષણ સ્વરૂપ ધારણ કરી લીધું છે!"

"કંગાલ કાકૂ, મને પોતાનો જમાઈ ધારવામાં તારો ભયંકર પ્રમાદ થાય છે; કારણ કે, તારા અક્ષમ્ય અપરાધોની આજે તને જેમ ઘોર શિક્ષા અપાય છે તેમ જ તારા નાશમાટેની દીર્ઘ કાળ પૂર્વે મેં કરેલી મારી પ્રતિજ્ઞાની પૂર્ત્તિ કરાય છે અને એક કાંકરાથી બે પક્ષીઓને કેવી રીતે મારી શકાય છે, એ તને પ્રત્યક્ષ બતાવાય છે! કારણ કે, એક અબળા જો કોઇની જામાતા થઈ શકતી હોય, તો જ મને કંગાલ કાકૂ પોતાના જામાતાના નામથી બોલાવી શકે; અન્યથા નહિ!" પુષ્પધન્વાએ આ વાક્યો ઉચ્ચારીને સર્વ સ્ત્રીપુરુષોને અત્યન્ત આશ્ચર્યમાં નાખી દીધાં.

"શું રણશૂર પુષ્પધન્વા એક અબળા છે?" સર્વ સ્ત્રી તથા પુરુષોએ એકત્ર સ્વરથી આશ્ચર્ય દર્શાવીને આ પ્રશ્ન પૂછ્યો.

"અત્યારે પુરુષના વેષથી આચ્છાદિત આ દેહ જો કે તમને પુરુષ પુષ્પધન્વાના તરીકે દેખાય છે; પણ વસ્તુતઃ હું જીર્ણદુર્ગની નિવાસિની ચારણી વામિલા છું અને કાકૂએ કપટ કરીને મારી કૃષ્ણચિત્રકવલ્લીની ચોરી કરેલી હોવાથી તે વૈરના પ્રતિશોધમાટે જ મારે મારી જાતિને છુપાવીને આ છદ્મવેષને ધારણ કરવો પડ્યો છે!" આ પ્રમાણે પોતાના ભેદનો શબ્દોદ્વારા પ્રકાશ કરીને તત્કાળ અત્યારસૂધીના પુષ્પધન્વાએ પોતાના પુરુષવેષને ઊતારી નાખ્યો અને તેથી ત્યાં પુષ્પધન્વાને બદલે અલૌકિક સૌન્દર્યવતી રમણીય રમણી વામિલા તેના સ્વાભાવિક સ્ત્રીવેષમાં ઊભેલી સર્વના જોવામાં આવી.

વામિલાએ કાકૂએ તેની કૃષ્ણચિત્રકવલ્લીની ચોરી કેવી રીતે કરી હતી, તેનો વૃત્તાંત સર્વને કહી સંભળાવ્યો અને ત્યારપછી જણાવ્યું કે: "તે વેળાયે મેં કાકૂ સમક્ષ એવી પ્રતિજ્ઞા કરી હતી કે, 'તેં જેવી રીતે મારી ચિત્રકવલ્લીને ચોરીને મારા અક્ષય ઘૃતઘટને ખાલી કરી નાખ્યો છે; તે જ પ્રમાણે આ વામિલા તારા શરીરરૂપ ઘટને તેમાંના જીવનરૂપ ઘૃતને કાઢી લઇને અવશ્ય ખાલી કરી બતાવશે! ચાંડાલ વૈશ્ય! અત્યારે તો હું જાઉં છું; પણ તારા વિનાશની ઘટિકા-

એને ગણતો રહેજે અને વામિલાનું નિરંતર સ્મરણ કરતો રહેજે!!' એક સ્ત્રીની અને તેમાં પણ એક ચારણીની પ્રતિજ્ઞા મહાભયંકર હોય છે, એતું આ ધનના મદથી અંધ થયેલા કાકૂને ભાન નહોતું; પરંતુ મારા મનમાં તો અષ્ટ્રોપ્રહર એ પ્રતિજ્ઞાની પૂર્તિનો જ ધ્યાસ રહ્યા કરતો હતો. મારી પાસે એવી બીજી ચિત્રકવલ્લી હોવાથી તેમ જ પ્રથમથી જ હું ધનાઢ્ય હોવાથી કેટલાક સમયનો ગાળો નાખીને પુરુષના વેષમાં હું વલ્લભીનગરમાં આવી અને કાકૂ શેઠના પ્રાસાદની બાજૂના ગૃહને મોટે માગ્યાં મૂલ્ય આપીને વેચાતું લઈ એક ચક્રવર્ત્તી જેવા વૈભવથી રહેવા લાગી. મેં પ્રથમ અનંગભદ્રાની દાસી મંદારિકાને ધનદ્વારા મારા પક્ષમાં લઇને રૂપસીને એક એવું ઔષધ ખવડાવી દીધું કે, જેના યોગે તે કદાપિ ગર્ભવતી થઈ જ ન શકે અને કાકૂને પુત્રના પિતા થવાનો પ્રસંગ પ્રાપ્ત જ ન થાય. ત્યારપછી અનંગભદ્રાના લગ્નવૈરાગ્યની વાર્ત્તા મંદારિકાના મુખથી જ્યારે મારા જાણવામાં આવી એટલે ભગવાન્ શંકરાચાર્યના આગમનના પ્રસંગનો લાભ લઈ હું એકવાર અનંગભદ્રાને તેના શયનમંદિરમાં મળી અને તેને મારા મહાલયમાં લાવી અનેક પ્રકારે મારી વૈરાગ્યવૃત્તિનો તેને પરિચય કરાવ્યો. અનંગભદ્રા પોતાની વિરાગિતાને અવિચલ રાખવામાટે મારી સાથે પરણવાને તૈયાર થઈ અને મેં પણ તેના પ્રસ્તાવનો એ કારણથી સ્વીકાર કરી લીધો કે, જો કાકૂ અનંગભદ્રાને બળાત્કારે કોઇ પુરૂષ સાથે પરણાવશે અને અનંગભદ્રા પુત્રવતી થશે, તો પોતાના પુત્રના અભાવે અનંગભદ્રાને તે પોતાની સંપત્તિનો ઉત્તરાધિકારી કરશે; અર્થાત્ જો અનંગભદ્રા પવિત્ર રહેવાની પ્રતિજ્ઞાથી મારી સાથે પરણશે, તો સદા પુત્રહીના જ રહેશે અને તેથી તે જ તેના પિતાની ઉત્તરાધિકારિણી થવાથી અંતે તેની સંપત્તિ મારા અધિકારમાં જ આવશે અને તેથી વૈરનો બરાબર બદલો વળી રહેશે; કારણ કે, એક ગૃહસ્થને નિઃસંતાન અવસ્થામાં જ મરી જવાના પ્રસંગને લાવવો, એ બહુધા તેનો શસ્ત્ર વિના જ વધ કર્યા સમાન હોવાથી કાકૂની શસ્ત્રવડે પ્રત્યક્ષ હત્યા કરવાનો મારો મનોભાવ નહોતો. પરંતુ અનંગભદ્રા સાથે પુષ્પધન્વા તરીકે મારો લગ્નસંબંધ થવા પછી અલ્પ કાળમાં જ કેશમાર્જનીનો પ્રસંગ ઉપસ્થિત થયો અને તેના પરિણામે આ નીચ કાકૂ એટલાબધા અપરાધોનો ભાગી થયો છે કે હવે એનો શસ્ત્રથી પ્રત્યક્ષ વધ કર્યા વિના છૂટકો જ નથી. હવે જ્યારે એ પાપાત્માને પ્રાણદણ્ડ આપવાનો સર્વાનુમતિથી નિર્ણય થઈ જ ચૂક્યો છે, તો એને હું મારા હસ્તથી જ પ્રાણદંડ આપવાની છું; કારણ કે, એથી ન્યાયદેવતાની આજ્ઞાનું પણ પાલન થશે અને તેની સાથે મારી પ્રતિજ્ઞાનું પણ પાલન થઈ જવાથી મારા આત્માને શાંતિ મળશે. પરંતુ આ દુષ્ટનો મારા હસ્તથી શિરચ્છેદ કરવા પૂર્વે વલ્લભીપુરમાંનાં અહીં એકત્ર થયેલાં મારા બાંધવો તથા મારી ભગિનીઓને એક ક્ષુદ્ર સહાયતા તથા એક યોગ્ય ઉપદેશ આપવાનો મારો મનોભાવ છે. મારી તે ક્ષુદ્ર સહાયતા એ છે કે, મારી પાસે જે ચિત્રકવલ્લી છે તેના પ્રતાપે મારા મંજૂષમાંથી તમો ગમે તેટલી સુવર્ણમુદ્રાઓ કાઢશો, તોપણ તેમાંથી એક પણ સુવર્ણમુદ્રા ઓછી થવાની નથી; અર્થાત્ તમો અત્યારે લૂટાઇને નિર્ધન થયેલાં હોવાથી તમને જોઇએ તેટલી સુવર્ણમુદ્રાઓ લઈ લ્યો અને બે ચાર દિવસમાં જ આ જનશૂન્ય, ઉજ્જડ તથા ભગ્ન વલ્લભીપુરને ત્યાગીને કોઈ અન્ય

નિર્ભય સ્થાનમાં ચાલ્યાં જાઓ; કારણ કે, આ વલ્લભીપુરની ભૂમિ અવધૂતના શાપથી અભિશાપ થયેલી છે અને તેથી વલ્લભીપુરના આ અવશિષ્ટ ભાગનો પણ ક્યારે અને કેવી રીતે વિનાશ થઈ જશે, એનો કશો પણ નિશ્ચય નથી."

"અમો આપને સાક્ષાત્ જગદંબા જ માનીએ છીએ અને તેથી આપ માતુશ્રીની આ સહાયતા તથા આપ શ્રીમતીના આ યોગ્ય ઉપદેશને કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારીએ છીએ." સર્વ સ્ત્રીપુરુષોએ વામિલાનાં સાહાય્ય તથા ઉપદેશનો તત્કાળ સ્વીકાર કરી લીધો.

"વત્સો અને વત્સાઓ! તમો સર્વનું શાશ્વત કલ્યાણ થાઓ એવો મારો આશીર્વાદ છે!" એ પ્રમાણે તેમને આશીર્વાદ આપીને વામિલા અનંગભદ્રાને પોતા સમક્ષ બોલાવી મમતાથી કહેવા લાગી કે: "અનંગભદ્રા, એક રીતે મેં જો કે તારો ઘોર અપરાધ કર્યો છે; પરંતુ જ્યાં સંસારસુખને ભોગવવાની પ્રથમથી તારી વાસના જ નહોતી, ત્યાં એક પુરુષવેષધારિણી સ્ત્રીસાથેનો તારો લગ્નસંબંધ તારામાટે તો લાભકારક જ થયો છે; છતાં પણ જો તારા હૃદયમાં સંસારસુખને ભોગવવાની લેશ માત્ર પણ લાલસા હોય, તો તું તારી ઇચ્છા પ્રમાણે કોઈ પણ યોગ્ય પુરુષ સાથે લગ્ન કરી લેવાને સ્વતંત્ર છે અને તારા પિતાની સર્વ સંપત્તિ પણ હું તને પાછી આપી દેવાને તૈયાર છું; કારણ કે, મારો વૈરભાવ તારા પાપિષ્ઠ પિતા સાથે છે, તારી સાથે નથી; અને એનો અત્યારે મારી કૃપાણીથી સંહાર થવાનો હોવાથી તારા સુખના માર્ગમાં વિઘ્નરૂપ થવાની મને કશી પણ આવશ્યકતા નથી. જો તારી એવી જ ઇચ્છા હોય, તો આ ક્ષણે હું પોતે જ તારા લગ્નની વ્યવસ્થા કરી આપવાને તૈયાર છું; કારણ કે, તારી માતાનો સ્વર્ગવાસ થઈ ગયો છે અને તારા પિતાનો આજે નરકવાસ થવાનો છે, એટલે તારા સુખની વ્યવસ્થાનો ભાર એક જ્યેષ્ઠ ભગિની તરીકે મારા શિરપર જ આવી પડ્યો છે."

"શું મારાં માતુશ્રી સ્વર્ગવાસિની થયાં? ક્યારે અને કેવી રીતે?" અનંગભદ્રાના મુખમાંથી એ શબ્દો નીકળતાંની સાથે જ નેત્રોમાંથી અશ્રુનો અસ્ખલિત પ્રવાહ વહી નીકળ્યો.

"અહીંથી જીર્ણદુર્ગે જતાં માર્ગમાં સર્પદંશ થવાથી!" વામિલાએ શોકાતુર મુદ્રાથી ઉત્તર આપ્યું.

"પરંતુ એ શોકસમાચાર અત્યાર સુધી આપે મને કેમ ન સંભળાવ્યા?" અનંગભદ્રાએ બીજો પ્રશ્ન પૂછ્યો.

"કારણ કે, આ શોકસમાચાર આજે પ્રભાતમાં જ મારા સાંભળવામાં આવ્યા હતા; પરંતુ તારાં માતુશ્રીનો યોગ્ય વિધિપૂર્વક અગ્નિસંસ્કાર થયો હતો એટલે તારે કાંઈ ચિન્તા રાખવા જેવું નથી. મરણ અનિવાર્ય હોવાથી કોઈના પણ મરણનો શોક કરવો એ કેવળ આપણા અજ્ઞાનનું જ પરિણામ છે; તું સુજ્ઞ છે અને વિરાગવતી છે એટલે તને અધિક ઉપદેશ આપવાની આવશ્યકતા નથી. અસ્તુ: હવે તારો જીવનના અનુરાગપક્ષને અંગીકારવાનો અભિલાષ છે કે વિરાગપક્ષને સ્વીકારવાનો વિચાર છે, તે કૃપા કરીને સત્વર જણાવી દે; કારણ કે, હવે અકારણ વિલંબ થાય છે." વામિલાએ અનંગભદ્રાના પ્રશ્નનું સમાધાનકારક ઉત્તર આપીને પુનઃ તેની આંતરિક વાસનાને વ્યક્ત કરવામાટેનો તેને આગ્રહ કર્યો.

અનંગભદ્રા પોતાની આંતરિક અભિલાષાને વ્યક્ત કરતી કહેવા લાગી કે: "પ્રિય ભગિની વામિલા! એક પુરુષવેષધારિણી પ્રમદા સાથે જ મારો લગ્નસંબંધ થયો હતો, એ રહસ્યને જાણવાથી અત્યારે મારા અંતઃકરણમાં અગાધ અને અગમ્ય આનન્દ થાય છે; કારણ કે, આ કારણથી જ અત્યાર સુધી મારું બ્રહ્મચર્ય અખંડ રક્ષાયું છે, એવી મારી માન્યતા છે. મેં પ્રથમથી જ બ્રહ્મચર્યવ્રતના પાલનથી મોક્ષને મેળવવાની આકાંક્ષા રાખી છે એટલે હવે ગૃહસ્થાશ્રમને સ્વીકારવાની અને સંસારના પાશમાં પરિબદ્ધ થવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. હું આજથી આપને મારા સદ્ગુરુના સ્થાને સ્થાપું છું અને આપના સમાગમમાં તથા આપની સેવામાં જ મારું જીવન વીતી જાય, એવી તીવ્ર આકાંક્ષા રાખું છું!"

"મારા પતિનો મારું લગ્ન થયા પછી અલ્પ કાળમાં જ સ્વર્ગવાસ થયેલો હોવાથી અને પતિના હસ્તનો મારા શરીરને સ્પર્શ પણ ન થયેલો હોવાથી હું પણ તારા જેવી જ એક બાલા બ્રહ્મચારિણી છું અને મારું હવે પછીનું આયુષ્ય બ્રહ્મચર્યનું પાલન કરી પરબ્રહ્મના ચિંતનમાં તથા યોગની સાધનામાં વીતાડવાનો જ મારો દૃઢ નિશ્ચય છે. આ વલ્લભીનગર એક સમાહમાં જ સર્વથા જનશૂન્ય થઈ જશે, પરંતુ મારો તો આ અચલેશ્વર મહાદેવ અને દેવી પાર્વતીની સેવા કરવામાટે નિરંતર આ પવિત્ર સ્થાનમાં જ વસવાનો મનોભાવ છે; કારણ કે, કોણ જાણે શા કારણથી, આ સ્થાનને ત્યાગવાની મારી ઇચ્છા જ નથી થતી. તારા પિતાની જે સંપત્તિ જીર્ણદુર્ગમાં મારા ગૃહમાં સુરક્ષિત છે, તેનો પરોપકારનાં સાર્વજનિક કાર્યોમાં વિનિમય થાય, એવી વ્યવસ્થા હું કરીશ અને આ સ્થાનમાં આપણે યોગિની સ્વરૂપમાં આનન્દથી આપણાં આયુષ્ય વીતાડીશું." વામિલાએ પોતાના ભાવિ જીવનની વ્યવસ્થાનું દર્શન કરાવ્યું.

"હું પણ નિરંતર આપ શ્રીમતી સાધ્વીના સમાગમમાં આ પવિત્ર સ્થાનમાં રહીને જ મારું જીવન સમાપ્ત કરીશ!" અનંગભદ્રાએ કહ્યું.

"તથાસ્તુ!" વામિલાએ તેની દૃઢ ઇચ્છાનો સ્વીકાર કરી લીધો; અને ત્યાર પછી પોતાની કૃપાણીને દક્ષિણ હસ્તમાં ધારણ કરીને કાફૂને પૂછ્યું કે: "કાફૂ, હવે તારા અંતકાળની ઘટિકા અત્યન્ત નિકટમાં આવી પહોંચી છે; તો તારી જે ઇચ્છા હોય, તે જણાવી દે; તારી તે ઇચ્છા જો યોગ્ય હશે, તો અવશ્ય પૂરી કરવામાં આવશે."

"મારી હવે એટલી જ ઇચ્છા છે કે, પરમાત્મા મારા સર્વ અપરાધોની ઉદારતાથી મને ક્ષમા આપે અને મારો નરકમાં નિવાસ ન થાય! તમો ચારણી હોવાથી દેવી સ્વરૂપા છો અને તેથી મારી તમારાં ચરણોમાં માત્ર એ જ પ્રાર્થના છે કે, તમો અને અનંગભદ્રા મારા મરણ પશ્ચાત્ મારા આત્માને શાશ્વત શાંતિ આપવામાટે સત્ય નિષ્ઠાથી પરમાત્માની પ્રાર્થના કરશો, તો તમો પુણ્યશીલા દેવીઓની પ્રાર્થનાથી અવશ્ય મારા આત્માનો ઉદ્ધાર થઇ જશે, એવો મારો દૃઢ નિશ્ચય છે. હવે આ પાપમય તથા તિરસ્કૃત જીવનને ધારવાની અને આ સંસારમાં કલંકિત સુખ લઇને જીવવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. આનંદથી હવે તમારી કૃપાણીને આ નરાધમના કંઠપર ચલાવો અને તમારા કર્ત્તવ્યનું પાલન

કરો." આ પ્રમાણેના ઉદ્ગારો કાઢીને કાકૂએ 'ૐ નમઃ શિવાય' એ ષડક્ષરીય મંત્રના ઘોષનો ગંભીરતાથી આરંભ કરી દીધો.

"અમો અવશ્ય તારા આત્માના ઉદ્ધારમાટે શુદ્ધ ભાવથી પરમાત્માનાં ચરણોમાં નિરંતર પ્રાર્થના કરતાં રહીશું."

એ પ્રમાણેનું આશ્વસન આપીને ખડ્ગપાણિ વામિલા પોતાના આસનપરથી ઊઠીને ઊભી થઈ ગઈ. એ વેળાયે ચારણી વામિલાનું સ્વરૂપ જાણે અસુરસંહારિણી દેવી ચંડિકા અસુરને સંહારવામાટે પોતાના આસનપરથી ઊઠીને ઊભી થઈ હોયની! તેવું જ દૃષ્ટિગોચર થવા લાગ્યું. સભામાં ભયંકર મૌન તથા નિઃસ્તબ્ધતાનો અધિકાર વ્યાપી ગયો અને વામિલાએ પોતાના મુખથી 'હરહર મહાદેવ' નો ઉચ્ચાર કરી પોતાની તીક્ષ્ણ કૃપાણીના એક જ ઝટકાથી કાકૂનો શિરચ્છેદ કરી નાખ્યો અને ત્યાર પછી કાકૂના શબનો અગ્નિસંસ્કાર કરવાની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી. કાકૂના શબના અગ્નિસંસ્કાર સાથે '**વલ્લભીવંશવિનાશ!**' નામક મહા ભીષણ તથા શોકપર્યવસાયી નાટકની સમાપ્તિ થતાં અંતિમ કૃષ્ણ જવનિકાનું પતન થઈ ગયું.

વામિલાએ વલ્લભીપુરના અવશિષ્ટ જનોને તેમની ઇચ્છાનુસાર ધન આપ્યું અને તે લઇને તેઓ અનુક્રમે ત્યાંથી કોઈ અન્ય નિર્ભય સ્થાનમાં જવામાટે વિદાય થવા લાગ્યા. અનંગભદ્રાની દાસી મંદારિકા તથા કાદંબિની તેમ જ વામિલાની દાસી ચારુહાસિનીએ પોતાની યોગીશ્વરી સ્વામિનીઓ સાથે ત્યાં રહીને જ પોતાનાં જીવનોને પવિત્રતાથી વીતાડવાનો નિશ્ચય દર્શાવવાથી તેમને ત્યાં જ રાખવામાં આવી અને નન્દક પણ પોતાના જીવનનું સાફલ્ય કરવામાટે સર્વસંગપરિત્યાગી થઇને તે દેવીઓની સેવામાં જ નિમગ્ન રહેવા લાગ્યો. વલ્લભીપુરનાં અવશિષ્ટ નરનારીઓની અભિશાપ વલ્લભીપુરના વિનાશ વિશેની માન્યતા દૃઢ થવાથી તે સર્વ ધીમે ધીમે વલ્લભીનગરને ત્યાગી જતાં હોવાથી પંદર દિવસમાં તો વલ્લભીમાં વામિલા, અનંગભદ્રા, મંદારિકા, કાદંબિની અને ચારુહાસિની એ પંચયોગિની અને નન્દક વિના અન્ય કોઈ પણ મનુષ્યની વસતિ ત્યાં રહી નહિ. એ પંચયોગિનીઓ જનશૂન્ય વલ્લભીનગરમાં વસીને પોતાનો સમય બ્રહ્મચિન્તનમાં વીતાડવા લાગી અને અચલેશ્વરના મંદિરના એક ભાગને તેમણે પથિકાશ્રમ તરીકે જૂદો કાઢી રાખ્યો; અર્થાત્ જે કોઈ પ્રવાસીઓ ત્યાં આવતા હતા, તો તેમને ખાનપાન, શય્યા તથા નિવાસમાટેની યોગ્ય વ્યવસ્થા કરી આપવામાં આવતી હતી અને તેથી દિવસાનુદિવસ અધિકાધિક પ્રમાણમાં તેમના પરોપકારવ્રત તથા તજ્જન્ય કીર્તિરૂપ કુસુમના મનોમુગ્ધકર સુગંધનો દેશમાં સર્વત્ર વિસ્તાર થવા લાગ્યો.



## પ્રકરણ ૭ મું
## વલ્લભીપુરનો વિનાશ!

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને લગભગ દશ વર્ષનો કાળ વીતી ગયો હતો અને જનશૂન્ય વલ્લભીપુરની વાસિની પંચયોગિનીના સંસારત્યાગ, બ્રહ્મ-

ચિન્તન તથા પરોપકારવ્રતની સમસ્ત ભારતવર્ષમાં ખ્યાતિ થઈ ચૂકી હતી. વામિલા, અનંગભદ્રા, મંદારિકા, કાદંબિની અને ચારુહાસિની અનાસક્તિના પરિણામે પોતાનો સમય નિરંતર આનન્દ તથા શાન્તિમાં જ વીતાડતી હતી અને પોતાથી જેટલા પ્રમાણમાં કરી શકાય તેટલા પ્રમાણમાં મનસા વાચા કર્મણા સંસારનું કલ્યાણ અને કલ્યાણ જ કર્યા કરતી હતી. 'परोपकाराय सतां विभूतयः' એ વાક્યની તેમણે પોતાની કૃતિથી સંપૂર્ણ સિદ્ધિ કરી બતાવી હતી; માત્ર તેમની જડ વિભૂતિઓ જ નહિ, કિન્તુ તેમના દેહ, પ્રાણ અને આત્માઓ પણ પરોપકારને અર્પાયલા હતા. એ પાંચે યોગિનીઓના કંઠસ્વર અત્યંત મધુર હોવાથી તથા સંગીતવિદ્યામાં પણ તેઓ નિષ્ણાત હોવાથી નિર્જન વલ્લભીપુરસ્થ અચલેશ્વરના મંદિરમાં વીણાના મધુર તંતુ સાથે પોતાના મંજુલ કંઠસ્વરોને મેળવીને તેઓ બ્રહ્મભજન કિંવા વૈરાગ્યદર્શક સંગીતનો આલાપ કરતી હતી, તે વેળાએ ત્યાંના વાતાવરણમાં તથા કેટલીકવાર ક્રૂર હિંસ્ર પ્રાણીઓના હૃદયમાં પણ એવું તો વિલક્ષણ પરિણામ થતું હતું કે, વાતાવરણમાં નિઃસ્તબ્ધતાનો આવિર્ભાવ થતો હતો અને મૃગો તથા વ્યાઘ્ર અને સિંહો પણ અપૂર્વ શાંતિને ધારીને તે સંગીતના શ્રવણમાં તલ્લીન થતાં હતાં અને પોતાના પ્રાકૃતિક સ્વભાવનું તેમને સંપૂર્ણ વિસ્મરણ થઈ જતું હતું. બે વ્યાઘ્ર અને એક સિંહ તો તેમની સાથે એટલા બધા પળોટાઈ ગયા હતા કે અષ્ટૌપ્રહર ત્યાંના ત્યાં જ બેસી રહેતા હતા અને કોઇને કશી પણ હાનિ કરતા નહોતા; માત્ર એટલું જ નહિ, પણ મૃગો અને મૃગીઓ તેમની પાસે જ આવીને ઊભાં હોય અથવા નિકટમાં જ વિહરતાં હોય, તોપણ તેઓ તેમનાપર આક્રમણ કરતા નહોતા અને તેથી મૃગો તથા મૃગીઓએ પણ તેમના ભયનો સર્વથા ત્યાગ કરી દીધો હતો. ઈશ્વરીય એકતાને અનુભવનાર મનુષ્યોને કોઇની પણ કશી ભીતિ રહેતી નથી; કારણ કે, તેઓ એ સારી રીતે જાણતાં હોય છે કે, 'જેની સાથે અમારી એકતા થઈ ગયેલી છે, તે સર્વશક્તિમાન્ પરમાત્મા જ અમારો સદા સંરક્ષક છે.' પરમાત્મામાં જેમનો પૂર્ણ વિશ્વાસ બંધાયલો હોય છે, તેમનાં શરીરોમાં શસ્ત્ર કિંવા અસ્ત્રનો આઘાત થઈ શકતો નથી, રોગો તેમના દેહોમાં કદાપિ પ્રવેશ કરી શકતા નથી અને સિંહ તથા વ્યાઘ્ર આદિ હિંસ્ર પ્રાણીઓ તેમના સમક્ષ આવતાં જ પાળેલા શ્વાન સમાન થઈ જાય છે. સારાંશ કે, તેમના આનંદ કિંવા તેમની શાંતિનો ભંગ કરી શકે, એવો આ સંસારમાં કોઈ પણ પદાર્થ રહેતો જ નથી. અનન્ત પરમાત્મા સાથેની એકતાથી તેમના જીવનમાં આવા પ્રકારની અમોઘ શક્તિ આવી જાય છે; એ તત્ત્વને અત્યારે આપણી એ પવિત્ર પંચયોગિનીઓ પ્રત્યક્ષ અનુભવતી હતી.

ગ્રીષ્મઋતુ વર્તમાન હોવાથી સ્વાભાવિક જ ઉષ્માની અધિકતા તો હતી જ, પરંતુ આજે ત્રણ ચાર દિવસથી તો સૂર્યના તાપનો ઉત્તાપ એટલોબધો વધી ગયો હતો કે સમસ્ત સજીવન સૃષ્ટિ આકુલવ્યાકુલ થયેલી દેખાતી હતી. સર્વ જીવો જ્યારથી સૂર્યનો ઉદય થાય ત્યારથી જ સંધ્યાકાળ તથા ચન્દ્રોદયની અધીર તથા આતુર નયનોવડે પ્રતીક્ષા કર્યા કરતા હતા અને જ્યારે ઇચ્છનીય સંધ્યાનું આગમન થતું હતું, તે વેળાયે તેમના આનન્દનો અવધિ જ થતો હતો. ઉષઃકાળનો રમણીય સમય હતો અને તેથી અદ્યાપિ વિશ્વમાં કેટલેક અંશે શીતલતાનો

નિવાસ અબાધ્ય જણાતો હતો. આપણી પંચયોગિનીઓ પોતાના નિત્યના નિયમ અનુસાર ગ્રામના બાહ્ય ભાગમાં જઈ દંતધાવન તથા સ્નાન આદિ નિત્ય કર્મથી મુક્ત થઇને હમણાં જ પોતાના નિવાસસ્થાનમાં પાછી આવી હતી અને એકાગ્ર ચિત્તથી બ્રહ્મચિંતનમાં નિમગ્ન થયેલી હતી. તેમના આવ્યા પછી નંદક સ્નાન-માટે જળાશયના તીરે ગયો હતો, તે અદ્યાપિ આવ્યો નહોતો; કારણ કે, એ પંચયોગિનીઓનાં વસ્ત્રોને ધોયા પછી સ્નાન કરીને તે પાછો આવતો હોવાથી નિત્ય તેના આગમનમાં અવશ્ય એટલો વિલંબ થતો હતો કે, તેના આવતાં સુધીમાં કોઈ વાર અરુણોદય તો કોઈ વાર સૂર્યોદય પણ થઈ જતો હતો. આપણી પાંચ યોગીશ્વરીઓ ઉપર જણાવ્યા પ્રમાણે ધ્યાનમગ્ન અવસ્થામાં બેઠી હતી, એવામાં અચાનક જાણે અચલેશ્વરના મંદિરની સમસ્ત ભૂમિ ડોલતી હોયની! એવો તેમને ભાસ થયો અને તેથી તેમના ધ્યાનનો ભંગ થઈ ગયો. વામિલાએ અનંગભદ્રાને ઉદ્દેશીને કહ્યું કેઃ—

"ભગિની અનંગભદ્રા, આ પૃથ્વી જાણે કંપતી હોયની! એમ અત્યારે મને જણાય છે; મારી સ્થિરતા ચળી જાય છે અને મારા ધ્યાનનો ભંગ થઈ જાય છે."

"ગુરુવર્યા, મારા મનમાં પણ ક્યારનો એવો જ ભાસ થયા કરે છે; પરંતુ એ કદાચિત્ મારો ભ્રમ હશે, એમ ધારીને હું મૌનનું અવલંબન કરીને બેસી રહી છું; કારણ કે, જો હું બોલીશ, તો તમો સર્વના ધ્યાનનો વિનાકારણ ભંગ થશે અને જો એ મારો ભ્રમ સિદ્ધ થશે, તો મારું બોલવું અકારણ થઈ પડશે, એવી મારા હૃદયમાં ભીતિ થયા કરતી હતી. પરંતુ જ્યારે આપને પણ એવો જ અનુભવ થયો છે, એટલે હવે જણાય છે કે, પૃથ્વીના કંપનો મને થયેલો ભાસ તે મિથ્યા આભાસ તો નથી જ." અનંગભદ્રાએ પોતાના અનુભવને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવ્યો.

"અમારો અનુભવ પણ એવા જ પ્રકારનો છે; કારણ કે, પૃથ્વીના કંપના પરિણામે અમારા ધ્યાનનો પણ ક્યારનોય ભંગ થઈ ગયો છે." મન્દારિકા, કાદમ્બિની તથા ચારુહાસિનીએ પણ તેમની માન્યતાને પુષ્ટિ આપી.

વામિલા કાંઇક વિચાર કર્યા પછી ગંભીરતાથી કહેવા લાગી કેઃ "ભ્રમ કિંવા મિથ્યા આભાસ થાય, તો તે એક વ્યક્તિને અથવા બે વ્યક્તિને થાય, પરંતુ પાંચ વ્યક્તિઓને એકસમયાવચ્છેદે થયેલા એક જ પ્રકારના અનુભવને કોઈ પણ પ્રકારે ભ્રમ કિંવા મિથ્યા આભાસ તો ન જ કહી શકાય. આજે ત્રણ કે ચાર દિવસથી જેવો ઉષ્મા થયા કરે છે, તેવો ઉષ્મા આ સૌરાષ્ટ્ર ભૂમિમાં મારા જીવનકાલમાં મારા જોવામાં આવ્યો નથી અને તેથી કલ્પના કરી શકાય છે કે, ભૂમિના ગર્ભમાં અવશ્ય કાંઈ પણ વિકૃતિ થયેલી હોવી જોઇએ અને અવનીનું આ આન્દોલન તે એ આંતરિક વિકૃતિનું જ પરિણામ છે, એવી મારી માન્યતા છે. જો એ વિકૃતિ વિશેષ પ્રમાણમાં થયેલી હશે, તો મારી ધારણા પ્રમાણે મહા ભયંકર ભૂમિકંપ થશે અને તે અશ્રુતપૂર્વ ભયંકર પરિણામને લાવી બતાવશે. પરમાત્મા કરે અને આ પ્રાકૃતિક આપત્તિનો આટલેથી જ અંત આવી જાય, તો બહુ સારું."

આ વાર્તાલાપ ચાલતો હતો એટલામાં પૃથ્વીના ગર્ભમાંથી એક પ્રકારનો

કર્કશ તથા ભીષણ ધ્વનિ નીકળતો સંભળાવા લાગ્યો અને તે જાણે ભયંકર ભાવિ સંકટની પૂર્વ સૂચના આપનારો પ્રાકૃતિક નાદ હોયની! તેવો જ તે ધ્વનિથી સર્વને ભાસ થવા માંડ્યો. એ ભૂગર્ભધ્વનિને સાંભળીને અનંગભદ્રાએ વામિલાને આતુરતાથી પૂછ્યું કે:--

"આ ધ્વનિ શાનો છે અને ક્યાંથી આવે છે વારુ? કારણ કે, આવો ધ્વનિ પૂર્વે કદાપિ મારા સાંભળવામાં આવ્યો નથી."

"જ્યારે કોઇવાર ભયાનક ભૂકંપ થવાનો હોય છે, ત્યારે ક્વચિત્ તેના પૂર્વસૂચક તરીકે ભૂમિના ગર્ભમાંથી આવા પ્રકારનો ધ્વનિ ઉત્પન્ન થાય છે, એવી વિજ્ઞાનવેત્તાઓની માન્યતા છે." વામિલાએ અનંગભદ્રાના પ્રશ્નનું ઉત્તર આપ્યું.

"પરંતુ મેં સાંભળ્યું છે કે, જ્યારે એવો ભયાનક ભૂમિકંપ થાય છે, ત્યારે તેના પરિણામે કેટલીક નદીઓના પ્રવાહોની દિશાનું પરિવર્ત્તન થઈ જાય છે; જળના સ્થાનમાં સ્થળ અને સ્થળના સ્થાનમાં જળનું દર્શન થવા માંડે છે; સમતલ ભૂમિમાં પર્વત તથા પર્વતના સ્થળે સમતલ ભૂમિનો ઉદ્‌ભવ થાય છે અને મોટાં મોટાં નગરો પણ પૃથ્વીના વિશાળ ગર્ભમાં શમાઈ જતાં તે સ્થાનમાં સમુદ્રના અનન્ત જળનો વિસ્તાર થઈ જાય છે, એ શું સત્ય વાર્ત્તા છે?" અનંગભદ્રાએ ભૂકંપના વિઘાતક પરિણામને દૃઢતાથી જાણવાની ઇચ્છા દર્શાવીને પૂછ્યું.

"પરમેશ્વરની માયા અઘટિતઘટનાપટીયસી હોવાથી ઈશ્વરની સૃષ્ટિમાં અશક્ય, અસંભવનીય કિંવા અસત્ય જેવું કાંઈ છે જ નહિ અને સર્વભક્ષક કાળનો પ્રભાવ મહાવિલક્ષણ તથા અગમ્ય હોવાથી એ સર્વ સત્ય વાર્ત્તા છે અને પ્રકૃતિના એ સંહારક ચમત્કારનો આ ભૂમંડળનાં નિવાસીઓને અતઃપૂર્વ અનેકવાર સાક્ષાત્કાર થઈ ચૂકયો છે અને ભવિષ્યમાં પણ થતો રહેશે." વામિલાએ તાન્ત્રિક ભાવથી ઉત્તર આપ્યું અને વધારામાં જણાવ્યું કે: "આ વલ્લભીનગરનો પણ સદાને માટે ભૂગર્ભવાસ થવાનો હોય, તો? કારણ કે, એમ થવું પણ અશક્ય તો નથી જ. ભાવિના ભેદને આપણે જાણી નથી શકતાં અને તે એક પ્રકારે આપણામાટે હિતાવહ જ છે; કારણ કે, એથી આપણા હૃદયમાં ભયનો પૂર્વ આઘાત નથી થતો અને નિર્ભયતામાં જ આપણાં આ નશ્વર શરીરોનો અંત થઈ જાય છે."

આ ક્ષણે ભૂકંપનો એક એવો તો ભયંકર આંચકો લાગ્યો કે, તેના પરિણામે વલ્લભીપુરના ગગનચુંબિત દુર્ગનાં દૃઢ તથા વિશાળ પ્રાચીરોના ઉપરિ અર્ધ ભાગો એક કડાકા સાથે ભિન્ન થઇને નીચે તૂટી પડ્યા; કેટલાક પ્રાસાદો ધરાશાયી થઈ ગયા; નદી તથા તડાગોમાંનાં જળ ઉછળવા લાગ્યાં અને પૃથ્વી એક દોલા સમાન ઝૂલવા લાગી. એ ક્ષણે જ નન્દક દોડતો દોડતો ત્યાં આવી પહોંચ્યો અને અતિશય ભયભીત મુદ્રા તથા ભયકંપિત સ્વરથી તે પંચ યોગિનીઓને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે:--

"મહાદેવીઓ, પરમેશ્વરનો આજે આ ભૂમિપર અને આપણાપર મહાકોપ થયો છે; અને તો એમ જ જણાય છે કે, પૃથ્વીના પ્રલયનો અત્યારથી આરંભ થઈ ગયો છે. હું જળાશયમાં સ્નાન કરતો હતો એવામાં અચાનક ભૂકંપનો બળવાન્ આંચકો લાગવાથી જળાશયના જળમાં ઉછાળા આવવા લાગ્યા અને હું તીરપ્રાંતમાં આવ્યો ત્યાં તો ક્યાંકથી જાણે ઉષ્ણ વાયુનો ઝપાટો આવીને મારા શરી-

રને દગ્ધ કરતો હોયની! એવો મને ભાસ થવા લાગ્યો. એ જ સમયે આ ભગ્ન વલ્લભીપુરનાં પ્રાચીરોના તૂટી પડવાનો ભયંકર ધ્વનિ મારા કર્ણોમાં આવીને અથડાયો અને તે સાથે જળાશયથી થોડા અંતરપરની પથરીલી ભૂમિમાં એક લાંબી અને ઊંડી ફાટ પડેલી મારા જોવામાં આવી; કારણ કે, એ વેળાએ ઉષઃકાલિક પ્રકાશની સાથે અરુણોદયના પ્રકાશનો સંયોગ થતો હોવાથી અંધકારમાં અદૃશ્ય રહેલી વસ્તુઓ દૃષ્ટિગોચર થવા માંડી હતી. હું ત્યાંથી મુઠ્ઠીઓ વાળીને અહીંની પરિસ્થિતિને જોવામાટે દોડ્યો, પરંતુ ભૂમિ કંપતી હોવાથી મારાં ચરણો સ્થિર રહી શકતાં નહોતાં અને સમસ્ત માર્ગ જડમૂળથી ઊખડી ગયેલાં વૃક્ષો, પડી ગયેલાં પ્રાચીરોમાંના વિશાળ પાષાણો તથા તૂટી પડેલા પ્રાસાદોમાંની ઈંટો ઇત્યાદિથી ભરાઈ ગયેલો હોવાથી અહીં આવતાં મને જે અસહ્ય પરિશ્રમ વેઠવો પડ્યો છે, તે કેવળ મારું મન જ જાણે છે. મને તો લાગે છે કે, આજથી દશ અગીઆર વર્ષ પૂર્વે આ વલ્લભીનગરને એક આગંતુક અવધૂતે જે મહાકઠોર અભિશાપ આપ્યો હતો, તે અભિશાપની ફળીભૂતતાનો સમય આજે આવી પહોંચ્યો છે અને તેથી હવે આ સ્થાનમાં અધિક વેળા વીતાડવામાં આપણા જીવનની નિર્ભયતા નથી. હજી પણ અહીંથી નીકળી જવાનો સમય આપણા હસ્તમાં છે; એટલે જો મારી પ્રાર્થનાને માન્ય રાખતા હો, તો તો આ ક્ષણે જ આ સ્થાનને ત્યાગવામાટે તત્પર થઈ જાઓ અને પ્રયાણનો પ્રારંભ કરી દ્યો; કારણ કે, આ ભૂમિકંપ કદાચિત્ અધિક ભયંકર થાય એવો સંભવ છે; પરંતુ અત્યારે જ જો ચેતીને આપણે અહીંથી ચાલ્યા જઇશું, તો અહીંની પરિસ્થિતિ ભયંકર થવા પૂર્વે અવશ્ય કોઈ ઉપદ્રવહીન તથા નિર્ભય સ્થાનમાં પહોંચી જઇશું.”

“ભાઈ નન્દક, જો આપણે અહીંથી પલાયન કરીએ, તો અર્ધ પ્રહર કિંવા એક પ્રહર જેટલા અવકાશમાં આપણાથી કેટલોક પંથ કાપી શકાય તેમ છે વારુ?” વામિલાએ અતિશય ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી નન્દકને આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

“આપ સર્વ મંદ ગતિથી ચાલશો, તોપણ અર્ધ પ્રહરમાં બે ક્રોશનો અને એક પ્રહરમાં સાડાત્રણથી ચાર ક્રોશનો પંથ તો આપણાથી સહજ કાપી શકાશે.” નન્દકે ઉત્તર આપ્યું.

“અને એટલો પંથ કાપવાથી આપણે મૃત્યુથી સર્વથા નિર્ભય થઈ જઈશું અને આ પ્રાકૃતિક ઉપદ્રવના મુખમાં પડતાં અટકી જઇશું, એવી જ તારી માન્યતા છે કે શું? જો તારી એવી જ માન્યતા હોય, તો એ તારો પ્રમાદ છે;” વામિલાએ નન્દકના વિચારોનો પ્રતિવાદ કરીને કહેવા માંડ્યું: “કારણ કે, જ્યારે કોઈ પણ જ્વાળામુખી પર્વત ફાટે છે અથવા તો ભયંકર ભૂકંપ થાય છે, ત્યારે તેની વિઘાતકતાનો શતાવધિ ક્રોશ પર્યન્ત વિસ્તાર થઈ જાય છે અને આ પ્રાકૃતિક અનિવાર્ય આપત્તિના પંજામાં સપડાયલાં પ્રાણીઓ ભાગ્યે જ છટકી શકે છે, એ રહસ્ય તારા જાણવામાં આવેલું નથી અને તેથી જ અત્યારે તારા મુખમાંથી આવા ઉદ્ગારો નીકળતા સંભળાય છે. જ્યાં ભૂમિ ફાટવાની તૈયારીમાં અને આકાશ તૂટી પડવાની તૈયારીમાં હોય, ત્યાં મનુષ્ય અથવા અન્ય પ્રાણી છટકીને ક્યાં જઈ શકે વારુ? અવની અને આકાશ ઘંટીનું સ્વરૂપ ધારણ કરીને આ પૃથ્વીપરનાં

નાનાવિધ પ્રાણીઓને દાણાની પેઠે પીસી નાખવાને જ કટિબદ્ધ થયાં હોય, ત્યાં પછી દાણો સાજો રહી શકે, એ કદાપિ સંભવે જ નહિ. આજનો પ્રસંગ એવા જ પ્રકારનો છે. જો પરમાત્માની આપણને જીવિત રાખવાની ઇચ્છા હશે, તો આના કરતાં પ્રકૃતિનો દશગણો ઉપદ્રવ પણ આપણી કશી હાનિ કરી શકે તેમ નથી અને જો આપણા જીવનનો અંત જ થવાનો હશે, તો અહીંથી પલાયન કરીને માર્ગમાં આપણે ચાલતાં હઇશું ત્યાં જ અચાનક ભૂમિ ફાટશે અને આપણને પોતાના ગર્ભમાં શમાવી દેશે. જેનો જન્મ થયો છે, તેનું એકવાર મરણ તો અવશ્ય થવાનું જ છે, એટલે મરણને ટાળવાની ચેષ્ટા કરવી, એ એક પ્રકારની નિર્બળતા અથવા મૂર્ખતા જ છે. મારો તો એવો જ અભિપ્રાય છે કે, પરમાત્મામાં દૃઢ શ્રદ્ધા રાખીને આ સ્થાનમાં જ શાંતિથી બેસી રહેવું અને પરમાત્માનું ચિન્તન કરીને જે થાય તે જોયા કરવું, એ જ આપણામાટે અધિક શ્રેયસ્કર છે. કદાચિત્ આ શરીરોનો આ ઉપદ્રવથી નાશ થઈ જશે, તો આપણે સત્વર આ શરીરબંધનથી મુક્ત થઇને મોક્ષધામના અધિકારને પ્રાપ્ત કરી શકીશું એ આપણા માટે કાંઈ જેવા તેવા આનન્દનો વિષય નથી. અનાસક્ત આત્માઓને જીવન તથા મરણનો ભેદ હોતો જ નથી.”

આ વેળાએ અરુણોદય થયેલો હોવાથી જો કે સર્વત્ર પ્રકાશનો વિસ્તાર થયો હતો; પરન્તુ એ ક્ષણે જ ભૂકંપનો વળી પાછો એક બહુ જ બળવાન્ આંચકો લાગ્યો અને એ આંચકો લાગતાંની સાથે જ વલ્લભીપુરના મધ્યભાગમાંની ભૂમિમાં એક મોટી ફાટ પડતાં તેમાંથી ધૂમાડાના ગોટેગોટ નીકળવા લાગ્યા કે જે ધૂમાડાએ અરુણના પ્રકાશને આચ્છાદિત કરીને પુનઃ અંધકારના અધિકારની સ્થાપના કરી દીધી. આ આંચકાથી પણ કેટલાંક મકાનો તૂટી પડીને જમીનદોસ્ત થઈ ગયાં હતાં, પરન્તુ અચલેશ્વરના મંદિરના પાયા બહુ જ દૃઢ હોવાથી એ મંદિરનો કોઇ પણ ભાગ હજી નીચે તૂટી પડ્યો નહોતો; છતાં જો એવા જ બીજા પણ એક બે આંચકા લાગે, તો પછી તે પણ અચલ રહી શકશે કે કેમ, એની શંકા જ હતી. આ ભૂમિકંપ સાધારણ પ્રકારના ભૂકંપો કરતાં કાંઇક વિલક્ષણ પ્રકારનો હતો; કારણ કે, ધીમે ધીમે તેણે જ્વાલામુખી પર્વતના સ્વરૂપને ધારણ કરવા માંડ્યું હતું. ભૂમિમાં પડેલી ફાટમાંથી ધૂમાડાના ગોટ નીકળતા જોઇને શામિલાએ જીવનની આશાને સર્વથા ત્યાગી દીધી અને પોતાની સહચરીઓ તથા નન્દક આદિને ઉદ્દેશીને તે કહેવા લાગી કે:–

“આજના આ ભૂમિકંપે જ્વાલામુખી પર્વતના સ્વરૂપને ધારણ કરેલું હોવાથી હવે આ દૈવી આપત્તિમાંથી આપણો ઉદ્ધાર થાય, એ સર્વથા અશક્ય છે અને તેથી મારો એવો અભિપ્રાય છે કે, આપણે સર્વ જનોએ પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન થઇને જ આપણા પ્રાણનું વિસર્જન કરવું કે જેથી અન્ય કોઇ પણ વાસના આપણા મનમાં ન રહેવાથી આ નશ્વર શરીરોને ત્યાગવા પછી આપણો સત્વર ઉદ્ધાર થાય અને આપણા મોક્ષના માર્ગમાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન આવીને ઉપસ્થિત ન થઈ શકે.”

“હું પણ મારો એ જ અભિપ્રાય દર્શાવવાની હતી, પરંતુ એટલામાં તો આપે આ વિચારને વ્યક્ત કરી દીધો છે એટલે હવે એ વિશે અધિક ઊહાપોહ

કરવાની આવશ્યકતા નથી.” અનંગભદ્રાએ સર્વથા નિર્ભયતાના ભાવથી આ ઉદ્ગાર કાઢ્યો.

“અમોને પણ હવે એ જ માર્ગ પ્રશસ્ત દેખાય છે.” મંદારિકા, કાદંબિની તથા ચારુહાસિનીએ પણ વામિલાના પ્રસ્તાવનો સ્વીકાર કરી લીધો.

“જ્યારે આપ યોગીશ્વરીઓનો આવો નિશ્ચય છે, તો પછી આ આપનો દાસ નન્દક પણ એવી જ દૃઢતાથી મૃત્યુને સ્વીકારનાર છે.” નન્દકે ગંભીરતાથી કહ્યું.

વામિલા, અનંગભદ્રા, મન્દારિકા, કાદમ્બિની અને ચારુહાસિની મંદિરમાં જઇને ભદ્રાસનસ્થ થઇને બ્રહ્મના ચિન્તનમાં નિમગ્ન થઈ ગઈ અને તેમનાં શ્રી-મુખોમાંથી નીકળતા ‘ૐ હરિ ૐ’ એ શબ્દોનો ગંભીર ધ્વનિ અદ્યાપિ મંદિરના બાહ્યભાગમાં ઊભેલા નન્દકનાં શ્રવણોમાં આવીને ગર્જવા લાગ્યો. નન્દક પણ પોતાના સ્થાનમાં જઇને પરબ્રહ્મના ધ્યાનમાં તથા ઉક્ત મંત્રના ઉચ્ચારમાં લીન થયો અને સંસાર તથા સંસારના સર્વ ઉપાધિઓને ભૂલી ગયો.

વામિલાની કલ્પના સત્ય હતી; કારણ કે, અલ્પ સમયમાં જ ભૂમિકંપે જ્વાલામુખીના ભયંકર સ્વરૂપને ધારણ કરી લીધું અને તેના પરિણામે જે ફાટમાંથી અત્યાર સુધી કેવળ ધૂમાડો જ નીકળતો હતો, તેમાંથી હવે રાખોડીનો પ્રવાહ ફુવારામાંથી ઉડતી જલધારા પ્રમાણે ઊર્ધ્વગતિથી ઉડવા લાગ્યો અને તેની સાથે ભૂમિના ગર્ભમાંથી પાષાણો પણ બહાર આવવા માંડ્યા. એ ભૂકંપના જે આંચકાથી વલ્લભીપુરની ભૂમિમાં ભયંકર ફાટ પડી હતી, તે આંચકો વલ્લભીપુરની આસપાસ લગભગ પચાસથી સાઠ ગાઉના પ્રદેશમાં લાગ્યો હતો અને વલ્લભી-પુરની ભૂમિમાં પડેલી ભયંકર ફાટનો ધ્વનિ લગભગ ચાળીસ ગાઉ સુધી સંભળાયો હતો, એવું વિધાન કેટલીક દંતકથાઓમાં કરાયલું છે. એ આંચકાથી શત્રુંજય પર્વતના શિખરનો પાત થયો હતો અને પર્વતપરથી ભયંકર ગર્જનાસહિત પડતો વિશાળ પાષાણોના નીચે પડતાં સુધીમાં તો ચૂરેચૂરા થઈ ગયા હતા. જીર્ણ તથા વિશાળ વૃક્ષો જડમૂળથી ઉખડી જઇને મૃતમનુષ્ય પ્રમાણે આડા થઇને પૃથ્વીપર પડી ગયાં હતાં; કેટલાંક સ્થળોની ભૂમિ ઊંચી થઈ ગઈ હતી અને કેટલાંક સ્થળોની ભૂમિ ઉંડાણમાં ઊતરી ગઈ હતી; માત્ર એટલું જ નહિ, પણ એ પચાસ સાઠ ગાઉના પ્રદેશમાંનાં કેટલાંક ગ્રામોનાં ગ્રામો નષ્ટ થઈ ગયાં હતાં અને મનુષ્ય તથા પશુ આદિની પણ એટલી બધી હાનિ થઈ હતી કે અત્યારે તેનું યથાર્થ વર્ણન થવું સર્વથા અશક્ય છે. વલ્લભીપુરમાં પડેલી જ્વાલામુખી સમાન ફાટમાંથી નીકળતા ધૂમાડા અને રાખોડીથી બહુધા વીસ ગાઉ સુધી તો ભયંકર અંધકારનો વિસ્તાર થઈ ગયો હતો અને તે ધૂમાડો પણ એવો તો ઝેરી હતો કે તેનો જે કોઈ પણ પ્રાણીનાં મુખ તથા નાસિકામાં પ્રવેશ થતો હતો, તે પ્રાણીનો અલ્પકાળમાં જ અંતકાળ આવી પહોંચતો હતો. આથી પણ સહસ્રા-વધિ મનુષ્યો તથા અન્ય જીવોનો વિનાશ થઈ ગયો.

ત્રણ દિવસ સુધી એ ફાટમાંથી રાખોડી તથા પાષાણ નીકળતાં રહ્યાં અને ત્યારપછી તેમાંથી ગાળેલા સુવર્ણના ધગધગતા રક્તવર્ણ રસ જેવો એક પ્રકારનો ઉષ્ણ રસ પ્રવાહબદ્ધ બહાર નીકળવા માંડ્યો અને બાહ્ય ભાગમાં તેનો ભયંકર

તથા વિઘાતક વિસ્તાર થતાં એ દૈવી આપત્તિની પરિસીમા જ થઈ ગઈ. એ ધગધગતા અને ઊકળતા રસમાંથી જે વરાળ નીકળતી હતી તેના યોગે પૃથ્વીથી લગભગ એકસો વારની ઉચ્ચાઇપર ઉડતાં પક્ષીઓ પણ નીચે પટકાઈ પડતાં હતાં અને તે રસના પ્રવાહમાં પડીને ભસ્મીભૂત થતાં હતાં. પચાસથી સાઠ ગાઉના પ્રદેશમાં જ્યાં જુઓ ત્યાં તૂટી પડેલાં ગૃહો; ચલિત થયેલા પર્વતમાંથી ઊખડેલા પાષાણના ઢગલા; રાખોડી; મૃત્યુને આધીન થયેલાં મનુષ્યો, પશુઓ તથા પક્ષીઓનાં નિર્જીવ શરીરો; ધરાશાયી થયેલાં વિશાળ વૃક્ષો અને ભૂમિનાં થઈ ગયેલાં વિલક્ષણ તથા કલ્પનાતીત પરિવર્તનો આદિ વિનાશ અને વિનાશનાં ચિન્હો જ દૃષ્ટિગોચર થતાં હતાં. તપ્ત પૃથ્વીમાંથી નીકળતા રક્તવર્ણ ઉષ્ણ રસના પ્રવાહનો જેમ જેમ વલ્લભીનગરમાં અધિક વિસ્તાર થતો હતો તેમ તેમ ભયંકર કડાકા સહિત પૃથ્વીમાં ફાટો પડતી જતી હતી અને વલ્લભીનગરના ભગ્ન અવશેષો એક પછી એક ભૂમિના ગર્ભમાં અદૃશ્ય થતા જતા હતા. વલ્લભીપુરમાં એ તપ્ત રસનો વિસ્તાર, જાણે ત્યાં સર્વત્ર બળતા અગ્નિને જ પાથરી દેવામાં આવ્યો હોયની! તેવા પ્રકારનો જ દેખાતો હતો. સમુદ્રે પણ આ વેળાએ સંતપ્ત થઇને અત્યંત ઘોર ગર્જના કરવા માંડી હતી; સરોવરોમાં ઊભરા આવવાથી વિક્ષોભનો આરંભ થઈ ગયો હતો અને તેમની તલભૂમિ વેગપૂર્વક કંપવા લાગી હતી. અલ્પ સમયમાં જ એક વિશાળ સરોવરના મધ્યમાંથી એક ટેકરી બહાર નીકળી આવી અને તે ટેકરી માત્ર એકથી દોઢ પ્રહરના અલ્પ સમયમાં જ લગભગ સમતલભૂમિની સમાનરેષામાં આવી જતાં વિશાળ સરોવર સર્વથા અદૃશ્ય થઈ ગયું અને એક અન્ય સ્થાનમાં જ્યાં ભૂમિ ટેકરી જેવી હતી ત્યાં સરોવર જેટલો જ ઊંડો ખાડો પડી ગયો. સદ્‌ભાગ્યયોગે આ અશ્રુતપૂર્વ તથા અનનુભૂત ઉત્પાતના સમયમાં વલ્લભીપુર જનશૂન્ય અવસ્થામાં હતું, નહિ તો ત્યાંનાં નિવાસીઓનાં મૃત્યુ કેવાં ભયાનક તથા બીભત્સ પ્રકારનાં થયાં હોત, એની અત્યારે કલ્પના થવી પણ સર્વથા અશક્ય છે.

આટલો બધો ઉત્પાત થવા છતાં અદ્યાપિ કોણ જાણે શા કારણથી જે મંદિરમાં આપણી પંચયોગિનીઓ તથા નન્દકનો નિવાસ હતો, તે અચલેશ્વરનું મંદિર અચલ રહી શક્યું હતું. કદાચિત્ એ મંદિરને આટલા કાળ પર્યન્ત અચલ રાખવામાં એ પંચયોગિનીઓ તથા નન્દકની પરમાત્મશ્રદ્ધાની કઠિન પરીક્ષા કરવાનો જ પરમાત્માનો હેતુ હોવો જોઇએ, એવી કલ્પના કરી શકાય છે. પરંતુ હવે જાણે તે પરીક્ષાની પૂર્ણાહુતિ થઈ હોયની! તદ્વત્ એ અચલેશ્વરના મંદિરની અદૃશ્યતાનો સમય પણ નિકટમાં આવી લાગ્યો. પૃથ્વીમાંના ઉષ્ણ રસના પ્રવાહના ઉદ્‌ભવને બે દિવસનો અવધિ થઈ ગયા પછી તૃતીય દિવસના પ્રાતઃકાળમાં વળી પાછો ભૂમિકંપનો આગળના સર્વ આંચકાને ભૂલાવી દે તેવો કલ્પનાતીત ભીષણ આંચકો લાગ્યો, તે આંચકો લાગતાંની સાથે જ સમસ્ત વલ્લભીપુરની ભૂમિ ફાટી ગઈ અને તેમાં અન્ય સર્વ વસ્તુઓ સહિત અચલેશ્વરનું વિશાળ મંદિર પણ ભૂમિના અનન્ત ગર્ભમાં સમાઇને સદાને માટે અદૃશ્ય થઈ ગયું. વલ્લભીપુર અને અચલેશ્વરના મંદિરના ભૂગર્ભવાસ સાથે આપણી તે પંચયોગિનીઓ તથા નન્દકનો પણ ભૂગર્ભવાસ થઈ ગયો; પરંતુ લોકોના સ્મરણમાં

તો તેઓ પૂજ્ય વ્યક્તિઓ તરીકે અદ્યાપિ અમર છે અને જ્યાં સુધી પવિત્ર સૌરાષ્ટ્રનું અસ્તિત્વ છે, ત્યાં સુધી અમર રહેશે!

સૌરાષ્ટ્રમાં આવા પ્રકારનો સર્વવિનાશક ભૂમિકંપ પૂર્વે કોઈવાર થયો નહોતો અને વલ્લભીપુરના વિનાશ પછી અત્યારસૂધીમાં કોઈવાર થયો નથી; એટલે એથી અસંખ્ય જનોની અદ્યાપિ એવી જ દૃઢ માન્યતા છે કે, એ ભયાનક ભૂકંપ કેવળ અવધૂતના અભિશાપના પરિણામરૂપ જ હતો અથવા તો પરમાત્માએ અભિશપ્ત વલ્લભીપુરના વિનાશમાટે એક અપવાદ તરીકે જ જ્વાલામુખીનાં લક્ષણોવાળા એ ભૂમિકંપને ઉત્પન્ન કર્યો હતો. ગમે તેમ હો, પરંતુ એક સમયના, વૈકુંઠ સાથે પ્રતિસ્પર્ધા કરનાર અથવા તો આ મૃત્યુલોકમાંના વૈકુંઠાવતાર અપૂર્વ અને અશ્રુતપૂર્વ વૈભવશાળી વલ્લભીપુરનો એ મહાભયાનક ભૂકંપથી સદાને માટે વિનાશ થયો હતો, એ તો સર્વથા નિર્વિવાદ છે; કારણ કે, તે સ્થાનમાં ભૂકંપના પશ્ચાત્ પરિણામસ્વરૂપ ઘેલાશે નામક નદીના પ્રવાહનો માર્ગ આજે પણ વર્ત્તમાન છે. અસ્તુ.

સૌરાષ્ટ્ર તો અત્યારે પણ તે જ છે, પરંતુ ક્યાં છે તેમાં બામિલા સમાન દેવીસ્વરૂપા ચારણીઓ, અનંગભદ્રા સમાન આદર્શ બ્રહ્મચારિણી વૈશ્યદુહિતાઓ અને નન્દક સમાન સ્વામિનિષ્ઠ સેવકો? આપણે ઇચ્છીશું કે, સૌરાષ્ટ્ર ભૂમિમાં કિંબહુના સમસ્ત ભારતવર્ષમાં એવી આદર્શ અબળાઓનો ઉદ્ભવ થાય અને જેવી રીતે ભારતવર્ષના વર્ત્તમાન ઇતિહાસમાં એ દેવીઓનાં નામો સુવર્ણના અક્ષરોથી લખાયાં છે તેવી જ રીતે વર્ત્તમાન કાળની આદર્શ ભારતીય અબળાઓનાં પ્રાતઃસ્મરણીય નામો ભારતવર્ષના ભાવિ ઇતિહાસનાં પૃષ્ઠોમાં કાંચનના અક્ષરોથી લખાય!

## ઉપસંહાર

વલ્લભીનગરના વિનાશ પછીના જે અવશિષ્ટ જનોએ વલ્લભીનગરનો ત્યાગ કર્યો હતો, તેઓ માળવામાં ગયા હતા અને ત્યાં તેમણે વલ્લી, સંદેરી અથવા ચંદેરી અને નાડોલ આદિ નવીન ગ્રામો ધીમે ધીમે પોતાના નિવાસ તથા વ્યાપારમાટે વસાવ્યાં હતાં, એવાં પ્રમાણો કેટલાક ઇતિહાસોમાંથી મળી આવે છે.

રાણી પુષ્પાવતીને પ્રસૂતિમાટે તેના પિતૃગૃહે મોકલવામાં આવી હતી અને તેની પુત્રી મન્દોદરી પણ તેની સાથે હતી. વલ્લભીપુરમાંથી નીકળ્યા પછી બે માસે તેણે એક પુત્રને જન્મ આપ્યો હતો અને ચાળીસ દિવસે સ્નાન કરીને શુદ્ધ થયા પછી રાજા શીલાદિત્યની 'જો વિશ્વમાતા અંબાભવાની મને શેર માટી આપવાની ઉદારતા બતાવશે, તો હું મારી પ્રાણેશ્વરી પુષ્પાવતીને મા અંબા ભવાનીનાં દર્શનમાટે મોકલીશ, અંબા માનો ઉત્સવ કરીશ અને ત્યાં યોગ્ય દાનકર્મ પણ કરીશ!' એ પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાના વિચારથી રાણી પુષ્પાવતી પોતાના અર્ભક પુત્રને લઇને અંબામાનાં દર્શન કરવાને ગઈ અને ત્યાં તેણે અંબામાનો ઉત્સવ કરીને પુષ્કળ દાન આપ્યું! ત્યાંથી તે પોતાની પુત્રી મંદોદરી તથા પોતાના અર્ભક પુત્ર સહિત વલ્લભીપુર ભણી આવવાને નીકળી, પરંતુ માર્ગમાં જ તેને રાજા શીલાદિત્યના સ્વર્ગવાસના તથા વલ્લભીપુરની ઉદ્ધ્વસ્તતાના શોકકારક

સમાચાર મળ્યા અને એ સમાચારથી તેનાં હૃદય તથા શરીરમાં એવો તો અસહ્ય આઘાત થયો કે મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના તે ક્ષણે અને તે સ્થળેજ તેણે પોતાના શરીરને ત્યાગી દીધું અને તે મહાસતી પોતાના સ્વામીની સેવામાટે સ્વર્ગમાં જવાને આ નશ્વર સંસારમાંથી સદાને માટે પ્રયાણ કરી ગઈ. તેની સાથે જે અનુચરો તથા પુરોહિત આદિ હતા તેમણે સતીના શબને શાસ્ત્રોચિત આડંબર તથા વિધિપૂર્વક અગ્નિદાહ કર્યો. ચંદ્રાવતીમાંથી નીકળતી વેળાયે રાણી પુષ્પાવતીને તેની એક બાલીનાં કેટલાંક વચનોથી કાંઇક માઠું લાગેલું હોવાથી મન્દોદરી પોતાના અર્ભક બંધુને પાછો મેવાડમાં ન લઈ જતાં જ્યાં તેની માતાનું મૃત્યુ થયું હતું ત્યાંના એક મંદિરમાં એક વિશ્વાસપાત્ર પુરોહિતના આશ્રયમાં રહીને પોતાના તે નિરાધાર બંધુનું એક માતા પ્રમાણે લાલનપાલન કરવા લાગી અને પુરોહિતની એક વિધવા પુત્રી હતી તે પણ તેને તેના બંધુના લાલનપાલનના કાર્યમાં યોગ્ય સહાયતા આપવા લાગી. મંદોદરીએ જ્યાંસુધી તેનો બંધુ યોગ્ય વયમાં આવીને બાહુબળથી કોઈ રાજ્યનો સ્વામી ન થાય, ત્યાં સૂધી કુમારિકા અવસ્થામાંજ રહેવાનો નિશ્ચય કર્યો હતો. જે ગ્રામ પાસેના મંદિરમાં મંદોદરીએ પોતાના બંધુ સહિત નિવાસ કર્યો હતો, તે ગ્રામનું નામ વીરનગર હતું. મંદોદરી પાસે તેના માતાના તથા તેના પોતાના રત્નના અનેક બહુમૂલ્ય અલંકારો હતા એટલે તેમના નિર્વાહના તથા બંધુને યોગ્ય શિક્ષણ આપવાના કાર્યમાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન આવવાનો કિંવા ચિન્તા થવાનો તો સંભવ હતો જ નહિ. રાજા શીલાદિત્યના એ પુત્રનું નામ ગુહાદિત્ય રાખવામાં આવ્યું હતું. સમય વીતતો ગયો તેમ તેમ ગુહાદિત્યના શરીરનો વિકાસ થતો ગયો અને સોળ વર્ષના વયમાં તો તે એક પચીસ વર્ષના મહાબળવાન્ મલ્લ જેવો દેખાવા લાગ્યો. તેના શરીરની સુંદરતા, બલિષ્ઠતા તથા આકર્ષકતા તેમજ તેની બુદ્ધિમત્તા, નિર્ભયતા તથા સાહસિકતા અને વીરતા આદિ ગુણોથી ત્યાંની ભિલ્લ પ્રજાને તે એટલોબધો પ્રિય થઈ પડ્યો કે તે ભિલ્લોએ તેને પોતાના રાજા તરીકે સ્થાપ્યો અને ત્યારપછી તેના જે વંશજો થયા તે ગુહિલોત અથવા ગેહલોટ કિંવા ગોહિલ નામથી ઓળખાવા લાગ્યા. જે વેળાયે ગુહાદિત્ય રાજા થયો, તે વેળાયે મન્દોદરીનું વય ત્રીસ વર્ષ કરતાં વધારે થયેલું હોવાથી પરણવાનો વિચાર માંડી વાળીને તે આજન્મ બ્રહ્મચારિણી જ રહી હતી. એ ગુહાદિત્યનો વંશજ બાપ્પા રાવળ થયો અને તેણે મેવાડમાં પોતાના રાજ્યની સ્થાપના કરી કે જેના વંશજો મેવાડના રાણા તરીકે અદ્યાપિ વર્તમાન છે. ભાવનગર સંસ્થાનના રાજ્યકર્ત્તા તથા નાંદોદના રાજ્યકર્ત્તા ગોહિલ નામથી ઓળખાય છે અને તેઓ પણ એ ગુહાદિત્યનાજ વંશજો છે; એવો ઇતિહાસવેત્તાઓનો અભિપ્રાય છે; માત્ર એટલુંજ નહિ, પણ ભાવનગર તથા નાંદોદના રાજાઓ પોતે પણ પોતાને એ વલ્લભીવંશીય ગુહાદિત્યના વંશજોજ માને છે.

* * * * *

અત્યારે ભાવનગરથી વીસ માઇલના અંતરપર અને શત્રુંજય પર્વતથી પચીસ માઇલના અંતરપર વળા નામક ગ્રામ છે, તેજ પ્રાચીન વલ્લભીપુરની ભૂમિ છે; કારણ કે, એ વળા સ્થાનની આસપાસ જે પીલૂડીની ઝાડીનો વિસ્તાર થયેલો છે,

તે પીલુડીની ઝાડીમાં જ વલ્લભીપુરનાં ખંડીયેરો આવેલાં છે. એ ખંડીયેરો જ્યારે ચોમાસામાં ઘેલારો નદીના પૂરનું પાણી જંગલમાં ચોગરદમ ફરી વળે છે ત્યારે એકત્ર થયેલા જળના ભિન્ન ભિન્ન પ્રવાહો સમતલ ક્ષેત્રોમાં વહી જવાથી ખુલ્લાં થઈ જાય છે અને તેથી એક સમયની વિનષ્ટ તથા ભૂગર્ભવાસિની વલ્લભી સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા માંડે છે. કસ્બાના લોકોએ ત્યાંથી ઘર બાંધવામાટે ઈંટો આદિ કાટ ખોદી કાઢવાને ઘણેક ઠેકાણે ખોદીને પોલાણ કરી મૂક્યાં છે અને તે પોલાણોમાં ભીંતોના જે પાયા દેખાય છે તે બહુધા સાડાચાર ફીટની પહોળાઇના, પકવેલી ઈંટોના અને માટીથી ચણેલા હોય છે. કેટલાક ખાડાની ઊંડી ખાણો થઈ જાય છે અને તેમાંથી ખારું પાણી નીકળે છે. કહેવામાં આવે છે કે, વળા કસ્બાની આસપાસ ત્રણથી ચાર માઇલ્ સુધી ઈંટોના ચણતરનું કામ જોવામાં આવે છે. એ ઈંટોમાંની ઘણી ખરી ઈંટોની લંબાઈ સોળ ઇચની, પહોળાઈ દશ ઇચની અને જાડાઈ ત્રણ ઇચની હોય છે. વળા કસ્બાની ઉત્તરમાં એક કુંડ આવેલો છે અને તેને અત્યારે ઘોરાદમન નામથી ઓળખવામાં આવે છે. વળાના નૈઋત્ય કોણમાં એક સમતલ વિસ્તીર્ણ ક્ષેત્રભૂમિ છે અને તે શરદૃઋતુમાં લીલાછમ ઘઉંના છોડવાથી છવાયલી હોય છે. એ સ્થાનમાં મૂળ 'રત્ન તડાગ' નામક તળાવ હતું એમ કહેવામાં આવે છે અને કેટલેક સ્થળે તે તળાવની તૂટેલી પાળો હજી પણ આપણા જોવામાં આવી શકે છે. વળાની ચારે બાજૂએ વિસ્તરેલી પીલુડીની ઝાડીમાંનાં ખંડીયેરોમાંથી શિવ તથા નંદીની એનાઇટ્ પાષાણની બનાવેલી અસંખ્ય મૂર્ત્તિઓ મળી આવે છે. આ સર્વ મૂર્ત્તિઓ વિશાળાકારની હોય છે અને તેમને જમીનની સપાટી ઉપરના ચોત્રા ઉપર બેસાડેલી હોય છે; એ કદાચિત્ મૂળ દેવાલયની સપાટી હશે, એવું અનુમાન કરી શકાય છે, અને એથી એ પણ જણાય છે કે, પ્રાચીન વલ્લભીનગર ભૂમિમાં બહુ ઉંડું તો નથી જ દટાયું. શિવલિંગો તો બહુધા અખંડ જ છે, પરંતુ જે શિવલિંગોની સાથે તેમના પોઠીયા અથવા નંદી છે, તે બહુધા ખંડિત જ જોવામાં આવે છે. એક નંદીની એનાઇટ્ પાષાણની મૂર્ત્તિ છે, તે મસ્તક વિનાની છે અને તેના શરીરમાં એક ચીરો પણ છે. આ નંદી બુદ્ધેશ્વર મહાદેવના લિંગની સામે છે. વલ્લભીપુરનાં એ ખંડીયેરોમાંનાં શિવલિંગો અત્યારના શિવાલયોમાંનાં શિવલિંગો જેવાં જ હોય છે, પણ કદમાં મોટાં છે અને એનાઇટ્ જાતિના પાષાણના એક અખંડ કટકામાંથી જ ઘડેલાં છે. તે બે ફીટ ઉંચાઇની જળાધારીમાં ત્રણ ફીટની ઉંચાઈનાં અને આઠ ફીટના ઘેરાવામાં ગોળાકારે છે. એમાંનાં કેટલાંક શિવલિંગો ચતુષ્કોણથી અષ્ટકોણ થઇને પછી ગોળાકાર થયેલાં છે. અત્યાર સૂધી એવાં જે શિવલિંગોને શોધી કાઢવામાં આવ્યાં છે, તે સર્વને બ્રાહ્મણોએ ભિન્ન ભિન્ન નામો આપેલાં છે; જેમ કે, વૈજનાથ, રત્નેશ્વર અને ઈશ્વરિયા મહાદેવ ઈત્યાદિ. નંદીની મૂર્ત્તિઓ અત્યારની મૂર્ત્તિઓ કરતાં ચતુષ્પાદ પ્રાણીની બેસવાની અધિક સરસ છટાને દેખાડનારી છે અને તે પણ એક અખંડ પાષાણમાંથી કોતરી કાઢવામાં આવી છે. એ ઉપરાંત એ ખંડીયેરોમાંથી પુરાતન તામ્રલેખો, પુરાતન મુદ્રાઓ, જૂનાં વાસણો તથા એવી જ અન્ય પણ કેટલીક પુરાતન વસ્તુઓ મળી આવે છે અને તે ઇતિહાસલેખનમાટે એક ઉત્તમ સામગ્રીરૂપ થઈ પડે છે. વલ્લભીવંશના ઇતિહાસને જાણવાનું સાધન કેવળ તેમના તામ્રપટો-

તામ્રલેખો-જ છે. વલ્લભીરાજાઓના સમયના અનેક તામ્રપટો અત્યાર સુધીમાં વલ્લભીના એ અવશેષોમાંથી મળી આવ્યા છે. વલ્લભીવંશના મહાપરાક્રમી રાજાઓના શિલાલેખો ક્યાંયથી પણ મળી આવતા નથી તેનું કારણ કદાચિત્ એ હોવું જોઇએ કે, ઇસ્વીસનની નવમ શતાબ્દિ પર્યન્ત સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ) અને ગુજરાતમાં પાષાણો કરતાં તામ્રપટોને કાંઇક વિશેષ સ્થાયી માનીને અધિક ઉત્તમ માનવામાં આવતા હશે. વલ્લભીરાજાઓના તામ્રપટોમાં લખાયલાં દાનો બહુધા બ્રાહ્મણોનાં તથા બૌદ્ધોનાં દેવાલયોને અપાયલાં હોય એમ જણાય છે. એ તામ્રપટો બે ભાગમાં વિભક્ત થયેલા હોય છે અને તે બે ભાગોને ત્રાંબાની કડીઓવડે જોડી લીધેલા હોય છે. કડી ઉપર રાજાની મુદ્રા (સિક્કો) હોય છે અને તેમાં નન્દીનું ચિત્ર આલેખેલું હોય છે. નન્દીની નીચે વલ્લભીવંશના સંસ્થાપક સેનાપતિ ભટ્ટારકનું નામ લખેલું હોય છે. એ તામ્રપટોમાંના લેખ સંસ્કૃત ગદ્યમાં લખાયલા હોય છે અને તેમાં જે વર્ષમાં દાન અપાયું હોય તે વર્ષ, દાતા રાજાનું નામ, જેને દાન આપવામાં આવ્યું હોય તેનું નામ, તથા દાનમાં અપાયલા ગ્રામ કિંવા ક્ષેત્રનું નામ લખેલાં હોય છે. તેમ જ લહીઆનું નામ, જેની ભલામણથી દાન અપાયું હોય તે (દૂતક)નું નામ અને દાન કયા આપ્યું વલ્લભીપુર રાજધાનીમાં કે રાજાની જ્યા છાવણી હોય ત્યાં ('વિજયસ્કન્ધાવાર'માં), ઇત્યાદિ પણ લખેલું હોય છે. એ પછી વલ્લભીવંશના સંસ્થાપક સેનાપતિ ભટ્ટારકથી આરંભીને તે દાનના આપનાર રાજા સુધીના સર્વ રાજાઓની વંશાવળી આપેલી હોય છે, પ્રત્યેક નૃપતિના બિરુદો જણાવેલા હોય છે, દાતાની વંશાવળી પછી દાનમાં અપાયલી ભૂમિની ચતુઃસીમા આપેલી હોય છે અને અંતે 'સં' (સંવત્સર) કરીને જે વર્ષમાં દાન આપ્યું હોય તે વર્ષ અંકમાં લખી માસ તથા તિથિ (મિતિ) પણ જણાવેલાં હોય છે. એ સર્વના અંતમાં રાજાના હસ્તાક્ષરો (स्वहस्तो मम) હોય છે અને તે સાથે તામ્રપટમાંના લેખની સમાપ્તિ થાય છે. વલ્લભીવંશના અંતિમ રાજા સપ્તમ શીલાદિત્યના જે તામ્રપટો મળી આવ્યા છે, તેમાં લખાયલાં દાનો બહુધા શૈવ તથા સ્માર્ત દેવાલયોને જ અપાયલા જોવામાં આવે છે અને તેથી ઇતિહાસવેત્તાઓ એ નિશ્ચય ઉપર આવ્યા છે કે, કેટલાક લોકો એ રાજાને બૌદ્ધધર્મીય માને છે તથા કેટલાક જૈન ગ્રંથકારોએ એ રાજાને બૌદ્ધધર્મમાંથી જૈન ધર્મમાં આવેલો દર્શાવ્યો છે, તે ઉભય વાર્તાઓ નિરાધાર હોવાથી પ્રલાપરૂપ છે અને સત્ય વાર્તા તો એ જ છે કે, સપ્તમ શીલાદિત્ય શિવભક્ત હોવાથી પરમ માહેશ્વર જ હતો.

* * * * *

કેટલાક લોકોની એવી માન્યતા છે કે, ભગવાન્ શંકરાચાર્યના સમયમાં જ એટલે કે ઈ. સ. ની અષ્ટમ શતાબ્દિમાં જ ભારતવર્ષમાંથી બૌદ્ધધર્મનું ઉચ્ચાટન થતાં તે નામશેષ થયો હતો, પરંતુ એ વિધાન કાંઇક અતિશયોક્તિમય હોય એમ જણાય છે; કારણ કે, ત્યારપછી તો કેટલાંક શતકો પર્યન્ત ભારતવર્ષમાં બૌદ્ધધર્મનું અસ્તિત્વ હોવાનાં ઐતિહાસિક પ્રમાણો આપણને મળી આવે છે, અને તે પ્રમાણોથી સ્પષ્ટ જાણી શકાય છે કે, ઈ. સ. ની બારમી શતાબ્દિ પર્યન્ત તો ગમે તેવા મંદસ્વરૂપમાં હોય, તોપણ ભારતવર્ષમાં બૌદ્ધધર્મનું અસ્તિત્વ

તો હતું જ. ઈ. સ. ની બારમી શતાબ્દિમાં આર્યાવર્તપર મુસલ્માન લોકોનાં આક્રમણો થવા લાગવાં અને તે મુસલ્માનો બ્રાહ્મણધર્મ તથા બૌદ્ધધર્મના ભેદને ન સ્વીકારતાં ઉભય ધર્મોને હિન્દુધર્મના એક જ નામથી ઓળખવા લાગ્યા. બૌદ્ધોને પોતા સાથે મેળવી લેવામાટેના બ્રાહ્મણધર્મીય લોકોના ઉદ્યોગને એથી એક પ્રકારનું ઉત્તેજન મળ્યું અને કેટલોક કાળ જતાં એ ઉભય ધર્મોની સંપૂર્ણ એકતા થવાથી બૌદ્ધ ધર્મની વિશિષ્ટતાનો સર્વથા લોપ થઈ ગયો. એવી રીતે બૌદ્ધ ધર્મના હ્રાસનો આરંભ થયા પછી પણ ચાર શતકોના કાલાવધિમાં ભારતવર્ષમાંથી બૌદ્ધધર્મનો સંપૂર્ણ લોપ થઈ ગયો. કુમારિલ ભટ્ટ તથા ભગવાન્ શંકરાચાર્યે બૌદ્ધ ધર્મને ભારતવર્ષમાંથી સદાનેમાટે કાઢી મૂક્યો, એવી જે એક સાર્વત્રિક માન્યતા છે એનો અર્થ એટલો જ સમજવાનો છે કે, કુમારિલ ભટ્ટ તથા ભગવાન્ શંકરાચાર્યના સમયથી બૌદ્ધ ધર્મના હ્રાસનો શીઘ્ર ગતિથી આરંભ થયો અને ત્યારપછી બૌદ્ધ ધર્મ ભિન્ન ભિન્ન રૂપોથી બ્રાહ્મણધર્મમાં અંતર્ભૂત થવા લાગ્યો અને શનૈઃ શનૈઃ તેના પોતાના વિશિષ્ટ સ્વરૂપનો લોપ થવા લાગ્યો. સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરનારને બૌદ્ધધર્મના બ્રાહ્મણ ધર્મમાં થયેલા એ અંતર્ભાવનાં ચિન્હો અત્યારના બ્રાહ્મણધર્મમાં અદ્યાપિ સ્પષ્ટતાથી દૃષ્ટિગોચર થઈ શકે છે. પરંતુ ઈ. સ. ની અષ્ટમ શતાબ્દિમાં બૌદ્ધધર્મમાં જે ભ્રષ્ટાચારનું સામ્રાજ્ય વ્યાપેલું હતું, તેવા જ પ્રકારના કેટલાક ભયંકર ભ્રષ્ટાચારો અત્યારના ભિન્ન ભિન્ન નામોથી ઓળખાતા વૈદિક ધર્મમાં પણ વ્યાપેલા જોવામાં આવે છે એ મહાખેદનો વિષય છે. પરમાત્મા ધર્મના નામથી પ્રચલિત એ પાપોનો સત્વર પરિહાર કરો અને ધર્મગુરુઓને સદ્બુદ્ધિ આપો!



ચારતરનું

રજીસ્ટર્ડ નં. ૮૪૧-૧૦

**અસલ માલ સરકારી રજીસ્ટર્ડ**
**નં. ૮૪૧-૧૦ વાળો.**

સઘળા પ્રકારના શરીરનો દુખાવો, લકવા, સંધીવા, શૂળ, ચુંક, ઉલટી, ઝાડો, મરડો, અરૂચિ, અજીર્ણ, ખાંસી, દમ, સલેખમ, શરદી, માથાનો દુખાવો, દાંત કે દાઢનું કળતર, અવાળુનો દુખાવો, મોંમાંથી દુર્ગંધ છુટવી, મળચ આવવી, કાનનું પાકવું, પરૂ વહેવું, આંખો દુઃખવી, શરીરે સોજા આવવા, ઘા લાગવા, ઘસારા પડવા, હાથ પગમાં ચીરા પડવા, લોહીનું નીકળવું, ઘાનું પાકવું, ઘામાં જીવ પડવા, રાંઝણુ, નાસુર, પીનસ, સુરતી, બેચેની, નબળાઈ, નામર્દાઈ, હરસ, પ્રમેહ, ચાંદી, વિસ્ફોટક, બરોલ, અંડવૃદ્ધિ, પ્રદરરોગ, કોઈ પણ જાતનો તાવ, વાળો, ન્હારૂ, વિગેરે અનેક રોગ આ એકજ દવાથી તત્કાલ દુર થાય છે. વળી ભમરી, મધમાખ, વીંછી, વિગેરેના ડંખ ઉપર આ એક જાદુઈ દવા છે. માંકડ, મચ્છર, વાંદા, કરોળીયા, કસારી, ઉધઈ વિગેરે નુકશાનકારક જંતુનો નાશ કરે છે.

**કીંમત રૂ. ૧॥ પોસ્ટેજ માફ. ૭ શીશીના રૂ. ૮) પોસ્ટેજ માફ.**

**ચેતવણી.**

ચારૂતરનું અમૃતબિન્દુ વીલાયતી દવાની દરેક મોભ્ભાદાર દુકાને વેચાય છે, પરંતુ તે ખરીદ કરતાં પહેલાં લેબલ ઉપર માલીકની સહી તથા રજીસ્ટર્ડ નં. ૮૪૧-૧૦ તપાસીને ખાત્રી કરીને લેજો. એ બે નીશાની વગરનો દરેક માલ ખોટો સમજજો.

**દરેક ગામમાં એજંટો જોઈએ છીએ.**

વીગતવાર હકીકત માટે અંગ્રેજી, ગુજરાતી, મરાઠી, હીંદી, ઉર્દુ કોઈ પણ ભાષાનું કેટલોગ અરજ કરવાથી મફત મળશે.

# અમૃતબિંદુ આફીસ-નડિયાદ. (ગુજરાત)

# એક સાથે રૂ. ૧૦) ની ખરીદી કરનારને રૂ. ૩) નાં નોવેલો ભેટ.

| | |
|---|---|
| આજ કાલનું હિંદુસ્તાન ભા. ૧-૨ | ૩-૦ |
| એમ. એ. બનાકે (નવલ કથા) | ૨-૦ |
| વિલાયતના વિલાસમાં (નવલ કથા) | ૨-૦ |
| સાધુ કે સેતાન (નવલ કથા) | ૨-૦ |
| પદ્મના ભસ્મીભુત ચીત્તોડ ... | ૨-૦ |
| બાજીરાવ બલ્લાળ (ઐતિહાસીક) | ૨-૦ |
| કત્લે આમ (ઐતિહાસીક) ... | ૨-૦ |
| જગન્નાથની મુર્તી ... ... | ૨-૦ |
| પુરાતન દિલ્હી (સચીત્ર) ... | ૨-૦ |
| પાટણની પ્રભુતા (ઐતિહાસીક) | ૨-૦ |
| ચાણક્ય નન્દિની (ઐતિહાસીક) | ૨-૦ |
| ઔરંગઝેબનો ઉદય ... ... | ૨-૦ |
| નલિની કાન્ત (નવલ કથા)... | ૧-૪ |
| ડીટેકટીવ દેવેન્દ્ર... ... ... | ૧-૪ |
| સ્નેહલતા (નવલ કથા)... ... | ૦-૧૨ |
| ભાનુકુમાર (નવલ કથા) ... | ૦-૮ |
| જીવનપર પ્રકાશ ... ... | ૦-૮ |
| સંસાર સુખસાધન ... ... | ૦-૮ |
| સંગ્રામ ક્ષેત્ર (અતિ ઉત્તમ)... | ૧-૮ |
| ગુર્જરી મુંબઇની શેઠાણી ... | ૧-૮ |
| આનંદ મંદીર (નવલ કથા) ... | ૧-૮ |
| કુસુમ કળી ભા. ૧-૨-૩-૪ | ૨-૮ |
| નટવર અથવા ચંડાળ ચોકડી | ૩-૦ |
| રણ ઘેલા રજપુતો (નવલ કથા) | ૧-૮ |
| રત્નગઢની રંભા (નવલ કથા) | ૧-૮ |
| કુમુદ કળી (નવલ કથા) ... | ૧-૪ |
| જીવન શિક્ષા (ઘણુંજ ઉપયોગી) | ૧-૮ |
| પદ્મલતા (નવલ કથા)... | ૧-૪ |
| કુસુમાવતી (ઐતિહાસીક)... | ૨-૦ |
| કુંજકીશોરી (નવલ કથા) ... | ૧-૪ |
| દેશોન્નતિ (ઘણુંજ ઉપયોગી)... | ૧-૦ |
| કાવ્ય કુસુમાકર પૃષ્ઠ ૫૦૦ ... | ૪-૦ |
| કહેવતમાળા ભા.૧-૨ પૃષ્ઠ ૧૦૦૦ | ૮-૦ |
| ગુજરાત સર્વ સંગ્રહ... ... | ૨-૦ |
| ૨૦૦ વર્ષનું પંચાંગ ઘટાડેલી કીં. | ૨-૦ |
| સુડા બોતેરી (સામળ કૃત અ.) | ૨-૦ |
| બતરીસ પુતળીની વાર્તા મોટી | ૩-૦ |
| બ્રહ્મદેશની રાણી (ઐતિહાસીક) | ૧-૦ |
| અમરસિંહ ડીટેકટીવ ... ... | ૧-૦ |
| રસિક ચંદ્ર ભા. ૧-૨-૩-૪... | ૪-૦ |
| સરોજ સુંદરી (નવલ કથા)... | ૧-૮ |
| ગુલસાના (નવલ કથા) ... | ૧-૦ |
| અકબર રાજ્ય રહસ્ય ભા. ૧-૨ | ૨-૮ |
| બદીયલ જમાલપરાની વાર્તા... | ૨-૦ |
| સેલ જલાલની વાર્તા (સચીત્ર) | ૨-૦ |
| કમળ કુમારી (નારણ હેમચંદ્ર) | ૦-૮ |
| આર્ય ધર્મનીતિ (નારાયણ)... | ૦-૧૨ |
| થિયોડર પાર્કરનું જીવન (ના. હે.) | ૦-૧૨ |
| જોન સ્ટુઅર્ટ મિલનું જીવન... | ૦-૧૨ |
| સતી સીતા (ના. હેમચંદ્ર)... | ૦-૮ |
| ઉભરાઈ જતો પ્રેમ (ના. હે.) | ૦-૬ |
| બાળબોધક વાર્તા (ના. હે.)... | ૦-૮ |
| પુર્વજોની જોડે વાતચીત (ના. હે.) | ૦-૮ |
| શ્રી બુદ્ધ ચરિત્ર ... ... | ૦-૮ |
| સતી લીલાવતી નોવેલ... ... | ૧-૮ |
| દમયંતી નોવેલ... ... ... | ૧-૮ |
| ભક્ત મીરાબાઈ નોવેલ... ... | ૧-૦ |
| સુખરેલી સીતા... ... | ૧-૮ |
| જાપાનીસ જાસુસ ... ... | ૧-૮ |
| રાજા છત્ર છાલ (ઐતિહાસીક) | ૧-૮ |
| મીલન મંદીર ... ... ... | ૧-૪ |
| છત્રપતી રાજારામ (ઐતિહાસિક) | ૧-૮ |
| આંતરધ્વની (નોવેલ) ... ... | ૧-૪ |
| મેડાન્ટેલર (ઐતિહાસીક) ... | ૧-૮ |
| હું પોતે (નારણ હેમચંદ્ર)... | ૨-૦ |
| જાન કે જીગર (નોવેલ)... ... | ૨-૦ |
| ખુબ સુરત મકાર (નોવેલ) ... | ૨-૦ |
| સુરતી લાલ સચિત્ર ... ... | ૧-૦ |
| કુદરતનો ખેલ ભા. ૨ જો ... | ૨-૦ |
| લક્ષ્મીકાન્ત નવલ કથા... ... | ૧-૦ |
| લંડન રહસ્ય (ચોંકાવનાર) ... | ૧-૪ |
| લંડન રાજ્ય રહસ્ય ... ... | ૧-૮ |
| શશિબાળા (ભયંકર મઠ) ... | ૦-૧૨ |
| પ્રવાસીના પત્રો ઉપયોગી ... | ૧-૮ |
| સતી ચરિત્ર સંગ્રહ ઉપયોગી | ૨-૦ |
| અનુપ કુમારી (ઐતિહાસીક)... | ૧-૦ |
| બ્રહ્મચારિણી ... ... ... | ૧-૦ |
| ઉમાજી નાયક (લુટારો) ... | ૧-૦ |
| મારાસ્ટી કથાકુંજ ... ... | ૧-૦ |
| દિલ્હીપતી જાહાંગીર ... ... | ૧-૦ |
| મંડળ ગઢની મોહિની... ... | ૧-૦ |
| ઇંદ્રકુમાર (ભેદ ભરમથી ભરપુર) | ૧-૦ |
| રાજ્યના રીપુ ભા. ૧-૨ ... | ૨-૪ |
| રતિ શાસ્ત્ર યાને કોક શાસ્ત્ર... | ૩-૦ |
| કોક શાસ્ત્ર (અલીગઢવાળું) ... | ૧-૪ |
| કંચન ભા. ૧-૨ ... ... | ૨-૮ |
| કલાકે લક્ષ્મી (નવલ કથા) ... | ૧-૦ |
| વિનોદ વાટીકા ભા ૧-૨ ... | ૧-૮ |
| ઇન્દુકુમા[illegible] (ઐતિહાસીક) ... | ૧-૮ |
| સત્ય ધર્મજ્ઞાન શિક્ષા ... ... | ૧-૦ |

એલ, એમ. ઠક્કર કાલબાદેવી રોડ નં૦ ૭૬ મુંબઈ નં૦ ૨.

# બે અમૂલ્ય રત્નો.

## એક હાથે બંધાય છે અને બીજું ખીસામાં રખાય છે.

ઘડીયાળ વાપરવાનો ખરોજ શોખ હોય અને તે પુરોજ કરવો હોય તો સીલીનર પેટંટ "રીસ્ટ" વોચ ખરીદો.




આ ઘડીયાળો ચિત્રમાં બતાવ્યા પ્રમાણે એક રૂપીયા જેટલાં નાહાનાં, બે રૂપીયાભાર વજનમાં, મોગરાની ચાવી કાંટા ફેરવવાની ડેસીવાળાં, નાજુક, ફુલાત, અને મજબુત સાંચા કામના રોમન, અને અરેબી ડાયલના છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે બનાવેલાં છે. એક વખત ચાવી આપવાથી ૩૬ કલાક બરાબર ચાલે છે. બીલકુલ સ્લો ફાસ્ટ જતાં નથી, તેની ચાર વરસની ગેરંટી સાથે હાથે બાંધવાનો પટો, જરમનનો જેડો, લાકીટ, કોથળી, અને પેટી સાથે કીંમત.

| | |
|---|---|
| જરમન રૂપાના ... રૂ. ૫-૮-૦ | નક્કર રૂપાના ... રૂ. ૬-૮-૦ |
| ફેનસી જરમન રૂપાના... રૂ. ૬-૦-૦ | ફેનસી નક્કર રૂપાના... રૂ. ૭-૦-૦ |

બાજુમાં ફ્લીકસ કડીવાલાના રૂ. ૦।। વધારે.

સારૂં સસ્તું, શોભાયમાન, મજબુત, અને ટકાઉ કોઇ પણ જાતના ભારી કીંમતના ઘડીયાળને ટક્કર મારે તેવું ઉમદા ઘડીયાળ જોઇતું હોય તો

## પેટંટ લીવર "માસ્તર વોચ" મંગાવો.




આ ઘડીયાળો ઓપન ફેસ મેટલ કેસ, મોગરાની ચાવી, ડબલ જાડો સીસો કાચ, મીનાગરાંવાળાં ઢાંકણામાં લાલ હીરાઓથી મઢેલાં, મજબુત સાંચા કામનાં, રોમન અને અરેબીક ડાયલોનાં છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે બનાવેલાં છે. એક વખત ચાવી આપવાથી ૩૬ કલાક ચાલે છે. બીલકુલ સ્લો ફાસ્ટ જતું નથી. તેની ત્રણ વરસની ગેરંટી મળે છે. કાચ કમાન અને ડબી સાથે કીં. ફક્ત રૂ ૪ ૮-૦ ગીલ્ટ ટમસીન ફુલ જ્યુવેલ રૂ. ૫-૮-૦ વી. પી. પોસ્ટેજ રૂ. ૦-૬-૦ વધારે

રેલવે કામદારો, મીલમજુરો, સ્કુલ વિદ્યાર્થીઓ, માસ્તરો, અને ટુંકા પગારના નોકરો વિગેરેને એક આશીર્વાદ સમાન છે. તે સીવાય દરેક જાતનાં નાનાં મોટાં ઘડીયાળો મળે છે. કેટલોક મંગાવો.

આ ઘડીયાળો સ્વીટઝરલાંડનાં કારખાનામાંથી ડાયરેક્ટ લોટબંધ મંગાવવામાં આવે છે અને અમારી એકલાનીજ દુકાને મળે છે તેથીજ સસ્તાં વેચાય છે અને ઘરાકોને મનપસંદ માલ મળે છે. સખ્યાબંધ સરટીફીકેટો મળેલાં છે જે જેવાથી ખાત્રી થશે.

તા૦ ક૦—પસંદ નહી પડે તો પાછું રાખશું. રૂ. ૦-૦-૬ ટીકીટ મોકલનારને ફક્ત પ્રાઇસ લીસ્ટ મોકલીશું.

**ધી સેવીંગ વોચ કંપની અને માસ્તર વોચ ડીપો,**

**ભુલેશ્વર મુંબઇ નં૦ ૨.**

# સ્ત્રીઓનાં ખાસ દર્દો.

જેવાં કે આર્તવ દોષ, રજોદર્શન ટાઇમે થતો દુખાવો, રજોદર્શનની ન્યૂનતા, ગર્ભાશયની ગર્મીને લીધે વખતોવખત ગર્ભને નુકસાન થવું, બબ્બે ત્રણ ત્રણ વર્ષ સુધી શ્વેત પ્રદરનું વહેવું, કેટલીકને વીશ વીશ દિવસ સુધી રક્ત પ્રદરનું વહેવું, જેથી માથે અંધારી આવી, શ ર અશક્ત થવું, સિવાય છોડ, ઉપદંશ, સોજો વિગેરે હરકોઈ દર્દ માટે ત્રીશ વર્ષ કરતાં વધુ વખતથી અમારૂં દવાખાનું જુનું અને જાણીતું છે. રૂબરૂ મળો અગર પત્રવહેવાર કરવો.

## અબળા સંરક્ષક પીલ્સ નં૦ ૨

સ્ત્રીઓના આતવ દોષ, માસિકસ્રાવનું અનિયમિતપણું, માસિક સ્રાવટાઇમે થતો પેઢુનો સખ્ત દુઃખાવો, માસિક સ્રાવનું જરાતરા દેખાવું, તે સાથે પેઢુ, કમ્મર અને સાથળનું ભરાઈ જવું વિગેરે નાબુદ કરી આર્તવ નિયમિત કરે છે. પીલ્સ તથા વાપરવાની સોગઠી મળી કીં. રૂ. ૩.

## અબળા સંરક્ષક પીલ્સ નં૦ ૩

સ્ત્રીઓને સફેદ અથવા પીળા પાણીના વહેતા ઝરાને બંધ કરી પ્રદરથી પીડાઈ, થતી અશક્તિ અને ફીક્કાશને દુર કરી નવી શક્તિ બક્ષે છે. પીલ્સ તથા વાપરવાની સોગઠી મળી કીં. રૂ. ૩

## અબળા સંરક્ષક પીલ્સ નં૦ ૪

પંદર પંદર દિવસ સુધી રક્તના વહેતા ઝરાને પહેલેજ દિવસે બંધ કરી આંખે આવતી અંધારી અટકાવી થતી અશક્તિ બંધ કરે છે. પીલ્સ તથા વાપરવાની સોગઠી મળી કીં. રૂ. ૩.

**લી૦ દેશી વૈદ્ય પાર્વતીબાઈ સુરતવાળાં,**

નં. ૨૮૯ ઠાકુરદ્વાર મેડીકલ હોલ-મુંબઈ.

આજના અંકનો વધારો.

## વૈદ્ય ડાક્ટર હકીમની મદદ વગર હજારો દરદો સારાં કરી શકાય છે.

આ ચોપડી બરાબર સાચવી રાખો જરૂર વખતે ઉપયોગી થશે કારણ કે તેની અંદર હજારો દરદો જલદીથી કેમ સારા કરવાં તે બતાવવામાં આવ્યું છે.

MAHAJANS VEGETABLE

# BADSHAHI

# PAIN CURER

મહાજનનું વનસ્પતીમાંથી તૈયાર કરેલું

બાદશાહી

# પેન-ક્યુરર

( રજીસ્ટર્ડ નં ૭૯૫ )

[બાદશાહી પેનક્યુરર શબ્દ અમારા વેપારનો મારકો સરકારમાં રજીસ્ટર કરાવેલો છે.]

આ દવા પીવાથી અને બહાર લગાડવવાથી સર્વે રોગ મટી જાય છે

જેવાં કે સાધારણ ઝેરી જનતુંઓ તથા વીંછીના ડંખ. છાતીમાનો દુખાવો કંઠ વિકાર, કફ, દમ, સળેખમ, સરદી, ગળાની નળી ઉપર આવતો સોજો, બધી જાતના પેટના દુખાવા મટે, અગ્નિનો ડામ અને ચાંદા મટે, પ્રમેહ, આંટણ, ઠેસ, ચામડી છોલાઇ હોય તે મટે, બલગમવાળી ખાસી, ચાકુ છરીના ઘાવ, અંડવૃદ્ધી, સંગ્રહણી, કોલેરા, મરડો, અતિસાર શરીરનો કોઇ પણ ભાગ મરડાઇ જાય, હાડકું ઉતરી જાય તે મટે, સાધારણ ગળાનો દુખાવો, કાકડાનું આવી જવું. માથાનો દુખાવો, આદા શીશી છાતીમાં દાહ બળવી. તાવ, તાઢીયો તાવ, અજીર્ણ. વાથી અટકી જવું, ગળુ તથા પેટ એમાં પડતો સળો, બદહજમી, હોજણ ગુરદાના રોગ, હરસ, દરીયામાં પ્રવાસ કરવાથી લાગુ પડતો ઉલટીનો મરજ, કરમ, દાઝવું, બળવું. ટાઢથી શરીર ફાટવું, વાળતોડ ફોલ્લા, ગજકરણ, નખછર, ગોવર. જુની ગાંઠો. દંતશુળ, માથું દુખવુ, માથાના તથા મોહડાના તંતુઓનો દુખાવો, સંધીવા, પ્રદર. નહારૂ, માકડ, નપુંસકતા, પીલ્હા, બરોળ વીગેરે તમામ રોગ મટે છે.

# બાદશાહી રીંગ વર્મ શોપ.

ગમે તેવી દાદર આ સાબુ લગાડવાથી મટી જાય છે ને ફરી થવા પામતી નથી. કીંમત સાબુ એકના આના આઠ પો. જુદું.

વગર ઈજાએ વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ

બાદશાહી સાબુ—સફાઈથી વાળ દુર કરવા માટેજ છે.
બાદશાહી સાબુ—ચામડીનો અસલી રંગ રાખે છે. કાળી પડતી નથી
બાદશાહી સાબુ—હીંદુસ્તાનમાં હજારો દુકાનોપર મળે છે.
બાદશાહી સાબુ—વાપરનારાઓ સંપુર્ણ સંતોષ પામ્યા છે.
બાદશાહી સાબુ—ચામડીનાં તમામ દર્દ નાબુદ કરે છે.
બાદશાહી સાબુ—હર દફતે વાપરવાથી નુકસાન થતુંજ નથી.
બાદશાહી સાબુ—ગુપ્ત ભાગોના વાળ સારી રીતે કાઢે છે.
બાદશાહી સાબુ—ત્રણ સાબુના બાકસ એકનો રૂ. ૧) પો. ચારઆના
હીંદુસ્થાનમાં જગે જગે વેચવા માટે એજન્ટો જોઈએ છે.

# બાદશાહી ટૉનીક પીલ્સ.

બાદશાહી ટૉનીક પીલ્સ—નામર્દને મરદ બનાવવા માટે છે.
બાદશાહી ટૉનીક પીલ્સ—વીર્યમા વીજળીની ઝડપે વધારો કરે છે
બાદશાહી ટૉનીક પીલ્સ—સુસ્ત પડેલી નસોને સતેજ બનાવે છે
બાદશાહી ટૉનીક પીલ્સ—ફીકા ચહેરાને ગુલાબી બનાવે છે.
બાદશાહી ટૉનીક પીલ્સ—સ્મરણ શક્તિમાં વધારો કરે છે.
બાદશાહી ટૉનીક પીલ્સ—મન્દાગ્નીને સતેજ કરી ભુખ ઉઘાડે છે
બાદશાહી ટૉનીક પીલ્સ—મગજને શાંત રાખે છે.
બાદશાહી ટૉનીક પીલ્સ—વીજળીની ઝડપે કમજોરી દુર કરે છે
બાદશાહી ટૉનીક પીલ્સ—સ્ત્રીઓને તાકત આપે છે.
બાદશાહી ટૉનીક પીલ્સ—ગર્ભાશયમાં સુધારો કરે છે.
બાદશાહી ટૉનીક પીલ્સ—વાંઝીયાપણું ફીટાવી દે છે.
બાદશાહી ટૉનીક પીલ્સ—સ્ત્રી પુરૂષને એક સરખો ફાયદો આપે છે
બાદશાહી ટૉનીક પીલ્સ—બુઢાઓને જુવાનીની મજા દેખાડે છે.
બાદશાહી ટૉનીક પીલ્સ—પ્રેમી યુગલોને વાસ્તે અમૃત છે.
બાદશાહી ટૉનીક પીલ્સ—પુરૂષો માટે આનંદ બાગ છે.
બાદશાહી ટૉનીક પીલ્સ—જુવાનોને મસ્તાન બનાવે છે.

કીમત માત્ર ૪૦ ગોળીના ટ્યુબના રૂ. ૨) પોસ્ટેજ જુદું.
નમુના માટે ૮ ગોળીના ટ્યુબના રૂ. ૦॥) પોસ્ટેજ જુદું. (૩)

સોલ એજંટ—મહાજન એન્ડ કું. શેખ મેમણ સ્ટ્રીટ—મુંબઈ.

# બાદશાહી પેનક્યૂરર

સાધારણ ઝેરી જંતુઓ, જેવાકે વીંછી, મધમાખ, ભમરી, મંકોડા વિગેરેના ડંખ ઉપર બાદશાહી પેનક્યુરર ઘણી અકસીર દવા છે. ગમે તેવા ઝેરી વીંછુના ડંખ ઉપર પણ તે ખાત્રી ભરેલી દવા છે. માત્ર થોડી મિનીટમાંજ આરામ થઇ જાય છે. માત્ર એક બે ટીપાં બાદશાહી પેનક્યુરર ડંખ ઉપર લગાડી ખુબ મસળવું, તેમજ શરીરના જે ભાગમાં પીડા થતી હોય તે ઉપર પણ બાદશાહી પેનક્યુરર ચોળવું જેથી તુરત આરામ થઇ જાય છે.

છાતીનો દુખાવો:—દુ:ખતા ભાગ ઉપર દીવસમાં ત્રણ કે ચા વખત બાદશાહી પેનક્યુરર ચોળવું, ફ્લેનલ અથવા તો રૂ બાદશાહી પેનક્યુરરમાં ભીંજાવીને તે ઉપર રાખવું જો દરદ ઘણું જુનું હોય તો છાતી ઉપર પાટો બાંધવો સરદીને લીધે છાતી દુખતી હોય તો પણ બાદશાહી પેનક્યુરર દીવસમાં બે ત્રણ વખત ઘસવાથી નરમ પડી જશે.

બલગમવાળી ખાંસી.—(જો ડીપથરીઆ અગર ડીપથેરીઆ સાથે ખાંસી થયેલી હોય તો તાબડતોબ ડાકટરની મદદ લેવી) નાનાં બચ્ચાંના ગળાની અંદરથી ઉલટી થાય તેવી દવા આપીને અથવા મીઠું તેલ લગાડીને ગળામાંથી કફ બહાર કાઢી નાંખવો. પગ ગરમ પાણીની અંદર બોળવા અને પસીનો આવે ત્યાં સુધી દરદીને ગરમ ધાબળીમાં લપેટી રાખવો બાદશાહી પેનક્યુરરને ચોળવું, ૫ થી ૧૦ ટીપાં ગરમ અથવા ઠંડા પાણીમાં નાંખીને દરદીને આપવું, ઉપર પ્રમાણે ઉપચાર કરવામાં જરા પણ વખત લગાડવો નહી. કોઇ કોઇ માણસો દર ૧૫ થી ૨૦ મીનિટે બાદશાહી પનક્યુરરને એક ચમચાબાર મીઠા તેલમાં મેળવી જ્યાં સુધી ઉલટી થાય ત્યાં સુધી આપે છે.

સાધારણ ગળાનો દુખાવો અને કાકડાનું આવી જવું:—થોડી સાકર નાંખેલા ગરમ પાણીમાં બાદશાહી પેનક્યુરરના બે ચમચા નાખી તેનુ મીક્ષ્ચર બનાવી દર અડધા કલાકે તેના કોગળા કરવા બચ્ચાંઓને માટે ઉપર બતાવેલું મીક્ષ્ચર બનાવવું બાદશાહી પેનક્યુરરની અંદર ફ્લેનલને ટુકડો ભીજાવીને સુઇ જતી વેળાએ ખાસ ગળાની આસપાસ વીંટાળવે આટલું કરવા છતાં જો દરદ નરમ ન પડે તો ગરમપાણીના પ્યાલામાં બાદશાહી પેનક્યુરર નાંખી આંખ બંધ કરી અને તેનો નાસ લેવો. (5

સાધારણ તાવ તાઢીયા તાવ માટે:—પાંચ તોલા ગરમ પાણી અગર થંડુ પાણી લઇ તેમા બાદશાહી પેનક્યુરરનાં પંદર વીસ ટીપાં અને મીઠું થાય તેટલો ગોળ મેળવી બરાબર મળી જાય ત્યારે તે મિશ્રણ તાવ આવતા અગાઉ પીજવું, અને છાતી તથા પીઠ ઉપર બાદશાહી પેનક્યુરર ચોળવું દવાના પહેલા ભાગથી જો તાઢ બંધ ન થાય તો તેટલોજ ભાગ બીજો અડધા કલાક પછી દરેક વખતે સાકર નાંખી મીઠા કરેલા થંડા પાણીમાં બાદશાહી પેનક્યુરર થોડું મેળવીને પીવુ એ પ્રમાણે દવા કાળજીથી વાપરી હોય તો કઠણ ને હઠીલો તાવ જતો રહે છે. (4,

કંઠવિકાર, કફ અને દમ ઉપર:—બાદશાહી પેનકયુરર એક નાનો ચમચા બરાબર લેવું અને તેને ગરમ પાણીમાં મેળવી થોડી સાકર નાંખી દીવસમાં ત્રણ વાર લેવું. સવારે અને રાત્રે બાદશાહી પેનકયુરર છાતીએ ચોળવું. બાદશાહી પેનકયુરરની અંદર ફલેનલનો અથવા તો ગરમ કપડાનો ટુકડો પલાળી ગળાની આસપાસ વીંટાળવો. વળી ગળાના રોગની અંદર નાસ લેવાનું જેમ લખેલુ છે તેમ નાસ લેવો.

બધી જાતના પેટના દુખાવાને માટે:—થંડા અગર ગરમ પાણીમાં થોડી સાકર નાંખીને તેની અંદર બાદશાહી પેન કયુરર અડધો ચમચો ભરીને નાખવુ અને તે મીક્ષ્ચર ફાયદો થાય ત્યાં સુધી દર ૨૦-૨૫ મીનિટે લેવું. એક વરસની ઉપરના વયનાં છોકરાઓને માટે બાદશાહી પેનકયુરરનાં ૧૦ થી ૨૦ ટીપાં અડધા પ્યાલા પાણીમાં થોડી સાકર નાંખીને લેવા અને દર પાંચ અથવા ૧૦ મીનિટે ફાયદો થાય ત્યાં સુધી બાદશાહી પેનકયુરર અડધાથી આખો ચમચો ભરીને આપવો, વળી મરડાના દરદ માટે બહારથી બાદશાહી પેનકયુરરનો ઉપયોગ કરવાને જેમ લખ્યું છે તેમ કરવો

પ્રમેહ માટે:—ઠંડો યા ગરમ ગમે તેવો પ્રમેહ હોય તો ચાર દીવસ માંજ આરામ થાય છે એક તોલા ચંદનના તેલમાં દશ ટીપા બાદશાહી પેનકયુરરનાં મેળવી તે મિશ્રણ દીવસમાં બે વખત સહવાર સાંજ પતાસાની સાથે લેવું અસલી ચંદનનું તેલ શીશી એકનો રૂ. ૧)

સળેખમ અને સરદી:—સુવાની જરા આગાઉ ૨ ઓંસ ( પાંચ તોલા ) સાધારણ ગરમ પાણીમાં અડધાથી આખો ચમચો બાદશાહી પેનકયુરર નાખવું, અને તેની અંદર જરા સાકર નાંખીને પી જવુ, અને યોગ્ય જણાય ત્યાં સુધી તે મીક્ષ્ચર લીધા કરવું પગ સુકા અને ગરમ રાખવા દીવસમાં બે વખત બાદશાહી પેનકયુરર છાતી ઉપર ચોળવું એક ઓસ બાદશાહી પેનકયુરર ગરમ પાણીમાં નાંખીને તેનો બાફ લેવો. (6)

સંગ્રહણી કોલેરાને માટે:—આવા પ્રકારના રોગો ઘણું કરીને ઉનાળાની રૂતુમાં થાય છે તે દુર કરવાને માટે દરેક દસ્તની પછવાડે શાકર નાંખેલા અડધા ઓંસ ગરમ પાણીમાં અડધો ચમચો બાદશાહી પેનકયુરર નાંખીને તે મીશ્રણ લેવું. કાચું અન્ન કીવા અજીર્ણ અગર એવા બીજા કારણથી ઝાડો થયો હોય તો એરંડીયાનો જુલાબ ઉમરનું પ્રમાણ ધ્યાનમાં રાખીને ચાહની સાથે આપવો અને પછી થોડી સાકર નાખેલા અડધા ઓંસ ગરમ પાણીમાં અડધો અગર એક ચમચો બાદશાહી પેનકયુરર નાંખી અને તે મીશ્રણ ફાયદો થતાં સુધી દર અરધા કલાકે લેવું બાદશાહી પેનકયુરર પેટ ઉપર ચોળવું આટલા ઉપચાર કર્યા છતાં જો દસ્ત નરમ ન પડે, તો ગરમ પાણીમાં બાદશાહી પેનકયુરર નાંખી તેની અંદર ફલેનલનો કપડો ભીંજાવી તેને જરા નીચોવી દરદીથી સહન થઇ શકે તેવી રીતે પેટની આસપાસ લપેટવું અને તે દર અડધા કલાકે ફરીથી ભીંજાવીને કકડો બાંધવો દરદીને સંપુર્ણ વિશ્રાંતી આપવી. અને કાંજી ચોખા વગેરેનો હલકો ખોરાક આપવાની સંભાળ લેવી સંધીવાને લીધે અગર બીજા કારણને લેઇને સાંધામાં અથવા હાડકામાં દુખાવો થતો હોય અથવા લોહી જામી ગયું હોય તેને માટે રાતે સુઇ જતી વેળાએ દુઃખાવાવાળા ભાગને બાદશાહી પેનકયુરરથી ચોળવો દીવસમાં બે ચાર વખત તેજ પ્રમાણે (5)

ચોળવું, બાદશાહી પેનકયુરરમાં ફ્લેનલના ટુકડાને ભીંજવીને દુ ભાગપર લપેટવો. રોગીને આરામ લેવા દેવો.

મરડો અને અતી સારને માટે:—સંગ્રહણી અને કોલેરાના દરદ માટે ઉપર ઉપચારો લખ્યા છે તે પ્રમાણે ઉપચાર કરવા અને જો દરદનું જોર વધારે હોય તો ડાકટરની મદદ જરૂર લેવી. કારણ કે મરડો એકદમ અસાધ્ય દરદ થઇ જાય છે અને કોઇ વખત મહીનાઓના મહીનાઓ સુધી ચાલે છે. રોગીને નિયમીત હલકો ખોરાક આપવાને બહુ કાળજી રાખવી.

અગ્નિનો દાઝ અને ચાંદાને માટે:—ઈજા થએલા ભાગ ઉપર બાદશાહી પેનકયુરર લગાડવું અને દરદ મટે ત્યાં સુધી તે જગા બાદશાહી પેનકયુરરથી ભીંજવેલી રાખો, શરૂઆતમા જરા બળતરા બળશે. પણ જલદીથી દરદ કમી થશે. અને સાફ થઇ જાય ત્યાં સુધી તે ભાગ ઉપર પાટો બાંધી રાખવો. અને તે પાટાને બાદશાહી પેનકયુરરથી ભીનો રાખવો

અમલ પીત્ત, મસ્તકશુળ છાતીમાં બળવું, અજીર્ણ, સધીવા તથા કેડના રોગ, નજલા ઉપર:—બ દહજમી ઉપર જે પ્રમાણે દવા લેવાય છે તેજ પ્રમાણે એ ઉપર પણ લેવી.

આંટણ ડેસ અને ચામડી છોલાઇને ઊખડી ગઇ હોય તેને માટે જો બની શકે તો મરેલું લોહી કાઢી નાખવું અને તે ભાગને બરફ અથવા તો થંડા પાણીથી ધોઇને સાફ કરી તેના ઉપર શુદ્ધ બાદશાહી પેનકયુરરમા ભીંજાએલું કપડું લપેટવું સોજો કમી થાય ત્યાં સુધી આ રીતે ચાલુ રાખવી દવા આંખે ન અડકે તેને માટે કાળજી રાખવી.

છરી, ચાકુ વીગેરેના સાધારણ જખમોને માટે–કપડાના ટુકડાને બાદશાહી પેનકયુરરમાં ભીંજાવીને ઘા ઉપર બાંધી દેવો અને તેને રૂઝતાં સુધી બાંધી રાખવો.

શરીમાં કોઇ પણ ભાગ મરડાઈ જાય અથવા તો હાડકુ ઊતરી જાય તેને માટે:— ઇજા થએલા ભાગ ઉપર દર બે કલાકના અંતરે બાદશાહી પેનકયુરર હળવે હળવે મસલવુ અને થોડી સાકર નાંખેલાં ગરમ પાણીમાં બાદશાહી પેનકયુરર દીવસમાં બેથી ત્રણ વખત આપવું.

અંડવૃદ્ધિ:—એક તોલો દીવેલ લેઇ તેમાં ૧૦ થી ૧૫ ટીપાં બાદશાહી પેનકયુરર મેળવી રોજ સવાર સાંજ આ મિશ્રણ ચોળવાથી માત્ર થોડાજ દીવસમાં આરામ થઇ જાય છે.

હરસ ઉપર:— ગોળ અથવા દુધમાં એક ચમચી બાદશાહી પેનકયુરર નાખી દીવસમાં ત્રણ વખત પીવું, તેમજ તાજી મલાઇ અગર મીઠું તેલ થોડું લેવું તેમાં બાદશાહી પેનકયુરરનાં વીસથી પચીસ ટીપાં નાખી મલમ બનાવો ને વીકાર જે ઠેકાણે થયો હોય ત્યા લગાડવો મલાઇ તથા તેલના પ્રમાણમા બાદશાહી પેનકયુરર વધારે ઓછું મેળવી દીધાથી મલમ જોઇએ તેવો જલદ કે નરમ બની શકાય તેવો જલદ બનાવવો દવાના એક બે ભાગ પીવા પછી જરૂર પડે મલમ લગાડવો બનતા સુધી મલમ બનાવી ચોપડવાની જરૂર પડતી નથી.

બાદશાહી પેનકયુરરથી માથુ સારી પેઠે ભીનું રાખવાથી માથાનો સખતમાં સખત દુખાવો નરમ પડે છે ગુરદાના રોગ

ઉપરઃ—પંદર તોલા દુધ તથા ગોળ પ્રમાણમાં લેઇ તેમાં વીસ ટીપાં બાદશાહી પેનકયુરર મેળવી તે મિશ્રણ દીવસમાં ત્રણ વાર પીવું અને જે ઠેકાણે દુખ થતુ હોય તે જગા દવાથી ધોવી.

સસણી ઉપરઃ—મીઠું તેલ તથા બાદશાહી પેનકયુરર સરખા ભાગે લેઇ એક થઇ જાય તેમ હલાવી મેળવવું પછી છાતી ફેફસાં તથા બે ખભા-વચ્ચેનો ભાગ એ ઉપર મિશ્રણ સહવારે સાંજે સારી પેઠે ઘસીને લગાડવું એમ થોડીવાર કર્યું હોય તો આરામ થાય છે.

કલેજાના રોગ ઉપરઃ—પાણી તથા ખાંડ મેળવી તેમાં પંદર ટીપાં બાદશાહી પેનકયુરર મેળવી દીવસમાં ત્રણ વખત પીવું તેમજ બન્ને પાસ તથા ખભાના વચ્ચેનો ભાગ દરરોજ બાદશાહી પેનકયુરરથી ધોવો તથા ઘસવુ

મોઢું, ગળુ, પેટમાંના નાસુર ઉપર :—દુધમાં સાકર નાંખી અથવ પાણીમાં બાદશાહી પેનકયુરર એક ચમચી નાંખી તે મિશ્રણ દીવસમાં ત્રણ વખત પીવું અને એ મીશ્રણમાં એક ચમચી બાદશાહી પેનકયુરર નાંખી કોગળો કરવા અને બાદશાહી પેનકયુરર ગળે પણ લગાડવું.

મ્હોંઢામાં દુર્ગંધ ઉપરઃ—રોજ દાતણ કરતી વખતે દાતણના કુચ ઉપર અથવા દુથ બ્રસ ઉપર એક ટીપું બાદશાહી પેનકયુરર પાડી તેનાથી દાંત ઘસવાથી અથવા પાનમાં બે ટીપા પાડી પાન ખાવાથી અથવા ગ્લાસભર પાણીમાં બે ચાર ટીપાં બાદશાહી પેનકયુરર મેળવી તે પાણીથી દીવસમા એક બે વાર કોગળા કરવાથી મ્હોંની દુર્ગંધ દુર થઇ જાય છે.

દંતશુળ, દાંત, દાઢમાં કળતરઃ—દાંતમાંથી લોહી નીકળવું દાંત દાઢમાં કળતર, સણકા, દંતશુળ, અવાળાનું ફુલી આવવું વિગેરે દાંતન સર્વ રોગ ઉપર તત્કાળીક અસર માટે બાદશાહી પેનકયુરર ખાત્રી બરેલી દવા છે. દાંત કે દાઢમાં જ્યારે કળતર થાય છે ત્યારે એટલી બધી અસહ્ય પીડા થાય છે કે ઘડીભર દરદી દીવાનો થઇ જાય છે માથું પટકી નાંખે છે ખાવા પીવા ભાવતું નથી તેવા વખતે બાદશાહી પેનકયુરર માત્ર લગા-ડવાનીજ વારમાં આરામ થઇ જાય છે. જેઓને દાંતનો રોગ અસલથીજ હોય અથવા વારંવાર પીડા થતી હોય તેમણે હમેશાં દાંતના કુચામાં અથવા દુથ બ્રશમાં એક ટીપું પાડી દાંત ઘસવાનો નીયમ રાખવો જેથી દાંતની પીડા કદી પણ ઉત્પન્ન થશે નહીં. દાઢના કે દાંતના પોલા-ણમાં દુખ થતું હોય. તો ૨ ફાંયો (પુમડું) બાદશાહી પેનકયુરરમાં ભીંજવી અંદર પોલાણમાં ખોસી દેવો. દરદ તુરત શાંત પડી જશે.

હાફણને માટેઃ—ત્રણ ભાગ મીઠા તેલ અને ૧ભાગબાદશાહી પેનકયુરરને લઇ મેળવવું અને તેને એક બાટલીમાં ઘાલી ખુબ હલાવવું અને પછી તે મીક્શ્ચર ગળા અને છાતી ઉપર સવારે અને રાતે ઘસવું ગળાના દુખાવાની અંદર જેમ નાસ લેવાનો કહયા છે તેમ બાદશાહી પેનકયુરરનો નાસ લેવો.

કબજીયાત અજીર્ણઃ—વિકાર છાતીનો દાહ અને નળીબંધ વાયુ વીગેરેને માટેઃ—આ બધા દરદોને માટે અડધા ઔંસ ગરમ અગર ઠંડા પાણીમાં બાદશાહી પેનકયુરરના પાંચ ટીપાંનાખીને પીજવું અગર સાકરના ગાંગડામાં બાદશાહી પેનકયુરરના પાંચટીપાં નાખીને સાકરગળી જવી. (7)

કાર્ડ સાઇઝ કીંમત માત્ર રૂ ૧૦)
ફોટોગ્રાફ પાડવાના ન્યુ

# છુપા કેમેરા.




ફોટોગ્રાફ પાડતાં શીખવવાને હમો સંપૂર્ણ તૈયાર છીએ, દરેક માણસને ફોટો પાડતાં શીખાવી શકીએ છીએ-નાનામાં નાનું બચ્ચુ હોય તો તેને પણ હમે શીખવી શકીએ છીએ દોડતી ગાડી, ઉડતાં ચાલતાં પક્ષી, બેઠાં ઉભા દશ વીસ માણસ વીગેરેનો સહેલાઈથી ફોટો પાડી શકાય છે.— કેમેરા સાથે કાચ, દવા, ગાર્ડન ગ્લાસ, વ્યુફાઇન્ડર, લેન્સ શીખવાના સંપુર્ણ માહીતી સાથે કીંમત માત્ર રૂ- ૧૦) પો. જુદું.

મહાજન એન્ડ કુંપની,
શેખ મેમણ સ્ટ્રીટ—મુંબઈ.

વાધણી હેડકી ઉપર:—વાધણી એ કંઇ રોગ નથી સામાન્ય રીતે નુકસાન પણ થતું નથી તો પણ ઘણી વાર એવું બને છે કે વાધણીઓ ઉપરા ઉપરી આવેજ જાય છે. તે બંધ થતી નથી જેથી આજુ બાજુ નાઓને કંટાળો આવે છે. પણ બાદશાહી પેનકયુરરનાં બે ટિપાં જીભ ઉપર ઘસી મ્હોં બંધ કરવું ને જરા બાદશાહી પેનકયુરરને સુંઘવાથી વાધણીયોં આવતી એકા એક બંધ થઇ જાય છે.

કાનમાં સણુકા:—કાનમાંથી પરૂ વહેવુ, સણુકા મારવા, દુખાવો, કળતર સળવળાટ થવો વિગેરે કાનનાં સઘળાં દરદમાં બાદશાહી પેનકયુરર વાપરવા ભલામણ કરવી. એક તોલો ડુંગળીના રસમાં અગર તો મીઠા તેલમાં અથવા એક તોલા દારૂમાં માત્ર એક અગર બે ટીપા બાદશાહી પેનકયુરર મેળવી કાનમાં ટીપાં પાડવાં આરામ થતા સુધી કલાકે અડધા કલાકે ટીપાં પાડવાં

ખીલ ઉપર:—ઉમર લાયક થતા સ્ત્રીપુરૂષોને આ રોગ ઉભરાઇ આવે છે. જુવાનીમાં તે ઘણું દરદ થઇ પડે છે અને ખુબસુરતીમાં ફેરફાર કરી નાખે છે. તેવા પ્રસંગે જો બાદશાહી પેનકયુરરનો ઉપયોગ કરવામાં આવે તો તે વ્યર્થ જશે નહી બલ્કે ચેહેરાને પણ તે ખુબસુરત કરે છે. જુવાનીમા થતા ખીલને અટકાવી મટાડે છે. એક તોલા ગાયના દુધમાં બે ટીપાં બાદશાહી પેનકયુરર મેળવી રોજ રાત્રે સુતી વખતે મ્હોં ઉપર લગાડવું સહવારે રોજ ગરમ—દુધ સાથે બાદશાહી પેનકયુરર ઉપર પ્રમાણે મેળવી તેનાથી ચેહેરાને ધોઇ નાંખવો ને પછી સાધારણ ગરમ પાણીથી ધોઇ નાંખવો ચાર દીવસમાં ચેહેરો ખુબસુરત થશે. શીતળાના ડાગ પણ ઘણીબો વખત ઉપયોગ કરવાથી દુર થાય છે. અને ખુબસુરત ચેહેરો થાયછે.

પ્રદર ધુપણી ઉપર:૦—સ્ત્રીઓના આ પ્રાધાન્ય રોગ જે પ્રદર ગણાય છે. તે ઉપર બાદશાહી પેનકયુરર એક ચમતકારીક દવાછે રક્ત અનેશ્વેત બન્ને જાતના પ્રદર ઉપર બાદશાહી પેનકયુરર આપી શકાયછે સ્ત્રીયોને તન દુરસ્ત મજબુત બાંધાની રાખવાથી સંતતી પણ નીરોગી નીવડે છે. સ્ત્રીયોને નીરોગી બનાવવા માટે દરવર્ષે એક શીશી બાદશાહી પેનકયુરર આપવામાં આવે તો સુવાવડમાં આવનારી નબળાઇથી પણ તેમનું રક્ષણ કરી શકાય છે. સહવાર સાંજ જમ્યા પછી એક તોલો માખણ તેટલીજ સાકર મિશ્રણ કરી તેમાં બે ટીપા બાદશાહી પેનકયુરર મેળવી ચાટી જવુ ઉપરથી રૂચી પ્રમાણે દુધ પીવું માખણ ન બની શકે તો દુધ તથા દહીંની મલાઈ પણ ચાલી શકે.

દરીયામાં પ્રવાસ કરતાં લાગુ પડતો ઉલટીનો તથા માંથાના દુખારાનો રોગ:—સાકરથી મીઠા કરેલા પાણીમાં બાદશાહી પેનકયુરરના પંદરથી વીસ ટીપાં મેળવી દર કલાકે તે મિશ્રણ ફાયદો થતા સુધી લેવું.

ઉટાંટીયા માટે—બાલકોનું ઉટાંટીયું, સસણી ખરખરી બાંઝવી વીગેરે ગળાના ને છાતીના દરદ ઉપર બાદશાહી પેનકયુરર અસરકારક દવા છે. સહવાર સાંજ એક ચમચા દુધમાં એક ટીપું બાદશાહી પેનકયુરર મેળવી પીવું ને છાતી ઉપર ચોળવું અને વારંવાર બાદશાહી પેનકયુરર સુંઘ્યા કરવુ

દાદર, દરાજ, ખસ, ખરજવું:—ચામડીના દરદ ઉપર બાદશાહી પેનક્યુરર ઘણી સારી અસર કરે છે. અજમાયશ કરી જોશો. ગમે તેટલા વર્ષના જુનાં હોય તો પણ એક વખત લગાડવાથી ઘણો ફાયદો કરે છે. અને દરદ એક વખત મટયા પછી ફરી કદી થવા પામતું નથી. જે જગ્યા ઉપર દરાજ, ખસ, ખરજવું થયું હોય તે જગા ઉપર બાદશાહી પેનક્યુરર એક રૂનો ફાયો બનાવીને લગાડવું અને જો અગન બળે તો સરખા ભાગે ચંદનનું તેલ તેમાં મેળવી લગાડવું જેથી અગન બળશે નહી અને દરદ નરમ પડતું તમોને છ કલાકમાંજ દેખાઇ આવસે.

કરોળીયા:—આ એક ચામડીનો રોગ છે. મ્હોં, છાતી અને બદન ઉપર જાણે પાતળા પાતળા બાલ ઉખડી જતા હોય અને તે ભાગ ઉપર જાણે તરેહવાર આકારનાં કાંઇ ઝાંખા સફેદ ધવા નીકળી આવતાં હોય તેમ જણાય છે. આ રોગથી શરીરને કોઇ જાતની પીડા થતી નથી પરંતુ તેથી શરીરનો દેખાવ કઢંગો થઇ જાય છે તે ઉપર એક તોલા નાલીએરના પાણીમાં બે ચાર ટીપાં બાદશાહી પેનક્યુરર મેળવી રાત્રે સુતા વખતે લગાડવાથી કરોળીયા થતા બંધ થઇ જાય છે.

રાંઝણ:—આ દરદ ઘણું ખરાબ ને દરદીને ઘણું દુખ ખમવું પડે છે. ને બીલકુલ ઉઠી ફરી શકાતું નથી ઘુંટણ ઉપર જાંગમાં આ રોગ થાય છે અઠવાડીયા સુધી પથારી ઉપર રહેવું પડે છે ને બીલકુલ કરાર પડતો નથી ને દીવસ ખુટતો નથી આ રોગ ઉપર બાદશાહી પેનક્યુરર તે દરદ વાલી જગો ઉપર ચોળવાથી દરદ શાંત થતું જાય છે અને બે દીવસમાં આરામ થઇ જાય છે.

પ્લીહા બરોળ:—બરોળની ગાંઠ પેટમાં વધવાથી અનેક દરદો થવા પામે છે, તે ઉપર બાદશાહી પેનક્યુરરનો ઉપયોગ કરવામાં આવે તો તુરત આરામ થાય છે સાચાં મોતીની ભસ્મ બે આની ભાર લેઇ તેમાં બે ટીપાં બાદશાહી પેનક્યુરર મેળવી જમ્યા બાદ રોજ ખાવી. ભસ્મ હમારે ત્યાં ખાવા લાયક રૂ. ૫) ની તોલા એકના હીસાબથી મળી શકશે,

બદહજમી ઉપર:—જમવાની અગાઉ અગર જમ્યા બાદ એક કલાક પછી થોડું પાણી ને સાકર મેળવી તેમાં દશ ટીપાં બાદશાહી પેનક્યુરરનાં મેળવીને પીવું. વધુ ભારે ખોરાક લેવો નહી જમ્યાબાદ અતી શ્રમ કસરત કરવી સારી નહી.

મ્હોંમાં ચાંદાં પડવા ઉપર:—મ્હોં વાસ મારતું હોય, ચાંદા પડયાં હોય, ગરમ ખાટી તીખી વસ્તુ ખાઇ શકાતી ન હોય તેવી વખતે બાદશાહી પેનક્યુરરનો તત્કાળ ઉપયોગ કરવો. એક તોલો ચનીક બાલા ( કબાબચીની ) બારીક વાટી તેમાં બે ટીપાં બાદશાહી પેનક્યુરર મેળવી મ્હોની અંદર ચાંદાની ઉપર દબાવવું ચોપડવું અને મ્હોં ગળતું મુકવું. લાળ નીકળી જવા દેવી એવી રીતે સવાર સાંજ બે વખત કરવાથી એક દીવસમાં ફાયદો થાય છે.

ગરમી, ચાંદી વસફોટીક ઉપર:—વિષયશકતી હલકી સોબતે કુકર્મ કરવાના ફળ રૂપ આ ચેપી રોગ ઘણાઓને લાગુ પડે છે, અને તે દરદીઓ બીજાને ન જણાવી શકવાને લીધે પોતાની જીંદગી ધુળ મેળવી અફસોસ કરતાં જીંદગી ગુજારે છે. અને આ પાપનાં છાંટા પ્રસંગમાં આવતાં

નિર્દોષોને પણ લાગુ થાય છે. આટલુંજ નહીં. પણ તેવા દરદવાળા સ્ત્રી, પુરૂષોથી, જે પ્રજા ઉત્પન્ન થાય તેમને ઘણું ખરૂં આ રોગ વારસામાં મળે છે. આવા દરદીનો કોઇ પડછાયો લેતું નથી. આ ચેપી રોગ જો જાણવામાં આવે તો તુરત વેળા બાદશાહી પેનકયુરરનો ઉપયોગ કરે તો તે દરદ તુરત નાબુદ થાય છે ને ફરી જન્મ પામતું નથી. સારસા પરેલાના દરેક ભાગમાં બાદશાહી પેનકયુરરના બેબે ટીપા મેળવીને પીવું. લીમડાની લીંબોળીઓના દશ તોલા તેલમાં પાવલીભાર બાદશાહી પેનકયુરર મેળવી લગાડવું લીંબોળીઓનું તેલ અને ઉંચું સારસાપરીલા ક્યારે ત્યાંથી પણ મળી શકશે.

નાસુર પીન્નસ, નાકનું છોડ ઉપર;—આ રોગ અસાધ્ય હોવા છતાં જલદી મટી શકતો નથી. નસકોરાં અને આંખ વચ્ચેની બારીક નળીયો હોય છે. નળીઓ રસ્તેથી આંખનો મેલ નાકમાં આવે છે. અને આ નળીયોમાં અવરોધ થવાથી આ રોગ ઉત્પન્ન થાય છે. તે ઘણો દુખદાયક અને કંટાળા ભરેલા રોગ છે. કામધંધા ઉપર બરાબર લક્ષ ન રહે જે ઉપર બાદશાહી પેનકયુરર અને મીઠું તેલ બન્ને સરખા ભાગે મેળવી રૂનો ફાયો તેમાં ભીંજાવી કરી નાસુરવાળા ભાગમાં રહી શકે તો મુકી દેવો અને ન રહી શકે તો દીવસમાં ત્રણ ચાર વખત લગાડવાથી અને બાદશાહી પેનકયુરરની શીશી વારંવાર સુંઘ્યા કરવી જેથી તરત આરામ થયા છે.—

ટાઢથી બળી જવું ચામડીનું ફાટવું.:—દાઝવું, બળવું. આગ બળવી નરમ પડે દુખ જતું રહે ત્યાં સુધી જખમી થયેલી જગ્યા ઉપર બાદશાહી પેનકયુરરથી ધોઇ નાખવું પછી, રાળ, મીણ, મીઠું તેલ સરખા ભાગે લેઇ તેની મેળવણી કરવી. તેને જરા આંચ ઉપર ઊનુ કરવું ને બરાબર મલમની પેઠે તે મિશ્રણ થયા પછી જખમ ઉપર લગાડવું ને દરરોજ બાદશાહી પેનકયુરરથી તે જગ્યા ધોઇ નાખવી.

હવા સુધ્ધી ઉપર—જ્યાં માંકડ, મછર, કસારી, કરોળીયા, ઉધઇ, કીડી વાંદા ઇ. ખરાબ હવાનાં પેદા કરનાર જંતુઓ નસાડી મુકવામાં આવે ખરાબ હવા શુદ્ધ કરવામાં બાદશાહી પેનકયુરર જેવી વસ્તુ કોઇ છેજ નહીં. બાદશાહી પેનકયુરર સાથે સાબુનું પાણી મેળવી છાંટવાથી તમામ જીવ જંતુ નાશ પામે છે ને હવા શુદ્ધ રહે છે. તેમજ બત્તી કરી સળગાવવથી ઘરમાં ખુલ્લી શીશી મુકવાથી અને ઠેકાણે ઠેકાણે ચોપડવાથી હવા શુદ્ધ થાય છે. ખરાબ હવા ફેલાઇ હોય ત્યારે માંકડ, મચ્છર ઇત્યાદી જીવ જંતુ નસાડવા માટે જરૂર બાદશાહી પેનકયુરરનો ઉપયોગ કરવો.

નપુંશકતા ઉપર;—હસ્ત દોષ સૃષ્ટીવીરૂદ્ધ કર્મ, અતિશય વિહાર, રાતના વખત હલકી મોજના, વીચાર, બીભત્સ વાચન, પ્યારનાં ચીત્રોનુ અવલોકન અને હલકી સોબતમાં વીર્યનો અઘટીત રીતે નાશ થઇ આ નામર્દીનો રોગ જન્મ પામે છે. ધાતુનું પાતળુ પડવાથી નસો ઢીલી પડી જઇ શીથલતા પ્રાપ્ત થાય છે. તે વખતે એક તોલા મીઠા તેલમાં બાદશાહી પેનકયુરરના બે ટીપાં નાખી તમામ નસો ઉપર ચોળવું જેથી ઇંદ્રીયો પોતાનું કામ શરૂ કરે અને દરરોજ ત્રણ ખવદુ બાદશાહી પેનકયુરર દશ ટીપાં પાણી સાથે મેળવી પીવું ને ઉપરથી તધ પીવું જેથી નામર્દીની તમામ ફરીયાદ ચાર દીવસમાં દુર થાય છે.

વાળો, ન્હારૂ ઉપર:—ન્હારૂ અગર વાળા બંને એકજ જાતના સુતરના તાર જેવા કીડા છે. ખરાબ પાણીની મારફત આ જીવનો જન્મ થાય છે. શરીરના કોઇપણ ભાગમાંથી તે પોતાની ડોક ઉચી કરે છે. તે તાણી કાહતાં તુટી જાય છે. એને બાંધી ન લેવાથી તે પાછો અંદર જતો રહે છે. માટે સાચવીને દેખાય તો બાંધી લેવો ને તુટે નહીં તેમ તે કાળજી રાખવી આ જીવ તુટી જાય અગર અંદર પસીજાય તો એક જગોથી અનેક જગો ઉપર પોતાના મોઢા કાઢે છે. આવા સમયે હીંગનો અરક અને બાદશાહી પેનકયુરર સરખે ભાગે મેળવી ચમચો પાણી નાખી દીવસમાંત્રણ વખત પીવું આવી રીતે ઉપચાર કરવાથી ન્હારૂને બાળી નાંખેછે,

બાદશાહી પેનકયુરર:—મોટી બાટલી કીંમત રૂ૦ ૧) પોસ્ટેજ જુંદુ

બાદશાહી પેનકયુરર મોટી બાટલી ડજન એકના રૂ. ૯ પોસ્ટેજ જુંદું. બાદશાહી પેનકયુરર ખરીદતી વખતે નામ તપાસી ખરીદ કરવું આગળ કહી ગયા પ્રમાણે આજ કાલના વેપારી ઠગાઈ કરે છે.

બાદશાહી પેનકયુરર સર્વે દવાવાળાઓ પાસેથી મળે છે

# બાદશાહી. રામા ટૉજન.

બાદશાહી રામાટૉજન હરહમેશ સેવન કરવ થી ૨૦ ઘોડાની શકતીવાળી મોટર ગાડી અટકાવી શકે છે.

મગજને શાન્ત રાખી યાદશકતીમાં વધારો કરે છે. ચહેરો હરહ મેશ હસમુખો ખુબસુરત રાખે છે. આ દવા બનાવવામાં કેશર, કસ્તુરી, બરાસ, ઇલાયચી, જાવંત્રી, મરી, તજ, સુંઠ, દ્રાક્ષ વીગેરે વસ્તુઓનો (2) સમાવેશ કરવામાં આવ્યો છે. સ્વાદ પણ ઘણો ઉતમ છે. હરહમેશાં સેવન કરવાથી ક્ષય. દમ, જુની ખાંસી, અરૂચી, અશક્તિ દુર થાય છે. આ દવા તાકત વધારવામાં અદભુત છે કીમત બાટલીના રૂ. ૨) પો. ૭ આના નમુનાની બાટલી કી- ૦-૧૨-૦ પો. ચાર આના.

## ચેહરાની ખુબસુરતી વધારવા માટે

# બાદશાહી બ્યૂટી વોટર.

શ્યામ ચહેરાને લાલ ગુલાબી બનાવવા માટે, ખીલ ચાઠાં પડેલ મ્હોડાને ખુબસુરત બનાવે છે કીમત બાટલી એકના બારઆના, પો.જુદું.

હીંદુસ્થાનમા સોલએજંટ મહાજન એન્ડ કું૦ મુંબઈ

આ ગામમાં મળવાનું ઠેકાણુ

વીઠલ પ્રેસ મારવાડી પોલીસ ચોકી સામે—મુંબઇ.

